હાજી સુલેમાન લોધીઆ ગ્રંથમાળા નં. ૪.

# મિરાતે સિકંદરી.



( સિકંદર કૃત ગુજરાતના સુલતાનનો ઇતિહાસ. )



ભાષાન્તરકર્તા

આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ.–ભરૂચ.

મુંબઇ ઇલાકાનું સરકારી કેળવણી ખાતું.

( ખગોળવિદ્યા, ભૂગોળવિદ્યા, વગેરેના કર્તા. )



પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી—અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.



કિંમત એક રૂપીઓ.

મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળાનો

# ઉપોદ્ઘાત.

---

મુસલમાન કોમમાં સાંસારિક રીતરીવાજોમાં સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પસાર થાય તેવાં પુસ્તકો ઇનામ આપીને રચાવવા માટે કાઠીઆવાડના ધોરાજી ગામના વતની અને વેપાર અર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમાં રહેતા તથા "પૃથ્વી પ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્તા મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆએ રૂ૦ ૨૫૦૦ ) ની ત્રણ ટકાની સરકારી પ્રામીસરી નોટો સન ૧૯૦૩ માં સોસાઇટી હસ્તક સોંપી હતી. ફંડની આવકમાં કાયમનો વધારો થાય તે માટે સોસાઇટીએ તેજ સાલમાં સદરહુ નોટો વેચી તેનાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં સવાચાર ટકાનાં રૂ. ૨૨૦૦ ) નાં ડીબેંચરો લીધાં છે. તેના વ્યાજમાંથી "મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા"ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છેઃ—

| | |
|---|---|
| ૧. મુસલમાનોની રાજકીય તથા વિદ્યા સંબંધી ચઢતીનો ઇતિહાસ અને તેમની પડતીનાં કારણો... | ૦—૨—૦ |
| ૨. ઇસ્લામનો ભરતીઓટ. ... ... ... | ૦—૮—૦ |
| ૩. સર સૈયદ એહેમદનું જીવન ચરિત્ર. ... ... | ૦—૮—૦ |
| ૪. મિરાતે સિકંદરી ... ... ... ... | ૧—૦—૦ |

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી ઑફિસ,
અમદાવાદ, તા. ૨૫–૭–૧૯૧૪.

# ભાષાન્તર કર્તાનો ઉપોદ્‌ઘાત.

ઇ. સ. ૧૮૯૬માં સાક્ષર બાળાશંકર ઉલ્લાસરામ કંથારીયાએ "ઇતિહાસમાલા" નામના ચોપાનીઆમાં ફારસીમાં લખાયલા ઇતિહાસોના ગુજરાતીમાં ભાષાંતર કરવાનો સ્તુતિપાત્ર પ્રયત્ન શરૂ કર્યો હતો. ઇતિહાસમાલાના પહેલા પુસ્તકમાં જે ચાર ગ્રંથો શરૂ કરવામાં આવ્યા હતા તે (૧) આઇને અકબરી, (૨) તવારીખે ફિરિસ્તા, (૩) મિરાતે સિકંદરી અને (૪) તુઝકે જહાંગીરી હતા. એ ઇતિહાસમાલા એમણે જુનાગઢના નવાબ સાહેબને અર્પણ પણ કરી હતી. કેટલાક કારણોને લીધે એ ઇતિહાસમાલા થોડાજ અંકમાં બંધ થઇ હતી. જો એમનો સ્તુતિપાત્ર પ્રયત્ન જારી રહ્યો હોત તો ગુજરાતને સારા સારા ફારસી ઇતિહાસોનો લાભ મળ્યા વગર રહેત નહિ. ગુજરાતી સાહિત્યમાં આ ગ્રંથોના ભાષાંતરની ખોટ પુરી પાડવાની ઉમેદથી ભાષાંતરકર્તાએ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને નવેસરથી આખા ગ્રંથનું ફારસી પરથી ભાષાંતર કરાવવાની વિનંતિ કરી હતી. એ વિનંતિ સોસાઇટીએ સ્વીકારી હતી અને આખા પુસ્તકનું ફારસી પરથી ભાષાંતર કરવા સુચવ્યું હતું જે માટે હું સોસાઇટીનો ઉપકાર માનું છું. વળી આવા ઉપયોગી ગ્રંથનું ભાષાંતર કરાવવાથી ગુ. વ. સોસાઇટીએ આખા ગુજરાતના લોકો પર ઉપકાર કર્યો છે એમ કહીશું તો ખોટું નથી. કારણ કે ગુજરાતનો આવો લખાયલો ઇતિહાસ હજુ સુધી જડયો નથી. ગુજરાતના હિંદુરાજાના સમયનો ઇતિહાસ તામ્રપત્રો, સિક્કા, અને બીજા ઐતિહાસિક ગ્રંથો પરથી તૈયાર કરવામાં આવ્યો છે પણ મુસલમાની ઇતિહાસ મુસલમાન ઇતિહાસ લખનારાના ગ્રંથ પરથીજ તૈયાર કરવામાં આવ્યો છે.

આ ઇતિહાસ અમદાવાદની સલતનતની શરૂઆતથી તેની આખેર સુધીનો છે. અમદાવાદની સલતનતને લગતા દશ ઇતિહાસ લખાયલા છે પણ આ ઇતિહાસોમાંના ઘણા અપૂર્ણ છે.

૧. મુઝફ્ફરશાહી નામે ઇતિહાસ ઇ. સ. ૧૩૯૧ થી ૧૪૧૧ સુધીનો છે અને તેમાં ઝફરખાન ઉર્ફે મુઝફ્ફરશાહ પહેલાના સમયનો ઇતિહાસ છે.

૨. અહમદશાહી. એમાં મજકૂર મુઝફ્ફરશાહના પૌત્ર સુલતાન અહમદ શાહના સમયનો ઇતિહાસ (૧૪૧૧–૧૪૪૧) પદ્યમાં લખાયલો છે. આ બે ઇતિહાસની પ્રતો જોવામાં આવતી નથી.

૩. તબકાતે મહમુદશાહી–એમાં ઉપલા બે પુસ્તકોના સારાંશ ઉપરાંત સુલતાન મહમુદ બેગડાના વખતનું વર્ણન ઇ. સ. ૧૫૧૧ સુધીનું છે.

૪. મુઝફ્ફરશાહી (બીજી)–એમાં બીજા મુઝફ્ફરશાહના સમયનો ઇતિહાસ એટલે ૧૫૨૧ સુધીનો ઇતિહાસ છે.

૫. બહાદુરશાહી—એમાં ઉપલા ઇતિહાસના સાર ઉપરાંત સુલતાન બહાદુરશાહના આખર વખત સુધી એટલે ઇ. સ. ૧૫૩૬ સુધીનો ઇતિહાસ લખાયલો છે.

૬. તુહફ્-એ–સઆદત—એ પુસ્તક આરામ નામના એક કાશ્મીરી વિદ્વાને સુલતાન છેલ્લા મહમૂદના અમલની શરૂઆતમાં રચ્યો છે.

૭. કિતાબુલ મઆસિરિએ મહમૂદશાહી–એમાં ઇ. સ. ૧૫૫૪ સુધીનો ઇતિહાસ છે.

૮. મુઝફ્ફરશાહી ત્રીજી અથવા તારીખે ગુજરાત એમાં મજકૂર બહાદુરશાહથી તે ગુજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજાના અંત સુધીનો એટલે કે અકબર પાદશાહે ઇ. સ. ૧૫૭૩ માં ગુજરાત લીધું ત્યાં સુધીનો છે.

૯. મિરાતે સીકંદરી—આ ગ્રંથ વિષે આગળ કહેવામાં આવશે.

૧૦. મિરાતે અહમદી—ઇ. સ. ૧૭૬૦–૬૧ માં અમદાવાદના જાગીરદાર મીરઝાઅલી મુહમુદખાં બાદશાહી દીવાને દિલ્હીના શહેનશાહ શાહઆલમ બીજાના વખતમાં તૈયાર કર્યો હતો.

આ પ્રમાણે ગુજરાતના દસ ઇતિહાસ લખાયલા છે. તે સિવાય નીચેના ચાર ઇતિહાસો હિંદુસ્તાનના છે તેમાં પેટા વિભાગ તરીકે ગુજરાતનો ઇતિહાસ આવેલો છે.

| | |
|---|---|
| ૧ તબકાતે અકબરી. | ૩ આઇને અકબરી. |
| ૨ તારીખે અલફી. | ૪ તવારીખે ફિરિસ્તા. |

આ ગ્રંથ (મિરાતે સિકંદરી) ઘણો અગત્યનો હોવાથી એનું અંગ્રેજીમાં ભાષાંતર કરવા મી. એડવર્ડથોમસે સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇંડીયાને અરજી કરી હતી અને તે ઉપરથી સરકાર તરફથી મદદ આપવાનો ઠરાવ થયો હતો. આનું ભાષાંતર પ્રોફેસર ડોસનને સોંપવામાં આવ્યું હતું. એનું ભાષાંતર છાપખાનામાં હતું અને લગભગ પુરૂં થયું હતું તે અરસામાં એકાએક એ દેવલોક થયા. ત્યાર પછી સર ક્લાઇવ બેલીને એ પુસ્તક પુરૂં કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. પણ એવામાં હૈદ્રાબાદના સર સાલારજંગ તરફથી નવી પ્રત મળવાથી એમને ડોસનના ભાષાંતરમાં ઘણો ફેર માલમ પડયો અને તેથી તેમણે નવેસરથી ભાષાંતર કરી પુસ્તકના આકારમાં છપાવ્યું. બેલી સાહેબનું ભાષાંતર પણ મહમૂદ ત્રીજા સુધીનું છે. છેલ્લા બે સુલતાનના સમયના ઇતિહાસનું ભાષાંતર એમના અકાળ મૃત્યુને લીધે બની શક્યું નહોતું.

આ કારણને લીધે કાઠિઆવાડના પોલીટીકલ એજંટ કર્નલ વોટસને પોતે આ આખા પુસ્તકનું અંગ્રેજીમાં ભાષાંતર કરવાનો વિચાર કર્યો હતો પણ અતિશય કામના બોજાને લીધે તથા નાદુરસ્ત તબીએતને લીધે એ કામ પોતાથી બન્યું નહિ ત્યારે એમણે મી. ફઝલુલાહ લુતફુલા ફરીદી ને એ કામ લેવાનું સુચવ્યું. તેમણે ઘણી મહેનતથી આ પુસ્તકનું સંપૂર્ણ ભાષણ કર્યું છે.

આ ગુજરાતી ભાષાંતર ભાષાંતરકર્તાએ અસલ ફારસી ગ્રંથ પરથી કર્યું છે અને જેમ બને તેમ ફારસી પુસ્તકને વળગી રહી કર્યું છે તેથી અંગ્રેજી ભાષાંતરથી કેટલોક ફેર માલમ પડશે. આ ભાષાંતર કરવામાં અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલા ભાષાંતરોનો પણ ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેથી તે દરેક ભાષાંતરકર્તાનો ઉપકાર માનવામાં આવે છે.

ભરૂચ,
જુલાઈ સને ૧૯૧૪. } આત્મારામ મોતીરામ દીવાનજી.

# શુદ્ધિ પત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૫ | ૧૩૮૯ | ૧૩૮૮ |
| ૧૯ | ૪ | ૧૪૧૧ | ૧૪૧૦ |
| ૨૩ | ૪ | ૧૪૧૧ | ૧૪૧૦ |
| ૨૩ | ૭ | ૧૪૧૧ | ૧૪૧૦ |
| ૧૫૨ | ૧૭ | ૧૯૧૭ | ૯૧૭ |
| ૨૧૯ | ૬ | ૧૫૨૬ | ૧૫૨૫ |
| ૨૨૩ | ૭ | ૧૫૨૬ | ૧૫૨૫ |

# મિરાતે સિકંદરી.

મિરાત એટલે આરસી અને સિકંદરી, સિકંદર જે ગ્રંથકર્તાનું નામ છે તે ઉપરથી સિકંદરી—એટલે આ ચોપડીના નામનો અર્થ સિકંદરની આરસી થાય છે. ગ્રંથકર્તા પોતાના ઉપોદ્ઘાતમાં જણાવે છે કે જેમ આરસી કોઇની પણ તરફેણ રાખ્યા વગર જે ખરી પ્રતિમા છે તે બતાવે છે તે પ્રમાણે ગ્રંથકર્તાએ પણ કોઇની તરફેણ કર્યા વગર દરેક સુલતાનનાં સારાં નરસાં કૃત્યોનો ચિતાર આપવા પ્રયત્ન કર્યો છે.

ગ્રંથકર્તાનો જન્મ હિ. સ. ૯૬૧ ( ઇ. સ. ૧૫૫૩ ) માં જે વર્ષમાં સુલતાન મહમુદ ત્રીજાને મારી નાખવામાં આવ્યો તેજ વર્ષમાં મહમુદાબાદમાં થયો હતો એમ એ પોતે જણાવે છે. આ ઇતિહાસ એણે હિ. સ. ૧૦૨૦ (ઇ. સ. ૧૬૧૧)માં લખેલો છે એટલે કે તે વખતે એની ઉંમર લગભગ ૫૮ વર્ષની હતી. એવી પાકી ઉંમરે માણસ ઇતિહાસ જેવો વિષય દરેક બાજુથી શોધખોળ કરી લખી શકે છે. એના બાપનું નામ મહમુદ ઉર્ફે મનજુહ હતું. જે વખતે હુમાયુન પાદશાહે હિ. સ. ૯૪૧ ( ઇ. સ. ૧૫૩૪ ) માં ગુજરાતના સુલતાન બહાદુરશાહ પર ચઢાઇ કરી હતી તે વખતે તે હુમાયુનની સાથે ગુજરાતમાં આવ્યો હતો અને બાદશાહી પુસ્તકશાળાના ઉપરી તરીકે જોવામાં આવે છે. મનજુહની જન્મભૂમિ કઇ છે તે સ્પષ્ટ જણાતું નથી, પણ તે વખતે મનજુહે તારીખે બહાદુરશાહીના ગ્રંથકર્તાની જીંદગી અસલ દોસ્તીને લીધે બચાવી હતી. તારીખે બહાદુરશાહીનો ગ્રંથકર્તા ગુજરાતનો ઉમરાવ હોવો જોઈએ અને આ ગ્રંથકર્તા ગુજરાતના સુલતાનો પ્રત્યે જે પ્રીતિ બતાવે છે તે ઉપરથી એનું કુટુંબ અસલ ગુજરાતી હોવું જોઇએ એવું માત્ર અનુમાન થઇ શકે છે.

એટલું તો સ્પષ્ટ જોવામાં આવે છે કે બહાદુરશાહે મોગલોને ગુજરાતમાંથી હાંકી કાઢ્યા ત્યારે મનજુહ ગુજરાતના સુલતાનની નોકરીમાં રહ્યા અને તેણે બુખારાના કોઇ સૈયદની નોકરી લીધી હતી. સૈયદ બુખા-

રેકના મરણ પછી અને સુલતાન અહમદ બીજાના અંધાધુધીના વખતમાં આ લખનાર સૈયદ મીરાન અને ઇતિમાદખાનના પક્ષમાં જોવામાં આવે છે. અકબરના ગુજરાત લીધા પછી સિકંદરે ગુજરાતના મોગલ સુબાઓની નોકરી કરેલા જણાય છે. બુખારી સૈયદો સાથેના પોતાના કુટુંબના સંબંધને લીધે તે બુખારી સૈયદોની વખતોવખત પ્રસંશા કરે છે અને એમના વિષેના હેવાલ ઘણી વિગતથી લખેલો છે. વળી સૈયદો તથા ફકીરો તરફ પણ એની લાગણી સારી હોવી જોઇએ કારણ કે પુસ્તકના ઘણા ભાગમાં સૈયદોનાં વૃત્તાન્ત ઘણા માનની લાગણીથી લખેલા છે.



# અનુક્રમણિકા.

# મિરાતે સિકંદરી.

## સિકંદરકૃત ગુજરાતના સુલતાનોનો ઇતિહાસ.

### ઉપોદ્ઘાત્.

કુરાનમાં ખોદાના કેવાં સુંદર શબ્દો છે કે "ખોદાની, તેના પેગંબરની અને તમારામાંથી જે હુકમ કરનાર એટલે રાજા હોય તેની તાબેદારી કરો." સર્વે મનુષ્યોમાંથી એક જણને જેણે રાજા નીમ્યો હોય તેવા અલ્લાને સ્તુતિ કરીને અને તેના પેગંબર મહમદ તથા તેમના દોહિત્રાઓ અને તેમનાં પરીજનોનું સ્તવન કરીને અકબરનો પૌત્ર અને મહમ્મદ ઉર્ફે મંજહુનો પુત્ર ગરીબ સિકંદર કહે છે કેઃ—

અત્યાર સુધી ગુજરાતના સુલતાનોના ઇતિહાસ વિદ્વાનની જ્વાહીર પરોવેલી કલમથી એવી રીતે લખાયા નથી કે જેમાં આ સલતનતની શરૂઆતથી તે આખર સુધીનો સંપૂર્ણ ઇતિહાસ આવી ગયો હોય. પ્રથમ "મુઝફ્ફરશાહી" નામે ઇતિહાસ લખાયો છે અને ત્યારપછી હલ્વાએ શિરાઝીએ "તારીખે અહમદશાહી" નામનો પદમાં ઇતિહાસ રચ્યો છે, જેમાં મુખ્યત્વે કરીને મુઝફ્ફરશાહ અને અહમદશાહના વખતનું વર્ણન છે. ત્યાર પછી "તારીખે મહમુદશાહી" નામનો ઇતિહાસ એક વિદ્વાને રચ્યો છે અને એમાં પણ સુલતાન મુઝફ્ફરથી લઇને મહમુદ બેગડા સુધીનું વર્ણન કરેલું છે. ત્યાર પછી કોઇ વિદ્વાને મહમુદ બેગડાના છોકરા મુઝફ્ફરશાહના માનમાં "તારીખે મુઝફ્ફરશાહી" નામે ગ્રંથ રચ્યો છે. તેની પછી કોઇ માણસે "તારીખે બહાદુરશાહી" નામે ગ્રંથ લખ્યો છે. તેની ઢબ એવી છે કે તેનો મુદ્દો શું છે તેની સમજ પડતી નથી અને તેની મતલબ માત્ર કલ્પનાથીજ જાણી શકાય છે. આ ઇતિહાસ પણ સલતનતની શરૂઆતથી તે મહમુદ બેગડા અને તેના પૌત્ર બહાદુરશાહના વખત સુધીનો છે. એ તો

ખુલ્લું છે કે મુઝફ્ફરશાહી સુલતાન મુઝફ્ફરના વખતમાં, અહમદશાહી સુલતાન અહમદના વખતમાં, મહમુદશાહી સુલતાન મહમુદના વખતમાં, અને મુઝફ્ફરશાહી તથા બહાદુરશાહી સુલતાન મુઝફ્ફર તથા બહાદુરશાહના સમયમાં લખાયલા છે. તેથી દરેક લખનારને ઈનામની આશાએ પોતાના વખતના સુલતાનની ખાતર કરવી પડી છે. આ કારણને લીધે ઉપર લખેલા ઇતિહાસોમાં તમામ હકીકતોનો સમાવેશ થયલો નથી. એટલે કે તેમાં તેઓના વખાણનાં કાર્ય સિવાય બીજું કાંઈ દર્શાવેલું નથી. દુનીઆમાં આદમીમાં નેકી અને બદી સમાયલી છે. એક વિદ્વાન લખે છે કે જેમ ગુલાબની ડાખળીમાં અડધા કાંટા અને અડધાં ફૂલ રહેલાં છે, તેમ મનુષ્યમાં પણ થોડા સારા અને થોડા ખરાબ ગુણ હોય છેજ.

આ રીતે જ્યારે પેગંબર અને ઓલીઆ પુરૂષો કે જે નિર્દોષ હોય છે તે સિવાય કોઇ પણ પુરૂષ દુષણ વિનાનું હોતું નથી, ત્યારે ગુજરાતના સુલતાનોના ઇતિહાસમાં તેનાં સારા કૃત્યોનુંજ વર્ણન કરવું અને તેમને દુષણ લાગે એવાં કૃત્યો ગુપ્ત રાખવાં એ ઠીક નથી. કારણ કે તેમનાં કૃત્યોની બારીક તપાસ ચલાવતાં માલમ પડ્યું છે કે તેમાં સ્તુતિપાત્ર કામો વધારે છે ને નિંદાપાત્ર ઓછાં છે, અને કેટલાએકમાં તો તે નિંદાપાત્ર એટલાં ઓછાં છે કે તે નહીંજ જેવાં છે. તેથી વિશ્વાસ કરવા લાયક માણસ પાસેથી તેમનાં સારાં નરસાં કાર્ય વિષે જે સાંભળવામાં આવ્યું છે તથા જે કંઇ ઇતિહાસમાંથી મળી આવ્યું છે તે ઉપરથી આ ગ્રંથ રચેલો છે. આ ઉપરથી વાંચનારાઓને ખબર પડશે કે તેમનાથી સારાં કૃત્યો કેટલે સુધી થયાં છે, ખરાબ કૃત્યોથી કેટલે સુધી તેઓ દૂર રહ્યા છે, રાજ્ય વ્યવહારમાં તેમણે કેવી નીતિ ચલાવી છે તથા રાજ્ય ચલાવવામાં કેવી રીતે બંદોબસ્ત કર્યો છે. આ ગ્રંથનું નામ **મિરાતે સિકંદરી** રાખવામાં આવ્યું છે. જેમ આરસીની અંદર બરાબર પ્રતિમા જોવામાં આવે છે તેમ આશા રાખવામાં આવે છે કે સિકંદરના બનાવેલા આ આરસામાં સુલતાનોના કૃત્યોની પ્રતિમા જોઇએ તેવી માલમ પડશે.

સાફ દિલનો ઉંચા કુળનો માણસ સામાના મોં પર સાચું કહે છે.
આયનો દુષણ દેખાડવામાં એમ નથી જોતો કે સામો સિકંદર છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં આ દાસને ઘણી મેહનત વેઠવી પડી છે. એક વખત મેં ઘણી મહેનત કરી, પગવાળી, કલમ તથા કાગળ લઇ પ્રયત્ન કરવા માંડયો પણ એટલામાં દુઃખનો પવન એવો ફુંકાયો કે તે જેવી રીતે તીર બાણમાંથી ચુકવી દેછે તેવી રીતે મારી કલમને તેણે હાથમાંથી ફેંકાવી દીધી અને કાગળને પવનમાં ઉરાડી દીધો. પણ મારો વિચાર આ ઇતિહાસ લખવાનો દ્દઢ હતો તેથી મેં મારો પ્રયત્ન છોડયો નહીં. વળી પાછી મહેનત શરૂ કરી અને વૃદ્ધ પુરૂષોની અને ઓલીઆઓની મદદથી જે કંઇ મળ્યું તે ચોપડીમાં સારી અથવા નરસી ભાષામાં લખી કીમતી અને કચરા જેવી બાબતનો એક કલગો બનાવ્યો. જેવી રીતે સામાન ગમે તેવો માલ વગરનો હોય છે તોપણ તે એકઠો કરનાર નાચારીથી જે આવ્યો હોય તે એકઠો કરે છે તેમ મને જે કંઈ મળી આવ્યું છે તે બધું એકઠું કરીને હું રજુ કરૂં છું. આશા છે કે જ્યારે વિદ્વાનો અને મહાપુરૂષો આ ગ્રંથ વાંચશે ત્યારે તેઓ આને એક માળા ગણીને આ ગરીબ ફકીરને માફ કરશે, કારણકે માળા ગમે તો મોતીના મણકાની હોય કે છીપના મણકાની હોય તોપણ તેનો હેતુ ગણત્રી કરવાનો છે ને તે તો બંનેમાંથી હાંસલ થાય છે. તેવીજ રીતે આ ઇતિહાસરૂપી માળા કે જેની અંદર લડાઇની વાતો અને મનુષ્યનાં ચિત્ર છે તેનો હેતુ એ છે કે જુના વખતનાં બનેલાં કાર્યો જાણવાનો પ્રસંગ મળે, અને વિચાર કરવાનો અને તેના અવલોકનથી શિક્ષણ લેવાનો હાલની પ્રજાને લાભ પ્રાપ્ત થાય આટલું કહ્યા છતાં ફરીથી કહું છું કે જે માધુર્ય અને સૌન્દર્ય વિદ્વાનોના ગ્રંથમાં હોય છે તે આ મારા ગ્રંથમાં નથી.

જે માણુસો સત્ય માર્ગના હોય છે, તેઓ તો ખરાબ દેખાતી દુકાનેથી પણ ખરીદી કરે છે.



# પ્રકરણ ૧ લું.



## ગુજરાતના સુલતાનોની વંશાવળી અને તેનો ઇતિહાસ.



જુના વખતનું સ્વરૂપ પ્રદર્શિત કરનારા ઇતિહાસ લખનારાઓ આ ઇતિહાસ શરૂ કરતાં કહે છે કે ગુજરાતના સુલતાનોનો મુળ પુરૂષ જેણે ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો તથા જે પોતાના ઇમાનને માટે પ્રખ્યાત થયો તે સહારન હતો અને તેનો ખિતાબ-તેનું બીજું નામ-વજીહુલમુલ્ક હતો. આ પુરૂષ ટાંક જાતનો હતો. હિંદુઓના ઇતિહાસમાં લખ્યું છે કે ટાંક અને ક્ષત્રી એકુબીજાના ભાઇઓ (એકજ જાતના) થાય છે. એમાંના એકે દારૂનો ઉપયોગ કર્યો તેથી તેને ક્ષત્રીઓએ પોતાની જાતમાંથી બાતલ કર્યો. આવી રીતે ન્યાતબહાર કરેલા આદમીને હિંદી ભાષામાં ટાંક કહે છે. આ કારણને લીધે તે આદમીના વંશના રીતરિવાજમાં તથા ધર્મમાં ફેર પડી ગયો અને બંને કોમો પછી પોતપોતાના રિવાજ પ્રમાણે વર્તવા માંડી. સહારનના બાપનું નામ હરચંદ હતું. હરચંદનો બાપ હરપાલ, તેનો બાપ કિંદ્રપાલ, તેનો બાપ હરપાલ, તેનો બાપ દિહરબંધર, તેનો બાપ કુંવરપાળ, તેનો બાપ દરીમન, તેનો બાપ દરસપ, તેનો બાપ કુંવર, તેનો બાપ ત્રીલોક, તેનો બાપ સલાહુન, તેનો બાપ મુલાહન, તેનો બાપ મીનદન, તેનો બાપ જુક્ત, તેનો બાપ નાક્ત, તેનો બાપ દુલ્લભ, તેનો બાપ મહસુ અને તેનો બાપ સહસુ હતા. આ પ્રમાણે પહેડી લઇ જતાં તેનો મુળ પુરૂષ રામચંદ્રજી કે જેને હિંદુઓ ઇશ્વર તરીકે પુજે છે તે આવે છે.

આ ઇતિહાસ લખનારને હે પ્રભુ એવી શક્તિ આપજે કે જેથી તે એહસાનના મેદાનમાં રૂસ્તમના રખ્શ જેવા ઘોડાને દોડાવી શકે (એટલે કે આ લખનાર ગ્રંથ બરાબર લખી શકે).

જે પહેલો પુરૂષ ગુજરાતની હકુમત પર આવ્યો તે વજીહઉલમુલ્કનો છોકરો ઝફરખાન હતો અને જે પહેલો પુરૂષ ગુજરાતની ગાદીએ બેઠો તે ઝફરખાનનો છોકરો મહમદશાહ ઉર્ફે તાતારખાન હતો. એવું કહેવામાં આવે છે કે મહાન

પરોપકારી સુલતાન અબુલમુઝફ્ફર ફીરોઝશાહ જે દિલ્હીના પાદશાહ તુઘલકશાહના પુત્ર સુલતાન મહમદના કાકાનો દીકરો થતો હતો તેને શિકારનો ઘણો શોખ હતો અને તે એટલે સુધી કે પ્રાચીન અને અર્વાચીન પાદશાહોમાં એના જેવો શોખવાળો કોઇ પણ પાદશાહ થયો નથી, તેમજ બેહરામ ઘોરના સમય પછી એના જેવી શિકારની લત પણ કોઇને થઇ નથી. આ કારણને લીધે દરેક શિકારી શિકારે ચઢતી વખત શરૂઆતમાં એનું નામ યાદ કરે છે અને તેની મદદને માટે પ્રાર્થના કરે છે. પોતે દિલ્હીની ગાદીએ બેઠા તે અગાઉ એક દિવસ હરણની પાછળ જંગલ અને બીડમાં નીકળી ગયો.

દૈવયોગે એવું બન્યું કે શિકાર કરનાર લશ્કરથી જુદો પડી ગયો. જ્યારે સોનેરી સૂર્યે રાત્રિરૂપી કાળા ઘોડાની મુસીબતથી ચાલ્યા જવા માંડયું અને રૂપેરી ચંદ્રરૂપી હરણ આકાશમાં પ્રકાશવા લાગ્યું ત્યારે તેના જીવરૂપી પક્ષીએ આશ્રમરૂપી માળો ખોળવા માંડ્યો. દૂરથી થાણેશ્વરના પ્રગણાનું એક ગામ તેની નજરે પડયું. તરતજ તેણે ઘોડાની લગામ તે તરફ ફેરવી, અને ત્યાં ગયો તો માલમ પડયું કે ગામની બહાર જમીનદારોનું એક ટોળું બેઠેલું હતું. પોતે ઘોડા ઉપરથી ઉતર્યો અને તે ટોળામાં બેઠા, અને તેમાંના એકને પગનાં મોજાં કાઢવાનું કહ્યું. આ આદમી રેખા ઉપરથી તથા શરીરનાં બીજાં અવયવોપરથી ભવિષ્ય કહેવામાં કુશળ હતો. એકદમ તેની નજર તેના પગના તળીઆ પર પડી અને જોયું તો માલમ પડયું કે તે પર પાદશાહી ચિન્હ છે. તે પરથી તેણે પોતાના સાથીઓને કહ્યું કે પાદશાહ સિવાય કોઇના પગ પર આવી નિશાની હોતી નથી. તેથી આ પુરૂષ કાં તો પાદશાહી મુગટ ધારણ કરે છે અથવા તો જો નસીબ મદદ કરે તો થોડા વખતમાં પાદશાહની પદવીએ પહોંચશે. આ આદમીને એક ભાઇ હતો. તેનું નામ સાધુ હતું અને એનું નામ સહારન હતું. બંને ભાઇઓ ધન સંપત્તિથી તે સમયમાં એવા પ્રતિષ્ઠિત થયા હતા કે એક ઇશારતથી હજારો સવાર અને પ્યાદલ લશ્કર તેમના આગળ ખડું થતું. બંને જણાએ જમીનને ચુંબન કરી ( નમ્રતાથી ) વિનંતિ કરી કે આજની રાત અમારી ઝુંપડીમાં પધારી આપના મુબારક કદમથી તેને પવિત્ર કરશો. એથી આપની આબરૂને કંઇ નુકસાન નથી. ઉલટું અમને એમાં ઘણીજ આબરૂ છે.

સુલતાને તેમનું ઇજન કબુલ કર્યું. બંને ભાઇઓએ આખી રાત ઉભા રહી તેની ખિદમતગારી ઉઠાવી. સાધુની સ્ત્રી હુશિઆર, ચાલાક અને તીવ્ર બુદ્ધિની હતી. તેણે પોતાના ભરથારને કહ્યું કે અગર જો આ માણુસ મુખમુદ્રા ઉપરથી મોટાઇનાં ચિન્હો ધરાવતો લાગે છે તોપણ જ્યાં સુધી તપાસતાં તે સારી ચાલચાલો ન માલમ પડે ત્યાં સુધી એનામાં ભરોસો રાખવો વાજબી નથી. એવી પરીક્ષા કરવાની પહેલી રીત આ છે કે મંડળીમાં દારૂ મુકવો કે જે પીવાથી એના અંદરના ગુણો કંઇપણ મહેનત સિવાય જણાઇ આવશે. વૃદ્ધ માણસોએ કહેલું છે કે દારૂ મનુષ્યના શરીરનું તત્વ બહાર કાઢે છે એટલે કે તેથી દરેક માણસના જવાહીર જેવા ગુણો બહાર ખુલ્લા પડે છે.

સાધુની બેન કે જેનો ખુબસુરતીમાં તથા બીજા ગુણોમાં નમુનો નહોતો તેણે દારૂનો પ્યાલો ભરી સુલતાનને મુબારકબાદી ઇચ્છી આપ્યો. સુલતાને ઘણા આનંદથી તેના હાથમાંથી પ્યાલો લઇ લીધો. આ પ્રમાણે તેણે એક ઉપર એક એમ ત્રણ પ્યાલા પીધા ત્યારે તેના હૃદયની કળી ખીલવા લાગી અને બોલવા લાગ્યો કે આ પ્યાલો આપનારના જાદુથી મારી હાલત અજબ થઈ છે. તેની ખુબસુરતી મારી નજરમાં રમ્યા કરે છે. મારા મનના વિચારો ક્યારે પૂર્ણ થશે ?"

સુલતાન તે સ્ત્રીની જોડે મજાક મશ્કરી તથા બીજી વાતચીત કરવા લાગ્યો. સાધુની સ્ત્રીએ જ્યારે સુલતાનને શાકી દારૂ પાનાર ( છોકરી ) ના હાથમાં આ પ્રમાણે શિકાર થયેલો જોયો ત્યારે મીઠા સ્વરથી અને અદબથી જુદીજુદી વાતો કરી મુદ્દાની વાત પર તેને એવો આણ્યો કે તેને પોતાની જાત તથા કુટુંબની વાત કેહવી પડી. તે સ્ત્રીએ તેને કહ્યું કે જો તમે આપના કુટુંબની તમામ વાત કહેશો તો તેજસ્વી સૂર્યના કરતાં પણ ચઢે એવી છોકરી તમને પરણાવીશું. સુલતાને કહ્યું મારૂં નામ ફીરોઝખાન છે અને હું તુઘલખશાહના પુત્ર મહમદશાહના કાકાનો છોકરો થાઉં છું. પાદશાહે હાલ મને યુવરાજ ઠરવ્યો છે ને મારી આબરૂ વધારી છે. સાધુની સ્ત્રીએ આ હકીકત પોતાના ધણીને કહી અને કહ્યું કે "હુમા અને ઉન્કા નામના પક્ષીઓની છાયા આપણા માથા પર પડી છે (આપણા નસીબ ખુલ્યાં છે). આ શાહ-

જાદો તમારી બેન પર આશક થઇ પડયો છે. જો બની શકે તો તમારી બેનનાં તેની સાથે લગ્ન કરવાં. એ લગ્નથી તમારો દરજ્જો તથા આબરૂ વધશે." સાધુએ તરતજ પોતાની બેનને સુલતાન જોડે પરણાવી અને સુલતાને આખી રાત ત્યાં આનંદમાં ગુજારી.

જ્યારે રાત્રીનો અંધારો કાળો પડદો ઉઘડયો અને પડદે પોશ સૂર્ય પોતાના શયનગ્રહમાંથી નીકળ્યો ત્યારે સુલતાને ઘણા પ્રફુલિત મનથી હર્ષના તકીઆ ઉપરથી મસ્તક ઉંચું કર્યું. ચો તરફથી સીપાઇઓ પણ તરત આવી મળ્યા.

સુલતાન શહેર તરફ જવા નીકળ્યો તેથી સાધુ અને સહારન પણ બંને તેની સાથે નીકળ્યા. તેઓ સુલતાનની સેવામાં એટલા બધા તો મશગુલ રહેવા લાગ્યા કે એક પળ પણ તેનાથી વીલા થતા નહીં. એમની બેન પર દીનપરદીન સુલતાનની પ્રીતિ વધતી ગઇ. થોડી મુદ્દતમાં બંને ભાઇઓએ મુસલમાની ધર્મ સ્વીકાર્યો. સુલતાને સહારનને વજીહઉલમુલ્કનો ખિતાબ આપ્યો. ત્યારપછી તેઓ સુલતાનની પરવાનગીથી કુતબઉલ અકતાબ હઝરત મખદુમ જહાનીઆનના શિષ્ય થયા અને આ દુનીઆ અને બીજી દુનીઆનું સુખ પ્રાપ્ત કરવાને શક્તિમાન થયા. સુલતાન પણ તેમની આવી વૃત્તિ જોઇ ખુશ થઇ તેમના પર વધારે મહેરબાની બતાવવા લાગ્યો. આ હઝરતની પણ દીનપરદીન તેમના પર પ્રીતિ વધતી ગઇ. એક દિવસ એવું બન્યું કે હઝરત મખદુમે જહાનીઆનના મઠ પર ઘણા ફકીરો એકઠા થયા અને તે વખતે તેમને આપવાને તેમની પાસે પુરતું ખાવાનું નહોતું. વજીહ–ઉલ–મુલ્કનો છોકરો મુઝફ્ફરખાન પણ આ હઝરતનો શિષ્ય હતો. તેને આ વાતની ખબર થતાંજ તરત ઉભો થઈ ઘરમાંથી તથા બજારમાંથી મીઠાઇ તથા ખાવાનું લઇ હઝરતસાહેબના મકાન પર આવ્યો અને તે તમામ ફકીરોમાં વહેંચી દીધું. ફકીરોએ ખુશ થઈ પુષ્કળ જોરથી "અલ્લાહો અકબર" એવી બુમ પાડી. જ્યારે આ અવાજ હઝરત મખદુમને કાને પડયો ત્યારે તેમણે પુછ્યું કે આ અવાજનું કારણ શું? નોકરોએ ખરી બાબત શું હતી તે જાહેર કરી. હઝરતે મુઝફ્ફરખાનને બોલાવવાનો હુકમ દીધો. મુઝફ્ફરખાન આવીને પગે લાગ્યો. હઝરતે કહ્યું કે હે મુઝફ્ફરખાન જે ખોરાક

તેં ફકીરોમાં વહેંચ્યો છે તે બદલ હું તને આખા ગુજરાતની હકુમત બક્ષીશ કરૂં છું અને તું તે વાપરે એવી મારી આશિષ છે. તે વખત વળી એક પલંગની ચાદર પણ બક્ષીશમાં આપી. મુઝફ્ફરખાન શિર નમાવી ખુશ થતો થતો પોતાને ઘેર આવ્યો અને પોતાના ઘરના આદમીઓને વાત કહી. એની સ્ત્રીએ કહ્યું કે તમે ઘરડા થયા છો. જો તમને ગુજરાતની હકુમત મળશે તો તે કેટલો વખત રહેશે. માટે પાછા જાઓ અને એ હઝરત સાહેબને વિનંતી કરો કે એવી આશિષ દો કે એ હકુમત તમારા કુટુંબમાં રહે. આજે એ હઝરત તમારા પર અત્યંત ખુશ થઈ ગયા છે તેથી જે કંઇ માગણી કરશો તે તેઓ કબુલ કરશે. મુઝફ્ફરખાન ઘણા સુગંધી અત્તર, પુષ્પ, સુંદર પાન અને મીઠા મેવા લઇને હઝરતની પાસે આવ્યો અને તમામ હઝરત-સાહેબને નઝર કર્યું. હઝરત સાહેબે ફરમાવ્યું કે સારે વખતે સારી ચીજો લાવ્યો છે. તેમના મોં આગળ ખારેકનો એક ઝુમચો પડયો હતો. તેમાંથી એક મુઠો લઇ તેમણે મુઝફ્ફરખાનને આપ્યો અને કહ્યું કે આમાં જેટલી ખારેક છે તેટલી તારી પેઢી ગુજરાત પર રાજ્ય કરશે.

અગર જો એક રાજાને પણ દરવીશ રાજ્ય બક્ષે તો તેનું કહેવું કબુલ છે.

કોઇ કહે છે કે ખારેકની સંખ્યા બાર હતી ને કોઇ કહે છે કે તેર હતી. વળી કેટલાક તો એવું કહે છે કે એથ પણ વધારે હતી. ફક્ત પરમાત્માજ જાણે છે કે એ કેટલી હતી. ઇતિહાસ લખનારા કહે છે કે હીજરી સન ૭૪૭ માં સુલતાન મહમદ જે તુઘલખશાહનો છોકરો હતો તે સિંધમાં આવેલા ઠઠ્ઠા શહેર તરફ જતો હતો. રસ્તામાં જ્યારે એ શહેરની પાસે આવ્યો ત્યારે ત્યાં તે એકદમ મરણ પામ્યો. એના મરણ પછી બારમે દિવસે સુલતાનના કાકાનો છોકરો ફીરોઝખાન ગાદીએ બેઠો અને તેનું નામ સુલતાન-ફીરોઝ પડયું. ત્યારથી મુઝફ્ફરખાન અને તેના ભાઈ શમશીરખાનનો મરતબો ફીરોઝશાહ વધારતો ગયો અને તેમના પર એનો એટલો બધો ભરોંસો બેઠો હતો કે તેને શરાબદારની જગ્યા આપી. જેઓ ગુજરાતના સુલતાનના વંશ-જોને કલાલી કહે છે, તેઓનું કહેવું તદન ખોટું છે. તેઓનું આ નામ

પડવાનું કારણ એ છે કે એક વર્ષ એના દરબારમાં પુષ્કળ દરાખ આવી હતી અને બગડી જતી હતી. સુલતાને તેઓને હુકમ કર્યો કે આ દ્રાક્ષમાંથી દારૂ કાઢો. અદેખા પુરૂષોએ અદેખાઇને લીધે આ ઉપરથી તેઓનું નામ કલાલી પાડયું અને કહેવા લાગ્યા કે આજ તેમનો ધંધો છે. ખરી વાત તો એ છે કે તે ટાંક જાતના રજપુતના કુળના હતા અને એ વિષે આગળ કહી ગયા છીએ. ગમેતેમ હોય તોએ પણ તેઓ ઉંચા સ્વભાવના હતા અને તેઓએ પુષ્કળ ખેરાત કરી હતી તથા ફકીરોને અને દરવીશોને સંતોષ્યા હતા. તેમનાં સારાં કૃત્યોનું આગળ યોગ્ય જગ્યાએ વર્ણન કરવામાં આવશે.

જ્યારે સુલતાન ફીરોઝશાહની ઉમર નેવું વર્ષની થઇ ત્યારે રાજ્યની સર્વ વ્યવસ્થા પોતાના પુત્ર મહમદખાનને સોંપી અને પોતે ઈશ્વરની બંદગીમાં વખત ગાળવા લાગ્યો.

પણ શુક્રવારની પ્રાર્થનાના ખુતબો બંનેના નામમાં વાંચવામાં આવતો. હીજરી સન ૭૯૦ (ઈ. સ. ૧૩૮૮) માં ફીરોઝશાહના બંદગાનો કે જેની સંખ્યા એક લાખ હતી, તેઓએ સુલતાન ફીરોઝના કાન ભંભેર્યા અને તેને અસત્ય વાતો કહીકહીને મહમદશાહનો પક્ષ છોડાવ્યો. મહમદશાહ તેમની જોડે લડવા નીકળ્યો. તેઓ સુલતાન ફીરોઝ પાસે નાસી ગયા અને તેને પકડી બહાર લાવી લશ્કરને મોખરે રાખ્યો. મહમદશાહના લશ્કરના સીપાઇની નજર સુલતાન ઉપર પડી એટલે તરતજ તેના દબદબા અને ભયથી અને તેની આગળની સખાવત યાદ આવવાથી મહમદશાહનો પક્ષ છોડી દઈ તેઓ સુલતાનના પક્ષમાં આવ્યા. મહમદખાન નાશી શીરપુર તરફ ગયો. ફીરોઝશાહના બંદગાનોએ મહમદખાન અને તેના સાથીઓનાં ઘર લુંટી લીધાં.

એજ વર્ષ એટલે હીજરી સન ૭૯૦ માં સુલતાન ફીરોઝશાહ મરણ પામ્યો અને તેનું વર્ષ "વફાતે ફીરોઝ" એ શબ્દો પરથી અબજદ પદ્ધતિ પ્રમાણે નીકળે છે. એ પાદશાહે ૩૮ વર્ષ અને ૯ દિવસ રાજ્ય કર્યું. એની પછી બંદગાનોએ સુલતાન ફીરોઝના છોકરા ફતેહખાનના છોકરા ગ્યાસુદ્દીન તઘલખને ફીરોઝાબાદના સહેલગાહી મેહેલમાં તખ્ત પર બેસાડયો અને સુલતાન મહમદ તરફ મોટું લશ્કર રવાના કર્યું. સુલતાન મહમદ તેની સામા

થોડો વખત સુધી લડયો પણ હારી જવાથી શીરપુરથી સંકે તરફ નાશી ગયો. તઘલખશાહ એની પાછળ પડયો તેથી તે નગરકોટ નાશી ગયો. તઘલખશાહ જુવાનીના મદમાં થોડા વખતમાંજ મોજ શોખમાં પડી ગયો, તેથી ગેહદાનોએ રાજ્યમાં જોર જુલમ કરવા માંડયો. હીજરી સન ૭૯૧ (ઇ. સ. ૧૩૮૯)માં મલીક રૂકનુદીન નામના પ્રધાને તેને મારી નાંખ્યો અને તેનું માથું દરબારના દરવાજે લટકાવ્યું. આ પાદશાહે ફક્ત ૭ મહીના રાજ કર્યું. એની પછી ફીરોઝશાહના બીજા પૌત્ર ઝફરખાનના છોકરા અબુબકરને ગાદીએ બેસાડયો. એની અને સુલતાન મહમદ વચ્ચે ઘણી લડાઇઓ થઇ અને તેમાં સુલતાન મહમદ ઘણીવાર હારી ગયો હતો. આખરે અબુબકરના લશ્કરે બળવો કર્યો અને તે સુલતાન મહમદના પક્ષમાં ચાલ્યા ગયા. અબુબકર સુલતાન મહમદના હાથમાં પકડાયો અને કેદખાનામાં મરણ પામ્યો અને દિલ્હીની સલતનત પાછી સુલતાન મહમદના હાથમાં આવી.

એજ સાલ એટલે ઈ. સ. ૭૯૩ (ઇ. સ. ૧૩૯૧)માં એવી ખબર આવી કે ગુજરાતનો સુબો નિઝામ મુફરહખાન કે જે રાસ્તીખાનને નામે ઓળખાતો હતો તેણે બળવો કર્યો. એજ સાલના રબીઉલઅવ્વલ મહીનાની બીજી તારીખે સુલતાન મહમદે ઝફરખાનને એક લાલ તંબુ બક્ષી નિઝામ મુફરહખાંને સજા કરવા ગુજરાત તરફ મોકલ્યો. ઝફરખાને દિલ્હીથી કુચ કરી હોઝેખાશ આગળ ડેરા તાણ્યા. એજ મહીનાની ચોથી તારીખે સુલતાન મહમદ તેને મળવાને ગયો અને તેને ત્યાંથી વિદાય કર્યો. તે વખતે સુલતાને ઝફરખાનના છોકરા તાતારખાનને પોતાના છોકરા પ્રમાણે પાળવાને કહ્યું અને તેને પોતાની પાસે રાખ્યો. ઝફરખાનને કેટલીએક કૂચ કર્યા પછી એવી ખબર મળી કે તાતારખાનના ઘરમાં એક સુંદર પુત્ર અવતર્યો છે અને તેનું નામ અહમદખાન રાખવામાં આવ્યું છે.

કુચ પર કુચ કરીને ઝફરખાન આગળ વધતો ગયો. જ્યારે નાગોરમાં આવ્યો, ત્યારે ખંભાતના લોકો જેઓ રાસ્તીખાનના જુલમને લીધે મદદ માગતા હતા તેઓ આવી મળ્યા અને રાસ્તીખાન સામા ફરીઆદ કરી. ખાને તેમને દીલાસો આપ્યો અને પાછી કુચ શરૂ કરી. કેટલીક કુચ કર્યા પછી

પાટણ શહેર આગળ આવી પહોંચ્યો અને ત્યાં મુકામ કર્યો. અહીંથી રાસ્તીખાન પર એક શિખામણનો એવી મતલબનો પત્ર મોકલ્યો કે ફિસાદના અગ્નિ અને ફિસાદના વિચારોને બેસાડી દેવા એ શાણા માણસનું કામ છે. જ્યાં સુધી આ અગ્નિ મોટો ભડકો થઇ ઘર બાળી નાંખવા જેવો થયો નથી ત્યાં સુધીમાં તેને બેસાડી દેવો બની શકશે. જે માણસ પોતાના માલીકથી બેવફા થઇ દુશ્મની ધારણ કરે છે તે અપકીર્તિ પામે છે. સૌથી સરસ ઉપાય એ છે કે તારે ક્ષમા માગવી અને મારી ભલામણથી સુલતાન તને ક્ષમા આપશે."

આ નસીબ ફરેલા આદમીએ સલાહ કરવું વાજબી ન ધાર્યું અને રીતસર કંઈ પણ જવાબ ન આપતાં લડાઇ કરવાના વિચારથી પાટણ કે જેને નહરવાળા કહે છે તે તરફ આવ્યો.

આખરે પાટણ સરકારના તાબાનું ગામ મોજે સનહુમનની નજદીક ખાનની સાથે તેને લડાઇ થઇ અને મોટી કતલ ચાલ્યા પછી વિજયનું નિશાન ખાનની તરફ ફરકયું. નિઝામ યુદ્ધમાં કતલ થયો, અને ઝફરખાન વિજયી થઈ પાટણમાં દાખલ થયો. આ બનાવ હિ.સ. ૭૯૪ (ઇ.સ. ૧૩૯૨) માં બન્યો.

કેટલોક વખત પાટણમાં રહ્યા પછી ઝફરખાને હુકમ કર્યો કે જે જગાએ લડાઇ થઇ છે ત્યાં એક ગામ વસાવવું. આ પ્રમાણે જે ગામ વસાવ્યું તેનું નામ જીતપુર રાખ્યું અને તે ગામ આજ સુધી સારી વસ્તીવાળું અને આબાદ છે. હિ. સ. ૭૯૫ (ઇ. સ. ૧૩૯૩) માં ખાન ખંભાત તરફ ગયો અને મુસલમાનોના રિવાજ પ્રમાણે ગુજરાત દેશ પોતાને સ્વાધીન કર્યો. એણે બંડ તોફાન સમાવી દીધાં, અને રૈયતને બેદાદી અને જુલમમાંથી મુક્ત કરીને સુખચેનમાં આણી.

તારીખે મહમુદશાહીમાં લખ્યું છે કે સુલતાન મહમદશાહે ખાનની ઉપર જે પત્ર લખ્યો હતો તેમાં તેને સારૂ ઘણા ઇલકાબો લખ્યા હતા અને તે કંઈપણ કમી જાસ્તી કર્યા સિવાય અત્રે ટાંકીએ છીએ.

"મારા ભાઇ, પરમ મિત્ર, મહા માનવંત, ન્યાયી, ઉદાર રાજ્ય અને ધર્મના સંરક્ષક ઇસ્લામી ધર્મ અને મુસલમાનોના ભુષણ...હુમાયુ ઝફરખાન."

વળી એમ પણ કહેવાય છે કે મુફ્તીઓની સાથે સુલતાનને લાયક એવું એક લાલ છત્ર અને પાદશાહી તંબુ સુલતાને હિ. સ. ૭૯૩ ના રબિઉલ્સાની મહીનામાં ઝફરખાનને મોકલી આપ્યાં.

ત્યાર પછી હિ. સ. ૭૯૬ (ઇ. સ. ૧૩૯૮) માં ફીરોઝશાહનો છોકરો સુલતાન મહમદ મરણ પામ્યો. એના શબને શણગારીને મહમદાબાદથી દિલ્હી આણવામાં આવ્યું, અને તેને સુલતાન ફીરોઝના રોઝામાં દાટવામાં આવ્યો. એણે ૭ વર્ષ અને સાત માસ રાજ્ય કર્યું હતું. તેની પછી એ સુલતાનનો મોટો કુંવર હુમાયુનખાન એજ વર્ષના રબીઉલઅવ્વલની ઓગણીસમી તારીખે ગાદીએ બેઠો અને સુલતાન અલાઉદ્દીન એવું નામ ધારણ કર્યું. તેજ વર્ષના જમાદીઉલઅવ્વલ મહીનાની પાંચમી તારીખે માત્ર એકજ માસ અને સોળ દિવસ રાજ્ય કરી તે મરણ પામ્યો.

ત્યાર પછી એજ મહિનાની વીસમી તારીખે તેનો નાનો ભાઇ મહમુદખાન ગાદીએ બેઠો અને તેણે સુલતાન નાસીરૂદીન મહમુદશાહનું નામ ધારણ કર્યું.

આ સમયે ઝફરખાનને ખબર મળી કે ઇડરના રાજાએ બળવો કર્યો છે. તે ઉપરથી ઝફરખાન લશ્કર લઇ ઈડર તરફ ગયો. રાજા નાશી કિલ્લામાં ભરાયો. ખાને કિલ્લાને ઘેરા ઘાલ્યો અને ઇડરની આજુબાજુના મુલકમાં લશ્કર મોકલ્યું કે જેથી તે લશ્કર મુલક તારાજ કરવા લાગ્યું. આખરે રાજા ઘણી નમ્રતા અને આજીજી સાથે તાબે થયો અને ખાન પાછો ફર્યો. પછી ઝફરખાને સોમનાથ પાટણનું દહેરૂં લુંટવાનો વિચાર કર્યો, પણ એટલામાં ખબર મળી કે આસીર અને બુરહાનપુરનો હાકેમ આદીલખાન પોતાના પગ લંબાવી ગુજરાતની સરહદના સુલતાનપુર અને નંદરબાર સુધી આવી પહોંચ્યો છે. ખાને દેવપાટણ તરફ જવાનો વિચાર માંડી વાળ્યો અને આદીલખાનને પરાજીત કરવા કુચ પર કુચ કરવા માંડી. આ ખબર સાંભળી આદીલખાન આસીર તરફ પાછો વળ્યો અને તેથી ખાન પણ પાછો ફરી આવ્યો.

હિ. સ. ૭૯૭ (ઇ. સ. ૧૩૯૪)માં રાયમારાના દેશમાં આવેલા જહરંદ ઉપર ખાને લશ્કર લઇ ચડાઇ કરી. તે દેશના કાફરોનો તોર દબાવી દઇ તે

સોમનાથ ગયો. આ મશહુર દેવળ તોડીને ઝફરખાને ત્યાં મુસલમાની ધર્મ તથા રિવાજો દાખલ કર્યા.

હિ. સ. ૭૯૮માં ખાનને એવી ખબર મળી કે મંદુના હિંદુઓ ત્યાં વસતા મુસલમાનો પર જુલમ ગુજારે છે. ખાને પોતાના ખાસ પ્રધાનો અને ઉમરાવોને બોલાવ્યા ને કહ્યું કે જો પૂર્વના મુસલમાનોને કંઇપણ મુશીબતી હોય તો પશ્ચિમના મુસલમાનોની ફરજ છે કે તેમને મદદ કરવી. હાલમાં આપણે સાંભળીએ છીએ કે મંદુના હિંદુઓ તેમના દેશમાં વસતા મુસલમાનોને ઘણું પજવે છે. આ બાબતમાં જો આપણે શાંત રહીશું તો કાલે સવારે રાજાઓના પણ રાજા ખોદાતાલા આગળ શું જવાબ દઈશું. મારી સલાહ તો એ છે કે એ કાફરોને સજા પહોંચાડવી લાઝમ છે. તમારો એ બાબતની અંદર શો અભિપ્રાય છે? સર્વે જવાબ આપ્યો કે જે આપનો વિચાર તેજ અમારો.

ઝફરખાને તે પરથી કુચની નોબત વગાડવાનો હુકમ કર્યો અને કુચપર કુચ કરી મંદુ તરફ લશ્કર ચાલ્યું. મંદુનો રાજા ગભરાઇ કિલ્લામાં ભરાઈ ગયો. ખાને કિલ્લાને ઘેરો ઘાલ્યો અને તેને તાબે કરવાનો પ્રયત્ન કર્યો. કિલ્લો ઘણો મજબુત હોવાથી પોતાની ઉમેદ પાર પાડવામાં ખાનને ઢીલ થઇ અને એક વર્ષ અને થોડા મહીના ઘેરો ઘાલી તેને ત્યાં રહેવું પડયું. આખરે મંદુનો રાજા ઘણું દુઃખ વેઠવાથી કાયર થઇને અને નમી જઇને શરણ આવ્યો અને કરાર કર્યો કે હવેથી હું મુસલમાનોને દુઃખ દઈશ નહી, અને લાયક ખંડણી આપીશ.

ઝફરખાન ત્યાંથી હઝરત ખાજા મયીનુદ્દીનની દરગાહનાં દર્શન કરવા અજમેર ગયો અને તે જગ્યા ત્રણ કોસ દૂર રહી એટલે અહરામના કપડાં પહેરી ચાલતો તેની દરગાહ આગળ ગયો, અને યાત્રા કરી. ત્યાંથી સાંભર અને દીંદવાણે ગયો, અને ત્યાંના હિંદુઓને સજા કરી. અહીંથી દેલવાડા અને ચકવાડા તરફ ગયો અને ત્યાંના લોકોને પણ સજા પહોંચાડી પોતાની રાજ્યધાની પાટણ તરફ ફર્યો. હિ. સ. ૭૯૯ ના પવિત્ર માસ રમઝાનની ૧૭ મી મી તારીખે પાટણમાં તેણે પ્રવેશ કર્યો. અહીં આવ્યા પછી લશ્કરની એક વર્ષની નોકરી માફ કરી અને પોતે કોઇપણ તરફ લશ્કર લઇને ગયો નહીં. એજ વર્ષમાં ઝફરખાનનો પુત્ર તાતારખાન દિલ્હીથી પાટણ આવ્યો.

## તાતારખાનનું દિલ્હીથી આવવું.

તારીખે મહમુદશાહીનો કર્ત્તા એવું લખે છે કે ફીરોઝશાહના છોકરા સુલતાન મહમદના મરણ પછી દિલ્હીમાં મોટો બળવો થયો. દરેક બળવાખોર સરદારના મનમાં આવ્યું કે હું દિલ્હીનો રાજા થાઉં. કેટલોક વખત વીત્યો અને તે દરમિયાન ખરાબ આદમીઓ હાકેમ થયા હતા. જ્યારે દિલ્હીના રાજ્યની લગામ એક વકીલ તરીકે ઇકબાલખાનના હાથમાં આવી ત્યારે ઝફરખાનનો છોકરો તાતારખાન પાણીપતમાં હતો. તાતારખાન ઉપર ચઢાઇ કરવાના ઇરાદાથી ઈકબાલખાન પાણીપત ગયો. તાતારખાને પોતાનો સામાન પાણીપતના કિલ્લામાં મુકી લડાઇને માટે તૈયાર થઇ દિલ્હીને ઘેરો ઘાલ્યો. ત્રીજે દિવસે એકબાલખાને પાણીપતનો કિલ્લો સર કર્યો, અને તાતારખાનનો તમામ સામાન કબજે કર્યો. આ બનાવ બન્યાથી તાતારખાન દિલ્હીની સરહદ ઉપર રહી શકે એમ ન હોવાથી ગુજરાત તરફ આવ્યો. આમ આવવામાં તેનો ઇરાદો એ હતો કે ગુજરાતમાંથી લશ્કર લઇ ઇકબાલખાન ઉપર ચઢાઇ કરી તેને હરાવવો. તાતારખાન આવી પોતાના બાપને મળ્યો.

અહીં અગર જો કે તેની સર્વ મુરાદ હાંસલ થાય એવી ગોઠવણ એના બાપે કરી હતી તોપણ તેના ઉંચી આશાવાળા પક્ષીને આરામના આ માળામાં ચેન પડયું નહીં. ઈકબાલખાનનું વેર અને દિલ્હીની ગાદી તેના મનમાંથી ખસ્યા નહીં. હમેશા આનો આ વિચાર રાખતો કે લશ્કર લઇ દિલ્હી જાઉં. એટલામાં સમાચાર આવ્યા કે તૈમુર ગુરગાન સાહેબના હુકમથી મીરઝા મહમદ મુગલી લશ્કર લઇ મુલતાન સુધી આવી પહોંચ્યો છે અને તેણે ઇકબાલખાનના ભાઇ સારંગખાનને મુલતાનના કિલ્લામાં ઘેરી લીધો છે. આ ઉપરથી તાતારખાને દિલ્હી જવાનો એનો જે વિચાર હતો તે માંડી વાળ્યો.

હિ. સ. ૮૦૦ (ઇ. સ. ૧૩૯૭) માં તે ઝફરખાનની સાથે ઇડરના હિંદુઓને સજા કરવા ગયો. તેઓએ ઇડરના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને તેની આજુબાજુના મુલકો લુંટયા. તે વખતે તાતારખાને એવો પાકો વિચાર કર્યો હતો કે જ્યાં સુધી ઇડર બરાબર તાબે થાય નહીં ત્યાં સુધી બીજી કોઇપણ જગ્યાએ જવું નહીં.

હિ. સ. ૮૦૧ (ઇ. સ. ૧૩૯૮)માં તેઓને એવી ખબર મળી કે અમીર તૈમુરના સૂર્યનાં કિરણનો પ્રકાશ દિલ્હીમાં પડયો છે અને તેણે દિલ્હી કબજે કરી લીધું છે. આવા વખતમાં તેઓએ લડાઈ કરવી એ મુનાસબ ધાર્યું નહિ અને ઇડરના રાજા સાથે સલાહ કરી, અને બરાબર ખંડણી નક્કી કરી પાટણ પાછો ફર્યો. એજ વર્ષમાં ખબર મળી કે સોમનાથના હિંદુઓએ દરેક તરફ તોફાન ઉઠાવ્યું છે અને સ્વતંત્ર થવાનો દાવો કરે છે. આવો તેમનો નાલાયક ઈરાદો બેસાડી દેવાને લશ્કર લઇ અંને જણ તે તરફ ગયા. તેમનો ખોટો વિચાર બેસાડી અને ઇસ્લામી ધર્મને મજબુતાઇ આપી તેઓ પાટણ પાછા ફર્યા. એજ વર્ષમાં સુલતાન ફીરોઝશાહના પૌત્ર અને સુલતાન મહમ્મદના પુત્ર સુલતાન મહમુદ કે જે અમીર તૈમુરની બીકથી પોતાના અને પોતાના બાપદાદાના મુલકમાં રખડતો હતો તે પાટણ શહેરમાં આવ્યો. ઝફરખાન તેને અતિશય માન મરતબાથી શહેરમાં લાવ્યો. સુલતાન મહમુદની ત્યાં આવવામાં એ મતલબ હતી કે ખાન તેની સાથે દિલ્હી લશ્કર લઇ આવે. ખાનને આ વખતમાં લશ્કર દિલ્હી લઇ જવું યોગ્ય લાગ્યું નહીં તેથી સુલતાન મહમુદ નિરાશ થઇને માળવાના હાકેમ અલપખાનની પાસે ગયો. જ્યારે આ હાકેમ પણ એના વિચારને મળતો ન આવ્યો ત્યારે ત્યાં પણ ન રહેતાં કનોજ ગયો અને તે પ્રદેશથી સંતોષ માની ત્યાં રહ્યો.



# પ્રકરણ ૨ જું.

**તાતારખાનનું સુલતાન મહમદ નામ ધારણ કરી ગુજરાતના તખ્ત ઉપર બેસવું તથા તેનું મરણ પામવું.**

તારીખે મહમુદશાહીનો કર્તા લખે છે કે તાતારખાનના ગુજરાતમાં આવ્યા પછી અને પોતાના પિતાની મુલાકાત કર્યા પછી થોડેક દિવસે એક વખત તેણે ઘણીજ નમ્રતાથી ખાનને વિનંતી કરી કે ખરાબ રાજાઓના ફેરફારથી અને અમીર તૈમુરની સવારીથી દિલ્હીનું રાજ્ય પાયમાલ થઇ ગયું છે. જો આપના સૂર્યનાં કિરણો દિલ્હીના મુલક પર પ્રકાશ નાંખશે તો એની સરહદના તમામ લોકો આપને આવી મળશે. ખાને જવાબ આપ્યો કે દુનીઆના ટુંકી નજરવાળા લોકો ચાતુર્યના કામમાં પણ દોષ દેખે છે ને સદ્ગુણમાં પણ લાંછન દેખે છે. અગર જો આ તરફ જવામાં આપણો વિચાર સર્વ રૈયતના સુખને વાસ્તે છે, તથાપિ આ સમયના લોકો તો એવુંજ માનશે કે આપણો પ્રયત્ન રાજ્ય મેળવવાના સ્વાર્થને માટે છે. માટે આ સમયે તે તરફ કંઈ પ્રયત્ન કરવો એ યોગ્ય અને સલાહ ભરેલું નથી. શાહઝાદાએ વિનંતી કરી કે જ્યાં સુધી બે હાથમાં તલવાર પકડી કોઈ મારતું નથી ત્યાં સુધી કોઇને રાજ્ય વારસામાં મળતું નથી.

લાંબો વખત આ બાબત તકરાર થયા પછી મુઝફ્ફરશાહ નીચે લખેલા પ્રમાણે વર્તયો. હિ. સ. ૮૦૬ (ઇ. સ. ૧૪૦૩)માં ખાને તાતારખાનને ગાદી સોંપી તેની પાસે નાસીરૂદીન મહમદશાહ એવું નામ ધારણ કરાવ્યું, અને લશ્કર અને જરઝવેર પોતાના વહાલા છોકરાને સોંપી પોતે અસાવલ કસ્બામાં આવી રહ્યો અને પોતે ભપકો છોડી દીધો. સુલતાન મહમદશાહ એજ વર્ષના જમાદીઉલ આખર મહીનામાં અસાવલ કસ્બામાં ગાદીએ બેઠો અને પોતાના મુખરૂપી સૂર્યથી છત્રરૂપી ચંદ્રને તેજસ્વી કર્યો. એજ અઠવાડીઆમાં તખ્ત ઉપરથી ઉતરી નાંદોદના હિંદુઓ સામે લડાઇ કરવાને અશ્વપર ચઢયો. નાંદોદના હિંદુઓ પોતાની પાસે લશ્કર વધારે હોવાને લીધે તથા દેશમાં પહાડો

હોવાને લીધે સુલતાનની સત્તાની દરકાર કરતા નહિ. એણે એ લોકોને સારી રીતે હરાવ્યા પછી મોટું લશ્કર લઇ દિલ્હી તરફ કુચ કરી. આ ખબર સાંભળી ઇકબલાખાનના અંતરમાં મોટો સંતાપ ઉત્પન્ન થયો. પરંતુ શબ્બાન મહિનામાં એકદમ તાતારખાનની તબીએત બગડી અને ઘણા હુશિઆર વૈદોએ દવા કરી પરંતુ તેને કંઇ પણ ફાયદો થયો નહિ.

"જ્યાં ઔષધ રોગનું મૂળ થાય ત્યાં કશો ઇલાજ નથી." આખરે તાતારખાને પોતાના જીંદગી રૂપી મોતી એટલે કે પોતાનો આત્મા ઇશ્વરને સોંપ્યો અને તેના શબને પાટણ લાવી દાટવામાં આવ્યું. પરંતુ ગુજરાતની હકીકતથી માહેતગાર લોકોના કહેવા પ્રમાણે અને જે જાહેર વાત છે તે પ્રમાણે આખરના ભાગમાં તાતારખાને દેખાઇતા દોસ્ત પણ ખરી રીતે દુશ્મન જેવા આદમીના કહેવાથી પોતાના બાપ ઝફરખાનને કેદ કર્યો હતો અને પોતે સુલતાનની ગાદી પર બેસી મહમ્મદશાહ નામ ધારણ કરી લશ્કર તથા રાજ્ય કારભાર કરનાર માણસને પોતાના કર્યા હતા. ત્યારપછી એણે નાંદોદના હિંદુઓ સાથે લડાઇ કરી તેમને પરાજય પમાડી દિલ્લી તરફ જવાનો ઇરાદો કર્યો. એટલામાં તેણે મરણ મૃત્યુનો પ્યાલો પીધો અને બીજી દુનીઆમાં સરસામાન લઇ ચાલ્યો ગયો. એનું કારણ એ હતું કે આ ફાની દુનીઆમાં બાપનું માન અને ઇજ્જત જેથી હમેશનું સુખ મળે છે તે તરફ એણે દરકાર રાખી નહોતી. ઇશ્વરે બાપનું દિલ કે જે પ્યાર ને મમતાનું સ્થાન છે તેમાં કીનાનું બી રોપ્યું. આ ઉપરથી સુલતાનની પાસે રહેનારા કેટલાક માણસો જે ઝફરખાનનું હિતચિંતન કરનારા હતા તેમણે એને ઝેર ખવડાવ્યું. જો કે તારીખે મહમુદશાહીનો કર્તા આ બાબતમાં ખોટું ન લાગે એવી ભાષામાં લખે છે, પરંતુ "સત્યનો વિજય થવોજ જોઇએ એ કહેવત પ્રમાણે આ બાબત અત્રે નોંધી છે. સુલતાન મહમ્મદના મરણ પછી તેને લોકો "ખુદાયે ગાને શહીદ" ( The Martyred Lord ) કહે છે તે વાત પણ બતાવી આપે છે કે એનું કુદરતી રીતે મરણ થયું નહોતું.

વળી એમ કહેવામાં આવે છે કે સુલતાન મહમ્મદ ધર્મધુરંધર મખદુમે જહાનીઆનનો શિષ્ય હતો. એક દિવસ સુલતાન મહમ્મદે ઘણું દ્રવ્ય ભેટ તરીકે હઝરત કુતબઉલ્ આરેફીન (મહાપુરૂષોના શિરોમણી) ગંજબક્ષને મોકલ્યું

અને પોતાનું રાજ્ય કાયમ રહે એમ પ્રાર્થના કરવા તેને વિનંતી કરી. હઝરતે આ ભેટ ન સ્વીકારી અને કહ્યું કે આ માલ તારા બાપનો છે અને તે પરથી તારે તારો હાથ ઉઠાવવો જોઇએ, અને તે પાછું મોકલી દીધું.

જ્યારે સુલતાન મહમ્મદ મરણ પામ્યો ત્યારે ઝફરખાન પાછો ગાદીએ બેઠો. રાજ્યના નોકરો તરતજ તેને તાબે થયા. દરેકે ઝફરખાનને દિલાસો આપ્યો અને ગાદીએ બેઠા તે બાબત મુબારકબાદી આપવા પણ ચુકયા નહિ.

ખાને દરેક જણનું મન મેળવી લીધું અને પોતે રાજ્યધાની તરફ ગયો. પરંતુ તે દિવસથી તે મરતાં સુધી તેની આંખમાંથી આંસુ સુકાયાં નહિ. રાત્રે પણ દિલગીરીથી તેને નિરાંત નહોતી. કેટલીક વખતતો પોતાના નાનાભાઇ શમશખાનને સલતનત પણ આપી દેઇ પોતે એકાંતમાં વખત ગુજારવાનો વિચાર કરતો. પણ શમશખાન એ વાત કબૂલ કરતો નહિ. આખર તેણે શમશખાનને નાગોરના સુબા જલાલખાન ખોખરની જગ્યાએ નીમી ત્યાં મોકલ્યો અને તે મુલક તેને આપી દીધો. ઝફરખાને સુલતાન મહમ્મદના છોકરા અહમદખાનને પોતાનો વારસ ઠરાવ્યો અને તેને પાદશાહી કેળવણી આપવા માંડી.

હિ. સ. ૮૦૭ ના શબાન માસની સત્તરમી તારીખે ઝફરખાનને ખબર મળી કે અમીર તૈમુર છત્રીસ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો. એજ વર્ષમાં ઇકબાલખાને દિલ્હીથી બહાર નીકળી સુલતાન ફીરોઝશાહના પૌત્ર સુલતાન મહમુદ પાસેથી કનોજ લઇ લેવા તે કિલ્લા ઉપર ચઢાઇ કરી. સુલતાન મહમુદ આ કિલ્લામાં ભરાયો હતો. ઇકબાલખાને ઘણા પ્રયત્ન કર્યા પણ નિષ્ફળ થવાથી પાછા તેને દિલ્હી જવું પડયું.

હિ. સ. ૮૦૮ માં ઝફરખાને સુલતાનમહમુદની સહાયતાને માટે લશ્કર તૈયાર કર્યું અને દિલ્હી તરફ જવાનો મનસુબો કર્યો. પરંતુ એવામાં એવી ખબર આવી કે જમાદી-ઉલ-અવ્વલની ઓગણીસમી તારીખે ઇકબાલખાન અને ખીઝરખાનની વચ્ચે ખુનખાર લડાઇ થઇ અને તેમાં ખીઝરખાનની જીત થઇ ઇકબાલખાન માર્યો ગયો. સુલતાન મહમુદ કનોજથી દિલ્હીમાં આવી પોતાના પિતાના તખ્ત પર બેઠો. આ ઉપરથી ઝફરખાને દિલ્હી જવાનો પોતાનો વિચાર માંડી વાળ્યો.



# પ્રકરણ ત્રીજું.

## સુલતાન મુઝફ્ફરશાહ.

(૧૪૦૭-૧૪૧૧)

જુના ઇતિહાસ લખનારાઓએ લખ્યું છે કે દિલ્હીના રાજ્ય કારભારની નીતિ પ્રમાણે જ્યારે દિલ્હીના પાદશાહના વંશમાં કોઇ રહ્યું નહિ ત્યારે રાજ્યના મોટા મોટા અમીરો અને અધિકારીઓએ ઝફરખાનને સારી ઘડીએ વિનંતિ કરી કે ગુજરાતના મુલકનો બંદોબસ્ત અને રાજ્ય વ્યવસ્થા પાદશાહીનાં ચિન્હ અને દબદબા સિવાય બરાબર થઇ શકશે નહિ. હાલ એવા મોટા કાર્યને લાયક તમારા સિવાય બીજો કોઇ પુરૂષ નથી. સમસ્ત પ્રજાનો એવો મત છે કે પેગંબર સાહેબે પ્રેરેલા ધર્મના અને તેમની આજ્ઞાઓના સંરક્ષણ માટે તમે રાજ્ય છત્ર ધારણ કરો અને એ દેખાવથી સર્વની દૃષ્ટિ આનંદિત કરો. આવી ઇચ્છા રાખનારાઓની અરજ ઉપરથી બીરપુર ગામમાં હિ. સ. ૮૧૦ (ઇ. સ. ૧૪૦૭)માં સુલતાન મહમ્મદના મરણ પછી ત્રણ વર્ષ અને સાત માસે પછી ઝફરખાને રાજ્ય છત્ર ધારણ કરી મુઝફ્ફરશાહ નામ ધારણ કર્યું.

મુઝફ્ફરશાહે આ પ્રમાણે સુલતાનનું નામ ધારણ કર્યા પછી માળવા તાબાના ધાર ઉપર ત્યાંના હાકેમ અલપખાન જે દિલાવરખાનનો પુત્ર હતો તેને તાબે કરવાને ચઢાઇ કરી. જો એ તાબેદારી કબુલ કરે તો તો ઠીક નહિ તો એને દેશમાંથી હાંકી મૂકવો એવો નિશ્ચય કરી એણે આ ચઢાઇ કરી હતી. અલપખાન અભિમાનના જોરથી અને ખોટું બનવાના સંજોગથી લડાઇ કરવા આવ્યો. એની સેનાને મુઝફ્ફરશાહની સેનાએ સહેજ વખતમાં એક વંટોળીઓ જેમ વાદળાંને વિખેરી નાંખે તેમ વિખેરી નાંખી. અલપખાન નાશીને ધારના કિલ્લામાં ભરાયો. સુલતાને કિલ્લાને ઘેરો ઘાલ્યો અને થોડા વખતમાં અલપખાનને એવી તંગીમાં આણી મૂકયો કે તાબે થયા વિના તેને બીજો ઉપાય રહ્યો નહીં. રૂબરૂ આવ્યા પછી સુલતાને તેને કેદ કર્યો અને એ મુલક નુસરતખાનને સોંપ્યો.

એજ અરસામાં એવી ખબર આવી કે જવાનપુરના સુલતાન ઇબ્રાહિમે દિલ્હીનો મુલક જીતી લેવાના ઇરાદાથી કનોજ આગળ લડાઇનાં નિશાન રોપ્યાં છે. સુલતાન મહમ્મદનો પુત્ર સુલતાન મહમુદ તે સમયે દિલ્હીની ગાદી પર હતો. તેને મદદ કરવાને મુઝફ્ફરશાહે દિલ્હીનો રસ્તો લીધો. આ ખબર સાંભળતાં સુલતાન ઇબ્રાહીમ પાછો ફર્યો અને જવાનપુર પાછો ગયો. સુલતાન મુઝફ્ફર પણ તેથી પાછો ફર્યો અને પોતાની રાજ્યધાનીમાં આવ્યો. તે વખતે મુઝફ્ફરશાહ ધારના જુના હાકેમ અલપખાનને પોતાની સાથે લેતો આવ્યો.

અલપખાન એક વર્ષ સુધી કેદમાં રહ્યો. તે અરસામાં મુસાખાન નામનો એક ઉમરાવ જે અલપખાનના હુકમથી મંદુનો હાકેમ થયો હતો તેણે લશ્કર ભેગું કરી માળવાનો થોડો મુલક તાબે કર્યો. આ ઉપરથી અલપખાને પોતાને હાથે એક અરજી લખી પાદશાહને રજુ કરી અને જણાવ્યું કે મુસાખાન જે મારા તાબાનો એક અમલદાર છે તે માળવાનો ધણી થઇ બેઠો છે. આપ મને જો કેદની બેડીમાંથી મુક્ત કરી ઉપકારની કેદમાં નાંખશો તો મુસાખાન પાસેથી હું માળવા થોડા વખતમાં છોડાવી લેઇશ અને મારી બાકીની ઉમર આપના ગુલામ તરીકે વર્તીશ. સુલતાને અલપખાન ઉપર મેહેરબાની કરી મુક્ત કર્યો એટલુંજ નહીં પણ પોતાના છોકરા અહમદખાનને તેની સાથે લશ્કર આપી મોકલ્યો. તેને હુકમ કર્યો કે તારે મુસાખાનને તાબે કરી, મંદુનો કિલ્લો અને તેની આસપાસનો મુલક અલપખાનને સોંપી પાછા ફરવું. શાહઝાદો કુચ પર કુચ કરી મંદુ આવ્યો. મુસાખાનમાં સામા થવાની તાકાત નહોતી તેથી નાશી ગયો. શાહઝાદો અલપખાનને મંદુમાં પાછો ગાદીએ બેસાડી પાછો ફર્યો.

હિ. સ. ૮૧૨ (ઇ. સ. ૧૪૦૯)માં મુઝફ્ફરશાહે કુંભકોટના હિંદુઓની સામા ખુદાવંદખાનની સરદારી નીચે લશ્કર મોકલ્યું. તે વખતે શેખ કાસીમ જે એક ઓલીયા પુરૂષ હતા તેની પાસે ઈસ્લામ લશ્કરની ફતેહ થાય એવી આશિષ માગવા એક આદમી સુલતાને મોકલ્યો. લશ્કરમાં ગયલા માણસોના નામની યાદી ઉપર નજર ફેરવી શેખ કાસીમે તેમાંના કેટલાંક નામ પર લીટી ખેંચી કહ્યું કે તેઓ લડાઇમાં શહીદ થશે (મરી જશે) અને બાકીના

ફતેહ કરી લુંટ લઇ પાછા ફરશે. અને શેખ કાસીમના કહેવા પ્રમાણેજ લડાઇનું પરિણામ આવેલું જણાયું હતું.

" પ્રભુ તણો પુરૂષ તે પ્રભુ કદી નથી,
તથાપિ તે પ્રભુ થકી જુદો નથી. "

તારીખે બહાદુરશાહીનો કર્ત્તા મુઝફ્ફરશાહનું મરણ હિ. સ. ૮૧૩ (ઇ. સ. ૧૪૧૦)માં થયું એમ લખે છે, પણ કેવી રીતે મરણ થયું તે લખતો નથી. પણ જે કંઇ જણાયલું છે તે નીચે પ્રમાણે છે. જ્યારે અસાવલ કસબાના કોળીઓએ સુલતાનની સત્તા ન કબૂલ કરી અને તેઓ ધોરી રસ્તા પર લુંટફાટ કરવા લાગ્યા ત્યારે સુલતાન મુઝફ્ફરે પોતાની પાસે ખાસ હાજર રહેનારૂં લશ્કર અહમદખાનને આપ્યું અને તેને સજા કરવા મોકલ્યો. અહમદખાને શહેર બહાર નીકળી ખાન સરોવર પર મુકામ કર્યો અને અહીં વિદ્વાનોને બોલાવી સવાલ કર્યો. " એક શખ્સ બીજા શખ્સના બાપને કંઇ અપરાધ વગર મારી નાંખે તો તેણે બાપનું વેર લેવું એ તમે ધર્મ શાસ્ત્રના જાણનારા વિદ્વાનો યોગ્ય ધારો છો કે કેમ ?" સર્વે હા કહી. આ પ્રમાણે કાગળ પર લખાવી અહમદખાને તે કાગળ પોતાની પાસે રાખ્યો. બીજે દીવસે સવારે ખાન એકાએક શહેરમાં દાખલ થયો અને તેણે સુલતાનને કેદ કરી ઝેર આપ્યું. સુલતાને કહ્યું " પુત્ર તું આટલી બધી ઉતાવળ શું કામ કરે છે ? આ સર્વે તારેજ વાસ્તે હતું. કુરાનમાં કહ્યું છે કે જ્યારે મોતનું તેડું આવે છે ત્યારે એક ઘડી પણ આગળ અથવા પાછળ થવાની નથી. તોપણ મારી તરફની કેટલીક શિખામણ સાંભળ, જે તને પાછળથી લાભકારક થઈ પડશે. પહેલી એ છે કે જે માણસોએ તને આ કામ કરવા ઉશ્કેર્યો છે તેની દોસ્તી રાખતો નહિ. પરંતુ તેને મારી નાંખજે. કારણ કે દગાખોરનું લોહી હલાલ છે. બીજી સલાહ એ છે કે દારૂ પીવાનો શોખ જરા પણ રાખીશ નહિ કારણ કે પાદશાહોને એ છંદથી દુર રહેવાની જરૂર છે.

દારૂના પ્યાલામાં જરા પણ નજર નાંખતો નહિ કારણ કે તે દુઃખના દરીઆનું તોફાન છે.

ત્રીજી શિખામણ એ છે જે શેખ મલીક અને શેર મલીકને મારી નાંખજે કારણ કે એ બે જણ રાજ્યમાં બખેડા કરાવનાર છે. બીજી સલાહ

નીચે પ્રમાણેની છે.

થજે તું કૃપાવંત દરવેશ. ન જોતો એકલા આત્માના સુખને! જો તું તારૂં પોતાનું સુખ ચાહી બેસી રહેશે તો તું તારા પોતાના મુલકમાં પણ સુખ ચેનથી રહી શકશે નહીં.

ગરીબ દરવેશોની ફીકર રાખ, કારણ કે રાજા રૈયતને લીધેજ તાજદાર થાય છે.

રૈયત મૂળ છે અને સુલતાન વૃક્ષ છે. અરે પુત્ર, મૂળથીજ વૃક્ષ મજબૂત થાય છે.

જ્યાં સુધી બને ત્યાં સુધી પ્રજાને રંજાડતો નહિ અને જો એમ કરશે તો તું તારૂં પોતાનુંજ મૂળ છેદી નાંખશે.

ટુંકમાં સુલતાન મુઝફ્ફર આ ક્ષણભંગુર નિવાસ તજી અક્ષયનિવાસમાં સફર મહિનાની આખર ભાગમાં પ્રયાણ કરી ગયો. પાટણ શહેરના કિલ્લાની અંદર કબરમાં તેના દાટવામાં આવ્યો છે (ઇશ્વરની મહેરબાની એના ઉપર રહો).

આ દુનીઆની અંદર જે કોઇ આવે છે તે મરે છે.

આ દુનીઆની અંદર જે હમેંશ રહે છે તે માત્ર ખુદા છે.

એવું કહેવામાં આવેછે કે પોતાના દાદાના મૃત્યુ પછી અહમદખાન ઘણોજ પસ્તાયો હતો અને તેના અંતરમાં ઘણી ઉંડી ચિંતા થયા કરતી હતી. સુલતાનનું આ કાર્ય નીચ લોકોની સોબત અને જુવાનીની અણસમજના પરિણામને લીધેજ થયું હતું.

નીચની સંગમાં કદી પણ બેસવું નહિ. હમેંશા એકલાજ રહેવું. અલેફ એકલો સીધો રહે છે પણ જ્યાં લામ મળે છે કે તરત વાંકો થાય છે.

બાકી સુલતાનની ચાલચલકતનું સામાન્ય રીતે સદાચાર તરફ વલણ હતું તે જોતાં તો તેનું આ કાર્ય બહુજ વિપરીત જણાય છે.

# प्रकरण ४ थुं.

## સુલતાન અહમદશાહ.

( ૧૪૧૧-૧૪૪૩ )

સુલતાન મુઝફ્ફરશાહ આ દુનીઆમાંથી કુચ કરી ગયા પછી તેનો પૌત્ર અને સુલતાન મહમ્મદશાહનો પુત્ર સુલતાન અહમદશાહ હિ. સ. ૮૧૩ (ઇ. સ. ૧૪૧૧)ના રમજાન મહીનાની ૧૪ મી તારીખે ગાદીએ બેઠો. થોડાક દિવસ વિત્યા પછી એકાએક ખબર આવી કે સુલતાનના કાકાનો છોકરો મોઇયુદ્દીન જે વડોદરાનો હાકેમ હતો તેણે તે તરફના અમીરો સાથે મળી જઇ ગાદીનો દાવો કર્યો છે અને કેટલાક આદમીઓને લઇને લડવાના વિચારથી આ તરફ આવે છે. આ કામમાં કેટલાક પુરૂષો જેવા કે, હિરામુલ્મુલ્ક ભંડારી અને તેનો પુત્ર મલિક અહમદ, ખતરીના પિતા અને હબીબુલ્મુલ્ક મસ્તુરીનો પુત્ર મલિકશાહ, મલિક કરીમખુસરૂ, જીવણદાસ અને પ્રયાગદાસ સામેલ થયા અને તેઓ નડીઆદ આવી તેને મળ્યા. તેઓએ સુલતાનના દોસ્તદાર ભીખન, આદમ અને અફઘાનખાનને હરાવ્યા અને જીવણદાસ ખતરીને મોખરે કરી તેઓ મુલકની ખરાબી કરતાં આગળ વધ્યા. એક દિવસ જીવણદાસે સર્વ અમીરોને એકઠા કરી કહ્યું કે જો આપણો ઇરાદો બર લાવવો હોય તો નહરવાલા આપણે તાબે કરવું જોઇએ. ઉમરાવોએ કહ્યું કે સુલતાન અહમદશાહની સામા થવા જેટલી આપણી તાકાત નથી અને તેની સાથે સલાહ કરવી એ વધારે સારૂં છે. જીવણદાસને એમની વાત પસંદ પડી નહિ અને તેમની વચ્ચે ઘણી તકરાર થઈ અને તે એટલી બધી વધી પડી કે માંહોમાંહે તકરાર થઇ અને તેમાં જીવણદાસ કતલ થયો. બાકીના અમીરોએ પછી સુલતાનની પાસે આવીને પોતાની ભૂલ કબૂલ કરી તેને માન આપ્યું. સુલતાન તરફથી આ દરેકને ઇનામ એકરામ મળ્યાં. તે ઉપરથી મોઇયુદ્દીન ફીરોઝખાન ત્યાંથી ખંભાત નાસી ગયો. અહીં તેને સુરતનો હાકેમ શેખમલિક જેનું બીજું નામ મસ્તીખાન હતું અને જે સુલતાન મુઝફ્ફરખાનનો પુત્ર થતો હતો તે આવી મળ્યો. સુલતાન તેમને વીખેરી નાંખવા તૈયારી કરી

નીકળ્યો કે તરતજ તેઓ ખંભાત છોડી ભરૂચ ગયા. સુલતાન તેમની પાછળ ભરૂચ ગયો અને ભરૂચને ઘેરો ઘાલ્યો. મસ્તીખાનનું લશ્કર સુલતાનને જોતાં તરતજ સુલતાનના પક્ષમાં ગયું. મસ્તીખાને પણ પાછળથી આવી સુલતાનને તાબે થવાની ઇચ્છા જણાવી. થોડા દિવસ પછી સુલતાને તેને બોલાવી તેનો ગુન્હો માફ કર્યો. મસ્તીખાન દરબારમાં આવી સુલતાનને પગે પડયો. આ પ્રમાણે જીત મેળવી સુલતાન પોતાને મુલક પાછો ફર્યો. જ્યારે અસાવલ કસબામાં આવ્યો ત્યારે આસા ભીલનું મૂળ કહાડવાનો તેનો વિચાર થયો.

એજ વર્ષમાં ઇસ્લામી ધર્મના ચંદ્ર અને પવિત્ર પુરૂષોના સૂર્યરૂપ શેખ-અહમદ ગંજબક્ષની અનુમતિ અને આજ્ઞા લઇ તેણે અસાવળની છેક નજદીકમાં અહમદાવાદ શહેર વસાવવાનો હુકમ કર્યો. આ શહેર વસવા સંબંધી હલવી શીરાઝીએ ઘણા સુંદર કાવ્યમાં નીચે પ્રમાણે વર્ણન આપ્યું છેઃ—

સાકર જેવાં મિષ્ટ વચન ઉચ્ચારનાર કવિ હલવી એક શબ્દ કહેતાં મોતીની સો પેટીઓ ખુલ્લી કરે છે. તે એવું કહે છે કે કેટલેક દિવસે જે શાહની આગળ આકાશ પણ ગુલામ છે તેનો સાબરમતીના કિનારા પર મુકામ થયો. × × × × હે ઇશ્વર આ મહાન પાયાવાળા શહેરને તું કયામતના દિવસ સુધી નાશ થવા દેતો નહીં." આ કવિતાની અંદર કવિ અમદાવાદ સ્થાપવાનું વર્ષ હિ. સ. ૮૧૩ (૧૪૧૧) આપે છે.

હિ. સ. (૧૪૧૩) ૮૧૬ માં અમદાવાદનો કોટ સંપૂર્ણ થયો. એવું કહેવાય છે કે અહમદાબાદ શહેરનો પાયો અહમદ નામના ચાર આદમીને હાથે નંખાયો છે. એક કુતબુલ મુશાયખ શેખ અહમદખતુ, બીજા સુલતાન અહમદ, ત્રીજા શેખ અહમદ અને ચોથા મુલા અહમદ છે. આ છેલ્લા બે મોટા પુરૂષો તે વખતના ઘણા વિદ્વાન પુરૂષો હતા. એવું કહેવામાં આવે છે કે સુલતાન અહમદ જેવો બહારથી શોભાયુક્ત હતો તેવોજ અંદરથી પણ નિર્મળ હતો, અને ઘણો વખત ઇશ્વરી ઉપાસનામાં ગાળતો હતો. અમદાવાદ શહેરની ખૂબીજ સાબીત કરી આપે છે કે આ ચારે પુરૂષો કે જેણે શહેરનો પાયો નાંખ્યો તેના હાથ મુબારક હતા અને તેમનેજ લીધે દુનીઆના નગરો કરતાં આ શહેર ચઢીઆતું ગણાયું છે. જમીન પરના તથા દરીઆ પરના

મુસાફરો કહે છે કે આવું મનોહર અને શોભિતું શહેર ભૂમિ ઉપર વસેલું કોઇપણ સ્થાને નથી. વસ્તીના પ્રમાણમાં બીજાં શહેરો મોટાં હશે ખરાં, પરંતુ બાંધણી અને દેખાવમાં અહમદાબાદ શહેરની બરાબરી કરે એવું બીજું શહેર નથી. ( શહેર તથા મહેલનું વર્ણન × × × × × × ).

સુલતાને હિ. સ. ૮૧૭ ઈ. સ. ૧૪૧૪ માં માણેકચોકમાં આવેલી મોટી જુમા મસજીદ બંધાવી હતી. આ મસજીદ બંધાયાની સાલ સંબંધી કવિતા શહેરના મુફ્તી મુલાનાયહીએ નીચે પ્રમાણે લખી છે.

આ મુબારક જગા જે કાબા જેવું અજબ મકાન છે તે કાબાની પેઠે આરબ લોકોના ધર્મની લક્ષ્મી અને પતાકા છે. આ વખતનો સુલતાન અહમદશાહ મોટો શહેનશાહ છે અને તેને દુનીઆનો શહેનશાહ એવો ખિતાબ મળેલો છે. તે વિદ્યા તથા વિવેકનું એક ઝરણુ છે અને તેનામાં ધર્મ, દાન અને સત્તા એકઠાં રહેલાં છે. જે પેગંબરના વંશમાં શ્રેષ્ટ તથા જેની ઉત્પત્તિ અબુબકર હુસેનીના વંશમાં છે તે તેના વંશને ભૂષણરૂપ છે. પરમેશ્વરની કૃપાથી આ મસજીદ તૈયાર થઇ અને તેનો પાયો નાંખવાની ક્રિયા હિ. સ. ૮૧૭ના રજબની પહેલી તારીખે થઇ છે.

આ મસજીદની લંબાઈ પહોળાઇ, તેના થાંભલા, નાના મોટા ઘુમટો વગેરેની ગણત્રી દેશના લોકોની જાણ માટે વિગતવાર આપીએ છીએ તે નીચે પ્રમાણે છે.

ચોક અને અડાળીઓ સિવાય ઉત્તર દક્ષિણ લંબાઇ ૧૦૦ ગજ.
ચોક સિવાય પહોળાઈ ૫૦ ગજ.
ચોકની પહોળાઈ ગજ ૧૨૦.
ઉત્તર દક્ષિણ તરફની બાજુની પહોળાઇ ગજ ૨૦.
મુલુકખાના સિવાય ખુદ મસજીદની અંદર સ્તંભ ૩૫૨.
મુલુકખાનાના દરવાજાના બાર થાંભલા.
મુલુકખાનાની નીચે આઠ થાંભલા.
ઉત્તર દક્ષિણની બાજુએ ૨૧૨ થાંભલા.
પૂર્વ, ઉત્તર અને દક્ષિણ દરવાજામાં ૩૨ થાંભલા અને ઘુમટના ૯૮.

ઉત્તર દક્ષિણ તરફની અડાળીઓના ઘુમટ સિવાય ૨૦ મોટા ને ૫૭ નાના.

એ મિનારામાંથી દરેક મિનારામાં પગથીઆં ૧૮૬. દરેક મિનારાના નીચેનાં પગથીઆં ૯૩.

જે વર્ષમાં સુલતાન ભરૂચથી પાછો ફર્યો અને અમદાવાદ શહેર વસાવવામાં ગુંથાયો હતો તેજ વર્ષમાં બદરઉલ્લાની શીખવણીથી મોઇયુદ્દીને અને મસ્તીખાને ઇડરના રાજા રણમલ સાથે મસલત કરી પાછો બળવો ઉઠાવ્યો. તેમણે ઇડરમાં જઇ આશ્રય લીધો. સુલતાન તેમને હરાવવા ઇડર ગયો. પુરહની મુકામે સુલતાન મુઝફ્ફરના પુત્ર અને પોતાના એકના એક કાકા હોશંગ જેનું બીજું નામ ફતેહખાન હતું તેની સરદારી નીચે એક જબરૂં લશ્કર સુલતાને તૈયાર કર્યું, અને તેને ખેરાલુને રસ્તે ઇડર આવવાનો હુકમ કર્યો.

આ વખતે સુલતાન તરફથી મોડાસા કસ્બામાં નિઝામનો પુત્ર ઇબ્રાહીમ જેનું બીજું નામ રૂકનખાન હતું તે હતો. તેને મોઇયુદ્દીને પોતાના પક્ષમાં ખેંચી લીધો. પછી મોઇયુદ્દીન, બદરઉલ્લા, મસ્તીખાન અને ઇડરનો રાજા રણમલ એકઠા થઇને ઇડરમાંથી નીકળી મોડાસા કસ્બાથી પાંચ કોસ ઉપર આવેલા ઇડર તાબાના રંગપુર ગામ આગળ આવ્યા અને છાવણી નાંખી તેઓએ મોડાસાનો કિલ્લો મજબૂત કરવા માંડયો. કિલ્લાની આજુબાજુ ઉંડી ખાઇ ખોદાવી અને તેના ખાનાઓમાં તોપ તથા બંદુકો ગોઠવ્યાં.

સુલતાને પણ કુચ કરી મોડાસાની નજીકમાં પડાવ નાંખ્યો. સુલતાનનું મન ધર્મિષ્ટ હતું તેથી પરમેશ્વર ઉપર નજર રાખીને સલાહની ઇચ્છાથી તેણે એક કાસદ તેમના તરફ મોકલ્યો અને તેમને શિખામણ દીધી કે આવો બેવફાઇનો રસ્તો પકડવો તેમાં તમારો વિનાશ છે. માટે સૌથી સરસ ઉપાય એ છે કે માફી માગવી અને ખરા અંતઃકરણથી નોકરી કરવાની રજા માગવી જે તમને આપવામાં આવશે. એ લોકોએ આ બાબત પર જરા પણ ધ્યાન આપ્યું નહિ. સુલતાને કિલ્લાને ઘેરો ઘાલ્યો અને પાછું ઉપલી મતલબનું કહાવ્યું. બંડખોરોએ દગાથી એવો જવાબ કહેવડાવ્યો કે અમે જાતજાતના અને મોટા ગુન્હા કર્યા છે તેથી અમારી તથા અમારા કુટુંબીઓની જીંદગીનો સુલતાનની તરફથી ડર રહે છે માટે ઉમરાવોમાંથી નિઝામઉલમુલ્ક વઝીર અને સઆદુલ-

મુલ્ક ડાબી બાજુના લશ્કરનો સેનાપતિ, મલિક અહમદઅઝીઝઉલમુલ્ક અને નસીર સેઇફ જેનું બીજું નામ બઝદરખાન છે તેને મોકલો. એ આદમીઓ અમને લઈ તમારી આગળ હજુર કરે.

સુલતાને આ લોકોને મોકલ્યા અને કહ્યું કે તમારે કિલ્લાની અંદર જવું નહિ અને તેમના દગાથી સાવધ રહેવું. ઉપર લખેલા અમીરો કિલ્લાની પાસે ગયા ત્યારે બદરઉલ્લા સીપાઇઓની ટુકડી છુપાવી રાખી બહાર આવ્યો અને તેમને મળ્યો. મીઠા શબ્દોથી તેમને એણે એવા તો ઠગ્યા કે ઉમરાવોના મનમાં બિલકુલ અંદેશો રહ્યો નહીં. એ વખતે નિઝામઉલમુલ્ક અને સઆદુલમુલ્કને તેણે કહ્યું કે મારે તમારી સાથે ખાનગીમાં વાત કરવી છે. આ બન્ને જણ બીજા માણસોથી છુટા પડયા એટલે બદરઉલ્લાએ ઇશારત કરી કે જેથી સંતાઈ રહેલા સીપાઇઓએ ધસી આવી બંને જણને બાંધી કિલ્લામાં લઈ ગયા. નિઝામઉલમુલ્ક મોટે અવાજે બોલ્યો કે સુલતાનને જઇને કહો કે અમને તો આ નતીજો મળ્યો છે. તમે અમને છોડવવાને માટે આ કિલ્લો સર કરવામાં ઢીલ કરશો નહિ. સુલતાને હુકમ કર્યો એટલે બહાદુર સિપાઇઓ આગળ ધસી આવ્યા અને તેઓએ કીડીઓની માફક કિલ્લાને ઘેરી લીધો. ત્રીજે દિવસે સુલતાન પોતે ખાઇ ઉપર જઇ ઉભો અને સીપાઇઓ ચારે તરફથી કિલ્લા ઉપર ચઢી ગયા. બંડખોરોએ લડવાનું બંધ કર્યું અને ભોંયરામાં સંતાયા. આખરે બદરઉલ્લા અને રૂકનખાન માર્યા ગયા. મોઇયુદ્દીન, અને ઇડરનો રાજા નાશી ગયા. નિઝામઉલમુલ્ક અને સઆદુલમુલ્ક કે જેઓને કિલ્લામાં પુર્યા હતા તેઓ સહીસલામત બહાર આવ્યા. આ બીના હિ. સ. ૮૧૪ ના જમાદીઉલ અવ્વલ મહીનાની પાંચમી તારીખે બની.

ઇડરના રાજાએ જ્યારે આવો ખેલ જોયો ત્યારે સુલતાન જોડે સલાહ કરવાની યુકતી રચી. તેણે મોઇયુદ્દીન, ફીરોઝખાન તથા મસ્તીખાનના ઘોડા તથા હાથી જે હતા તે પકડી સુલતાનની ખીદમતમાં મોકલ્યા અને તેમનો સરસામન લુંટી લીધો. મોઇયુદદીન તથા મસ્તીખાન નાગોર તરફ જઇ શમ્સખાન દંદાનીને મળ્યા. તેને દંદાની કહેતા હતા તેનું કારણ એ હતું કે તેના આગલા દાંત લાંબા હતા. આખરે ચીતોડના રાજા રાણા મોકલ

અને શમ્શખાન દંદાની વચ્ચે યુદ્ધ થયું તેમાં મોઇયુદ્દીન માર્યો ગયો. ઇડરના રાજાએ આ પ્રમાણે તાબે થવાનું કૃત્ય બતાવ્યું હતું તે ઉપરથી સુલતાને તેનો ગુન્હો માફ કર્યો અને પોતે યોગ્ય ખંડણી લઇ પાછો ફર્યો.

હિ. સ. ૮૧૬ માં ઉશમાન અહમદ સરખેજી અને શેહમલિકનો છોકરો શેખમલિક જે નહરવાલામાં રસ્તાની બંદોબસ્તીના હોદ્દાપર હતા તેમણે તથા અહમદ શેરમલિક તથા અફ્ધાનખાન જેનું બીજું નામ અઝમખાન હતું તેમણે તથા ઇસાસાલારે એવફ્ફા થઇ છાનામાના માળવાના સુલતાન હોશંગને કાગળો લખ્યા કે અગર પાદશાહનો વિચાર ગુજરાતનું રાજ્ય લેવાનો હોય તો તેણે નીકળી આવવું અને અમે એકઠા મળી અહમદશાહને ઉઠાડી મુકીશું અને તમને ગુજરાતની ગાદી આપીશું. વળી આ કામમાં મદદ કરવાને ગુજરાતના જમીનદારો જેવા કે કાઠી અને ઝાલાવાડનો રાજા સતરસાલ વગેરેને પક્ષમાં લઇ લીધા છે. આ પ્રમાણે તેઓએ બંડ જગાવ્યું. આ ઉપરથી સુલતાન અહમદશાહની સાથે સંગ્રામ કરવા સારૂ માળવાનો સુલતાન પોતાના મુખ્ય સરદારોમાંના ઘણાકને લઇને ગુજરાત તરફ નીકળ્યો.

આ ખબર સાંભળીને સુલતાને પોતાના ભાઇ શાહઝાદા લતીફખાન તથા વઝીર નિઝામ ઉલમુલ્કને શેખમલિકને શિક્ષા કરવા સારૂ મોકલ્યો. પોતે પણ નીકળીને ચાંપાનેરના પ્રગણાથી દસ કોસ પર આવેલા સાવલી પ્રગણાનાં પાંડુ ( યાન્દરૂ ) ગામ આગળ પડાવ નાંખ્યો. સુલતાને અહીંથી સુલતાન હોશંગ સાથે લડવા ઇમાદુલ મુલ્કને લશ્કર આપી મોકલ્યો. સુલતાન હોશંગે પોતાના ઉમરાવો તથા વઝીરોને કહ્યું કે ઇમાદ-ઉલમુલ્ક જોડે યુદ્ધ કરવું યોગ્ય નથી. કારણ કે કદાચ આપણુની જીત થશે તો એમ કહેવાશે કે સુલતાનના એક ગુલામને હરાવ્યો, અને એમ કરતાં જો આપણે હાર્યા તો એમ કહેવાશે કે સુલતાન અહમદના એક ગુલામે સુલતાન હોશંગને હરાવ્યો અને આ પ્રમાણે મારી બદનામી થશે તેથી આ લડાઇ ન કરવી એજ સૌથી સરસ છે અને તે ઉપરથી ડહાપણ વિચારી પાછી કુચ કરી. ઇમાદુલમુલ્ક માળવાનો કેટલોક મુલક તારાજ કરી પાછો ફર્યો. લતીફખાન તથા નિઝામઉલમુલ્ક, શેખમલિક અને સતરસાલને હરાવી

ગીરનારના મંડળીક રાજાના તાબાના સોરઠ મુલકમાં હાંકી કાઢયા અને તેમને સજા કરી તેઓ પાછા ફર્યા. સુલતાન અહમદ આનંદિત તથા પ્રફુલ્લ ચિત્તથી અહમદાબાદમાં પાછો આવ્યો.

ઇતિહાસ લખનારાઓને એ વાત સારી રીતે જાણીતી છે કે ગુજરાત દેશના દર્પણમાંથી મૂર્તિ પુજાનો કાટ દિલ્હીના પાદશાહ અલાઉદ્દીને પોતાની તેજદાર તરવારથી કાઢયો હતો ને પાટણથી તે ભરૂચના કિલ્લા સુધી તેણે ઇસ્લામી ધર્મ ફેલાવ્યો હતો. પણ આસપાસના પ્રદેશમાં ધર્મનું જે અંધારૂં હતું તે રહ્યું હતું. આખરે ગુજરાતના સુલતાનોની મહેનતથી ધીમે ધીમે બધે સફાઇ થઇ. સુલતાન અહમદે કેટલાક મહાલમાં પોતાની મહેનતથી ઇસલામી ધર્મ ફેલાવ્યો તેનું વર્ણન હવે પછી કરવામાં આવશે.

## સુલતાન અહમદની સોરઠ પરની ચડાઇ અને ગીરનારના કિલ્લા ઉપર હુમલો અને પાછા ફરવું.

હિ. સ. ૮૧૭ (ઇ. સ. ૧૪૧૫)માં બહાદુર સુલતાન અહમદે સોરઠના નામીચા કિલ્લા ગીરનારના હિંદુઓ સામે ચઢાઇ કરી. ગીરનાર ડુંગરની તળેટી આગળ સોરઠનો રાજા મંડળીક લશ્કર તૈયાર કરી યુદ્ધ કરવા ઉભો હતો. મુસલમાની લશ્કરના આગળ ભાગે હિંદુઓના લશ્કરને હરાવી દીધું. એવું કહેવામાં આવે છે કે આ લડાઈમાં ઘણા હિંદુઓ માર્યા ગયા અને હિંદુ રાજા નાશી જઇ પહાડ ઉપર ભરાયો. અગર જો કે ઇસ્લામનો પ્રકાશ આખા દેશમાં આ પ્રસંગે પડયો નહિ તથાપિ ગીરનારના ડુંગરની તળેટી આગળ આવેલો જુનાગઢનો કિલ્લો સુલતાનના તાબામાં આવ્યો અને સોરઠના ઘણા જમીનદારોએ તાબે થઇ સુલતાનનું ઉપરીપણું સ્વીકાર્યું. સુલતાન ત્યાંના જમીનદારો પાસેથી મેહેસુલ વસુલ કરવા સારૂ સૈયદ અબુલખેર તથા સૈયદ કાસમને મૂકી રાજધાનીના નગરમાં આવી પહોંચ્યો.

હિ. સ. ૮૧૮ ના જુમાદીઉલઅવલના મહિનામાં સિધપુરનું દેવળ જેમાં મૂર્તિઓ સોના તથા રૂપાની હતી તેને તોડવાને આવ્યો. એ દહેરૂં એણે લીધું અને ત્યાં એક મસજીદ બંધાવી. જે જગ્યાએ મૂર્તિ, મૂર્તિ બનાવનાર અને મૂર્તિ પૂજનાર બેસતા હતા તે જગ્યાએ ઇમામ, ખતીબ અને મુવઝ્ઝન

બેસવા લાગ્યા. સુલતાન અહમદના પ્રારબ્ધે એવી સહાય કરી કે જે જગ્યા એ એક મૂર્તિનું મંદિર હતું તે જગ્યાએ ખુદાની મસિદ થઈ.

સિદ્ધપુરના મામલાથી સુલતાનનું ચિત્ત સ્થિર થયું એટલે હિ. સ. ૮૧૫ (ઇ. સ. ૧૪૧૭)માં એણે ધાર પર ચઢાઇ કરી. તેનું કારણ એ હતું કે જ્યારે સુલતાન નંદરબાર અને સુલતાનપુર તરફ આસીર અને બુરહાનપુરના રાજા નસીર જે ઐનુલમુલ્કનો છોકરો હતો તેને સજા કરવા ગયો હતો તે વખતે ગુજરાતના જમીનદારો જેવા કે ઇડરનો રાજા પુંજા, ચાંપાનેરનો રાજા ત્રંબકદાસ, ઝાલાવાડનો રાજા સતરસાલ અને નાંદોદના રાજા એકસંપી થયા હતા અને તેઓએ સુલતાન હોશંગને લખ્યું હતું કે સુલતાન અહમદ સુલતાનપુર અને નંદરબાર તરફ ગયો છે અને ત્યાં તેને નસીર ઐનુલમુલ્ક જોડે લડાઇ ચાલે છે. માટે તે અરસામાં જો તેને ગુજરાત પર ચઢાઇ કરવાની ઇચ્છા હશે તો આ કામમાં બંદગાન (નોકરો) ઘણીજ મદદ કરીશું. આ ઉપરથી સુલતાન હોશંગે લશ્કર તૈયાર કર્યું અને શમ્સખાન દંદાની તથા મોઇયુદ્દીન ફીરોઝખાન જેમની હકીકત ઉપર આવી ગઇ છે તેમને ગુજરાત ઉપર ચઢાઇ કરવાની પોતાની ઇચ્છા જણાવી. વળી જણાવ્યું કે આ સમય તેઓ જો મૈત્રીથી વર્તશે તો પાટણ અને તાબાનો મુલક તેમને આપવામાં આવશે. કદાપિ આ સમય મદદ નહીં કરશો તો સુલતાન અહમદ તેમના ઉપરનું આગલું વૈર લેશે. આ સંદેશો વાંચી શમ્સખાને સુલતાન અહમદને લખ્યું કે સુલતાન હોશંગ અમારી પાસે ગુપ્ત રીતે તમારી વિરુદ્ધ મદદ માગે છે ને ગુજરાત પર ચઢાઇ કરવાનો ઇરાદો રાખે છે. અમે આપની રૈયત છીએ અને આપની મહેરબાનીથીજ આ તરફ રાજ્ય ચલાવીએ છીએ. એ શું લાઝમ છે કે અમારે સુલતાનના દુશ્મન જોડે મળી જવું જોઇએ. જે વાજબી છે તે અમે આપને જણાવીએ છીએ.

નાગોરથી નીકળી નવમે દિવસે સુલતાનને સાંઢણી સવારે આ મતલબનો પત્ર આપ્યો. એ અરસામાં વળી એવી ખબર આવી કે સુલતાન હોશંગ મનકરેજથી નીકળી આવી મોડાસા આગળ છાવણી કરી પડયો હતો. સુલતાન ચોમાસાની મોસમ હતી તોપણ કુચ પર કુચ કરી નંદરબારથી

ગુજરાત આવ્યો. વરસાદ ભરપુર જોરમાં વરસતો હતો અને રસ્તા કાદવથી ભરપુર હતા, તે છતાં સાતમે દિવસે એટલે હિ. સ. ૮૨૦ ના રજબ માસની સોળમી તારીખે સુલતાન હોશંગની સામા મોડાસામાં સુલતાને તંબુ ઠોકયા. સુલતાન હોશંગે રાજાઓને કહ્યું કે તમે તો કહેતા હતા કે સુલતાન અહમદને ખબર પડે તે અગાઉ તો અમે તમને અમદાવાદ લઈ જઇશું. આતો સુલતાન અહમદ પાંચ કોસ પર આવી પડયો છે. તમે મને તેની ખબર આપી નથી. ખુલ્લું જણાઇ આવે છે કે આમાં કંઇ કપટ છે અને મિત્રતાઇ નથી. હવે મને તમારા કહેવામાં પણ જરા વિશ્વાસ નથી. સુલતાન હોશંગ રાતના ને રાતના નાશી ગયો. રાજાઓ પણ ચારે દિશામાં વિખરાઇ ગયા, અને પોતાનાં કૃત્યોનો પશ્ચાતાપ કરવા લાગ્યા. સુલતાન અહમદ થોડાક દિવસ મોડાસામાં પડી રહ્યો.

આ સમયે સમાચાર આવ્યા કે સુલતાન હોશંગની ગરબડનો લાભ લઇ સોરઠ દેશના જમીનદારોએ મહસુલ આપવી બંધ કરી છે અને બળવો ઉઠાવ્યો છે. વળી બીજી એવી ખબર આવી કે આસીરના હાકેમ રાજાના છોકરા નસીરે સુલતાન હોશંગના પુત્ર ઘૈરતખાન જોડે એકસંપ થઇ દુશ્મની ઉઠાવી છે અને થાનેશ્વરના કિલ્લાને ઘેરો ઘાલ્યો છે, અને તેઓએ રાજાના પુત્ર ઇફ્તખારૂલમુલ્કની લુચ્ચાઇથી કિલ્લો સર કરી શકયા છે. પછી નાંદોદના જમીનદારોની મદદ લઇ તેઓ સુલતાનપુર અને નંદરબાર તરફ આવ્યા અને કજીઓ સળગાવ્યો. મલિક અહમદ જે દરવાજાનો રક્ષક હતો તેને સુલતાન-પુરના કિલ્લામાં મારી નાંખ્યો ને તેઓએ આગળ વધવાનો પ્રયત્ન કરવા માંડયો. અત્યાર સુધી આ બાબતની સુલતાન અહમદને જરા પણ ખબર પડી નહોતી. સુલતાન અહમદશાહ મલિકમહમુદ અને મુખલિસ–ઉલ–મુલ્કને સિપાઇ આપી નસીરને જીતવા મોકલ્યો, અને ખાનેઅઝમ મહમુદખાનને મોટું લશ્કર આપીને સોરઠના બળવાખોરોને સજા કરવા મોકલ્યો. મલિક મહમુદે નાંદોદનો પ્રદેશ ઉજ્જડ કર્યો ને સુલતાનપુર ગયો. ત્યારે ઘૈર-તખાન માળવા તરફ અને નસીર થાણેશ્વર તરફ નાશી ગયો. મલિક તેમની પાછળ પડયો અને નસીરને થાણેશ્વરના કિલ્લામાં ઘેર્યો. મલિકે ઘેરો એવો

તો સજ્જડ ઘાલ્યો કે થોડી મુદ્દતમાં તે તાબે થયો. મલિકમહમુદે આ ખબર તરત સુલતાનને પહોંચાડી અને નસીરનો ગુન્હો માફ કરવા અરજ કીધી. તે ઉપરથી સુલતાને નસીરને ખાનનો એલકાબ આપ્યો અને તેને પોતાનો આશ્રિત બનાવ્યો.

ત્યારપછી થોડેક દિવસે સુલતાન અહમદે લશ્કર લઇ સુલતાન હોશંગને ઉપલા ગુન્હા માટે સજા કરવા લશ્કર તૈયાર કર્યું અને માળવા તરફ કુચ કરી. આ દરમ્યાન ઇડરના રાજા રણમલનો પુત્ર પુંજા, ચાંપાનેરનો રાજા ત્રંબકદાસ, નાંદોદનો રાજા વગેરે જેઓ સુલતાન હોશંગ જોડે મળી ગયા હતા તેઓએ ખંડણી મોકલી અને સુલતાનની ક્ષમા માગી. સુલતાને વખત જોઇ તેમને ક્ષમા આપી. પછી મલિકઝીઆઉદ્દીન નિઝામ ઉલમુલ્ક વઝીરને રાજ્યધાનીમાં રાખી બરાબર કુચ કરી માળવા પર ચઢયો. ઉજ્જનની હદમાં આવતાં કાલીઆદેહના કિનારા પર હોશંગની સાથે ભેટો થયો. અહીં હોશંગે પોતાના લશ્કરની આસપાસ ઉંડી ખાઇ ખોદાવી બધી તૈયારી કરી રાખી હતી.

આ લડાઇની એવી વાત ચાલે છે કે લડાઇને દિવસે સુલતાન અહમદ બખતર સજી ઘોડે ચઢયો. રસ્તામાં ઇમાદુલમુલ્કના પુત્ર ફરીદખાનના તંબુ આગળ આવી ચઢયો. ત્યાં ઘોડો ઉભો રાખી મલિક ફરીદને કહેવડાવ્યું કે તારા બાપનો ઇમાદઉલમુલ્કનો ખિતાબ જે ખાલી પડેલો છે તે હું તને બક્ષુછું, અને આ માનનો પોશાક તારે પહેરવો જોઇએ. આ વખતે ફરીદ પોતાને શરીરે તેલ મર્દન કરાવતો હતો. માણસોએ પાછા આવી સુલતાનને આ ખબર આપી ને કહ્યું કે થોડીવાર થોભવાનું અમને કહે છે. સુલતાન ત્યાંથી ચાલ્યો ગયો અને લડાઇના મેદાન આગળ આવી પહોંચ્યો. બન્ને બાજુના લશ્કરો લડવાને ગોઠવઇ ગયાં હતાં. મલિક ફરીદ તેલ ચોળાવી રહ્યા પછી તે જગ્યાએ જવાને સવાર થયો અને નદીની બાજુ પર ઉતરી ન શકાય એવી જગ્યાએ આવી પહોંચ્યો. આસપાસ ઘણા આદમીઓ હતાં અને સુલતાનની પાસ જવાનો તેને માર્ગ મળ્યો નહિ. તેણે પુછ્યું કે સુલતાન પાસે જવાનો કોઇ રસ્તો બતાવશો ? એક આદમીએ જવાબ દીધો કે સુલતાન પાસ જવાનો રસ્તો હું જાણુંછું પણ એ રસ્તો સુલતાન હોશંગના

લશ્કર પાછળ થઇ જવાનો છે. મલિક ફરીદે કહ્યું એથી બીજું ઉત્તમ શું છે?

મલિક ફરીદ પેલા આદમીની સલાહથી તેની પાછળ ઉતાવળથી ચાલ્યો. જે વખતે બંને લશ્કરો લડતા હતા તેવામાં એકાએક જાણે આકાશમાંથી ઉતરી આવ્યો હોય એમ મલિક ફરીદ સુલતાન હોશંગના લશ્કરની પાછળ આવી ઉભો રહ્યો અને અલ્લાહ અલ્લાહ કરતો સિંહ તુટી પડે તેમ, હોશંગના લશ્કર ઉપર તુટી પડયો. અને તેના લીધે હોશંગનું આગળ વધેલું લશ્કર હાર્યું. હોશંગ જોકે બહાદુરીથી લડયો તોપણ અહમદશાહના બહાદુર સિપાઇઓ તેઓને એક દડાની માફક લઇ ગયા (સહેલાઇથી હરાવ્યા) અને સુલતાન અહમદની જીત થઇ. સુલતાન હોશંગના તમામ હાથી, ખજાનો અને સરસામન સુલતાન અહમદના હાથમાં આવ્યો અને સુલતાન હોશંગ નાશી મંદુના કિલ્લામાં ભરાયો. સુલતાન અહમદના સિપાઈ કિલ્લાના દરવાજા સુધી તેની પાછળ પડયા. સુલતાન અહમદશાહે મંદુની નજદીકમાં મુકામ રાખ્યો અને માળવાનો મુલક ઉજ્જડ કરવા જુદી જુદી બાજુમાં લશ્કર મોકલ્યું. થોડા વખત પછી સુલતાન રાજ્યધાનીમાં આવવા નીકળ્યો અને ખુશીખુશાલીથી નગરમાં પ્રવેશ કર્યો.

ત્યાર પછી હિ. સં ૮૨૧ (ઈ. સ. ૧૪૧૮)ના ઝીલકદ મહિનાની પહેલી તારીખે ચાંપાનેરના રાજા ત્રંબકદાસને સજા કરવા ચાંપાનેર પર ચઢાઈ કરી. પણ સુલતાને ત્યાંનો ઘેરો લાંબો વખત જારી રાખ્યો નહિ. કારણ કે તેના મનમાં ગમે તેમ કરી મંદુનો કિલ્લો પેહેલો લેવાનો વિચાર હતો. કેટલોક વખત સુધી સુલતાને આ બાજુના પ્રગણામાં લુંટફાટ ચલાવી.

ત્યારપછી હિ. સં ૮૨૨ ના સફર માસની ઓગણીસમી તારીખે સંખેડા બહાદુરપુર ઉપર સુલતાન અહમદે ચઢાઇ કરી અને તે દેશમાંથી સિપાઈઓ ઝવેરાત વગેરે લુંટી લાવ્યા. કોઇએ હીરાથી કોથળીઓ ભરી લીધી અને કોઇએ કપડાથી ઘોડાના તંગ કસી લીધા. કોઈ મોતી અને સોનાથી તવંગર થયા અને કોઇ લુટવાથી નસીબદાર બન્યા. સોના રૂપાથી લદાઇ જ્યારે તેમણે પાછા ફરવાની તૈયારી કરી ત્યારે હરેક ખુણામાંથી ઘણા ગુલામોને પોતાની સાથે લીધા. અને મોરનાં પીછાં જેવી ઘણીક ખુબસુરત સ્ત્રીઓને પણ દરેક જણ લુંટની સાથે લઇ ગયા.

ટુંકમાં એટલુંજ કે સંખેડા પ્રદેશને હિ. સ. ૮૨૨ ના સફર માસની બાવીસમી તારીખે તારાજ કર્યો. વળી એજ મહિનામાં સંખેડાના કિલ્લાનો પાયો નાંખ્યો અને ત્યાં મોટાં મકાનો અને મસજીદો બંધાવી. મુસલમાની ધર્મ માટે કાઝી તથા ખતીબોની નીમણુંક કરી મુસલમાની ધર્મ ત્યાં ચાલુ કર્યો. વળી એજ વર્ષમાં સંખેડા તાબાના માંકણી ગામે કિલ્લાનો પાયો નાંખ્યો અને તે બાજુનું રક્ષણ કરવાને સિપાઇઓ મુકી લશ્કર લઇ પોતે મંદુ તરફ કુચ કરી.

જ્યારે ધાર પહોંચ્યો, ત્યારે સુલતાન હોશંગના બે એલચી મૌલાના મુસા તથા અલીજામેદાર જે તે રાજ્યના વિશ્વાસુ નોકર હતા તેઓ મુલાકાતને વાસ્તે આવી સુલતાનને મળ્યા ને તેઓએ હોશંગના ગુજરેલા ગુન્હા બાબત તેની તરફથી માફી માગી. સુલતાન અહમદશાહના ડાહ્યા તથા વિશ્વાસુ પ્રધાનોએ સલાહ કરવાને પુષ્ટિ આપી, જેથી સુલતાને તેને માફી બક્ષી. સુલતાને જુનો કીનો તદન કાઢી નાંખ્યો અને ત્યાંથી પાછો ચાંપાનેર ફર્યો. જ્યારે આકાશ સમાન તંબુની કમાનો ચાંપાનેરની સરહદ ઉપર ઝળકી કે ધર્મરક્ષક પાદશાહે સિપાઇઓને હુકમ કર્યો કે એ મુલક ને તારાજ કરો. ત્યાંથી રબીઉલ આખર મહિનાના આખર દિવસોમાં સુલતાન અમદાવાદ આવી પહોંચ્યો.

ત્યાર પછી હિ. સ. ૮૨૩ (ઈ. સ. ૧૪૨૧)માં પોતાના રાજ્યના જુદા જુદા ભાગમાં બરાબર બંદોબસ્ત કરવા સારૂ સુલતાન નીકળ્યો. જ્યાં જ્યાં લોકો સામા થતા ત્યાં ત્યાં તે તેમની પાયમાલી કરતો. મૂર્તિનાં મંદિરો તોડી નાંખતો અને તે જગાએ મસજીદો તથા મિનારા બંધાવતો. કિલ્લાઓ બંધાવી સુલતાને દેશમાં થાણાં નક્કી કર્યાં. પહેલો કિલ્લો એણે ચીતોર કે જે સીનોર પરગણામાં છે ત્યાં બંધાવ્યો. ત્યાર પછી ડુંગરી પ્રદેશમાં ધામોધ ( દાહોદ ) ગામ વસાવી ત્યાં પણ કિલ્લો બંધાવ્યો. વળી સુલતાન અલાઉદ્દીનના સમયમાં અલપખાને હિ. સ. ૭૦૪ માં વસાવેલાં કારઠા ગામનો કિલ્લો મરામત કરાવ્યો તથા તેનો ભાંગ્યો તુટયો ભાગ નવો કરાવી તેનું નામ સુલતાનબાદ રાખ્યું. ત્યાંથી પાછા ફરી સુલતાન અમદાવાદ આવી પહોંચ્યો.

બાદ હિ. સ. ૮૨૪માં સુલતાન અમદાવાદથી લશ્કર લઇ ચાંપાનેર તરફ ગયો.

સંખેડે આવીને મંદુની સરહદમાં આવેલા ચોળી ( મીર ) મહેશ્વર આગળ ગયો અને હિ. સ. ૮૨૫ ના રબીઉલ અવ્વલ માસની બીજી તારીખે મહેશ્વરની નજદીક પડાવ નાંખી અને મહેશ્વરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. તે વખતે સુલતાન હોશંગ હાથીના શિકાર માટે જાજનગર ગયો હતો. કિલ્લાના લોકોને મદદની આશા રહી નહિ તેથી તેઓ સુલતાન અહમદને શરણે ગયા, અને કિલ્લાની કુંચી સુલતાનના નોકરોને સોંપી દીધી. સુલતાને તે જગ્યાનો બચાવ કરવા થોડું લશ્કર ત્યાં રાખ્યું. પછી એજ મહીનાની બારમી તારીખે મંદુના કિલ્લાની નજદીક પડાવ નાંખી મંદુના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને માળવા દેશને કબજે કરવાના હેતુથી ફોજ તે તરફ મોકલી. કિલ્લાનો ઘેરો એક મહિનો અને અરાડ દિવસ ચાલ્યો અને તે દરમ્યાન ઘણી ઝપાઝપીઓ થઈ. જ્યારે વર્ષારૂતુ શરૂ થઇ ત્યારે ત્યાંથી લશ્કર ઉઠાવી ઉજ્જન કે જે મંદુના મુલકનું કેંદ્ર છે તે તરફ સુલતાન ગયો અને ત્યાં મુકામ રાખી માળવાનો ઘણો ભાગ કબજે કર્યો. ચોમાસું વીત્યા પછી ફરીથી સુલતાને મંદુના કિલ્લાને ઘેરો ઘાલ્યો. એ દરમ્યાનમાં હોશંગ જાજનગરથી સારા સારા હાથી લઇને રસ્તે લુંટફાટ કરતો તારાપુર દરવાજે થઇ મંદુના કિલ્લામાં દાખલ થયો. તેણે કિલ્લાને મજબુત કરવાને જબરો પ્રયત્ન કર્યો. સુલતાન અહમદે વિચાર કર્યો કે એ કિલ્લો હાલ સર થશે નહિ તેથી સારંગપુર તરફ કુચ કરી. તેમાં તેની એવી મતલબ હતી કે સુલતાન હોશંગ કિલ્લામાં તંગી પડશે એટલે અકળાઇ બહાર આવી લડાઈ કરશે અથવા નહિ કરે તો તેના દેશનો ઘણો ભાગ કબજે લેવાશે.

ટુંકમાં સુલતાને ત્યાંથી જઇ સારંગપુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. એ દરમ્યાન સુલતાન હોશંગના એલચીએએ વફાદારીના પોષાકમાં કપટને ઢાંકીને સુલતાનની પાસે આવી અરજ કરી કે સુલતાન જેવો ધર્મધુરંધર અને આસ્તિક હોશંગની એક ભૂલને માટે આખા ઇસ્લામના મુલકને તારાજ કરે અને તેની અરજ સાંભળે નહિ એ અજબ વાત છે. સુલતાન હોશંગ વચન આપે છે કે હવેથી તેના તરફથી વફાદારી તથા તાબેદારીથી વર્તન કરવામાં આવશે, અને એવી આશા રાખે છે કે થયલો ગુન્હો માફ કરી સુલતાન પોતાને મુલક પાછો ફરશે અને વધારે વેર લેશે નહીં.

સુલતાનનું દિલ વૈરના વિચાર તજીને ક્ષમા તરફ વળ્યું. તે વખત વળી વજીરોએ તથા વિદ્વાન માણસોએ તેને માફી આપવા સમજાવ્યું. તેથી સુલતાને તેમની અરજ સાંભળી અને મોટું દિલ દર્શાવી સલાહ કરી, અને પોતાને દેશ જવા નીકળ્યો.

મોહરમ માસની બારમી તારીખે ( હિ. સ. ૮૨૬ ) એટલે કે જે દિવસે સુલતાન અહમદ સલાહ કરી તેના કપટ અને છળથી ગાફેલ થયો તેજ દિવસે રાત્રે સુલતાન હોશંગે તેના ઉપર હુમલો કર્યો. ચારે તરફ શોરબકોર થઇ રહ્યો. રાત્રે એવું સખ્ત તોફાન થયું કે કેટલાક માણુસોએ ધાર્યું કે કયામતનો દિવસ આવ્યો છે, અને કેટલાકોએ ધાર્યું કે ગાંડો હાથી છુટો થઈ ગયો છે. આખરે માલમ પડ્યું કે રાત્રિના સમયમાં દુશ્મને હલ્લો કર્યો છે. મલિક મુનીરે સુલતાનને નિદ્રામાંથી જગાડ્યો. સુલતાન શયનગૃહમાંથી બહાર આવ્યો. નોબતવાળાનો ઘોડો તૈયાર હતો તે ઉપર એકદમ સુલતાન સવાર થયો અને બીજા એક ઘોડા ઉપર મલિક ખુબાન રકાબદાર સવાર થયો. બંને જણા બહાર આવીને છાવણીની એક બાજુ ઉપર ઉભા. પેહેલું દગાનું ઝેર સુલતાન હોશંગે દંડારેના રજપુતો અને ગરાસીયા કે જે છાવણીને મોખરે આવી પહોંચ્યા હતા તેમના ઉપર રેડ્યું. પાંચસે રજપુત સવાર સાથે તેનો સામંત માર્યો ગયો. ત્યાર પછી સુલતાન હોશંગ બીજી તરફ આવ્યો. આ વખતે સુલતાન અહમદના લશ્કરના ઘણા માણુસ માર્યા ગયા. સુલતાને મલિક ખુબાનને કહ્યું કે તું ફરીદ સુલતાન અને મલિક મુકરબની ખબર લાવી શકશે ? મલિક ખુબાન એકદમ ઘોડો દોડાવી છાવણી તરફ ગયો અને ત્યાં સદરહુ બન્ને અમીરને પોતાનું લશ્કર સજ્જ કરી પોતાના તંબુમાંથી પાદશાહના તંબુ તરફ આવતા દીઠા. મલિક ખુબાને કહ્યું કે તમે કયાં જાઓ છો ? પાદશાહ તમને બોલાવે છે. તેમણે કહ્યું કે દુશ્મન માણુસ ભેગાં કરી ચઢી આવે છે. ચાલો પ્રથમ તેને હાથ દેખાડીએ. મલિકે કહ્યું કે સુલતાન એકલા છાવણીની એક બાજુએ ઉભા છે, અને તમને મળવાને ઈંતેજાર છે. માટે પ્રથમ સુલતાન પાસે જવું અને પછી તે જે હુકમ કરે તે પ્રમાણે વર્તવું. આ બે માણુસ જે પાદશાહીના દરીઆના મહાન મગર જેવા હતા તેઓ લગભગ એક હ-

જાર સવાર સુલતાનની પાસે લાવ્યા. સુલતાને તેમને ઘણા હલકા શબ્દોથી કહ્યું કે તમારી હોંશિઆરી ઉપર આધાર રાખીને હું ગફલતમાં રહ્યો હતો. તમે તો મારા કરતાં પણ વધારે ગાફેલ રહ્યા છો. તેમણે કહયું કે ઇશ્વરે એમજ ધાર્યું હતું. આપ હુકમ કરો કે દુશ્મન ઉપર કપટનો બદલો લેઇએ. પરમેશ્વરની કૃપાથી ખાતરી છે કે તેનો બદલો તેને આપ્યા વગર રહીશું નહિ. સુલતાને કહ્યું કે સબુર કરો, કારણકે સવાર થવા આવી છે અને દુશ્મન જલદી પકડાશે.

સુલતાને મલિક ખુબાનને દુશ્મનની બાતમી લેવા મોકલ્યો. મલિક ખુબાને ઘોડો દોડાવી મુકયો અને છાવણીમાં આવ્યો તો જોયું કે સુલતાન હોશંગ પોતાનાં થોડાંક માણસો લઇને સુલતાન અહમદના તંબુના મ્હોં આગળ ઉભો હતો અને એનાં માણસો ખાસ ઘોડા તથા હાથીઓને તેની તપાસને માટે લાવતા હતા. એનું લશ્કર લુંટવામાં મશગુલ હતું. મલિક ખુબાને આવી સવિસ્તર હકીકત સુલતાનને કહી. આ વખતે સવાર પણ થઇ હતી. સુલતાને કહ્યું " મારા સિંહ જેવા સિપાઇઓ, બહાદુરી બતાવવાનો આ સમય છે." એક હજાર માણસ જેમાંનો એકેક સિંહ તથા વાઘ જેવો હતો તેને લઇ સુલતાન આગળ વધ્યો અને સુલતાન હોશંગની ફોજ દેખાવવા લાગી કે તરવાર હાથમાં પકડી અલ્લાહ અલ્લાહ બોલી દુશ્મન પર ટુટી પડયા.

બંને પાદશાહે પોતાનાં નામ અને આબરૂની ખાતર બે હાથે એવી તો તલવાર ચલાવી કે આનાથી સરસ લડાઇના વર્ણનની કલ્પના પણ થઇ શકતી નથી. બંને ઝખમી થયા. સવાર થઇ ત્યારે અહમદશાહના માવતોની નજર પોતાના પાદશાહ ઉપર પડી. તેમણે હાથીઓને ફેરવી દેઇ સુલતાન હોશંગની ફોજ ઉપર હુમલો કર્યો. સુલતાન હોશંગ આ હુમલાનો તાપ ન સહેવાવાથી નાશી ગયો. ( ફતેહના દરવાજા અહમદશાહના મુબારક કપાલપર ઉઘડયા ) અને અહમદશાહને ફતેહ મળી. સુલતાન હોશંગના સિપાઇઓ લુંટી લાવેલો માલ રહેવા દેઇ જીવ લઇ નાશી છુટયા. અહમદશાહનું લશ્કર દરેક તરફથી એકઠું થઇ સુલતાનને મુબારકબાદી

આપતાં તેને પગે પડયા. સુલતાને આ ભારે મુશ્કેલીથી મેળવેલી જીતને માટે ઇશ્વરની પ્રાર્થના કરી. સુલતાન હોશંગ પોતાના છુટા છવાયા સિપાઇ લઇને નાસતો સારંગપુરના કિલ્લામાં ભરાયો. પછી રબીઉલ આખરની ૨૪મી તારીખે સુલતાન અહમદ ગુજરાત તરફ ફર્યો. પાછું સુલતાન હોશંગે લશ્કર એકઠું કરી લડાઇ કરવાનો વિચાર કર્યો. આ ખબર સાંભળી સુલતાન અહમદશાહ થોભ્યો. એકાએક દુશ્મન આવવાથી લડાઇ શરૂ થઇ. સુલતાન હોશંગ ઘણી મેહેનત કરતાં છતાં હારી ગયો. એવું કહેવામાં આવે છે કે સુલતાન હોશંગના લશ્કરમાંથી ચાર હજાર સિપાઇ લડાઇના મેદાનમાં મરી ગયા અને જાજનગરથી જે હાથીઓ એણે આણ્યા હતા તે તમામ સુલતાન અહમદના હાથમાં આવ્યા. આ પ્રમાણે જીત પામીને તથા કીર્તિવંત થઇ ને સુલતાને પોતાની રાજ્યધાની તરફ કુચ કરી અને હિ. સ. ૮૨૬ ના જમાદીઉલ આખરની ચોથી તારીખે મોટા શહેર અમદાવાદમાં આવી પહોંચ્યો અને મોજમઝામાં ( નિરાંતે ) બેઠો. શેહેરના લોકોએ ઉપરની સર્વ ખુશ ખબર બાબત સુલતાનનાં વખાણ કર્યા તથા તેને મુબારકબાદી આપી.

એવું કહેવામાં આવે છે કે સુલતાન અહમદશાહે આ બીના બની તેના બે મહિના અગાઉ સારંગપુરથી હઝરત શેખ અહમદ ખતુને પુછાવ્યું હતું કે હાલના મામલા પરથી તમને શું લાગે છે અને કેટલા દિવસ સુધી અમારે અહીં રહેવું પડશે? હઝરતે લખી મોકલ્યું કે તમે હિ. સ. ૮૨૬ માં ફતેહ અને જીત મેળવી રાજ્યધાનીમાં આવશો. ઇશ્વરઇચ્છાથી બન્યું પણ તેમજ. આ મુબારક વખત કુતબઉલકુતાબ ( ધર્મના ધ્રુવરૂપ ) પરમેશ્વર માર્ગદર્શક અને ધર્મના પ્રણેતા સૈયદ બુરહાનુદ્દીન તથા તેમના સાહેબઝાદા શાહઆલમ તથા તેમના બીજા ધર્મબંધુઓ જે પ્રત્યેક તે વખતના ધ્રુવ જેવા હતા તેમનાથી શણગારાયલો હતો.

ટુંકમાં ત્યારપછી ત્રણ વર્ષ સુધી સુલતાન અહમદશાહે કોઇપણ તરફ લશ્કર મોકલ્યું નહિ. દરેક આદમી સુખચેનમાં પોતાનો વખત ગુજારતા હતા. ત્યાર પછી હિ. સ. ૮૨૯ ( ૧૪૨૫ ) માં ઇડર તરફ સુલતાને લશ્કર મોકલ્યું. ઇડરનો રાજા નાશી પહાડોમાં ભરાયો. તેના મુલકને સુલતાને તારાજ કર્યો.

હિ. સ. ૮૩૦ (૧૪૨૬) માં હાથમતીના કિનારા પર એટલે કે ઇડરથી ૧૮ માઇલ પર ગુજરાતની સરહદ પર અહમદનગર નામે શહેર સુલતાને વસાવ્યું અને શહેરની આજુબાજુ પત્થરનો મજબુત કોટ બંધાવી આ જગાએ પોતાનો નિવાસ રાખવાની ઇચ્છા બતાવી.

હિ. સ. ૮૩૧ (૧૪૨૭) માં સુલતાનનું લશ્કર ઘાસ ઉઘરાવવાને નીકળ્યું હતું તે વખતે ઇડરનો પુંજારાજા પોતાની સંતાવવાની જગામાંથી બહાર નીકળી ઘાસ ઉઘરાવનાર પર તુટી પડયો. તે ટોળાનો સરદાર હારી ગયો અને તેની સાથે જે હાથી હતો તે પુંજા રાજા લઇ ગયો. જે લશ્કર વીખરાઈ ગયું હતું તે પાછું એકઠું થયું અને પુંજા રાજા જોડે લડયું. એટલામાં તેઓ એક એવી કરાડ આગળ પહોંચ્યા કે જેની એક બાજુએ આકાશ સુધી પહોંચેલો પહાડ અને બીજી બાજુએ પાતાળ જેટલી ઉંડી ખો હતી અને એ બેની વચમાં રસ્તો એટલો તો સાંકડો હતો કે સવાર મુશ્કેલીથી પસાર થતો. જ્યારે પુંજા રાજા આ સાંકડી જગ્યાએ આવી પહોંચ્યો અને પાદશાહનું લશ્કર તેની પાછળ આવ્યું ત્યારે માવતોએ હાથીનાં મોં ફેરવી તેને પુંજા રાજા પર હાંક્યા. પુંજા રાજાનો ઘોડો ભડકયો, કુદયો અને ખોમાં પડયો અને ત્યાંને ત્યાંજ પુંજા રાજાએ પોતાનો પ્રાણ યમરાજાને સોંપી દીધો. પાદશાહનું લશ્કર હાથી લઇને પાછું આવ્યું પણ પુંજાનું શું થયું તેની કોઇને ખબર પડી નહિ. બીજે દિવસે એક લાકડા ફાડનાર તેનું માથું લઈ દરબારમાં આવ્યો. સુલતાન અજાએબ થયો પણ એ માથું પુંજાનું છે એમ તેની ખાત્રી થઇ નહિ તેથી પુછ્યું કે અહીં એવો કોઇ છે કે જે પુંજાને ઓળખી શકે ? લશ્કરમાંથી એક આદમી નીકળ્યો જેણે કહ્યું કે હું થોડો વખત પુંજારાજાને ત્યાં નોકર હતો અને હું તેને બરાબર ઓળખું છું. જ્યારે તેને માથું બતાવવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે એ માથું રાવજીનું છે. દરબારમાં જે લોકો હાજર હતા તેઓએ ઠપકો આપ્યો કે તું આ કાફરનું નામ આટલા બધા માનથી શું કામ દે છે ? સુલતાને કહ્યું કે તમે કાંઇ પણ બોલતા નહિ કારણ કે એણે લુણ હલાલ કર્યું છે.

આ પછી બે વર્ષ સુધી સુલતાન રાજ્યધાનીમાં રહ્યો અને બીજા કોઇ

પણ દેશની તરફ નજર ન કરતાં પોતાના મુલકના બંદોબસ્તમાં રહ્યો. વળી મુલકના બંદોબસ્ત માટે તથા લશ્કરને કાબુમાં રાખવા માટે પ્રમાણિક પ્રધાનો અને શાણા અમીરોની સલાહ લઇ નીચે પ્રમાણે કાયદા કર્યા.

લશ્કરી સિપાઇઓનો અડધો પગાર જાગીરી આપીને પાદશાહી તીજોરી-માંથી નગદ આપીને ચૂકવવો. કારણ કે જો તમામ પગાર નગદ આપવામાં આવે તો રોકડા પગારની બરકત રહેશે નહિ ( લોકો સાચવી શકશે નહિ. ) આથી સિપાઇઓ બરાબર સામાન રાખશે નહિ અને દેશનું બરાબર રક્ષણ કરશે નહિ. માટે જો અડધો પગાર જાગીરીથી આપવામાં આવે તો તેમાંથી ઘાસ દુધ, લાકડા, દહીં વગેરે મેળવી શકાશે અને વળી ત્યાં ખેતી કરવામાં તથા ઘર બાંધવામાં રોકાય તો તેમને ફાયદો થશે અને દેશનું રક્ષણ કરવામાં ખરા દિલથી કામ કરશે. બાકીનો અડધો રોકડો પગાર કંઇ પણ ઢીલ સિવાય અ-થવા હરકત સિવાય ચુકવી આપવામાં આવતો હતો કે જેથી પગાર લેવાને માટે ગમે ત્યાં માણુસ હોય ત્યાંથી આવીને હાજર થતો. જો લશ્કરની જરૂર પડે તો તે વખતે કરજવાળા હોઇ શકે નહિ અને દૂર કે પાસે જ્યાં જવું હોય ત્યાં જઇ શકે. વળી એવું બને કે લાંબી મુસાફરીમાં રસ્તાના ભયને લીધે તેઓને ઘેરથી ખરચ ન પહોંચે તો અડધો પગાર લશ્કરની ચાલુ તીજોરીમાંથી આપવામાં આવે જેથી લશ્કરને કંઇપણ ચીજની જરૂર રહેશે નહિ ને કરજ કરવાની જરૂર પડશે નહિ તેમજ તેઓ પોતાના ઘર તરફથી પણ નિશ્ચિંત રહે કારણ કે કુટુંબનાં માણસોનું ખરચ જાગીરમાંથી નીભશે.

મેહસુલના અધિકારીઓ બાબત એવું ઠરાવવામાં આવ્યું કે તેમાંનો તીજોરર પાદશાહી ગુલામોમાંનો એક જોઇએ અને પગાર કરનાર છુટો આ-દમી (ખાનદાની) જોઇએ. તેનું કારણ એ હતું કે જો બંને ખાનદાની આદમી હોય તો કદાચ બંને એક બીજા જોડે મિત્રાચારીની ગાંઠ બાંધે અથવા તો સ્વાર્થની લાલચથી લુચ્ચાઇ કરશે અને જો બંને ગુલામો હશે તો એ પણ એવુંજ થશે.

" એક જાતના પ્રાણી તેવીજ જાતના પ્રાણી સાથે ઉડે છે.
કબુતર કબુતરની સાથે અને બાજ બાજની સાથે. "

પરગણાના વહીવટદારની પણ નીમણુક આજ પ્રમાણે કરવામાં આવતી હતી અને આ ગોઠવણ મહમુદ બેગડાના છોકરા સુલતાન મુઝફ્ફરશાહના વખત સુધી કાયમ રહી હતી. બહાદુરશાહ સુલતાનના વખતમાં લશ્કર જ્યારે ઘણું મોટું થયું ત્યારે કરકસરવાળા હુશિઆર પ્રધાનોએ દેશની ઉપજ સંબંધી તપાસ કરી કેટલાક મહાલની ઉપજ એકથી દશ ગણી વધારી, કેટલાકની એકથી નવ ગણી, આઠગણી અને સાતગણી વધારી, કોઇપણ જગ્યાએ દશથી વીશ એટલે બમણાથી ઉપજ ઓછી નહોતી. આ ફેરફારો દાખલ થયા કે તરતજ જુના કાયદાઓ રદ કરવામાં આવ્યા. ત્યારબાદ દેશમાં ગરબડ ઉત્પન થઇ અને આગળ કહેવામાં આવશે તેમ મોટા બંડો થયા.

હિ. સ. ૮૩૫ (ઇ. સ. ૧૪૩૧) માં ખબર આવી કે દક્ષિણના રાજા સુલતાન ફીરોઝ બાહમણીએ વિજયનગરના હિંદુઓઉપર ચઢાઇ કરી હતી પણ તેમાં તે હાર્યો હતો. સુલતાન અહમદ અને તેની વચ્ચે મજબુત દોસ્તી હતી અને ખરા દિલની હતી તેથી સુલતાને મોટું લશ્કર તેની મદદે મોકલ્યું. જ્યારે લશ્કર ભાંડેરના કિલ્લાની નજદીક જઈ પહોંચ્યું, ત્યારે દૈવયોગે સુલતાન ફીરોજ મરણ પામ્યો અને તેનો છોકરો સુલતાન અહમદ બાહમણી ગાદીએ બેઠો. તેણે ઘણી કીમતી ભેટો સુલતાનને મોકલી અને સુલતાનના લશ્કરને પાછું વળાવ્યું.

ત્યાર પછી એણે હિ. સ. ૮૩૬ ( ઇ. સ. ૧૪૩૨ ) થી હિ. સ. ૮૪૫ ( ઈ. સ. ૧૪૪૧ ) સુધી દર વર્ષ સુલતાન અહમદે કોઇ વખતે ઇડરનો પ્રદેશ લુટવા, કોઇ વખતે આસીરના હાકેમ રાજાના પુત્ર નસીરખાનને પાંસરો કરવાને, કોઇ વખત સુલતાન અહમદ બાહમણીને સારી રીતભાત શીખવવા અને કોઈ વખતે મોડાસાનો પ્રદેશ તારાજ કરવાને લશ્કર મોકલવું જારી રાખ્યું. તેમજ કોઇ વખતે પોતે જાતે પણ લશ્કર લઇ ચઢતો જેમાં હમેશ એને ફતેહ મળતી. એણે રાજ્ય કર્યું તે દરમ્યાન એ કોઇ દિવસ હાર્યો નથી. તેમજ ગુજરાતનું લશ્કર હમેશા મંદુ, દક્ષિણ, આસીર અને મેવાડ તથા આસપાસના પ્રદેશના હિંદુઓના લશ્કર ઉપર જીત મેળવી રહ્યું હતું.

હિ. સ. ૮૪૫ (ઈ. સ. ૧૪૪૩) માં અમદાવાદ શહેરમાં સુલતાન અહમદને મોતનું તેડું આવ્યું અને બીજી દુનીઆમાં જવાની તેણે તૈયારી કરી. અમદાવાદના માણેકચોકમાં જે હજીરો છે ત્યાં તેને દાટવામાં આવ્યો છે. 'ઇશ્વરની એના ઉપર મેહેર રહે.' હે શાહ, તારા તાપ આગળ આકાશ પણ ધ્રુજે છે અને તારી બંદગી કરે છે.

સુલતાન અહમદ હિ. સ. ૭૯૩ (૧૮ મી નવેંબર ૧૩૯૧) ના ઝીલહજજેહની ૧૯ મી તારીખે રાત્રે જન્મ પામ્યો હતો જે હકીકત આગળ આપવામાં આવી છે. જ્યારે એ વીસ વર્ષની ઉમરનો થયો ત્યારે એ ગાદીએ બેઠા અને એણે ૩૨ વર્ષ ૬ મહિના અને ૨૨ દિવસ પાદશાહી ભોગવી. તેની ઉમર મરતી વખતે ૫૨ વર્ષ ૭ મહિના અને થોડા દિવસ હતી. એવું કહેવામાં આવે છે કે જ્યારથી એ ઉમરે આવ્યો ત્યારથી મરતાં સુધી પ્રાતઃકાળની નિમાજ એ કોઇ દિવસ ચૂકયો નથી. સુલતાન શેખ ફરીદગંજ શકરના પૌત્ર શેખ રૂકનુદીન કાનેશાકરનો શિષ્ય હતો. શેખ ફરીદગંજ શકરની કબર ગુજરાતના પાટણ શહેરના પાછલા ભાગમાં હજુ જોવામાં આવે છે. તે છતાં પણ શેખ અહમદ ખતુ ગંજબક્ષ ઉપર એને પુરી આસ્થા હતી. એક રાત્રે હઝરતને શૌચ જઇ આવ્યા પછી હાથ ધોવાની માટી સુલતાને આપી. રાત ઘણી અંધારી હતી તેથી હઝરતે પુછ્યું સલાહઉદદીન છે? એ માણસ હઝરતનો નોકર હતો. સુલતાને કહ્યું ના, એતો હું અહમદ છું. હઝરતે જવાબ આપ્યો અરે ભાગ્યશાળી પાદશાહ! સુલતાને પોતાના શાહજાદા સુલતાન મહમદને હઝરતનો શિષ્ય બનાવ્યો તોપણ પોતે તો શેખ રૂકનુદીનનો કે જેનો રોઝો પાટણમાં છે તેનો તે શિષ્ય રહ્યો હતો. ન્યાય, પવિત્રતાઇ અને સખાવતમાં આ સુલતાનનો જોડો નહોતો અને હમેશા ધર્મની લડાઇમાં ભાગ લેતો.

એવું કહેવામાં આવે છે કે સુલતાનના જમાઇએ જુવાનીના અને અભિમાનના તોરમાં અને સુલતાનની સગાઇના જોરમાં એક નિર્દોષ માણસનું ખુન કર્યું. સુલતાને એને પકડી કાજી પાસે મોકલાવ્યો. કાજીએ મરનારના વારસને ૨૦૦ ઉંટ અપાવી રાજી કરી સુલતાન પાસે મોકલાવ્યો. સુલતાને

કહ્યું કે અગર જો મરનારનો વારસ માલથી રાજી થયો છે તોપણુ મને તે કબુલ નથી. કારણુ કે આથી મારી મેહેરબાની ભોગવનાર પોતાની સત્તા વાપરી આ પ્રમાણે નિર્દોષ માણસનું ખુન કરવાને આંચકો ખાશે નહિ. સુલતાને કહ્યું કે આ કામમાં આવા દંડને બદલે પુરૂં વેરજ લેવું જોઇએ; એટલે ખૂનને બદલે ખૂનજ થવું જોઇએ. એમ કહીને ખૂન કરનારને બન્નરમાં ખૂન આપવા મોકલી દીધો, અને શુળીપર ચડાવી તેને એક દિવસ તે પર રાખ્યો. બીજે દિવસે તેને નીચે ઉતારવાનો અને દાટવાનો હુકમ આપ્યો. પછી આ સજા જોઇને સુલતાનના પાદશાહીના પ્રારંભથી તે અંત સુધી અમીરથી લશ્કરમાંના કોઇ પણુ સિપાઇએ કોઇ નીરઅપરાધીનું ખૂન કર્યું નથી. જાણે કે હઝરત શેખ શાદી શીરાઝીએ પ્રથમથી ભવિષ્ય જાણીને દુનીઆને ન્યાય આપનાર આ સુલતાનનેજ વાસ્તે નીચલી કવિતા લખી હોય !

"રાજાઓના મસ્તક અને મહા પુરૂષોના મુગટરૂપ રાજા પોતાના ન્યાયથી દુનીઆને માન્યવંત કરે છે. અરે રાજા તારા ન્યાયના સમયમાં દુનીઆમાં કોઇ પણ મનુષ્યની ફરીઆદ નથી."

બીજો એક દાખલો એવો છે કે એક દિવસ સુલતાન પાદશાહી મેહેલના ઝરૂખામાં બેઠો હતો. તે વખતે મહેલની નીચે થઇને વહેતી સાબરમતી નદી પર તેની નજર પડી. તે વખતે નદીમાં પૂર હતું. એક કાળી વસ્તુ પાણીમાં ડુબકાં ખાતી જોઇ સુલતાને તે ચીજ બહાર લાવવાનો હુકમ કર્યો. માલુમ પડયું કે તે એક કોઠી હતી અને તેમાં એક મુડદુ મુકેલું હતું અને તેનું મોં બંધ કરેલું હતું. સુલતાને હુકમ કર્યો એટલે શેહેરના તમામ કુંભાર હાજર થયા. સુલતાને કહ્યું કે આ કોઠી કોની બનાવેલી છે તે પારખી કાઢો. એકે કહ્યું કે એ મારી બનાવેલી છે અને ફલાણા ગામમાં અમદાવાદના ફલાણા જુવાન પુરૂષને વેચાતી આપી હતી. સુલતાને તે પુરૂષને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. તપાસ કરતાં તથા કામ ચલાવતાં માલમ પડયું કે એણે એક વાણીઆને મારી નાંખી કોઠીમાં ઘાલીને તે કોઠીને પાણીમાં વહેતી મુકી દીધી હતી. સુલતાને તેને મારી નાંખવાનો હુકમ કર્યો. સુલતાન અહમદશાહના વખતમાં માત્ર આ એજ નીરઅપરાધીનાં ખૂનો થયાં છે, અને

ત્યાર પછી સુલતાનના ભયથી અને કેરથી કોઇએ ખૂન કર્યું નથી. સુલેમન કવિની નીચેની બે બેત સુલતાન અહમદના સમયને લાગુ પડે છે.

"તારા રાજ્યમાં ધનુષ્ય સિવાય બીજા કોઇનો પોકાર ઉઠતો નથી અને જો તેનો પોકાર ઉઠે છે તો તે વાજબી છે. ઓ દુનીઆના શાહ તારા ન્યાયમાં ધનુષ્ય સિવાય બીજા કોઇના ઉપર કોઇએ જોર કર્યું નથી."

શોધ કરતાં માલમ પડયું છે કે સુલતાન અહમદને કાવ્યનો પણ શોખ હતો. મખદુમે જહાનીઆનને નામે પ્રસિદ્ધ થયેલા સૈયદ જલાલના પુત્ર સૈયદ મહમદના પુત્ર સૈયદ બુરહાનુદ્દીન જે સુલતાનના સમકાલિન હતા તેમની સ્તુતિનો નીચલો એક શ્લોક સુલતાન અહમદે લખ્યો છે.

અમારા સમયના ધ્રુવ તરીકે બુરહાન અમને જોઇએ તેવા છે. તેનું નામ છે તે પ્રમાણે તે હમેંશા અમને બુરહાન ( સિદ્ધ કરનાર ) રહે.



# प्रकरण पांचमुं.



## સુલતાન મહમ્મદશાહ હિ. સ. ૮૪૫ ( ઇ. સ. ૧૪૪૩ ).



આ પક્ષીની છબીના વર્ણન કરનારે બરાબર ચિત્ર આલેખી આ વાત લખી છે.

સુલતાન અહમદશાહના મરણ પછી ત્રીજે દિવસે સુલતાન મહમ્મદ હિ. સ. ૮૪૫માં ગાદીએ બેઠો. એ એશઆરામમાં મશગુલ થયો, અને એણે રાજ્યના કામકાજની બીલકુલ દરકાર રાખી નહિ. બલકે પાદશાહી કામકાજોના ઉંચા દરજ્જા લાયક તેનામાં બુદ્ધિજ નહોતી. પણ એ ઉદાર હતો અને તે પણ હદ ઉપરાંત હતો. તેથી લોકો એ સુલતાનને ઝરબખ્શ કહેતા હતા.

હિ. સ. ૮૪૯ ( ઇ. સ. ૧૪૪૫ ) ના રમઝાન મહિનાની ૨૦ મી તારીખે ઇશ્વરે એને એક ભાગ્યશાળી અને કીર્તિવંત પુત્રનો જન્મ આપ્યો. સારો વખત જોઈ તેનું નામ ફતેહખાન પાડયું. એજ વર્ષમાં ઇડરના રાજા પર

સુલતાને ચઢાઇ કરી. રાજા નાશી જઈ ડુંગરમાં ભરાયો અને ત્યાંથી પોતાના એલચીઓ થયેલા ગુનાઓની ક્ષમા માગવા મોકલ્યા. વળી સુલતાન પાસે પોતાની એક દીકરી પણ મોકલી આપી. સુલતાન મહમ્મદ તેની ખુબસુરતીથી ગાંડો થઈ જઇને તેની ભલામણથી ઇડરનો મુલક તેના બાપને પાછો આપ્યો. અહિંથી પછી સુલતાને વાગડ ઉપર ચઢાઇ કરી અને તે મુલક લુંટી તારાજ કરી ત્યાંથી પોતાની રાજ્યધાનીમાં પાછો આવ્યો.

એજ વર્ષમાં ગંજબક્ષને નામે પ્રસિદ્ધ થયેલા શેખ અહમદ ખતુ જે ઇશ્વરને ઓળખનાર, ઇશ્વરી જ્ઞાનમાં પ્રવીણ ધર્મગુરૂ તથા સિદ્ધ પુરૂષોમાં ધ્રુવસમાન અને જે ધર્મજ્ઞાનીઓમાં પુર્ણ ચંદ્રસમાન હતા તે આ ક્ષણભંગુર સ્થાનમાંથી અક્ષયધામમાં કુચ કરી ગયા. હઝરત શેખ બાબા ઇસ્હાક કે જેની કબર ખટુ કસ્બામાં છે તેના તે શિષ્ય હતા. ખટુ નાગોર જિલ્લાનો એક કસ્બો છે.

ત્યાર પછી હિ. સ. ૮૫૫ માં (ઇ. સ. ૧૪૫૧) ચાંપાનેરનો કિલ્લો લેવાના ઇરાદાથી લશ્કર લઇ સુલતાન બહાર નીકળ્યો. ત્રંબકદાસનો છોકરો ગંગાદાસ જે ત્યાંનો રાજા હતો તેણે સુલતાનની જોડે લડાઈ કરી, પણ હાર્યો અને કિલ્લા ઉપર ચઢી ગયો. સુલતાને કિલ્લાને ઘેરો ઘાલ્યો અને દરરોજ ઝપાઝપી ચાલતી. જ્યારે કિલ્લામાં તંગી પડવાથી કિલ્લાના લોકો ગભરાયા ત્યારે રાજાએ મંદુના સુલતાન પાસે એક એલચી મોકલ્યો અને કહેવડાવ્યું કે અગર જો સુલતાન આ વખતે મારી મદદે આવશે તો હું લશ્કરના ખરચને માટે દરેક મજલના એક લાખ સોનાના તંકા (સિક્કા) આપીશ. સુલતાન મહમુદે પૈસાની લાલચે મુસલમાની ધર્મની દરકાર કરી નહિ અને લશ્કર લઇ નીકળી આવ્યો. જ્યારે સુલતાન મહમુદ દાહોદ કસ્બો જે ગુજરાતના તાબાનો માળવાની સરહદ પર આવેલો છે ત્યાં આવ્યો ત્યારે સુલતાન મહમ્મદે ઘેરો ઉઠાવ્યો અને સાવલી પ્રગણાના ( હાલ વડોદરાને તાબે છે ) કોઠડા ગામે ગયો. પણ આ જગ્યાએ માંદો થવાથી સુલતાન અમદાવાદ આવ્યો, અને તેણે હિ. સ. ૮૫૫ (ઇ. સ. ૧૪૫૧–૫૨) ના મહોરમ મહિનાની ૨૦ મી તારીખે પોતાનો દેહ છોડયો. માણેકચોકના હઝીરામાં તેના બાપની પાસે તેને દાટવામાં આવ્યો છે. એણે નવ વર્ષ અને થોડા મહીના રાજ્ય કર્યું. તારીખે અહમદશાહીના

કર્તાએ જે લખ્યું છે તે મુજબ ઉપર લખ્યું છે.

પણ જે હેવાલ જાણીતો અને ગુજરાતના ભરોસાદાર આદમી પાસે સાંભળેલો છે અને જે બાપથી છોકરા પાસ ઉતરી આવેલો છે તે નીચે પ્રમાણે છે. માળવાનો રાજા સુલતાન મહમુદ ખીલજી રાજ્યકાજમાં તેમજ દુનીઆદારીના કામકાજમાં અને પાદશાહને છાજે એવી કોઇપણ બાબતમાં જરાપણ ચૂક કરતો નહિ. કયાં તો તે પછી લશ્કરનું કામ હોય યાતો લોકના ઇનસાફ સંબંધીનું કામકાજ હોય. આટલા તેના ગુણસાથે તે દરવેશોના ઉપર આસ્થા રાખનારો તથા તેનો શિષ્ય હતો. કોઇપણ જગ્યાએ કોઇ દરવેશ પોતના રાજ્યમાં દૂર અથવા નજદીક આવતો ત્યારે ભેટો મોકલી આસ્થાથી તેના આદર સત્કાર કરી તેનું મન વશ કરતો.

આ વખતે ગુજરાતમાં શેખ કમાલ નામે વિદ્વાન રહેતો હતો. શેખ કમાલની કબરનો રોજો અમદાવાદ શેહરના અલીમપુરામાં મલીક અલીમના નામથી પ્રસિદ્ધ થયલા ખુદાવન્દખાનની મસજીદ પછાડી હાલ પણ છે. સુલતાન મહમુદને આ શેખ સાથે જુના વખતમાં દોસ્તી તથા મિત્રાચારી થઇ હતી, અને તેથી તે તેમને ભેટો તથા બક્ષીસો મોકલતો. સુલતાન મહમુદે શેખ કમાલને વિનંતિ કરી કે જો તમારા આશીરવાદથી પરમેશ્વરની દરગાહથી ગુજરાતની શહેનશાહી મારે નામે થશે તો જે લાગણી મારી આપની તરફ છે તે કાયમ થશે અને વધશે અને હું આપના ફકીરોની સેવા ખાતર એક મોટો મઠ બંધાવીશ, અને તેના ખરચ માટે હઝરત શેખ અહમદ ખત્તુના રોજાની પાછળ જે વર્ષે ત્રણ કરોડ ગુજરાતના તંકાનો ખરચ થાય છે તેટલો હું મુકરર કરી આપીશ. આ વિનંતિ સાથે તે વખતના વજનના તથા ત્યારે ચાલતા પાંચસેં સોનાના સિકકા પણ મોકલી આપ્યા. આ ખબર કોઇ શખસે સુલતાનને આપી અને કહ્યું કે શેખ કમાલ આટલા બધા વૈરાગ્ય અને પવિત્રાઇના દેખાવ સાથે પૈસાનો લોભી છે અને પવિત્ર કુરાનને મહમુદ ખીલજીએ મોકલેલો તંકાનો ખજાનો બનાવ્યો છે. સુલતાન મહમ્મદને તપાસ કરતાં માલમ પડયું કે આ વાત ખરી છે ત્યારે ગુસ્સે થયો અને ગુસ્સામાંજ શેખ કમાલ પાસેથી આ દિનારો છીનવી લઇ પોતાના ખજાનામાં મુકી. શેખ પોતાની જુની દોસ્તી ને મહેરબાનીની ખાતર સુલતાન મહમ્મદ પર

પ્રસન્ન હતો. પણ જ્યારે એણે જાણ્યું કે આ કૃત્ય સુલતાન મહમ્મદે કર્યું છે ત્યારે ઘણોજ દિલગીર થયો અને રાત દિવસ સુલતાન મહમ્મદ સામા ઇશ્વરના દરબારમાં ફરીઆદ કરવા લાગ્યો અને એવી આશિષ દેવા લાગ્યો કે ગુજરાતનો મુલક સુલતાન મહમુદ ખીલજીને મળે. પેગંબર સાહેબના હુકમ પ્રમાણે "જુલમ ગુજરેલાની દાદ નકામી જશે નહિ જોકે નીચમાં નીચ પાપી હશે" તેની પ્રાર્થનાનો બદલો મળ્યો.

જુલમ ગુજરેલાના નિશ્વાસનો તું ભય રાખ, કારણ કે જ્યારે તેઓ કંઇ પણ પ્રાર્થના ઇશ્વરને કરે છે ત્યારે તેઓની પ્રાર્થના ઇશ્વરને ત્યાં કબૂલ થાય છે."

શેખે ગુજરાતના રાજ્યનો વહીવટ સુલતાન મહમુદ ખીલજીને મળશે એવું નક્કી કર્યું અને એવું બતાવી આપ્યું કે આ ગોઠવણથી છેક પરમેશ્વરના દરબારમાંથી થઇ આવી છે. વળી તેને એ મતલબનું લખી જણાવી વધારામાં લખ્યું કે જલદી ફોજ લઇ આવે. સુલતાન મહમુદ ખીલજી બહમન અને અસ્પન્દીઆર જેવા શૂરા એંસી હજાર સવાર લઈ ગુજરાત કબજે કરવા નીકળ્યો. જ્યારે આ ખબર સુલતાન મહમ્મદને મળી ત્યારે એક વાણીઓ કે તેનો સલાહકાર હતો તેની તેણે સલાહ પુછી. આ નીચ હલકો આદમી વગર અક્કલનો હતો. તેણે જવાબ દીધો કે આપ જમીન તથા સમુદ્ર બંનેના સુલતાન છો. માટે સ્ત્રીઓ તથા ખજાનો એક વહાણમાં નાંખી કેટલા દિવસ સુધી આપે માછલીના શિકારે જવું. જેવી રીતે એક કુતરો ખાલી ઘરમાં આવી માથું પટકી ચાલ્યો જશે. સુલતાનનું દિલ શેખ કમાલ ઉપર જે જુલમ ગુજાર્યો હતો તેથી બદલાઇ ગયું હતું, અને તેથી આ સલાહ પસંદ કરી વહાણોની તૈયારી કરવામાં ગુંથાયો. એણે બહાદુર સરદારો તથા વિદ્વાન નોકરોમાંના કોઇપણ સાથે આ વાત કરી નહિ. દરબારનો એક મોટો ઉમરાવ જેનું નામ સૈયદ આવ અલ્લાહ હતું અને જેનો ખિતાબ કવામ ઉલમુલ્ક હતો, ( આસુરીઆ દરવાજા પાસે સૈયદપુરમાં તે રહેતો હતો. એ ગામ પણ તે સૈયદનું હતું અને ત્યાંજ સૈયદને દાટવામાં આવ્યો છે. ) તેને આ વાતની ખબર પડી. તેણે જોયું કે કામ હાથથી જાય છે તેથી પેલા

વાણીઆને પકડી ખુણામાં લઇ જઇ હાથમાં ખંજર લઇ તેણે તેને કહ્યું કે તું પાદશાહને આવો રસ્તો બતાવે છે ને નાશવાની યુક્તિ (દરવાજો) દેખાડે છે. પહેલવહેલું તનેજ મારી નાંખવો એ લાઝમ છે. તેણે જવાબ દીધો કે તમે સર્વ ગુણ સંપન્ન છો. તમારે જાણવુંજ જોઇએ કે પાદશાહ આપના જેવા શુરવીર અને બહાદુર પુરૂષોને પુછતો નથી અને મારા જેવા એક કમઅક્કલ વાણીઆની સલાહ પુછે છે તો એજ ખરા આદમીની સલાહ પુછવાને લાયક નથી. સૈયદે જાણ્યું કે આ સાચું કહે છે અને તેથી ખંજર ઉપરથી હાથ ઉઠાવી વિચારમાં પડયો. એના દિલમાં વિચાર આવ્યો કે પ્રથમ તો શાહઝાદા જલાલખાનની પરીક્ષા કરવી કે એ કેટલો દ્દઢ છે. આ વખતે જલાલખાન નડીઆદ કસ્બામાં હતો તેથી રાતોરાત સૈયદ ત્યાં ગયો. વાતચીતમાં તેણે જલાલખાનને કહ્યું કે તમારા બાપ રાજપાટ તમને સોંપી પોતે જનાનો તથા ખઝાનો વહાણમાં લઇ દરીઆમાં માછલીનો શિકાર કરવાનો ઇરાદો રાખે છે. તમારો શો વિચાર છે? જો ઇશ્વરકૃપાથી આ દોલત, રાજ્ય તમને મળે તો મહમુદ ખીલજી જે મોટું લશ્કર લઇ ગુજરાત જીતવા આવે છે તેની સામા તમે શું કરશો? જલાલખાને જવાબ દીધો કે જો ઇશ્વરની મહેરબાનીથી મારા હાથમાં લગામ આવે તો હું ઇશ્વર આગળ સમ ખાઇ કહું છું કે કયાં તો દુશ્મનને મારીશ અથવા હું મરીશ. આ શબ્દ સાંભળીને સૈયદ ખુશ થયો અને કહ્યું કે અગર જો કે પાદશાહ લાયક નથી પણ પાદશાહનો છોકરો લાયક છે. પછી એણે પોતાના મનમાં જે વાત હતી તે કહી અને કહ્યું કે જ્યારે અમીર ઉમરાવોને લાગ્યું કે તમારા બાપને રાજ્યની દરકાર નથી અને રાજ્ય તમારા કુટુંબના હાથમાંથી જશે ત્યારે તેઓએ તમને પાદશાહ બનાવવાનો તથા મહમુદ ખીલજી સાથે લડાઇ કરવાનો વિચાર કર્યો છે.

શાહઝાદાએ આ વાત કબૂલ કરી. સૈયદ રાતરેને રાતરે મીરકુ દરવાજેથી (મીરઝાપુર) શાહઝાદાને અમદાવાદ લાવ્યો અને સુલતાનના જીવનરૂપી પ્યાલામાં મોતરૂપી ઔષધ રેડયું. સુલતાન ક્ષણભંગુર દુનીઆ ત્યાગ કરી બીજી દુનીઆમાં ચાલ્યો ગયો. આ બીના હિ. સ. ૮૫૫ (૧૪૫૧) મહોરમ મહિનામાં બની હતી.

# પ્રકરણ છઠ્ઠું.

## સુલતાન કુતુબુદ્દીન.

( ૧૪૫૧-૧૪૫૯ )

સુખી સમયનો લેખક કસ્તુરીમાંથી કપુરને ભભક આપે છે.

હિ. સ. ૮૫૫ ( ૧૪૫૧ ) ના પવિત્ર મહોરમ મહિનાની અગિઆરમી તારીખે સુલતાન મહમ્મદનો મોટો શાહઝાદો સુલતાન કુતુબુદ્દીન પાદશાહી તખ્ત પર બેઠો અને પોતાના બાપદાદાના ચાલતા આવેલા રિવાજ પ્રમાણે લશ્કર અને રૈયતમાં પોશાક તથા ઇનામ વહેંચ્યાં.

તારીખે બહાદુરશાહીનો કર્તા લખે છે કે આ સમયે માળવાનો પાદશાહ સુલતાન મહમુદ ખીલજી ગુજરાતનો મુલક સર કરી લેવાના ઇરાદાથી પોતાની રાજ્યધાનીમાંથી મોટું લશ્કર લઇ નીકળ્યો. જ્યારે તે સુલતાનપુરની સરહદ પર આવ્યો ત્યારે સુલતાન કુતુબુદ્દીન તરફથી ત્યાં રાખવામાં આવેલો હાકેમ સૈયદ મલિક અલાઉદ્દીન બીન સોહરાબે કિલ્લાના દરવાજા બંધ કર્યા અને તોપ અને બંદુકથી લડાઇ શરૂ કરી. ઘેરો સાત દિવસ સુધી રહ્યો. ત્યારબાદ સુલતાન કુતુબુદ્દીનનો કાકો અને સુલતાન અહમદનો પુત્ર મુબારકખાન જે સુલતાન મહમ્મદના સમયમાં નાશી ગયો હતો તેની શિખવણીથી અલાઉદ્દીન સુલતાન મહમુદ ખીલજીને મળ્યો. સુલતાન મહમુદે તેને કુરાન આપી પોતાને તાબે રહેવાનું કહ્યું. અલાઉદ્દીને કપટમાં સોગંદ ખાધા અને કહ્યું કે "અલાઉદ્દીન જો પોતાના માલીકથી પાછો ફરે તો તેના પ્રાણ ઉપર ખુદા ક્રોધે ભરાય." સુલતાને તેના પર ભરોસો રાખી તેની સ્ત્રી તથા બચ્ચાંને મંદુ મોકલી દીધાં અને તેને પદ્દી આપી પોતાના લશ્કરના બે મોટા સરદારો સાથે પોતાના લશ્કરનો આગેવાન બનાવ્યો, અને પોતે ત્યાંથી કુચ કરી. જ્યારે મહમુદ ભરૂચ સરકારના સારસા પાલડી ગામ આગળ આવી પહોંચ્યો ત્યારે તેણે ભરૂચના કિલ્લેદાર મલિક મીરજાને કહાવ્યું કે સોહરાબના છોકરા અલાઉદ્દીન કે જે અમારે શરણે આવ્યો છે અને જેને માન અકરામ મળ્યાં છે તેની માફક તું પણ જો અમારે શરણે

આવશે અને અમને અનુકૂળ થશે તો તારા મનની બધી મુરાદ પુરી કરવામાં આવશે. વળી તારી સાથે ભરૂચના મોટા મોટા વેપારી છે તે લાવજે અને તે પણ અમારૂં સ્વામિત્વ કબુલ કરે એવી ગોઠવણ કરજે. મલિક મીરજાએ સામો સખત જવાબ આપ્યો અને કિલ્લાને મજબૂત કરી રણક્ષેત્રમાં પગ મુકવા તૈયાર થયો. સુલતાન મહમુદ ખીલજીએ અલાઉદ્દીનને પુછ્યું કે ભરૂચનો કિલ્લો કેટલા દિવસમાં જીતાશે ? તેણે જવાબ આપ્યો કે આશરે ૭ કે સાત માસ ઘેરો રાખવો જોઇએ અને તેને માટે ખાણો તથા સુરંગ ખોદવી જોઇશે. આ બધું કામ હજુ સુધી બાકી છે. સુલતાન મહમુદે કહ્યું કે હું ધારૂં તો ૭ મહિનામાં તો આખો ગુજરાત તાબે કરૂં. પછી અહીંથી મુકામ ઉઠાવ્યો અને નર્મદા નદી ઓળંગી વડોદરા તરફ આવ્યો. ત્યાંથી નડીઆદ આવતા હતા તે વખતે સુલતાનનો એક મસ્ત હાથી છુટો પડી તોફાન કરવા લાગ્યો અને જંગલ તરફ નાઠો. દૈવયોગે તે નાસતો નાસતો રાત્રે ને રાત્રે નડીઆદ આવ્યો. નડીઆદ ગામના બ્રાહ્મણોએ તરવાર અને તીર વડે તે હાથીને મારી નાંખ્યો અને નાશી ગયા. સવારે જ્યારે સુલતાન નડીઆદ આવ્યો ત્યારે તો જોયું તો માલમ પડ્યું કે હાથીના ટુકડે ટુકડા થયેલા છે. આ બાબતની હકીકત સુલતાને લોકોને પૂછી ત્યારે તેમણે કહ્યું કે નડીઆદના બ્રાહ્મણો આ કામ કરી નાશી ગયા છે. સુલતાન આશ્ચર્ય પામ્યો કે ગુજરાતની હવા માણસોને એવા બહાદુર બનાવે છે કે ત્યાંના બ્રાહ્મણો પણ આવું બહાદુર કામ કરે છે. પછી ત્યાંથી વડોદરે આવી તે શહેરને લુંટી તારાજ કર્યું. આ વખતે એને ખબર મળી કે સુલતાન કુતુબુદ્દીન અમદાવાદ શહેરના સંત પુરૂષોની સલાહથી હિંમત કરી શહેરમાંથી નીકળી મહી નદી પર આવેલા ચાનપુર વાંકાનેર આગળ આવ્યો છે અને તેણે તંબુઓ ઠોકયા છે. ઉપરનો લખનાર ( બહાદુરશાહીનો ગ્રંથ કર્તા ) અમદાવાદના પીરોએ કુતુબુદ્દીનને શું સલાહ આપી તે લખતો નથી પરંતુ આ ફકીરે ( સિકંદરીનો કર્તા ) જે કંઇ ગુજરાતના માનવા લાયક પુરૂષોથી સાંભળ્યું છે તે અહીં લખ્યું છે, અને તે હકીકત નીચે પ્રમાણે છેઃ—

જ્યારે સુલતાન મહમુદના પગલાં ગુજરાત દેશની સરહદમાં થયાનું

લોકોએ જાણ્યું ત્યારે તેઓના મનમાં મોટો ધ્રાસકો પડયો કારણ કે ગુજરાતનું લશ્કર નાનું હતું અને સુલતાન મહમુદ ખીલજીનું લશ્કર મોટું કયામતની નિશાની જેવું હતું.

સારા સારા વિદ્વાનો અને શાંતિને ચાહનારા ડાહ્યા પુરૂષોએ એકઠા થઇ વિચાર કર્યો કે આ વંશની ચઢતી ધ્રુવરૂપ મખદૂમે જહાનીઆનથી છે. માટે સૌથી સરસ ઉપાય એ છે કે આ જોખમ ભરેલા કામમાં તેમના વંશજ અને ગાદીનશીન સૈયદ બુરહાનુદીન છે તેમની સલાહ લેવી અને તેમનો આશીર્વાદ માંગવો.

બીજે દિવસે સુલતાન કુતુબુદીનને કુતબુલ એકતાબની પાસે લાવ્યા. સુલતાને પોતાનો વિચાર જાહેર કરી કહ્યું "આપનાથી અજાણ્યું તો નજ હોય કે સુલતાન મહમુદ ખીલજી એંસી હઝાર સવાર તથા ઘણાક હાથી લઇ ગુજરાતનો મુલક સર કરી લેવાના વિચારથી દેશની સરહદમાં આવી ચુકયો છે અને ગુજરાતનો મુલક આ વંશના હાથમાં આપના વડીલોની કૃપાથી છે. ઉમેદ છે કે આપની મહેરબાનીથી મહમુદનું દુઃખ વધે અને આ કામ વધારે લંબાય નહિ." હઝરતે કહ્યું "એ બાબતમાં તમારે કાંઇ ફીકર રાખવી નહિ અને તમામ ભય તથા શંકા દૂર કરો. જુલમ ગુજરાયલાનો બદલો લેનાર અને દુઃખીઓને પોષનાર દુનાઆનો રાજા છેજ. પરંતુ સાધુ પુરૂષોના દિલને રંજાડવાથી દિલગીરીભરેલું પરિણામ થાય છે. તમારા પિતાના ટુંકા વિચારને લીધે આ પરિણામ આવ્યું છે. પરંતુ આ બાબતનો ઇલાજ તો કરવો જોઇએ. પછી કહ્યું કે અહીં એવો કોઇ આદમી છે કે જે હઝરત શેખ કમાલ પાસે જાય અને થયેલા અપરાધની ક્ષમા માગે, જેથી શેખ હઝરતનો ગુસ્સો ઉતરી જાય." મંડળીમાં હાઝર હતા તેમણે કહ્યું કે આ કાર્યને વાસ્તે શાહમંઝન કરતાં કોઇ વધારે લાયક નથી. હઝરતે કહ્યું કે હા બરાબર. મંઝનજ ઠીક પડશે. એમ કહી મંઝનને કહ્યું તમે જાઓ અને શેખની ખિદમતમાં મારી દુવા પહોંચાડી અપરાધ બાબત ક્ષમા માગજો અને કહેજો કે બાપની શિક્ષા તેના પુત્ર પર થવી જોઇએ નહિ. ખુદાનું વચન છે કે "દરેક બોજો ઉપાડનાર પોતાનોજ બોજો

ઉપાડે છે" તે અનુસરીને આપે ગઈગુજરી વાત ભૂલી જવી જોઇએ.

"ક્ષમામાં જે લેહજ્જત છે તે વૈરમાં નથી."

વળી આપે સુલતાન મહમુદને લખવું કે તે સલાહ કરી પોતાને દેશ પાછો જાય જેથી પરમેશ્વરની પ્રજા જે ત્રાસ અને દુઃખમાં છે તે સુખી થાય. હઝરત શાહઆલમ (મંઝન) શેખ પાસે આવ્યા અને હઝરત શેખ કુતુબુલ અક્તાબે જે કંઇ કહ્યું હતું તે બધું કહ્યું. શેખે કંઇ પણ વાત સ્વીકારી નહિ અને યોગ્ય પ્રત્યુત્તર પણ આપ્યો નહિ. હઝરત શાહઆલમ પાછા આવ્યા અને બનેલી સર્વ હકીકત હઝરત કુતબુલ અકતાબને કહી. હઝરત કુતુબે કહ્યું બાબા ફરીથી જાઓ, કારણ કે આ કામ તમારે હાથે થશે. મારા તરફથી માનપૂર્વક વિનંતિ કરી કહો કે પ્રભુની પ્રજાની શાંતિ તરફ નજર કરી ક્ષમા આપવી જોઇએ કારણકે આ કાર્યમાં પરમેશ્વરના અનેક ગુલામોનું સુખ રહેલું છે અને સંત પુરૂષોએ તો હંમેશા કુરાનની આયત "જે માણુસો પોતાનો ગુસ્સો દબાવે છે અને માણસનું ભલું કરે છે તે માણુસોને ઈશ્વર ચાહે છે." જે લોકો સામા થવાને શક્તિવાન નથી તથા જે લોકો પોતાનો દેશ છોડી જવાને અથવા પારકાના તાબામાં રહી શકવાને સમર્થ નથી તેને સહાય કરો" છે તે પ્રમાણે વર્તવું જોઇએ જેથી પરમેશ્વરની કૃપાપાત્ર થવાય. પવિત્ર કવિ ફીરદોસીએ કેવું સુંદર વચન કહ્યું છે! તેની કબર પર ઇશ્વરની મહેરબાની થજો.

માત્ર એક દાણો ખાનારી કીડીને પણ તું ઇજા આપીશ નહિ કારણકે તેને પણ જીવ છે અને તેને પણ જીવ પ્યારો છે.

હઝરત શાહ ફરીથી શેખ પાસે આવ્યા અને ઘણી નમ્રતા બતાવી સંદેશો કહ્યો અને ક્ષમાની વિનંતિ કરી. શેખે પ્રથમના જેવોજ તોર બતાવ્યો અને ક્રોધ ભરેલાં વચનોથી પ્રત્યુત્તર આપ્યો. હઝરત શાહ આથી ઘણા દિલગીર થયા અને કુતુબુલ અકતાબ પાસે આવીને જે બન્યું હતું તે કહ્યું અને કહ્યું કે શેખ પોતાના સ્વાર્થ સિવાય સામાન્ય મનુષ્યનો સ્વાર્થ જોતા નથી. આ કારણને લીધે એમની પાસે જવું હવે મને પસંદ નથી. હઝરત કુતબુલ અકતાબે કહ્યું કે આપણી નજર ઇશ્વરની પ્રજાના સુખ તરફ છે

અને એ કામમાં આપણે પોતાની જાતને કંઇ પણ ખોટું લગાડવું નહિ. ફરીથી જાઓ અને કહો કે આપનો ગુલામ બુરહાનુદીન આપનું ચરણ ચુંબન કરીને કહાવે છે કે આપણા પેઘંબર સાહેબ તરફની આપની મિત્રાઇને માટે ગુલામનો આ ગુન્હો માફ કરવો જોઇએ અને આપે વૈર છોડી દેવું જોઇએ, કારણકે મંદુના લોકો સખ્ત અને બીમુરવ્વત છે અને આ દેશના લોકો તેમના હાથ નીચે રહી શકશે નહિ. હઝરત શાહ ફરી પાછા શેખ પાસે આવ્યા અને કહ્યા પ્રમાણે સંદેશો પહોંચાડયો. શેખ કમાલ સાધુતાની પૂર્ણ પદવીએ પહોંચેલો નહિ હતો તેથી આ કામનો શો અંત આવશે તે સમજી શકયો નહિ. ઇશ્વરી તેજ એની સખત પરહેજગારીને લીધે એના પર પ્રકાશ્યું હતું, પણ એનું દિલ આવા અપૂર્ણ જ્ઞાનથી ભરાઇ ગયું હતું અને તેટલાથીજ તે સંતોષ માની આનંદમાં રહેતો. પરંતુ ઇશ્વર પામવાના યોગ્ય માર્ગના અગણિત ભેદોનું એને જરા પણ જ્ઞાન નહોતું. પરંતુ કુતુબે રબ્બાનીના વારંવાર ક્ષમાના બોધથી દરેક જણ જ્ઞાનમાર્ગમાં સુરજ જેવો પ્રકાશિત થયલો હતો, અને દરેક જણ આ કામ સમજી તેની મરજીને તાબે થયા હતા. જો કે ગુજરાતની હકુમત સુલતાન કુતુબુદીનને માટે નિર્માણ થઇ નહોતી તોપણ હઝરત કુતુબુલ અકતાબે માફીને માટે પ્રાર્થના કરી નહિ, કારણ કે ઓલીઆ પણ અશકય ચીજને માટે પ્રાર્થના કરતા નથી. તોપણ જો ક્ષમા માટે પ્રાથના કરતે તો તે બક્ષાયા વગર રહેતે નહિ. ખરે કુતુબુલ અકતાબ પરમેશ્વર પાસેથી ક્ષમા માગવાને શક્તિવાન હતા.

જે ચીજ આપી ન હોય તે શી રીતે પ્રાપ્ત થાય અને જે વસ્તુ પ્રકાશિત ના હોય તેનું સ્વરૂપ શી રીતે જણાય. ટુંકમાં શેખ આ વિજ્ઞાન માર્ગના અજ્ઞાન હતા તેથી પાછો કડવા જવાબ દેવા લાગ્યા અને કહ્યું કે સાત વર્ષ સુધી રોઝા કરી અને પ્રાર્થના કરી ગુજરાતનો મુલક મહમુદ ખીલજીને નામે બદલાવ્યો છે. હવે જે પુરૂષે મારા ઉપર જુલમ ગુજાર્યો છે તેના છોકરાને ગુજરાતની પાદશાહી કરવા દેવી અને મહમુદ ખીલજી જે સાધુ સંતોનો ઘણો ભક્ત છે તેની ઉમેદ બર ન લાવવા દેવી એ થવાનું નથી. સૈયદ બુરહાનુદીનને મારી આશીશ પહોંચાડજો ને કહેજો કે કમાનમાં

થી છુટેલું તીર પાછું લાવવું એ મુશ્કેલ છે. હઝરત શાહઆલમે ધીમેથી હસીને કહ્યું "સંત પુરૂષોને ઈશ્વરી બળ એટલું હોય છે કે એક વખત છુટેલું તીર પણ પાછું બોલાવી શકે છે."

આ વચનો સાંભળી શેખ ઘણાજ ક્રોધમાં આવી બોલ્યા કે આ કંઈ છોકરાંની રમત નથી કે હરઘડી તેમાં ફેરફાર થાય. પ્રારબ્ધના તકતાપર નજર કર કે ગુજરાતનો મુલક તાંક પાદશાહોના હાથમાંથી ગયો છે અને મહમુદ ખીલજીના નામે લખાઈ ચુકયો છે અને હાથ ઉંચા કરીને અંતરિક્ષથી એક કીરમજી રંગનો (તુસી) કાગલ લઇ હઝરત શાહ આલમના હાથમાં આપી કહ્યું કે આ ફરમાન ગુજરાતના મુલકને વાસ્તે મહમુદ ખીલજીને નામે થઇ ચુકયું છે. હવે આ વિષે વધારે કહેવાની જરૂર નથી. તમે પાછા જાઓ અને આ હકીકત તમારા પિતાને કહેજો. આ જવાબ સાંભળીને શાહઆલમની રગો ઉછળી ને શેખ કમાલ ઉપર તેનો ઘણો ધિકકાર ઉપજ્યો. પછી આ કાગળના તેણે કકડા કરી નાંખ્યા અને કહ્યું કે કુતુબુલ એકતાબની રજા સિવાય પ્રારબ્ધના દરબારમાં આ લખાણનો અમલ કિંચિંત પણ થનાર નથી. આનો અનુભવ શેખ કમાલને તરતજ થયો, અને જોયું કે એમજ નશીબમાં લખ્યું હતું. તરતજ તેને મૂર્છા આવી અને કહ્યું કે સૈયદ પુત્રે જોર માર્યું, અને આ શબ્દ બોલીને તેણે પ્રાણ છોડયો.

આ ખબર જ્યારે હઝરત કુતુબુલ અકતાબને પહોંચી ત્યારે તે બોલ્યો કે મંઝલા તેં ઘણી ઉતાવળ કરી. હજુ કેટલીક સબુરી રાખવી હતી.

સુલતાન મહમુદને આ ખબર મળી પણ તે ઘણો મગરૂર હતો. તેની પાસે લશ્કર પુષ્કળ હતું અને તોપ અને તુફંગ જેવી યુદ્ધ સામગ્રી પણ પુષ્કળ હતી. તેથી ઉપલા બનાવ ઉપર લક્ષ ન રાખતાં કૂચ પર કૂચ કરી રવાના થયો. આ ઉપરથી ગુજરાતમાં મોટો ત્રાસ ઉત્પન્ન થયો. આ દેશમાંના કેટલાક લોકો પોતાના વતન છોડી ચાલ્યા ગયા અને કેટલાકે મરવાને માટે તૈયાર થઇ માલમતાનો ત્યાગ કર્યો. સુલતાન કુતુબુદ્દીને પોતાના વૃદ્ધ સહાય કર્તા કુતુબુલ એકતાબને વિનંતિ કરી કે આપ આ સંગ્રામમાં પધારો તો ઘણુંજ સારૂં, અથવા તો બાપજી (સુલતાન હઝરત શાહઆલમને

આ નામે બોલાવતો હતો) ને હુકમ થવો જોઇએ કે આ લશ્કર પર છાયા રાખે ને તેમના મુબારક કદમથી ઇશ્વર વિજય અને યશ આપશે. હઝરત કુતુબુલ અકતાએ શાહઆલમને ફરમાવ્યું કે કુતુબુદ્દીનના ઉપર જુલમ થયલો છે અને સુલતાન મહમુદ જુલમ કરનાર છે. જુલમ વેઠનારને સહાય કરવી એ એક જાતનો સદ્‌ગુણ છે. તમારે આ વાત કબુલ કરવી જોઇએ. હઝરત શાહઆલમ પાદશાહ સાથે રવાના થયા. અમદાવાદથી બીજી મંજેલે પાણીની એવી તંગી પડી કે હઝરત શાહ આલમને વઝુ (પ્રાર્થના કરતા પહેલાં હસ્ત મુખ પ્રક્ષાલન કરવાની વિધિ) કરવાને પણ પાણી મળ્યું નહિ. સવારે સુલતાન કુતુબુદ્દીનને શાહઆલમે જણાવ્યું કે છાવણીની હવા અને રસ્તાની અડચણોથી મને ઘણી હરકત પડે છે. હું આપની રજાથી પાછો ફરૂં છું. ખાતરી રાખજે કે પરમેશ્વરના દરબારથી ફતેહ તનેજ મળશે એવો હુકમ થયલો છે. સુલતાને વિનંતિ કરી કે મને આપની ખાસ તલવાર આપતા જાઓ. હઝરત શાહઆલમે કહ્યું કે દરવીશોની તલવાર દંડ અને હરકોઇ વસ્તુ સજીવન હોય છે અને તમે તો મોટા રાજા છો. રખેને તમારાથી એવું કંઇ કાર્ય બને કે જે દરવીશોને લાયક ન હોય. તે વખતે આ તલવાર સામું નુકસાન કરશે. સુલતાન પગે લાગ્યો અને બોલ્યો કે હું તેમની ચરણરજ ચડાવનારામાંનો એક છું અને તેઓ મારા મુરબ્બી અને ગુરૂ છે તો તેમનાથી વિરૂદ્ધ મારાથી શું કાર્ય થઇ શકવાનું છે? હઝરત શાહે કહ્યું કે આવો દહાડો પણ એક દિવસ આવશે. પરંતુ જે કહ્યું છે તે મિથ્યા થવાનું નથી. સુલતાનની આંખમાં આંસુ આવ્યાં. હઝરત શાહઆલમે પોતાની ખાસ તલવાર સુલતાનને આપી. એ વખતે એવી વાત બની કે સુલતાન મહમુદ પાસે એક પહાડ જેવો પિશાચ પ્રકૃતિનો ધાલબજંગ નામનો હાથી હતો. જે વખતે નગારાનો અવાજ સાંભળી તે મસ્તી પર ચઢતો તે વખતે કોઇ પણ હાથી તેના સામા ટકી શકતો નહોતો, અને જો કોઇ વખત થતો તો તેનો જાન સલામત રહેતો નહિ. તેના ચીરીને ટુકડે ટુકડા પેલો હાથી કરતો. હઝરત શાહે કહ્યું. એટલા માટે લોકોએ તેને કસાઇ નામ આપ્યું છે.

"પરમેશ્વરે ઉંચું ને નીચું સર્વ કંઇ ઉત્પન્ન કર્યું છે અને એના ઉપર

બીજો જોરાવર કરીજ મુકયો છે.” હઝરત શાહે હુકમ કર્યો કે સુલતાનની પાસે જેટલા હાથી છે તે બધાને બહાર લાવી ખડા કરો. તેમાંથી જે હાથી મસ્ત થવાની ઉમરે પહોંચ્યો નહતો તેને તેણે જુદો કર્યો અને તેના મોં માથા ઉપર હાથ ફેરવી હઝરતે કહ્યું અયે શુદની કસાબ હાથીનું પેટ પરમેશ્વરની કૃપાથી ચીરી નાંખજે. પછી અણી વગરનું એક તીર કમાન પર ચડાવી સુલતાન મહમુદ જે તરફ હતો તે તરફ હઝરતે ફેંકયું અને કહ્યું કે એ તીર લઇને સુલતાનના મહમુદના છત્રની લાકડી ભાંગી નાંખવી. આટલું કહીને હઝરત સાહેબ અમદાવાદ ગયા.

સુલતાન કુતુબુદ્દીન આગળ વધ્યો અને મહી નદી ઓળંગી ખાનપુર વાંકાનેર આગળ મુકામ કર્યો.

ચાંપાનેરનો રાજા ગંગાદાસ જેણે બળવો કર્યો હતો તે સુલતાન મહમુદને મળ્યો અને આ સવારીમાં તેના લશ્કરનો આગેવાન અને ભોમિયો થયો. તેણે સુલતાન મહમુદને કહ્યું કે દુશ્મને ખાનપુરનો રસ્તો રોકયો છે માટે જો આપ હુકમ કરો તો વાડાસીનોર પ્રગણામાં આવેલા ઈતારી ગામ ઉપર થઇને કપડવંજને રસ્તે આપણે આગળ જઇએ. સુલતાને આ વાત પસંદ કરીને તે રસ્તે કૂચ કરવા માંડી. આ મુકામે સોહરાબના દીકરા મલિક ઇમાદઉદ્દીને જે સરદારો પોતાના મિત્ર હતા તેને કહ્યું કે મેં સોગન ખાધા છે કે મારા ધણીથી ઉલટો ન ચાલું. મારો ધણી સુલતાન કુતુબુદ્દીન છે ને હું તેની પાસે જાઉં છું. તમે તમારા ધણી જે રસ્તે લઇ જાય તે રસ્તે જાઓ. આટલું કહી તેમનાથી છુટો પડી તે સુલતાન કુતુબુદ્દીન પાસે આવ્યો અને તેના ચરણનું ચુંબન કરવાને ભાગ્યશાળી થયો. તે બોલ્યો કે દુશ્મને કપડવંજનો રસ્તો લીધો છે. ખુદાવંદે પણ સવારીની લગામ તે તરફ ફેરવવી જોઇએ. સુલતાન કુતુબુદ્દીને સુલતાન મહમુદ આવે તે અગાઉ આવીને કપડવંજની નજદીકમાં તંબુ ઉભા કર્યા. સામી બાજુએથી સુલતાન મહમુદે પણ આવીને ત્રણ ગાઉ ઉપર મુકામ નાંખ્યો.

સુલતાન મહમુદ સફર માસની પહેલી તારીખે રાત્રે હુમલો કરવાના ઇરાદાથી નીકળ્યો. પરંતુ ભોમીઆની ભૂલથી સહવાર સુધી તેને દડ અને

રેતીમાં અથડાવવું પડયું અને ખરો રસ્તો હાથ લાગ્યો નહિ. સૂર્યરૂપી વાવટો પૂર્વના રણક્ષેત્રની મધ્યમાં દેખાયો એટલે સુલતાન કુતબુદીને પોતાની ફોજ સજ કરી તેની વ્યવસ્થા કરી. દીલાવરખાનને લશ્કરની જમણી બાજુ બહાદુર સીપાઈઓ અને લોહી વરસાવનારા હાથીઓ સાથે સોંપી અને ડાબી બાજુ મલિક નિઝામ મુખ્લસઉલ મલિકને સોંપી, પોતે ખાનજહાન, મલિક મુનીર વઝીર, મુઝફ્ફરશાહનો છોકરો મથાખાન, ઝીયા ઉલમુલ્ક, તુઘાનશાહ ખતરી ( જેનું બીજું નામ એફતીખારખાન હતું, ) અહમદશાહના છોકરા સુલતાન મહમ્મદના છોકરા સીકંદરખાન, મલિક હલીમ અઝમખાન અને કદરખાનને સાથે રાખી મધ્યમાં ઉભો રહ્યો. મોખરે લડાઇમાં કસાએલા બહાદુર સીપાઇઓને રાખ્યા હતા. સામી બાજુએ સુલતાન મહમુદે પોતાની ડાબી બાજુ સામાની જમણી બાજુ જોડે અને જમણી બાજુ સામાની ડાબી બાજુ જોડે તથા મોખરે મોખરા જોડે ટકકર લે એવી ગોઠવણ રાખી.

સાગર જેવાં બે લશ્કરો સામસામાં મળ્યાં અને યુદ્ધ શરૂ થયું. ચારે બાજુએથી તલવારનાં વાદળાં મળ્યાં અને જેમ વરસાદ પડે તેમ લોહીની નીકો વહેવા લાગી.

એવું કહેવામાં આવે છે કે જ્યારે લડાઈની ખરી (ભડકો) રસાકસી ચાલતી હતી તે વખતે સુલતાન મહમુદ હાથી પર બેઠો હતો અને માથા ઉપર કાળું છત્ર ધરાવ્યું હતું જે વીજળીની માફક ચમકારા મારી રહ્યું હતું. તેણે ધાલબજંગ હાથીને કુંચીની માફક ફોજને મોખરે રાખ્યો હતો કે જેથી દુશ્મનના મોખરાનું તાળું ઉઘડે. પણ તેને આ વાતની ખબર નહતી કે

ગાંઠ જે તુજ તકદિરે વાળી હશે
શી રીતે તુજ તદબીરે તે છુટશે.

વળી તે હાથીને પોતાની ફોજરૂપી કિલ્લાના દરવાજાના તાળા તરીકે મોખરે રાખ્યો હતો કે જે તાળું કોઈ પણ રીતે ઉઘડી શકે નહિ; પરંતુ આ બાબતનો પણ તે અજ્ઞાન હતો,

કુંચી વગરનાં તાળાં ઘણાં એકાએક ઉઘડી જાય છે.

લડાઇ ચાલી તે વખતે સુલતાન કુતુબુદીન બદામી (બુર) રંગના ઘોડા

પર સવાર થયો હતો અને તેને માથે લીલું છતર હતું જે દરિયાના મોજાની માફક ઝળકતું હતું. ટુંકમાં બંને પાદશાહ પોતાના લશ્કરના મધ્યમાં ઉભા હતા તથા ચપળતાના પગ ફેલાવી વીરત્વ દર્શાવતા લશ્કરના સિપાઇઓને ઇનામ અકરામ વહેંચવાનાં વચનો આપી શૌર્યના દરવાજા ઉઘાડતા હતા.

એવું કહેવાય છે કે પહેલી વારતો ચન્દેરીના હાકેમ મુઝફ્ફરખાને કેટલાક હાથીઓ લઇને સુલતાન કુતુબુદ્દીનની ફોજની ડાબી ટુકડી પર હલ્લો કર્યો અને તેને હરાવી સુલતાન કુતુબુદ્દીનની છાવણીમાં આવી તે લુટવાની શરૂઆત કીધી. જે વખતે એ સુલતાન કુતુબુદ્દીનનો ખઝાનો ઉંટ ઉપર લાદતો હતો તે વખતે સુલતાન કુતુબુદ્દીનની જમણી બાજુએ સુલતાન મહમુદ ખીલજીની ડાબી બાજુને હરાવી અને બંને લશ્કરની મોખરાની ટુકડીઓ સામ સામે થઇ ગઈ. એમ કરતાં બંનેના મધ્યની ટુકડીએ સામસામી ટક્કર ઝીલવા માંડી. ધાલબજંગ નામનો હાથી સામા આવતાં સુલતાન કુતબુદ્દીનના હાથી પાછા ફરવા લાગ્યા. તે જોઈ સુલતાને કહ્યું કે શુદનીને બહાર કાઢો કે જેથી એ સામા હાથીનું પેટ ચીરી નાંખે. કારણ કે બાબજી (શાહઆલમ) આ પ્રમાણે કહી ગયા છે. એ પ્રમાણે શુદનીને બહાર લાવ્યા અને તેણે કસાબ જોડે લડવા શરૂ કર્યું. એ દરમ્યાન ધોળકાના વતની જેને દરવાઝીયા કહે છે તેમાંના કેટલાક બળવાન અને બહાદુર પુરૂષો ઘોડા ઉપરથી ઉતર્યા અને કસાબના પગમાં ફાંદો નાંખી તેઓએ એક ગાયની માફક તેને ફેંકી દીધો. શુદનીએ પોતાના કુંચી જેવા દાંતો કસાબના પેટમાં ઘોંચી ઘાલ્યા અને તેના આંતરડા તાળાના અંકોડાની પેઠે બહાર ખેંચી કાઢયા. વળી એજ વખતે અંતરિક્ષથી એક તીર આવી સુલતાન મહમુદના છત્ર પર સીધું પડયું અને હઝરત સાહેબના શબ્દ ખરા પડયા. આ પ્રસંગ પર એક વિદ્વાને કવિતા લખી છે તેનો અર્થ નીચે પ્રમાણે છે.

જ્યારે ખીલજીના છત્ર ઉપર તીર ફેંકવામાં આવ્યું ત્યારે તેના લશ્કરમાંથી હજારો ઉંડા અવાજો નીકળ્યા. નાશી જવામાં લાભ છે એમ તેઓ સમજતા ગયા અને નાશી ગયા અને તેમને ઘણું નુકસાન થયું.

ટુંકમાં સદરહુ તીરે છત્રનો દંડ ભાંગી નાંખ્યો અને તેના કટકા

રસ્તામાં પડયા. આ ઉપરથી સુલતાન મહમુદનું લશ્કર મેદાનમાંથી નાશી ગયું. જે પોતાનો જીવ સંભાળી નાશી જતો તે ખુશ થતો અને કોઇએ કોઇને મારવાનું યાદ પણ કર્યું નહિ.

મુઝફ્ફરખાન જે લડાઈનું મૂળ હતું તે કેદ પકડાયો. સુલતાને હુકમ કર્યો કે, એનું માથુ ધડથી જુદું કરી તેને કપડવંજના દરવાજે લટકાવો. આ લડાઇનો બનાવ હિ. સ. ૮૫૫ના સફર માસની પહેલી તારીખે અને શુક્રવારે બન્યો. આખરે સુલતાન મહમુદ જે લડાઇના શાસ્ત્રનો અને મોટી ફોજનો ગર્વ ધરાવતો હતો તે હાર્યો અને કુતુબુદ્દીન જે સાધુ પુરૂષોનાં વચન ઉપર આસ્થા રાખતો હતો તથા કુરાનના વચન પ્રમાણે “ જ્યારે તું તીર ફેંકે છે તે વખતે તુ તીર ફેંકે છે એમ નહિ સમજતો પણ તે ઇશ્વરજ ફેંકે છે એમ સમજજે ” દરેક બનાવને ઇશ્વરનાજ હુકમ સમજતો તેની દષ્ટિરૂપી રંગભૂમી પર જીતરૂપી કન્યા પ્રકાશિત થઇ. જે ઇશ્વરના દરવાજા આગળ આશા રાખી રહે છે તેને આકાશરૂપી ઘોડો પણ વશ થાય છે.

એવું કહેવામાં આવે છે હઝરત શાહઆલમે જતી વખતે સુલતાનને કહ્યું હતું કે તારી ઉમેદ બર આવે તે માટે તારે કંઇક ભેટ કરવી જોઇએ; સુલતાને કહ્યું કે જે તમે હુકમ કરશો તે મારે કબૂલ છે. હઝરત સાહેબે કહ્યું કે જે કંઈ તારૂં અંતઃકરણ કહે તે તારે કરવું. સુલતાને કહ્યું કે પ્રત્યેક પેગંબર દીઠ એકેક સોનાનો ટકો (સિક્કો) આપના તરફ મોકલી આપીશ જે આપ ગરીબોમાં વહેંચી આપજો. હઝરત શાહે કહ્યું કે આ મોટી રકમ છે અને આવી માનતા સંપૂર્ણ કરવી સંસારી માણસને ઘણી મુશ્કેલીની વાત છે. સુલતાને આ વાતની જીદ કરી. હઝરત શાહે કહ્યું કે સોનાના ટકાને બદલે રૂપાના ટકાની માનતા રાખો. સુલતાને આ વાત કબૂલ રાખી. જીત થયા પછી સુલતાને ૭૦,૦૦૦ રૂપાના ટકા હઝરત શાહને મોકલી આપ્યા. હઝરત શાહે કહ્યું કે પેગંબરોની સંખ્યા ૭૦,૦૦૦ કરતાં વધારે છે અને તેથી હું આ પાછા મોકલું છું. સુલતાને પછી આ વાતની દરકારજ રાખી નહિ તેથી હઝરત શાહે પોતાના ખઝાનામાંથી ૧,૨૪,૦૦૦ રૂપાના ટંકા લઇ ગરીબોમાં વહેંચ્યા. એક દિવસ સુલતાન કુતુબુદ્દીન હઝરત કુતુબઉલ

કતાબને કહ્યું કે મેં ૭૦,૦૦૦ ટંકા હઝરત શાહને ગરીબોને વહેંચી આપવા મોકલી આપ્યા પણ તેમણે તે કબૂલ કર્યા નહિ અને પાછા મોકલી દીધા. પરંતુ એ વખતે એણે જે માનતા લીધી હતી તેની કંઇ પણ વાત કરી નહિ. હઝરત કુતુબુલ અકતાબે હઝરત શાહઆલમને બોલાવીને કહ્યું કે બાબા વિજયના કામની ભેટમાં કંઇ મોં માથું હોતું નથી. આવેલું દ્રવ્ય તમારે પાછું કહાડવું નહોતુ જોઇતું. હઝરત શાહ વિનયને લીધે કંઈ બોલ્યા નહિ પણ આ બીનાથી હઝરત શાહ સુલતાન કુતુબુદ્દીન પર ગુસ્સે થયા અને તેમના અંતઃકરણરૂપી મહા સમુદ્રમાં સુલતાન કુતુબુદ્દીન ઉપરના પ્રેમ વંટોળીઓ ઉઠયો જેની અસર આગળ વર્ણવેલી હકીકત ઉપરથી જણાશે.

એવું કહેવાય છે કે જ્યારે સુલતાન મહમુદ ખીલજી ગુજરાતની સરહદ પર આવી પહોંચ્યો ત્યારે કેટલાક હિંદુ કામદારો જેમને સુલતાન મહમ્મદે કાઢી મુકયા હતા તે લોકો સુલતાન મહમુદને જઇ મળ્યા. તેમની પાસે સુલતાન મહમુદે ગુજરાતના મુલકની ઉપજની યાદી માંગી. તો તેઓએ કહ્યું કે એ મુલકના બે ભાગ લશ્કર તથા ખાલસા (પાદશાહીના) ખરચ ખાતે જાગીર તરીકે રોકયા છે અને એક ભાગ ધર્માદા જેને આઇમા કહે છે તે બાબતમાં રોકાયો છે. આ ખેરાતનો ભાગ સુલતાન કુતુબુદ્દીનના સમયમાં હતો તેમાં દરેક સુલતાને પોતાના સમયમાં વધારો કર્યો છે. સુલતાન મહમુદે કહ્યું કે ગુજરાતનો મુલક જીતવો મુશ્કેલ કામ છે. કારણ કે દિવસે એક લશ્કર તૈયાર છે અને બીજું એક લશ્કર રાત્રીએ ઇશ્વર પ્રાર્થનાથી નોકરી કરનારૂં છે. જો તારે પાદશાહીનું સંરક્ષણ કરવું હોય તો અંતઃકરણમાં ગરીબાઇ ધારણ કરવી જોઇએ. × × × ×

સુલતાન કુતુબુદ્દીન વિજયવંત અને કીર્તિવંત થઇ અમદાવાદ આવી એશઆરામ તથા મોજમઝામાં મશગુલ થયો, અને હંમેશા મોટા જશનો કરવા લાગ્યો. સ્ત્રીઓની મહોબતમાં તેમજ શરાબમાં પોતાનો કીમતી વખત હવે એણે ગાળવો શરૂ કર્યો. વળી મોટી મોટી ઇમારતો બંધાવી–જેનો જોટો નથી એવું કાંકરીઆ તળાવ તે. તળાવની અંદર હાલ જે નગીના બાગ છે તે અને ધાટમંડળના મેહેલ જે સ્વર્ગની વાડીઓ અને મહેલોને યાદ

કરાવે છે તે આ લખનારે થોડા વર્ષ પર જોયા હતા. હાલ એ મેહલની કંઇ પણ નિશાની રહી નથી. ફક્ત તે મકાનોમાંના બાગ અને તળાવજ રહેલાં છે.

હિ. સ. ૮૫૫ માં (ઈ. સ. ૧૪૫૧) સુલતાન મહમુદ ખીલજી નાગોરનો મુલક સર કરવા લશ્કર લઇ ચઢ્યો. સુલતાન કુતુબુદ્દીને સૈયદ અતાઅલા કિંવા મઉલમુલ્કને નાગોરના હાકેમની કુમકે એક જબરૂં લશ્કર આપી મોકલ્યો. તે સાબરની સરહદમાં પહોંચ્યો છે એવી ખબર મળતાંજ મહમુદ ખીલજીએ વિચાર છોડી દીધો અને પોતાને દેશ ગયો, અને કિવામઉલમુલ્ક પણ પોતાને દેશ પાછો ફર્યો.

ત્યારપછી એવું બન્યું કે શમ્શખાન દન્દાનીનો છોકરો ફીરોઝખાન મરણ પામ્યો અને ફીરોઝખાનનો ભાઈ મુજાહીદખાન, ફીરોઝખાનના છોકરા શમ્શખાનને જોરજુલમથી ગાદી પરથી ઉઠાડી મુકી પોતે નાગોરની ગાદીએ બેઠો. શમ્શખાન રાણા પાસે ગયો અને તેની મદદ માગી. શમ્શખાન તેને પોતાની મદદે લઈ નાગોર પર ચઢી આવ્યો. મુજાહીદખાનને તેની જોડે લડવાની તાકાત નહોતી તેથી નાશી ગયો અને સુલતાન મહમુદ ખીલજી પાસે ગયો. આ વખતે રાણાની એવી મરજી હતી કે નાગોરનો કિલ્લો, તોડવો. પરંતુ તે શમ્શખાને કબુલ ન કરવાથી એ બેની વચ્ચે લડાઈ જાહેર થઇ. રાણાને આ વાત નપસંદ પડવાથી ( એનો વિચાર એક વખત કિલ્લો તોડવો એવો હતો કે જેથી ભવિષ્યમાં એ રાજ્ય કંઇ કરી શકે નહિ ) પોતાને દેશ પાછો ગયો, પણ પાછો આજ લડાઇને માટે લશ્કર ભેગું કરી નાગોરપર ચઢી આવ્યો. શમ્સખાન નાગોરના કિલ્લાનો પુરતો બંદોબસ્ત કરી સુલતાન કુતુબુદ્દીન પાસે મદદ માગવા આવ્યો, અને પોતાની દીકરી સુલતાન સાથે પરણાવી. સુલતાને રાય અમીચંદ માણેક અને મલિક ગદાઇને કેટલાક અમીરો તથા લશ્કર આપી નાગોરના કિલ્લાની કુમકે મોકલ્યા, અને શમ્શખાનને પોતાની હજુરમાં રાખ્યો. ઉપર કહેલા અમીરો રાણા સાથે નાગોરની પડોસમાં લડયા જેમાં ઘણા મુસલમાનો અને હિંદુઓ મરી ગયા. બંને બાજુમાંથી કોણ જીત્યા તે નક્કી કહી શકાતું નથી. રાણો નાગોર શહેરની નજદીકમાં લૂંટ ચલાવી પાછો પોતાને દેશ જતો રહ્યો.

આ વાતની ખબર સાંભળી હિ. સ. ૮૬૦ (૧૪૫૬) માં નાગોરની આસપાસનો મુલક તારાજ કરવાનું વેર લેવાના ઇરાદાથી સુલતાને રાણાના મુલક પર ચઢાઇ કરી. રસ્તામાં સિરોહીનો રાજા કંથાદેવ સુલતાનના ચર્ણનું ચુંબન કરવા આવ્યો. તેણે ફરીઆદ કરી કે આબુનો કિલ્લો જે મારા બાપ દાદાના વખતથી અમે ભોગવતા આવ્યા છીએ તે રાણાએ મારી પાસેથી જોરજુલમથી લઈ લીધો છે. પાદશાહે મને એ બાબતમાં ન્યાય આપવો જોઇએ. સુલતાને મલેકશઅબાન ઇમાદુલ્મુલ્કને આબુનો કિલ્લો રાણાના માણસો ના કબજામાંથી છોડાવી લઇ કંથાદેવને સોંપી દેવાનો હુકમ કર્યો. ઉપલા અમીરે આવી જાતનું કામ કોઇ વખત જોયું નહોતું. તે લશ્કર લઈ કિલ્લાની સાંકડી જગામાં આવ્યો અને તેણે દુશ્મનોના આવવા જવાના રસ્તા બંધ કર્યા. પણ દુશ્મનો પહાડની બાજુ પરથી ઉતરી આવ્યા અને લડાઇ થઈ જેમાં મલિક હારી ગયો અને તેનાં ઘણાં આદમી મરી ગયાં. આ ખબર કુંભલ-મેરમાં સુલતાનને મળી. એ દરમ્યાન રાણો કુંભો કિલ્લા ઉપરથી નીચે ઉતરી આવ્યો ને લડાઇ થઇ તેમાં હાર ખાઇ પાછો કિલ્લા ઉપર જતો રહ્યો. સુલતાને કુંભલમેરને ઘેરો ઘાલ્યો, અને રાણાના મુલકની ચારે બાજુ તારાજ કરવાને અસંખ્ય લશ્કર મોકલ્યું. એવું કહેવામાં આવે છે કે આ લુંટથી એટલી બધી ખરાબી થઇ હતી કે કોઇ પણ હિંદુના ઘરમાં ઢોર રહ્યું નહિ અને અગણિત ગુલામો મુસલમાનોના હાથમાં પકડાયા હતા. રાણા કુંભાએ કાયર થઇ માફી માગી અને યોગ્ય ભેટ મોકલી અને હવેથી નાગોર તરફ તથા મુસલમાનોના કોઇ પણ મુલક તરફ લશ્કર લઇ ચઢાઇ નહિ કરવાનું વચન આપી બંધાયો, જેથી સુલતાન પાછો રાજ્યધાનીમાં આવ્યો, અને લશ્કરને ઇનામો વહેંચી પોતે એશઆરામમાં પડયો.

ત્યાર પછી થોડે વખતે સુલતાન મહમુદ ખીલજીના એલચીઓ એવો સંદેશો લાવ્યા કે ઇસ્લામ ધર્મના લોકોની માંહોમાંહેની લડાઇથી નાસ્તિક લોકોને ઉલટું સુખ થાય છે. માટે વધારે સારૂં એ છે કે આસ્તક લોકોએ ભાઇઓ તરીકે વર્તવું જોઇએ. કુરાનના વચન પ્રમાણે આપણે એકત્ર થવું જોઇએ અને નાસ્તિકોને દબાવી દેવા જોઇએ. મુખ્યત્વે કરીને આ

તોફાની નાસ્તિક રાણો કુંભો કે જેની તરફથી વારંવાર મુસલમાન લોકોને નુકસાન પહોંચ્યું છે તેનો પહેલો નાશ કરવો જોઈએ. એક તરફથી સુલતાને આવવું જોઇએ ને બીજી તરફથી સુલતાન ખીલજી આવશે. જેથી તે આપણી બેની વચ્ચે આવશે અને તેનો મુલક આપણે અડધો અડધો વહેંચી લઇશું.

સુલતાન કુતુબુદ્દીને આ વાત કબુલ કરી અને આ બાબતમાં એક બીજા વચ્ચે કોલકરાર થયા. પછી હિ. સ. ૮૬૧ માં સુલતાન કુતુબુદ્દીને લશ્કર લઈ રાણા કુંભા ઉપર ચઢાઈ કરી. પેલી તરફથી સુલતાન મહમુદ પણ નીકળ્યો ને મંદેસર સુધી આવી પહોંચ્યો. સુલતાન કુતુબુદ્દીને પહેલો આબુનો કિલ્લો સર કીધો ને તે કંથાદેવને સોંપ્યો, અને ત્યાંથી પોતે કુંભલ મેર ચાલ્યો અને તેની આજુબાજુનો મુલક લૂંટયો. આ વખતે રાણો કુંભો ચિતોડના કિલ્લા પર હતો તેથી સુલતાન ચિતોડ તરફ રવાના થયો. રાણો ૪૦,૦૦૦ હજાર સવાર તથા ૨૦૦ હાથી લઇ ચિતોડની બહાર નીકળી આવ્યો અને સાંકડા રસ્તાઓ તથા ખાડા ટેકરાવાળી જમીન આગળ નાકુ બાંધી તેણે લડાઈ કરી. એવું કહેવામાં આવે છે કે આ લડાઇ પાંચ દિવસ ચાલી અને રણક્ષેત્રમાં પાણીનું એક પવાલું પાંચ ફદીએ એટલે બાર મુરાદી ટંકાએ વેચાતું હતું. પાંચમે દિવસે ઇસ્લામી લશ્કર જીત પામ્યું અને રાણો હાર ખાઇ ખેદ પામી ફીકે મોઢે તથા દુઃખી અંતઃકરણે ચિતોડના કિલ્લામાં પાછો ભરાયો. સુલતાને ચિતોડને ઘેરો ઘાલ્યો. આખરે રાણા કુંભા તરફથી વકીલો સુલતાનના દ્વારે આવ્યા અને હઝાર માફી અને નમ્રતાથી પાદશાહને ખંડણી આપવા કબૂલ કર્યું ને વચન આપ્યું કે હવે પછી કોઇ વખતના ગોરના મુલકને ઇજા કરવામાં આવશે નહિ. આ વિનંતિનો સ્વીકાર કરી સુલતાન પોતાની રાજ્યધાનીમાં પાછો ફર્યો અને રાણાએ સુલતાન મહમુદ ખીલજીને મંદેસર અને કેટલાંક બીજાં પરગણાં જે માળવાના મુલકની સરહદપર હતાં તે આપ્યાં તેથી તે પણ પોતાને મુલક પાછો ગયો.

એવું કહેવાય છે કે ત્રણ માસ પછી રાણા કુંભાએ કરેલા કોલકરાર તોડયા ને નાગોરનો મુલક તારાજ કરવા તે પર ચઢાઇ કરી. આ ખબર શઅબાન ઇમાદુલમુલ્ક વઝીરને મધ્ય રાત્રિએ મહેલને દરવાજે થઇ. મલિક

તેજ વખતે સુલતાનના ખાનગી ઓરડા આગળ ગયો અને સુલતાનની ખબર પુછી. નોકરોએ કહ્યું સુલતાન સુતા છે. વઝીરે કહ્યું જગાડો. નોકરોએ કહ્યું કે અમને એમ કરવાની તાકાત નથી. મલિક પોતે પછી સુવાના ઓરડામાં દાખલ થયો અને તેના પગ દાબવા લાગ્યો. સુલતાને જાગૃત થઇ પુછ્યું કે કોણ છે? મલિકે જવાબ દીધો કે આપનો ગુલામ શાબાન. સુલતાને પુછ્યું કે ખેરીઆત છે? મલિકે જવાબ દીધો હા. સુલતાને કહ્યું કે તારે જે કહેવું છે તે કહી દે. મલિકે જવાબ આપ્યો કે રાણા કુંભાએ ફરી પાછું પોતાનું વચન તોડી નાગોરના મુલક તરફ મોં ફેરવ્યું છે. માટે જો હમણાં ને હમણાં કૂચ કરવાની નોબત વગાડવાનો હુકમ કરવામાં આવે અને પોતે શહેરની બહાર નીકળો તો આ ખબર થતાં વારજ રાણો પાછો ફરશે અને બીજી વાર આ તરફ આવવાનો પ્રયત્ન કરશે નહિ. એમ નહિ થાય તો કામ મુશ્કેલ થશે એનો ઉપાય તરતજ કરવો જોઇએ. સુલતાને કહ્યું કે મને નિશાની ખુમારી છે તેથી ઘોડે ચઢવાની શક્તિ નથી. મલિકે કહ્યું કે પાલખીમાં સવાર થાઓ. તેજ ક્ષણે સુલતાને કૂચ કરવાની નોબત વગાડવા હુકમ કર્યો અને પોતે પાલખીમાં બેસી શેહેર બહાર કુંભલમેરના રસ્તા તરફ પડાવ નાંખ્યો. રાણાના જાસુસોએ તેજ વખત આ ખબર રાણાને લખી મોકલી. રાણો આ ખબર સાંભળતાંજ પાછો ફરી પોતાને દેશ જતો રહ્યો.

ત્યાર પછી હિ. સ. ૮૬૨ માં ( ઈ. સ. ૧૪૫૮ ) સુલતાન કુતુબુદ્દીને સિરોહી તરફ જઇ ત્યાંથી રાણાના મુલકમાં આવી લુંટ કરીને તે મુલક તારાજ કરી પાછો ફર્યો. હિ. સ. ૮૬૩ ના રજબ માસની વીસમી તારીખે તેનું વય ભરાઇ ગયું અને પરમેશ્વરના તેડાને હૂં તારી જનાબમાં હાઝર છું." એ જવાબ કહી આ દુનીઆમાંથી જવાનુ તેણે ભાથું બાંધ્યું. એના રાજ્યનો સમય ૮ વર્ષ, ૬ માસ અને ૧૩ દિવસ છે.

એવું કહેવામાં આવે છે કે જ્યારે સુલતાન કુતુબુદ્દીન તખ્ત પર બેઠો ત્યારે ફતેહખાન કે જે પાછળથી મહમુદ બેગડાને નામે પ્રસિદ્ધ છે ને જે કુતુબુદ્દીનનો સાવકો ભાઇ હતો તેને તેની મા બીબી મુઘલી રક્ષણાર્થે શાહઆલમ

પાસે લઇ ગઇ કારણ કે બીબી મુધલીની બેન બીબી મીરધી જે સિંધના પાદશાહ જામખુબાનની દીકરી હતી તે હઝરતની સાથે પરણી હતી. શાહભિક્ન એમના છોકરા થાય છે. હઝરત શાહે કહ્યું કે દઢ ચિત્તથી તમારી બેનનાં ભેગાં ધરમાં રહો, અને તમને કોઇ પણ જાતની ઇજા પહોંચશે નહિ. ફતેહખાનની માએ (બીબી મુધલીએ) તેને ધણી સંભાળથી ઉછેર્યો, પણ સુલતાન કુતુબુદ્દીનની બીકથી જીવ ખોળીઆમાં નહોતો. ત્યાર પછી થોડે વખતે સુલતાન કુતુબુદ્દીનને નીશામાં ફતેહખાન યાદ આવ્યો અને પુછયું કે એ ક્યાં છે? એને જવાબ દેવામાં આવ્યો કે તે હઝરત શાહને ઘેર માસીની જોડે રહે છે ને તે હઝરત શાહનો ધણો લાડકો છે. આથી સુલતાન કુતુબુદ્દીનની ઇર્ષા અને ક્રોધનો અગ્નિ સળગી ઉઠયો અને તેનો આનંદ જતો રહ્યો અને તેણે ફતેહખાનને મારી નાંખવાનો વિચાર કર્યો. પરંતુ તે જાણતો નહોતો કે આનું પરિણામ પોતાનાજ રાજ્યની પડતી અને પોતાના જીવનની ખરાબી કરનાર થઇ પડશે.

એક દિવસે સુલતાને હઝરત શાહઆલમને સંદેશો (જેમાં એના મનની ખરી બાબત જણાઈ ગઇ) મોકલ્યો કે રાજી હો કે ન હો તમારે ફતેહખાનને મોકલી આપવો. હઝરતે કહ્યું કે પોતાના પ્રાણના ભયથી તો તેણે દરવીશોનો આશ્રય લીધો છે તેથી તેને પકડીને તમને સોંપવો એ યોગ્ય નથી. તમે હાકેમ છો. તમે હરકોઇ ઠેકાણેથી શોધી લઇ જાઓ. સુલતાને જાસુસોને મોકલ્યા અને પોતે શહેરની બાહેર આવ્યો અને રસુલાબાદ જે હઝરતના વતનનું ગામ છે તેની પાસે આવેલા ખેદપુરના મહેલોમાં રહ્યો. તેનો ઇરાદો એવો હતો કે તેને જલદી ખબર પહોંચી શકે અને ફતેહખાનને પકડી શકાય. એક દિવસે સુલતાને રાણી રૂપમંજરી જે ખાસ મુખ્ય રાણી હતી અને જે હઝરત શાહની શિષ્યા હતી તેને જનાના કેટલાક ખોજા આપી મોકલી અને તેને કહ્યું કે ફતેહખાનની કોઇ પણ યુક્તિથી તપાસ કરી એને લઇ આવવો અને તેને કહ્યું કે જો ફતેહખાન તેના જોવામાં આવે તો તેને પકડી ઉંચકી લાવવો. રાણીએ ફતેહખાનને શાહની હજુરમાં બેઠેલો જોયો, અને ફતેહખાનનો હાથ પકડી તેને ખેંચવા

લાગી. હઝરત શાહ હસ્યા અને કહ્યું કે આજે તું ફતેહખાનનો હાથ ખેંચે છે પરંતુ એક દિવસ ફતેહખાન તારો હાથ ખેંચશે. આ વચન એવી રીતે ફળીભૂત થયું કે આખરે સુલતાન કુતુબુદ્દીનના મરણ પછી રાણી રૂપમંજરી ફતેહખાન કે જેનું નામ પાદશાહી મળ્યા પછી મહમૂદ રાખવામાં આવ્યું હતું તેની સ્ત્રી થઈ. હઝરતના વચન સાંભળી રાણીએ ફતેહખાનનો હાથ છોડી દીધો અને હઝરતની પાસે ક્ષમા માગી પાછી વળી. એણે જઇ સુલતાનને કહ્યું કે મેં ઘણો પ્રયત્ન કર્યો પણ તે મળી શક્યો નહિ.

એવું કહેવાય છે કે એક દિવસે કોઇ જાસુસે આવી સુલતાનને ખબર આપી કે ફતેહખાન ફલાણા ઘરમાં હઝરત શાહની પાસે બેઠો છે અને પાઠ વાંચે છે. સુલતાન પવન વેગી ઘોડાપર સ્વાર થઇ ત્યાં દોડી ગયો અને પરવાનગી સિવાય અંદર જવા માંડયું. તે વખતે મુકબિલ નામના દરવાને તેને અટકાવ્યો. સુલતાને પુછ્યું કે બાબજીની રજાથી તું મને અટકાવે છે ? જ્યારે હઝરતે આ બોલ સાંભળ્યા ત્યારે તે બોલ્યા કે મુકબિલ તું એમને આવવા દે અને ફતેહખાનને કહ્યું કે પઢ ડોકરે એટલે કે અયે બુઢ્ઢા તું આગળ વાંચ. આમ કહેતાંની સાથે ફતેહખાનનો દેખાવ લાંબી દાઢીવાળો, સફેદ ભમરોવાળો અને વળી ગયેલી ખુંધવાળો સુલતાનની નજરે પડયો. તે વખતે ફતેહખાનની ઉમ્મર દશ વર્ષની હતી. સુલતાન કુતુબુદ્દીન એક બિછાના ઉપર બેઠો. સુલતાને ચારે તરફ નજર ફેરવી તો હઝરત સાહેબ અને આ બુઢ્ઢા સિવાય કોઈ પણ તેની નજરે પડયું નહિ. પછી સુલતાન શરમીંદો થઇ ઉઠી ગયો અને જાસુસોને ઠપકો આપ્યો.

સુલતાન મહમુદ કહેતો કે તે વખતમાં મને છોકરીનો પોશાક પહેરાવી રાખતા કારણ કે જો કોઈ જુએ તો તેને ઓળખી શકે નહિ. એક વખતે સુલતાનની શોધખોળ ઘણી જબરી ચાલતી હતી. તે વખતે હું ઘરના છાપરા ઉપર હતો ( મને સંતાડી દેવામાં આવ્યો હતો ) અને તે વખતે મારી આયા પણ સાથે હતી. જાસુસે આ ખબર સુલતાનને કરી તે ઉપરથી તે દોડતો આવ્યો અને છાપરા ઉપર ચઢી આવ્યો. મારી આયાના હોશકોશ ઉડી ગયા. આ ખબર હઝરત શાહને પહોંચી. એમણે કહ્યું કે

કોઇ પણ રીતે ડરશો નહિ. કેવી રીતે વાઘને લઇ જશે ? આખરે સુલતાને જ્યારે મારો હાથ પકડયો, તે વખતે મારી આયાએ બુમ પાડી કે એ તો ફલાણા અમીરની દીકરી છે. સુલતાને મારા પાયજામાનો બંધ ખોલી નાંખ્યો તો તેણે છોકરીનાં ચિન્હો દીઠાં. તરત એણે મારો હાથ છોડી દીધો અને નીચે આવી પોતાના મિત્રોને આ વાત કહી. તેઓએ કહ્યું કે એને ગમે તેમ કરી નીચે લાવવી જોઇએ. સુલતાન પાછો ઘર ઉપર ચઢયો અને મારો હાથ પકડયો તો માલુમ પડયું કે મારો હાથ વાઘના પંઝા જેવો છે. તરત-જ મને એણે છોડી દીધો અને ચાલ્યો ગયો અને ત્યારપછી સુલતાને મારા ઉપરથી હાથ ઉઠાવી લીધો અને ફરીથી મને પકડવાનો વિચાર કર્યો નહિ.

સૃષ્ટિનું સંરક્ષણ કરનાર હઝરેત શાહઆલમના ઉપર દિન પ્રતિદિન સુલ-તાનનો ક્રોધ વધતો ગયો. પણ તે ક્રોધને તેણે બાહેર જણાવા દીધો નહિ. આ સમયે શાહઆલમની સ્ત્રી બીબી મરીયમ (બીબી મીરઘી) આ ક્ષણ-ભંગુર દુનીઆમાંથી અક્ષયસ્થાનમાં તૈયારી કરી ગઇ. શાહઆલમે બીબી મુઘલીને કહાવ્યું કે જ્યાં સુધી તમારી બેન જીવતી હતી ત્યાં સુધી સગ-પણનો દાવો હતો. હાલ તમે તમારે સારૂ બીજું ઘર શોધી કાઢજો. આ સંદેશાથી તેના ચિત્તમાં ગભરામણ થઈ. આખરે તેણે પોતાના કાકા જામ ફિરોજને કહ્યું કે પ્રથમ મારા માબાપે મને હઝરત શાહ જોડે પરણાવવાનું નક્કી કર્યું હતું, પરતુ સુલતાન મહમ્મદે જોરથી મારૂં લગ્ન પોતાની સાથે કર્યું હતું.

ઉપલી વાત એવી રીતે બની હતી કે સિંધના બાદશાહ જામ જાનુહને બે દીકરી હતી બીબી મુઘલી અને બીબી મીરઘી. તેમાં બીબી મીરઘીનું સુલતાન મહમ્મદ સાથે લગ્ન કરવાનું માગું કરવામાં આવ્યું હતું, અને બીબી મુઘલીનું હઝરતશાહ સાથે માગું કરવામાં આવ્યું હતું. જ્યારે સુલતાન મહમ્મદે બીબી મુઘલીના સૌંદર્ય વિષે સાંભળ્યું ત્યારે તેણે જામ તરફથી આ-વેલા લોકના આગેવાનોને કંઇક દબાણથી અને કંઇક દ્રવ્યથી રાજી કરીને બીબી મુઘલીનું લગ્ન પોતાની સાથે કરાવ્યું અને બીબી મીરઘીનું લગ્ન હઝ-રતશાહ સાથે કરાવ્યું. જ્યારે આ ખબર શાહઆલમને પહોંચી ત્યારે તેણે

સવિસ્તર આ હકીકત પોતાના પિતા હઝરત કુતુબુલ એક્તાબને કહી. તે મહાપુરૂષે કહ્યું કે બેટા તારા નસીબમાં બંને છે.

ટુંકમાં હઝરત શાહઆલમનું અંતઃકરણ બીબી મુઘલી પર ઠર્યું હતું અને તેવામાં હઝરત કુતુબુલ એક્તાબનું વચન યાદ આવ્યું તેથી બીબી મુઘલી સાથે પુનર્વિવાહ કર્યો. બીબી મુઘલી તેમના ઉપર અત્યંત પ્રેમ રાખી લુંડીની માફક તેમની સેવા દિનરાત્રી નિરંતર ઉઠાવી તે મહાપુરૂષને પ્રસન્ન રાખવાને પ્રયત્ન કરતી હતી. હઝરત પણ તેના નિર્મલ સ્વભાવ અને તેના સૌંદર્યથી તેનું બહુજ માન રાખતા તથા તેમના ઉપર બહુજ પ્રેમ રાખતા હતા. બીબી મુઘલી પોતાના અત્યંત પ્યારને લીધે હઝરત શાહના ખાસ ઓરડાને પોતાના બાલ વતી એક રાતના બહારતી હતી, તેની હઝરત શાહને ખબર પડી. શાહ તેના ઉપર અત્યંત કૃપા દર્શાવી બોલ્યા કે તારે જે ઇચ્છા હોય તે માગ કારણકે તારા ઉપર ઇશ્વરની કૃપાનું દ્વાર ખુલ્લું થયું છે. બીબી મુઘલીએ કહ્યું કે જ્યારે આપ ફતેહખાનની બાબતમાં આટલી બધી ફીકર રાખો છો તો તેના બાપદાદાનું રાજ્ય તેને મળે એવી કૃપા કરવી જોઇએ. કદાચિત હાલ જો તેનાથી કાંઇ અવિવેક દર્શાઇ આવતો હોય તો આપ તેના પર ગુસ્સે થશો નહિ એવી મારી એવી ઇચ્છા છે. હઝરતે કહ્યું કે ગુજરાતના મુલકની બાદશાહી ફતેહખાન માટે નિર્માણ થઇ ચૂકી છે અને તે તેને થોડા વખતમાં મળશે. વળી એવું પણ બનશે કે તેનાથી મારી તરફ અવિવેક દર્શાવાશે અને તે સર્વ હું તારી ખાતર ક્ષમા કરીશ.

એવું કહેવાય છે કે એક દિવસ હઝરત શાહના આગળ મેવાની ટોપલી લાવી મુકવામાં આવી હતી. લાડમાં ફતેહખાનના માથા ઉપર ટોપલી હઝરતશાહે મુકી અને તે ફળ તેને આપ્યાં. બીબી મુઘલી બોલી કે એ ટોપલી આપ એના માથા ઉપર ઉંધી મુકો. શાહે જરા હસીને તે વાત પસંદ કરી તેમ કર્યું. તેનું ફળ એ નીવડયું કે ફતેહખાનના છત્રનો ઘુમટ આકાશ લગી પહોંચ્યો અને તેનો ઘુમટ આકાશની પેઠે રાજ્ય પર છવાયો.

ટુંકમાં બીબી મુઘલી આ પ્રમાણે હઝરતની સેવા ઉઠાવતી હતી તેથી સુલતાન કુતુબુદ્દીનને ઘણુંજ ખોટું લાગ્યું અને દિલમાં જે હતું તે તેણે

ઝાહેર કર્યું. ઝાહેરમાં તે તેની જોડે તકરાર કરવા લાગ્યો અને ફરીઆદ ઉઠાવવા લાગ્યો. એક દિવસ દારૂની કેફમાં પોતે સવાર થયો ને રસુલાબાદને તારાજ કરવાનો હુકમ કર્યો. માણુસો ટોળેટોળા એકઠાં થયાં અને એક બીજા સામું જોવા લાગ્યા પરંતુ કોઇએ પગ ઉપાડયો નહિ. પછી કુતુબુદ્દીને આમ તેમ ઘોડો દોડાવવો શરૂ કર્યો અને તારાજ કરવાની વાત કરવા લાગ્યો. એટલામાં પરમેશ્વરના હુકમથી એક ગાંડુ ઉંટ સામું આવ્યું. સુલતાને તરવાર ખેંચી ઉંટના માથા ઉપર મારી પણ તેમાં તેણે ચુક ખાધી તેથી સુલતાનની ઝાંઘ પર તે ફટકો લાગ્યો જેથી સુલતાન ઘોડા ઉપરથી પડયો અને તેને પાલખીમાં ઘાલી તેના મુકામ પર લઇ ગયા. ત્યારપછી ત્રણ દિવસે હિ. સ. ૮૬૩ માં (૧૪૫૮–૫૯) મરણ પામ્યો. લોકો એમ કહે છે કે એ ઉંટ નહોતું પણ યમરાજા હતો જેણે આ રૂપમાં અહીં દર્શન દીધું હતું અને તે દિવસથી લોકો ઉંટને ફરેસ્તાની ઉપમા આપે છે. એવું કહેવાય છે કે હઝરત શાહે મહમુદ ખીલજી સાથની લડાઇમાંથી પાછા ફરતી વખતે જે તરવાર સુલતાન કુતુબુદ્દીનને આપી હતી તે આજ હતી અને તે બાબત આગળ આપી જવામાં આવી છે.

સુલતાનના મરણનું કારણ બીજા લોકો બીજી રીતે આપે છે. એક દિવસ તેને એવો વિચાર થયો કે પોતાની બેગમોને અમદાવાદ શેહેરનો દેખાવ દેખાડે. તેણે હુકમ કર્યો કે કોઇ પણ પુરૂષજાતીએ ઘરની બહાર નીકળવું નહિ. ત્યારપછી પોતાની બેગમોને લઇને શેરીએ શેરી ફર્યો. એટલામાં કોઇ પુરૂષ ગલીની પાછળથી આવતો માલમ પડયો. સુલતાને ક્રોધ કરી તેના ઉપર તલવાર ફેંકી, પરંતુ આ માણુસ અદશ્ય થયો અને તલવાર સુલતાનની ઝાંઘ પર પડી ને ઝાંઘને ઝખમ કર્યો અને તે ઝખમથી સુલતાન આ દુનીઆમાંથી કુચ કરી ગયો. પરમેશ્વર ખરી વાત જાણે છે.

એવું કહેવાય છે કે ઝખમની પીડા દિવસે દિવસે વધતી ગઇ અને કંઇ કરાર મળતો ગયો નહિ. એક દિવસ એવી સ્થિતિમાં સાબરમતીના કિનારા પર આવેલા મહેલની બારીએથી એક કઠીઆરાને લાકડાનો ભારો માથે લઇ નદીમાંથી ઘણી મુશ્કેલીએ આવતો જોયો. કિનારે આવી તેણે

લાકડાનો ભારો માથેથી નીચે ઉતાર્યો અને પોતાની કેડેથી સુકો રોટલો અને કાંદાના કેટલાક કકડા કહાડી ઘણાજ આનંદથી તે ખાઇ ગયો ને નદીમાં આવી સારી રીતે પાણી પીધું. પછી ભીતની છાયામાં જઇ નિરાંતે સુતો. આ જોઇ પાદશાહે કહ્યું અહો આ મારી પાદશાહી કઠીઆરાને આપી તેની તંદુરસ્તી મને આપી તે કામમાં હું રોકાઉ તો કેવું સારૂં! એક મહાન પુરૂષે કહ્યું છે કે,

"ગરીબાઇની કેમ તું બુમ મારે, ખજાનો ખરો તંદુરસ્તી તારે."

પરંતુ બહાદુરશાહીનો લેખક એવું લખે છે કે પાદશાહની એક સ્ત્રી જે શમ્શખાનની દીકરી હતી તેણે શમ્શખાનની શીખવણીથી પાદશાહને ઝેર દીધું હતું કે જેથી ગુજરાતની ગાદી શમ્શખાનના હાથમાં આવે. સુલતાન મરવાની તૈયારી પર આવ્યો તે વખતે કુતુબુદ્દીનના ઉમરાવોએ શમ્શખાનને મારી નાંખ્યો અને સુલતાનની માએ હુકમ કર્યો કે લોંડીઓએ બેગમના ટુકડેટુકડા કરી નાંખવા. આ પરિણામ સાધુ પુરૂષોને પીડા કરવાનું છે જેથી દોસ્તને હાથે દુશ્મનનું કામ થાય છે. સત્ય જાણવાની ઇચ્છા રાખનારાના ચિત્તથી એ અજાણ્યું ન રાખવું જોઇએ કે પ્રસિદ્ધ દંતકથાઓ બહાદુરશાહીના લેખકના કહેવાને ઘણી મળતી આવતી નથી. કદાચ એમ પણ બન્યું હોય કે જખમ વાગ્યા પછી ઝેર દેવામાં આવ્યું હોય. "ખરી વાત તો પરમેશ્વર જાણે."



# प्रकरण सातमुं.

---

## દાઉદખાન.

( ઇ. સ. ૧૪૫૯. )

આ બનાવના વર્ણનનો લખનાર પડદામાંથી એવો ખ્યાલ આપે છે કેઃ—

સુલતાન કુતુબુદ્દીનના મરણ પછી ત્રીજે દિવસે એટલે મજકુર હિ. સ. ૮૬૩ ( ૧૪૫૮—૫૯ ) ના રજબ માસની ૨૩ મી તારીખે સુલતાન દાઉદખાન અહમદશાહનો પુત્ર વઝીરો અને ઉમરાવની સંમતિથી ગાદીએ બેઠો અને એજ માસની ત્રીસમી તારીખે પદભ્રષ્ટ થયો. એવું કહેવાય છે કે એની હકુમત સ્થાયી થઇ નહોતી ત્યાર પહેલાં તો એણે પોતાનો એક ફરાશ જે, પોતે ખાનની પદવીએ હતો તે સમયે પોતાનો પડોશી હતો તેને ઇમાદુલમુલ્કની પદવી આપવાની આશા આપી અગર જો કે ઇમાદુલમુલ્કનો ખિતાબ ધરાવનાર જીવતો હતો. આ હલકા આદમીએ આ વાત જાહેર કરી દીધી તેથી વઝીરો અને અમીરો પરસ્પર કહેવા લાગ્યા કે હજુ પાદશાહ થયો નથી ને આવા હુકમો કાઢે છે તો પછી પાદશાહ થશે તો તો શુંજ કરશે?

કાર્ય બને તે અગાઉ તેનો ઇલાજ કરવો જોઇએ. કાર્ય હાથથી ગયા પછી તેનો અફસોસ કરવો નકામો છે.

વળી સુલતાન અહમદશાહના સમયમાં જે વસ્ત્રો તથા જેવરો એકઠાં કરેલાં હતાં તેની તપાસ કરવા માંડી, અને સુલતાન મુઝફ્ફરશાહની બેગમોનું ઝવેરાત લઇ પોતાના ખઝાનામાં દાખલ કર્યું. દાઉદખાને જે પેહેલો હુકમ કાઢયો તે એ હતો કે કબુતરોના દાણા તથા દીવાબત્તીના તેલમાં ઘટાડો કરવો. આવી વર્તણુંક જોઇને અમીરોએ કહ્યું કે આ માણસ ગુજરાતની સલતનતને લાયક નથી અને ફતેહખાન કે જેની કીર્તિ ઘણીજ છે તેને ગાદીએ બેસાડવો જોઇએ. કારણ કે પાદશાહી દબદબાનાં તથા ભવ્યતાનાં ચિન્હો એના નશીબદાર ચહેરા પર ખુલ્લા દેખાય છે. તેઓએ સોહરાબના છોકરા અલાઉલમુલ્કને

ફતેહખાનની મા રાજેશ્રીબીબી મુઘલી પાસે આ બાબતની વાત કરી ફતેહ-ખાનને તેડી લાવવા મોકલ્યો. બીબીએ એક વખત તો આનાકાની કરી. ઇમાદઉલ મુલ્ક અલાઉલમુલ્કે વિનંતિ કરી કે ગુજરાતની પાદશાહીને યોગ્ય આ મહાપ્રતાપી પુત્ર સિવાય બીજો કોઇ નથી. આ કામમાં ના કહેવાય નહિ. આખરે ઇમાદુલમુલ્ક ફતેહખાનને ઘોડા ઉપર સ્વાર કરી તમામ પાદશાહી વિવેકથી ભદ્રમાં તેડી લાવ્યો. અમીરો અને ઉમરાવોએ સામા જઇ પાદશાહી સલામ કરી. સર્વેએ તેનું નામ મહમૂદ રાખ્યું અને તેને મુબારક-બાદી આપી આશિષ આપી.

લોકો કહે છે કે જ્યારે ફતેહખાન પાદશાહી મહેલ આગળ આવી પહોંચ્યો અને નોબત તથા ડંકાના અવાજ સુલતાન દાઉદને કાને પડયા ત્યારે તેણે પુછ્યું કે આ શાના અવાજ છે? તેને કહેવામાં આવ્યું કે અમીરો કુતુબુ-દ્દીનના ભાઇ ફતેહખાનને પાદશાહ બનાવી તખ્ત ઉપર બેસાડવા આ તરફ આવે છે. ત્યારે સુલતાન દાઉદશાહ સાબરમતી ઉપર આવેલી બારીને રસ્તે નીકળી જઇ સંતાઇ બેઠો અને "પરમેશ્વર ચાહે તેને મુલક આપે છે અને ચાહે તેની પાસેથી લઈ લે છે" એ આયતનાં વચન માર્ગે સર્વ લોકોએ અનુભવ્યો. સુલતાન દાઉદે માત્ર સાત દિવસજ રાજ્ય કર્યું.

એવું કહેવાય છે ગાદીએથી ઉઠાડી મુકયા પછી સુલતાન દાઉદ શેખ આધન રૂમીના આશ્રમમાં ગયો અને તેમનો શિષ્ય થઇ તેમની સેવા કર-વામાં રોકાયો. થોડા દિવસમાં તે જ્ઞાનમાં વધી ગયો અને એજ અરસામાં આ ક્ષણભંગુર આશ્રયસ્થાનમાંથી અક્ષય દેશમાં જવાનો સરસામાન બાંધ્યો.



# प्रकरण आठमुं.

## સુલતાન મહમૂદ બેગડો.

સુવર્ણમય પત્ર ઉપર લેખન કરનાર કાળને એવી રીતે શણગારે છે કેઃ—ધર્મસંરક્ષક સુલતાન મહમૂદ બેગડાએ હિ. સ. ૮૬૩ ના શઅબાન માસના પ્રથમ દિવસે રવિવારે અમદાવાદમાં તખ્ત ઉપર પગ મુકયો અને પોતાના ગાદીએ બેસવાથી ગુજરાતના મુલકને દીપાવ્યો. બેગડો શબ્દ લગાડવાનું કારણ કેટલાકો એવું કહે છે કે જે બળદના શિંગડાં ડાબા જમણી લાંબા ( એક માણસ બીજાને મળતી વખતે હાથ પહોળા કરે તેવાં ) હોય છે તેવા બળદને હિંદીમાં બેગડા કહે છે અને સુલતાનની મૂછો ઘણી ઘટ તથા લાંબી આવા બળદનાં શિંગડાંની પેઠે બે બાજુએ ફેલાયલી હતી માટે એ શબ્દ લોકોમાં વપરાયો હતો. બીજા લોકોનું કહેવું એ છે કે ગુજરાતના હિંદુઓની ભાષામાં બી શબ્દનો અર્થ બે થાય છે અને ગઢનો અર્થ કિલ્લો થાય છે. સુલતાન મહમૂદે એક જુનાગઢ અને બીજો ચાંપાનેર એ રીતે બે કિલ્લા જીતી લીધા હતા તેથી તેને એ નામ લગાડયું છે. ખરી વાત શું છે તે ઇશ્વર જાણે છે.

એ વાત જાહેર કરવી જોઇએ કે આ સુલતાન ગુજરાતના સુલતાનોમાં સૌથી ઉત્તમ હતો—ન્યાયમાં, વિજયી ધર્મ સંગ્રામમાં, ઇસ્લામ ધર્મના કાનુનો પાળવામાં, બાલ્ય, યુવા કે વૃદ્ધાવસ્થામાં સર્વત્ર એકસરખી ઉત્તમ તત્વની બુદ્ધિ રાખવામાં, શારીરિક સામર્થ્યમાં અને ઉદારતામાં. આટલા બધા રાજ્યવૈભવ છતાં અને આખા દેશનો માલિક છતાં એની પાચનશક્તિ ઘણીજ પ્રબળ હતી. તેના રોજના ખાવાનો રાએતો, જેનો એક શેર પંદર પહેલુઇની બરાબર થાય છે તેવો એક ગુજરાતી મણનો હતો. ખાધા પછી પાંચશેર મમરા ખાઇ જતો. રાત્રે સુઈ જતી વખતે પલંગની બે બાજુએ એકેક સમુસાની ચીની મુકાવતો કે જેથી જાગતાની સાથે તેમાંથી થોડું ખાઇ જતો અને પાછો

ઉંઘી જતો. (રાતમાં ઘણી વખત એ ઉઠતો અને આ પ્રમાણે ખાતો) દરરોજ સવારે નિમાજ કર્યા પછી એક પ્યાલો મક્કાનું મધ, એક પ્યાલો ઘી અને ૧૫૦ સુનેરી કેળાં ખાતો. ઘણી વખત તે એવું કેહતો કે જો ઇશ્વરે મહમૂદને સુલતાન ન બનાવ્યો હોત તો એનું પેટ કોણ ભરત? વળી એને કામ પણ પ્રબળ હતો.

તખ્ત ઉપર બેઠો ત્યારે તેનું વય તેર વર્ષ, બે માસ અને ત્રણ દિવસનું હતું. ગાદીએ બેઠા પછી તેણે પોતાના વડીલોની રીત પ્રમાણે લશ્કરી માણસોમાં ઇનામ અકરામ વહેંચ્યાં અને બાકીનાઓમાંના કેટલાકને ખિતાબ આપ્યા. કેટલાએક મહિના પછી ખોટા વિચારવાળા ઉમરાવોમાંના કેટલાક જેવાકે કબીરઉદ્દીન સુલતાની જેનું બીજું નામ અઝદુલમુલ્ક હતું તે, મૌલાના ખીઝરી કે જેનું બીજું નામ સફીઉલમુલ્ક હતું તે, ઇસમાઇલનો છોકરો ચાંદ જેનું બીજું નામ બુરહાનઉલમુલ્ક હતું તે, ખાજેમહમદ જેનું બીજું નામ હિસામઉલમુલ્ક હતું તે સર્વેએ વઝીર ઇમાદઉલમુલ્ક સાથે કજીઓ કર્યો અને તેની પદવી તથા દોલતનો નાશ કરવાનો ઇરાદો કર્યો. એક દિવસ વઝીર ઉમાદઉલમુલ્ક પાદશાહની પાસે આવે ને અગાઉ તે સર્વેએ આવીને સુલતાનને કહ્યું કે ઇમાદઉલમુલ્ક બુરો ઇરાદો ધરાવે છે અને પોતાના છોકરા શહાબુદ્દીનને ગાદી પર બેસાડવા માગે છે અને ત્યાર પછી એ પોતાની મરજીમાં આવે તેમ કરશે. અમે આપનું નીમક ખાધું છે તેથી એ વાત અમારાથી કેમ જોયા કરાય? આ બાબતમાં મૂળથી તપાસ કરવી જોઇએ.

સુલતાને કહ્યું કે આ બાબતમાં શું કરૂં? તેઓએ કહ્યું કે કયાંતો એને મારી નાંખવો અથવા એને કેદ કરવો. સુલતાન ચુપ રહ્યો. જ્યારે ઈમાદઉલમુલ્ક દરવાજા ઉપર આવ્યો ત્યારે ઉમરાવોએ તેને પકડયો અને ગરદન પર સાંકળ અને પગે બેડી નાંખી તેના ઉપર પોતાના પાંચસો વિશ્વાસુ માણસને તપાસ કરવા રાખ્યા અને તેઓને કહ્યું કે તમે એને ભદ્રમાં લઇ જાઓ અને ત્યાં એની ઉપર દેખરેખ રાખજો. આ પ્રમાણે તેઓ પોતાનું કામ થયલું સમજી પોતાને ઘેર ગયા ને મોજમઝામાં પડયા.

જ્યારે દિવસની સફેદી ઉપર રાત્રિની કાળાશ છવાઇ ગઇ ત્યારે હાથી-

ખાનાના અધિકારી અબદુલ્લાએ આવી વિનંતી કરી કહ્યું કે ઇમાદઉલમુલ્કને પકડી કેદ રાખવું રાજ્યને સલાહભરેલું નથી. કારણકે આ બનાવથી જે ઉમરાવો મલિકના દોસ્તદાર છે તે દેશ છોડી જવા માગે છે અને સામાવાળા અમીરોએ સુલતાનના કાકા હબીબખાનને પોતાના ઘરમાં સાચવી રાખ્યો છે કે જેથી તેમની મરજી આવે ત્યારે બળવો કરી શકે અને રાજ્યની લગામ હબીબખાનને આપી દે. જે હું જાણતો હતો તે હું આપની આગળ રજુ કરૂં છું. પછી તો સુલતાનની મરજી. આ શબ્દ સાંભળી સુલતાન પોતાની મા પાસે ગયો અને પોતે જે સાંભળ્યું હતું તે બધું કહ્યું. સુલતાનની માએ મલિક અબદુલ્લાને બોલાવ્યો અને તેને ભારે સોગંદ આપી બધી વાત પુછી. મલિક અબદુલ્લાએ આગળ જે કહ્યું હતું તે બધું ફરીથી કહ્યું. સુલતાને પોતાના નિમકહલાલ ખાસ નોકરો જેવા કે મલિક હાજી, મલિક કાલુ અને મલિક ઈસા જે રાજ્યનું શુભ ઇચ્છનારામાં શ્રેષ્ટ ગણાતા હતા તેને બોલાવ્યા અને આ બાબતમાં તેમની જોડે મસલત કરી. આખરે તેઓ એવા નિર્ણય-પર આવ્યા કે ઇમાદઉલમુલ્કને છુટો કરવો અને બળવો કરવાની ઇચ્છા રાખનાર અમીરોનાં ઘરબાર લુટાવી દેવા જેથી કરેલાં કૃત્યનાં ફળ ભોગવે.

સુલતાને મલિક અબદુલ્લાને તમામ હાથીઓ સજ કરી દરબારમાં લાવવાનો હુકમ કર્યો. ત્યારપછી સુલતાન બહાર આવી તખ્ત ઉપર બેઠો અને શરફુઉલમુલ્કને કહ્યું કે હરામખોર ઇમાદુલમુલ્કને બંદીખાનામાંથી બહાર લેઇ આવ કારણકે તેનાપર મને ઘણો કીનો છે ને તેને સજા પહોંચાડું જેથી બીજાઓને ચાનક લાગશે. મલિક શરફુઉલમુલ્ક ગયો. પરંતુ અમી-રોએ મુકેલા પહેરેગીરોએ સુલતાનનો હુકમ માન્યો નહિ. શરફુઉલમુલ્ક પાછો ફર્યો અને સર્વે વાત સુલતાનના મોં આગળ ગુજારી. આ ઉપરથી સુલતાન પોતે ભદ્રના બુરજ ઉપર ચઢયો અને ક્રોધથી મોટા ઘાંટા કરી હુકમ કર્યો કે શઅબાનને બહાર લાવો. જ્યારે સુલતાનનો અવાજ પહેરે-ગીરોને કાને પડયો ત્યારે મલિકને બંદીખાનામાંથી બહાર લાવ્યા. સુલતાને કહ્યું કે એને ઉપર લાવો, કે જેથી હુ એ હરામખોરને પુછું કે તને પાદ-શાહનો પણ જરા ખોફ નથી કે આવો વિચાર કર્યો? જ્યારે તેને ઉપર

લાવવામાં આવ્યો ત્યારે હુકમ કર્યો કે એના પગમાંથી બેડી કાઢી નાંખો. પહેરેગીરોએ જ્યારે આ હાલ જોયો ત્યારે તેમાંના કેટલાક નાશી અમીરો પાસે ગયા અને કેટલાકો હાથ જોડી ઉભા રહ્યા. તેઓએ કહ્યું કે અમે સુલતાનના નોકર છીએ અને અમે સુલતાનના હુકમ પ્રમાણે તેને કેદ કર્યો છે અને હાલ વળી તેના હુકમથી છુટો પણ કરીએ છીએ. એમાં અમારો કંઇ પણ ગુનોહ નથી. સુલતાને તેમને બીકમાંથી છુટા કર્યા.

પછી સહવાર થતાં સુલતાન ભદ્ર ઉપર આવી બેઠો. જ્યારે આ ખબર અમીરોને પહોંચી ત્યારે ઉમરાવો પોતાના લશ્કરથી તથા શસ્ત્રથી સજ થઇ દરબાર તરફ આવવા નીકળ્યા. તે વખતે ઉમરાવો તથા ખાસ નોકરો મળી ત્રણસેં માણસ સુલતાન પાસે હાજર હતાં. તેમાંના કેટલાકે કહ્યું કે સાબરમતી પર આવેલી બારીને રસ્તે થઇને પોતપોતાને ગામે જઇએ ને ત્યાંથી લશ્કર લઇ પાછા આવીએ. સુલતાને દઢતા રાખી આ નાહીમતવાનનું સાંભળ્યું નહિ. જ્યારે ઠેઠ દરબાર નજીક આવ્યા ત્યારે શઅબાન, મલિક હાજી અને મલિક કાલુએ કહ્યું કે સુલતાને હાથીવાનોને એક સામટો હાથીનો હલ્લો તે નિમકહરામ લોકો પર કરવાનો હુકમ ફરમાવવો જોઇએ કે જેથી તેઓ એકદમ નાશી જશે. સુલતાને હુકમ કર્યો એટલે પાંચસો છસો હાથીનો એકદમ હુમલો કરવામાં આવ્યો, જેથી સામાવાળાના એકઠાં થયલાં માણસો વેરાઇ ગયાં અને ઉમરાવો નાશી ગયા. તેમના લશ્કરનાં માણસો પોતપોતાનાં શસ્ત્ર ઉતારી દઇ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા અને અમીરો શહેર બહાર નાશી જઇ દરેક દિશામાં છુટાછવાયા દોડવા લાગ્યા.

હિસામઉલ મુલ્ક પાટણ તરફ નાઠો જ્યાં તેનો ભાઇ રૂકનુદીન મીરકુઇ (કોટવાલ) હતો. કબીરૂદીન અઝદુલમુલ્ક સાબરમતીને કાંઠે નાશી ગયો, જ્યાં આગળ એક રજપુતને એણે મારી નાંખ્યો હતો તેના ભાઇએ તેનું માથું કાપી નાખી સુલતાનને ભેટ મોકલી આપ્યું જે શહેરના દરવાજે લટકાવવામાં આવ્યું. બુરહાનઉલ મુલ્ક શરીરે જાડો હતો તેથી દોડી શકયો નહિ. સાબરમતીને પેલે પાર સરખેજ તરફ જ્યાં આગળ ફતેહપુર હાલ વસેલું છે ત્યાં આગળ આવી તે ઘોડાને છુટો મુકી દઇ ખુણામાં સંતાઇ

પેઠો. એટલામાં સુલતાનના જનાનાનો એક નોકર ધર્મગુરૂઓમાં શ્રેષ્ટ શેખ અહમદ ખટુના રોઝાની ઝીઆરત કરવા ગયો હતો તે શેહર તરફ આવતો હતો. તેણે તેને ઓળખ્યો અને પકડીને સુલતાનની ખીદમતમાં આણ્યો. સુલતાને તેને હાથીના પગ તળે છુંદી મારી નાંખવાનો હુકમ કર્યો. મૌલાના ખીઝરી સફીઉલ્મુલ્કને પકડી દીવ મોકલી દઇ ત્યાં કેદ રાખવામાં આવ્યો. પરંતુ તે મલિક શઅબાનને મિત્ર હતો તેથી મલિકે તેનો ગુન્હો માફ કરાવી દીવથી પાછો બોલાવ્યો સુલતાને તેનો ગુન્હો માફ કરી તેને જાગીર બક્ષી. આ વખતે સુલતાનની ઉમર ચૌદ વર્ષની હતી. તોપણ એણે આવી બહાદુરી બતાવી અને વૃદ્ધ પુરૂષના જેવા વિચારથી એવું તો કામ બજાવ્યું કે બળવાખોરોનો નાશ કરી દીધો અને દાદ માગનારાને દાદ આપી. ત્યારપછીથી એના મરણ સુધી સુલતાનના હુકમનું ઉલ્લંઘન કરવા કોઇએ પણ હિમ્મત કરી નથી.

ઉપર પ્રમાણે જ્યારે બળવાખોરો મરી પરવાર્યા ત્યારે મલિક હાજીને અઝદુલમુલ્કનો ખિતાબ આપી તેને આરિઝ (પાદશાહને અરજીઓ વાંચી સંભળાવનાર ) બનાવ્યો અને મલિક બહાઉદ્દીનને અખત્યાર ઉલમુલ્કનો ખિતાબ આપ્યો, મલિક તોઘાનને ફરહત ઉલમુલ્કનો, મલીક ઇસાને નિઝામઉલમુલ્કનો, મલિક સઆદુલાને બુરહાન ઉલમુલ્કનો, મલિક કાલુને ઇમાદુલ્મુલ્કનો, મલિક સારંગને મુખલિસ ઉલમુલ્કનો એ પ્રમાણે ખિતાબો આપ્યા. ત્યારપછી થોડે વખતે આ છેલ્લા ઉમરાવને કવામઉલમુલ્કનો ખિતાબ આપવામાં આવ્યો. આ પ્રમાણે પર નોકરોને ખિતાબ આપવામાં આવ્યા અને તેમની પદવી વધારી આપી અને તેમને જાગીરમાં પરગણાં આપ્યાં. થોડા વખતમાં લશ્કર ઘણુંજ વધી ગયું, અને સુલતાન કુતુબુદ્દીનના લશ્કરથી બેવડું થયું. ગુજરાત દેશને પણ નવી તેજી આવી અને તે એવી કે કોઇપણ દિવસ એવી તેજી આવીજ નથી. સિપાઇની સ્થિતિ સારી હતી અને સઘળી રૈયત નિરૂપદ્રવ હતી. સાધુ સંતો સ્થિર ચિત્તથી પ્રાર્થનામાં મશઘુલ રહેતા, અને વ્યાપારીઓ પોતાના વેપાર અને નફાથી ખુશ હાલ હતા. દેશમાં સહીસલામતી હતી અને ચોરોનો ભય નહોતો.

"સોનાની કોથળી એકલો એકજ પુરૂષ પૂર્વથી પશ્ચિમ સુધી લઇ જાય છે. એ પાદશાહ તારા ભયથી દુનીઆની તમામ દિશાઓ નિર્ભય છે."

આ પ્રમાણે કોઇને ફરિયાદ ઉઠાવવાનું કારણ નહોતું.—

સુલતાને એવો હુકમ કર્યો કે અમીર અથવા લશ્કરમાંનો કોઈ પણ લડાઇમાં મરે અથવા કુદરતી રીતે તેનું મોત આવે ત્યારે તેની જાગીર તેના છોકરાને આપવી; જો તેને દીકરો ન હોય તો તે જાગીરનો અડધો ભાગ દીકરીને આપવો અને જો દીકરી પણ ન હોય તો તેના આશ્રિતોને ગુજરાન વાસ્તે એવો બંદોબસ્ત કરી આપવો કે તેમને કંઇ હરકત પડે નહિ. એવું કહેવામાં આવે છે કે એક જણે આવી કહ્યું કે ફલાણો અમીર ગુજરી ગયો છે, પણ તેનો દીકરો તેની પદવીને લાયક નથી. સુલતાને કહ્યું કે એની પદવી એને લાયક કરશે. ત્યાર પછી આ બાબતમાં કોઇ પણ માણુસ એક શબ્દ પણ બોલી શકયો નથી.

એના વખતમાં રૈયત સુખી હતી તેનું કારણ એ હતું કે જોરજુલમ સિવાય બીજા કોઇ કારણસર કોઇપણ જાગીરદારની જાગીર પાછી લઇ લેવામાં આવતી નહોતી અને સરકારનું મહેસુલ તેમની પાસે જે ઠરાવવામાં આવ્યું હતું તેજ લેવામાં આવતું. ટુંકમાં જ્યારે સુલતાન મહમૂદ શહીદના વખતમાં કેટલાક કરકસરીઆ વઝીરોએ દેશની ઉપજની તપાસ કરી ત્યારે તેમને દશ ગણી ઉપજ વધેલી માલમ પડી અને કોઇપણ ગામમાં એવડાથી ઓછો વધારો તો નહોતો. વેપારીઓને લુટારાઓની બીકજ નહોતી કારણકે રસ્તે અતિશય સહીસલામતીના ઉપાયો લીધા હતા અને સુલતાનના આખા રાજ્યમાં ચોરની ઉત્પતિજ નહોતી. સાધુસંતો સહીસલામતીમાં રહેતા તેનું કારણ એ હતું કે સુલતાન પોતે આ માન્યવંત વર્ગનો શિષ્ય તથા ભક્ત હતો. તે દરેક વર્ષે તેમની જાગીર વધારતો અને જ્યાં આગળ તેઓ ઇચ્છતા ત્યાં તેમને વઝીફા આપતો. પ્રવાસીઓને માટે તેણે મોટી મોટી ધર્મશાળાઓ બંધાવી, વળી સ્વર્ગસમાન પાઠશાળાઓ અને મસજીદો પણ બંધાવી. સુલતાનજ ઘણો ન્યાયી હતો અને તેથી કોઇપણ માણુસ બીજાને ઇજા કરવાની શક્તિ ધરાવતું નહોતું. નીચલી કવિતા સુલતાનના માનમાં છે.

જુલમગારોમાં તારા રોપને લીધે એવી તો બીક બેસી ગઇ છે કે એક કબુતર પર પણ કોઇ બાઝ પક્ષી છોડી શકતું નથી.

નાના તથા મોટા વર્ગના માણસો એકે મતે કહે છે કે સુલતાન મહમૂદ બેગડાના જેવો પાદશાહ ગુજરાતના પાદશાહોમાં તેના પહેલાં તેમજ પાછળ ન્યાય અને ઇન્સાફમાં કોઇ પણ થયો નથી. એણે જુનાગઢનો કિલ્લો, સોરઠ દેશ, ચાંપાનેરનો કિલ્લો તથા તે તરફનો દેશ જીતી લીધો અને ત્યાંથી હિંદુ રીતરિવાજ નાબુદ કરી ઇસ્લામી રીતરિવાજ દાખલ કર્યા. આથી કયામતના દિવસ સુધી જે કાંઈ સારા કામો એ મુલકમાં થશે તે બધા એના દફતરમાં લખાશે. એનો પૌત્ર બહાદુરશાહ દેશ જીતવામાં તેનાથી ચડીઆતો હતો તથાપિ સુલતાન મહમૂદ જેવો તેને અનુભવ નહોતો. સુલતાનનો તો આ બંને વાતમાં જોટો નહોતો.

જવાન નશીબદાર અને પ્રકાશિત મગજવાળો તે એવો હતો કે વૈભવમાં જુવાન અને યુક્તિ પ્રયુક્તિમાં વૃદ્ધ હતો.

જે સમયમાં સુલતાને રાજ્ય કર્યું તે સમયજ કંઇ ભાગ્યશાળી હતો કારણ કે આ વખતે ખુરાસાનમાં સુલતાન હુસેન મીરઝા રાજ્ય કરતો હતો અને તેની વઝીરાત બેનમુન વઝીર મીરઅલ્લી શેરથી દીપી રહી હતી. મુલ્લાની તથા મનોહર કાવ્ય કર્તાની જગ્યા મોલાના જામી જે ઇશ્વરના માર્ગનું સંરક્ષણ કરનાર તથા મોક્ષ પામવાના જ્ઞાનમાં અનુભવી હતો તેણે દીપાવી હતી. વળી તેજ સમયે દિલ્હીનું તખ્ત સુલતાન સિકન્દર બહલોલ લોદીએ દીપાવ્યું હતું. તેના વઝીરની જગ્યાએ દીર્ઘદષ્ટિ તથા ઉચ્ચ બુદ્ધિવાળો ઝીઆન બહલોલખાં લોદી હતો. તેજ સમયે મંદુનું તખ્ત સુલતાન મહમુદ ખીલજીના દીકરા સુલતાન ગ્યાસુદીનના શાસન તથા ઉદારતાથી દીપી રહ્યું હતું. દક્ષિણની ગાદીએ સુલતાન મહમુદ બ્રાહ્મણી હતો. એમ કહી શકાય કે સુલતાન મહમૂદ ગઝનવીના આત્માએ કેટલાક વર્ષ પછી સુલતાન મહમૂદ બેગડા તરીકે અવતાર લીધો હતો, કારણ કે આ સુલતાનના તમામ કાર્યો તે ઇજ્જતવાન પુરૂષના જેવા હતા.

એવું કહેવામાં આવે છે કે જે દિવસે સુલતાન મહમૂદ ગાદીએ બેઠો

તે દિવસે સુલતાન મહમૂદના જમાઇ ખુદાવન્દખાન કે જે ઘણો વિદ્વાન તથા છટાદાર ભાષણ કરનાર હતો તેણે દીવાને હાફીઝ ( હાફીઝ કવિના કાવ્યનો સંગ્રહ ) સુલતાનના હાથમાં મુકી તેમાંથી ભવિષ્યનો હાલ (શુકન) જોવા કહ્યું. સુલતાને ગ્રંથ ઉઘાડયો અને અનાયાસે જે કવિતા નીકળી તે નીચે પ્રમાણે હતી.

અરે જેનાં શરીરના ઉપર પાદશાહી ઝબ્ભો આવી રહ્યો છે,
અને જેના એ નમુન મોતીથી પાદશાહી ઝળકી રહી છે.

× × × ×

ઉપર પ્રમાણેની એક મોટા સદ્દગુણી અને બહાદુર રાજાની કવિતા નીકળેલી જોઇને રાજ્યના સ્તંભરૂપ તથા સંબંધી પુરૂષો ઘણા આનંદ પામ્યા અને શેખ શાદીના બોસ્તાનની કવિતામાં તેના વખાણ તથા ગુણ ગાવા લાગ્યા.

× × × ×

ત્યારપછી સુલતાન મહમૂદના મુનશીએ ઉભા થઈ નીચલી કવિતા વાંચી મીજલસના લોકોને આનંદ આપ્યો.

× × × ×

એ કવિતામાં છેડે મોહતસીબ ( કોટવાળ ) સાક્ષી છે એ શબ્દો આવ્યા છે. એવું કહેવામાં આવે છે કે તે વખતે તે મંડળીમાં કોટવાળ હાજર હતા. જે વખતે મોહતસીબ શબ્દ નીકળ્યો તે વખતે સુલતાને તેની તરફ આંગળી કરી. અકલવાન માણસો અને તેમાં ખાસ કરીને ખુદાવંદખાન અને તેનો છોકરો જે આ મંડળીમાં હાજર હતા તેઓને આ કવિતાનો ટુચકો ઘણોજ પસંદ આવ્યો. દરેક ઉમરાવને તે વખતે કિમતી પોશાક અને ભેટો આપવામાં આવી.

આ સુલતાનના અમલમાં અનાજ બીલકુલ મોઘું થયું નથી. દરેક ચીજ સોંઘી હતી અને ત્યાર પછી ગુજરાતના લોકોએ એવી સોંઘવારી કદી પણ જોઇ નથી. કોઇ પણ દિવસ સુલતાનના લશ્કરે ચંગીઝખાન મુઘલની પેઠે હાર ખાધી નથી. હમેશા નવી નવી જીતો એને મળ્યા કરતી.

એણે હુકમ કર્યો હતો કે લશ્કરના માણસોએ કરજ કરવું નહિ. તેને માટે મહેસુલનો અમુક ભાગ જુદો રાખ્યો હતો, જેથી જે સીપાઇને જરૂર પડે તે પ્રમાણે નાણું આપી તેની પાસે પાછું વસુલ કરવામાં આવતું. આ કારણને લીધે વ્યાજખોરીઆ લોકો સંકટમાં આવ્યા અને લોકો તેમને કુતરા કરતાં પણ વધારે ખરાબ ગણવા લાગ્યા. સુલતાન વારંવાર કેહતો કે જો મુસલમાન વ્યાજે રૂપીઆ લે તો તેમનાથી ધર્મસંગ્રામ શી રીતે થઇ શકે? આ કારણથી પરમેશ્વર હમેશા એને વિજય આપતો.

વળી અનેક જાતનાં ઝાડો જેવાં કે આંબા, દાડમડી, રાયણ, જાંબુ, નાળીએર, બેલ, અને મહુડા વગેરે જે ગુજરાતમાં ઇશ્વરની મહેરબાનીથી પુષ્કળ છે તે બધા આ મહાપ્રતાપી સુલતાનના પ્રયત્ન અને ઉત્તેજનથીજ થયલાં છે. કોઈ પણ રૈયત પોતાની જમીનમાં ઝાડ વાવતો તો તેને એ ઉત્તેજન આપતો. આ કારણથી લોકો બાગોની રચનામાં તથા વૃક્ષ ઉછેરવામાં પ્રથમ કરતાં વધારે પ્રયત્ન કરવા લાગ્યા. આ સંબંધમાં એવું કહેવાય છે કે રસ્તા ઉપર અથવા કોઈ ગરીબ ઝુંપડી આગળ કોઈક જાતનું વૃક્ષ ઉછરેલું સુલતાનની નજરે પડતું તો સુલતાન ઘોડાને ઉભો રાખી વાવનારને બોલાવી મહેરબાની બતાવતો અને પૂછતો કે પાણી કયાંથી લાવીને પાય છે ? જો તે એમ કહેતો કે દૂરથી પાણી લાવું છું અને રસ્તામાં મુશ્કેલી છે તો તરતજ પાસે કુવો ખોદાવતો અને કહેતો કે અમુક ઝાડ ઉછેરશે તો ઇનામ આપવામાં આવશે. ફિરદોસ બાગ જે પાંચ કોસ લાંબો અને એક કોસ પહોળો છે તે આ સુલતાને આકિબત મહમૂદનોજ છે. વળી શઆબાનનો બાગ જે સ્વર્ગના બાગ જેવો છે તે પણ આ સુલતાનના વખતનો થયલો છે. આવીજ રીતે શહેર અથવા કસ્બામાં કોઇ દુકાન ખાલી અથવા ઘર ખાલી જોતો તો સુલતાન ત્યાંના અધિકારી તથા નોકરોને તેનું કારણ પૂછતો અને જે કંઇ જરૂર હોય તે પૂરી પાડી તેને આબાદ કરવાનો હુકમ કરતો. આ પ્રમાણે તમામ ગુજરાત કુરાનની આયત “જે દાખલ થાય છે તે સહીસલામત છે” પ્રમાણે સુખી હતી.

એના પ્રયત્નથી ધનુષ્ય સિવાય કોઇએ બૂમ ઉઠાવી નથી અને ધનુષ્યે

જો બૂમ ઉઠાવી હોય તો તેમાં કંઇ ખોટું નથી. વળી તે દુનીઆના પાદશાહના ન્યાયી રાજ્યમાં ધનુષ્ય સિવાય બીજા પર કોઇએ બળ કર્યું નથી.

એવું કહેવાય છે કે પોતાની વયના ઉતરતા ભાગમાં સુલતાન મહમૂદ ઘણો વખત પરમેશ્વરની સ્તુતિ અને તેના ધ્યાનમાં ગાળતો અને ઘણીવાર અશ્રુપાત કરતો. એક દિવસ મલિક સારંગ ઉર્ફે કિવામઉલમુલ્ક જેણે અમદાવાદ શહેરની બહાર સારંગપૂર વસાવ્યું છે તેણે કહ્યું કે સુલતાનને આટલો બધો વૈભવ અને પાદશાહી પ્રાપ્ત થયા છતાં અશ્રુપાત કરી રૂદન કરવાનું શું કામ છે? સુલતાને કહ્યું કે અરે મૂઢ હું તને શું કહું? મારા મુરબ્બી હઝરત શાહઆલમ કહેતા હતા કે મહમુદ આખરે મહમૂદ (જ્ઞાની) થશે. હું ગમે તેટલો પ્રયાસ કરૂં છું તોપણુ આ ભલાઇ મારામાં નથી આવતી. મારી જીંદગી દિનપર દિન ઓછી થતી જાય છે, અને ગયલી જીંદગી પાછી આવતી નથી તેથી મને અશ્રુપાત થાય છે અને દિલમાં દિલગીરી રહે છે. અફસોસ કે જ્યારે શક્તિ હતી ત્યારે ઇશ્વરને ઓળખી શકયો નહિ અને જ્યારે ઓળખવાની શકિત છે ત્યારે ઓળખી શકાતો નથી.

એવું કહેવાય છે કે એની ઉમરના આખરના ભાગમાં તેણે તે સમયના મહાજ્ઞાની પ્રસિદ્ધ શેખ સિરાજુદ્દીનનો સમાગમ કર્યો અને તેના શિક્ષણથી અને તેના આશિર્વાદથી તેની ઉદાસી અને દિલગીરી જતી રહી. શેખ સિરાજઉદ્દીન એક સાધુ પુરૂષ હતા. તે હઝરત કુતુબુલ અકતાબના શિષ્ય શેખ અલીખતિબના શિષ્ય હતા. તેવણ ઇશ્વરને રસ્તે ગુમ થયલા આદમીઓને સીધો રસ્તો બતાવતા અને ઇશ્વરની જોડે સંબંધ ઇચ્છનારને ખોટા રસ્તાના ભયોમાંથી મુક્ત કરતા. પરમેશ્વરનો સત્ય માર્ગ ખોળનારા લોકો દુનીઆની ચારે તરફથી આવી તેની સેવામાં રહેતા અને તેના બોધથી જલદી ખરા માર્ગ શીખતા. આ પ્રમાણે તે ઘણો પ્રસિદ્ધીએ પહોંચ્યો હતો. એક દિવસે સુલતાને અમીનુલ્મુલ્ક જે સુલતાનની સાથે બેઠક રાખનારા અમીરોમાંને એક તથા જે શેખ સિરાજુદ્દીનેના દઢાશિષ્ય હતો તેને શેખની હકીકત પૂછી. અમીન ઉલમુલ્કે શેખના જ્ઞાનની તારીફ કરી. સુલતાનના દિલમાં શેખનો સમાગમ કરવા દઢ વિચાર થયો. સુલતાને અમીન ઉલમુલ્કને

કહ્યું કે આજ રાત્રે આશાની નિમાઝ પછી તું એકલો સાબરમતીના કિનારા પર આવેલી બારી આગળ આવજે કારણ કે મારે તારૂં કામ છે. અમીન મુલ્ક તે પ્રમાણે હાજર રહ્યો. સુલતાન એકલો અડધીઉ તલવાર લઇ રાખી બહાર આવ્યો અને અમીનઉલમુલ્કને કહ્યું કે તું મને શેખના મકાન પર લઇજા. અમીનઉલમુલ્ક આગળ ચાલ્યો અને તેની પાછળ પાછળ સુલતાન ચાલ્યો. શેખના ઘર આગળ તેઓ આવી પહોંચ્યા એટલે સુલતાન બહાર ઉભો રહ્યો અને અમીનઉલમુલ્કે અંદર જઇ સુલતાનને આવવાની ખબર કહી. આમે સુલતાનને અંદર બોલાવ્યા એટલે સુલતાને અંદર જઇ પ્રણામ કર્યા. શેખ એક જુના ખાટલા પર બેઠા હતા. ત્યાંથી સુલતાનને બેસવાની તેણે રજા આપી. સુલતાન ખાટલાની પાગંથે જઇ બેઠો. થોડા વખત પછી સુલતાને કહ્યું કે મારે એક અરજ છે અને આશા છે કે તેનો જવાબ આપ આપના જ્ઞાન પ્રમાણે આપશો. શેખે કહ્યું જે કેહવાનું હોય તે કહો. સુલતાને કહ્યું કે મારા ગરીબને કાને આવ્યું છે કે આપ સત્યમાર્ગથી ભૂલા પડેલા જનોને સત્યના ખરા માર્ગે ચડાવો છો અને જો એમ હોય તો પરમેશ્વરની ખાતર એ મને સમજાવો. શેખે જવાબ આપ્યો કે એવી ઇચ્છા રાખનારા આતુર પુરૂષને સાધુ પુરૂષો જ્ઞાનનાં દ્વાર ઉઘાડી આપે છે. સુલતાને પોતાનું મસ્તક શેખના ચરણ આગળ નમાવ્યું અને બોલ્યો કે એવો એક આતુર પુરૂષ મહમૂદ છે. પરમેશ્વરની ખાતર એવો ઇલાજ બતાવો કે મહમૂદ આત્મ જ્ઞાનના અંધકારમાંથી મુક્ત થાય અને ત્વરાથી સત્યના માર્ગમાં આવે. શેખે કહ્યું તારા માથા પર પાદશાહીનું છત્ર રહેલું છે અને તમારા ખભા ઉપર પ્રજા પાલનનો બોજો છે. આ રસ્તા ઉપર પ્રવાસ કરનારે પ્રથમ તો આ બધી ઉપાધિનો ત્યાગ કરવો જોઇએ, જેથી ધારેલું કામ અવરોધ સિવાય ફળીભૂત થાય. એક મહાપુરૂષે કહ્યું છે કે:—

ઉપાધિ બધી જ્યાં સુધી ના તજે તું
ખરે ત્યાં સુધી મિત્રને ના મળે તું.

આ માર્ગની રીતો ખુલ્લી છે. એનું વર્ણન કરવાની અથવા સમજા-

વવાની શી જરૂર છે ? સુલતાને કહ્યું કે આપની સાથેની આ મુલાકાતમાં મારૂં મન એવું થયું છે કે જો આપ મારી સેવા સ્વીકારો તો હું મારી ગાદી પણ ત્યાગ કરૂં. આ ક્ષણથી પાદશાહી ત્યાગ કરૂં છું અને આપની સેવાના અહરામ ( કપડાં ) પહેરૂં છું. આ શબ્દ સાંભળી શેખ ખૂશી થયા અને બોલ્યા કે જો પાદશાહી ન્યાયથી ચલાવવામાં આવતી હોય તો પાદશાહી આ વાતને અવરોધ કરનારી નથી. પાદશાહને માટે પોતાની આખી ઉમરમાં જો એક ક્ષણ ન્યાય આપે તો તે સો વર્ષની પવિત્રાઇ અને તપશ્ચર્યા કરતાં વધારે છે. યઝકી ટોપી પહેરવાની કંઇ પણ જરૂર નથી. સાધુનું આચરણ રાખી ભલે તે માણસ પાદશાહી ટોપી પહેરે. પછી કહ્યું કે હાલ તો તમે જાઓ અને કાલે જે કંઇ કહાવી મોકલું તે સ્વીકારજો અને તેમાં કંઈ પણ સવાલ કરતા નહિ.

સુલતાન ઉઠયો અને પોતાને મકાન આવ્યો. બીજે દિવસે સુલતાને અમીનઉલમુલ્કને શેખની પાસે મોકલ્યો અને કહ્યું કે શેખ જે કંઇ કહે તે શબ્દેશબ્દ કંઇપણ વધતું ઓછું કર્યા વગર કહેજે. અમીનઉલમુલ્ક શેખની પાસે ગયો. શેખે કહ્યું કે સુલતાન ઘણો સારો માણસ છે અને ફકીરોનો દોસ્ત છે. મારૂં મન સુલતાન તરફ થયું છે અને મારી ઇચ્છા છે કે હું પોતેજ એની નોકરીમાં રહું. માટે તું જા અને સુલતાનને આ વિનંતિ કર. જો સુલતાન આ વાત કબૂલ કરે તો સુલતાન મને નોકરી સોંપે જેથી તે બાબતમાં હું મગ્ન રહું. અમીનઉલમુલ્કે કહ્યું કે સુલતાન ખુદ આપની નોકરીમાં રહેવા ઇચ્છે તો આપના અંતઃકરણમાં આવી નોકરીનો ખ્યાલજ ક્યાંથી આવે છે ? તે છતાં આપ જે ફરમાવશો તે નોકર કરવાને તૈયાર છે. શેખે કહ્યું એમ ખરૂં પણ નોકરીમાં ઘણોજ ફાયદો રહેલો છે. અમીન-ઉલમુલ્ક ઉઠયો અને મનમાં ખેદ કરવા લાગ્યો કે મેં તો શેખની સુલતાનની આગળ કંઇ જુદીજ વાત કરી હતી અને હાલ શેખના તરફથી તો આવા શબ્દ નીકળે છે, તે હું પાદશાહને કેવી રીતે જઇને કહું ? પણ સુલતાનની તેના પર દઢ આસ્થા હતી તેથી કંઈ પણ ઓછુંવધતુ કર્યા વિના જે બન્યું હતું તે બધું સુલતાનને આવીને કહ્યું. સુલતાને કહ્યું મારે કબૂલ છે પરંતુ

શેખને જઇને પૂછો કે તમને કઇ પદવી લેવાની ઇચ્છા છે ? અમીનઉલમુલ્કે પાદશાહનો સંદેશો શેખને પહોંચાડયો. શેખે કહ્યું કે હિસાબી જ્ઞાન મને સારૂં છે અને હાથ નીચે હુશિઆર આદમી છે તેથી મને રાજ્યના હિસાબી કામની પદવી આપવી જોઇએ. સુલતાને તે કબૂલ કર્યું. સવારે શેખ કમરે તલવાર બાંધીને ઘોડા પર સવાર થઇ પાદશાહની ખીદમતમાં આવ્યો અને મસતુફીગીરીનો પોશાક પહેરી પોતાને મકાન ગયો. શહેરના લોકો જે શેખને કુતુબ અને ઘોસની પદવીના ધારતા હતા ( ધ્રુવ અને સાધુ પુરૂષ ) તેઓએ આ ખબર સાંભળી આસ્થા ઉઠાવી દીધી અને તેને વિષે સખત બોલવા લાગ્યા અને એકબીજા સાથે કહેવા લાગ્યા કે આ લુચ્ચા શેખે શું કર્યું કે અનેક વર્ષનું સંચિત કરેલું પુણ્ય બાળી નાંખ્યું અને ધનમાલ ઉપર દષ્ટિ કરી ધર્મને દુનીઆમાં વેચ્યો. તેની સાધુતાનો માયનો આ હતો કે પાદશાહનો પોતાનો શિષ્ય બનાવી ધર્મને દુનીઆમાં વેચવો. શેહરના લોકો શેખને ઘર આવતા બંધ થયા અને તેની નિંદા કરી તેના ઉપર ધિક્કાર દર્શાવા લાગ્યા.

મસજીદ, આશ્રમ અથવા પ્રાર્થના કરવાની જગ્યા ઉપરની કમાનની નીચે તેની નિંદા તો મિત્રના આશિર્વાદ જેવી છે.

શેખે આ પ્રમાણે કંઇપણ હરકત સિવાય સુલતાનની નોકરીમાં કેટલાક દિવસ ગાળ્યા. એક દિવસ અમીનઉલમુલ્કને કહ્યું કે સુલતાનને વિનંતિ કર કે મારી વૃદ્ધાવસ્થા થઇ છે અને મારૂં ઘર દૂર છે અને આવવાજવાની તકલીફ પડે છે. માટે મારૂં ઘર નજીક કરી આપવામાં આવે તો બધો વખત સુલતાનની ખીદમતમાં રહી શકાય. સુલતાને પોતાના સુવાના ઓરડા પાસેની જગ્યા નક્કી કરી આપી. શેખ ત્યાં આવી રહ્યો અને અહીં પોતાના હરીફોથી અલગ રહી સુલતાનને ખરો માર્ગ બતાવવો શરૂ કર્યો. થોડા વખતમાં પરમેશ્વરની કૃપારૂપી બાગનો પવન સુલતાનના આત્માને જઇ પહોંચ્યો, અને તેના આત્માની કળી પ્રફુલ્લિત થઇ. ત્યારપછી શેખે સુલતાન પાસેથી છુટા થવાની રજા માગી અને પોતાનો સામાન પોતાના ઝુંપડામાં અસલના રિવાજ પ્રમાણે લઇ ગયો અને સુલતાનને કહ્યું કે હવે પછી મને

મળવાનું મન કરશો નહિ. જો કંઈ જરૂર પડે તો સંદેશો મોકલી ખુલાસો કરાવજો. શાબાશ છે એ રાજસાધુને અને એ સાધુસુલતાનને! કવિ ખાકાનીએ આ બાબતમાં કહેલું છે,—

આ મર્મનો અર્થ ત્રીસ વર્ષે ખાકાનીને થયો કે સાધુ રાજા છે અને રાજા સાધુ છે."

સુલતાન આ પ્રમાણે શેખ અઝીઝઉલ્લાના દીકરા શેખ સિરાજઉદ્દીનનો શિષ્ય થયો. શેખની કબરની દર્ગા શેખપુર નામે અમદાવાદના પરામાં પ્રસિદ્ધ છે. એ પરૂ પણ એમણે વસાવેલું કહેવાય છે.

એવું કહેવાય છે કે જોકે સુલતાને શાસ્ત્રનું તથા બીજી સાધારણ વિદ્યાનું શિક્ષણ લીધું નહોતું, તથાપિ પંડિતો તથા બીજા શાસ્ત્રવેતાઓના સમાગમથી ધર્મશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, શેખોની કથા, અને પેગંબરોના ઇતિહાસ સંબંધી એટલો તો જાણીતો થયો હતો કે આસપાસ રહેનારા વિદ્વાનો સિવાય સર્વ એમજ જાણતા હતા કે સુલતાન વિદ્વાન ને ધર્મસંબંધી કાયદા જાણનાર છે, કારણ કે પોતાની તીવ્ર બુદ્ધિથી ધર્મસંબંધી ઝીણીઝીણી બાબતના ઘણા સારા ખુલાસા કરતો. ઇબન અફરશ કે જેણે શફા નામના પુસ્તકનો તરજુમો કર્યો છે તેણે તે પુસ્તકમાં સુલતાને કેટલીક શંકાનું સમાધાન કર્યું છે તે લખ્યું છે. તેમાંનો એક દાખલો નીચે પ્રમાણે છે જે બરાબર તેમાંથી ઉતારી લીધો છે.

"હદીસમાં કહ્યું છે કે પેગંબર સાહેબે નિમાઝ પઢતી વખતે એક છોકરાને દખલ કરવાથી શ્રાપ દીધો તે પરમેશ્વરે માન્ય કર્યો, જેથી તે છોકરો ત્યાંનોત્યાંજ સ્તબ્ધ થઇ ગયો અને ચાલી શક્યો નહિ. કેટલાકો આ વાત ખોટી ગણે છે અને કેટલાકો ખરી ગણે છે. જે લોકો પ્રમાણભૂત ગણતા નથી તે લોકો એમ કહે છે કે એક છોકરાના આવી રીતે ચાલવાથી પેગંબર સાહેબની નિમાઝને કંઇ હરકત થતી નથી અને પેગંબર સાહેબ ખરેખરી હરકત કરનાર સિવાય કોઇના પર બદદુઆ કરતા નથી. જે લોકો પ્રમાણભૂત ગણે છે તેઓ મદઓના દીકરા ઉમરના દીકરા ઝઇદનું પ્રમાણ આપી કહે છે કે તેનું નામ યઝીદબીન મેહરાન હતું અને તેણે તબુકમાં

(Syria) તે છોકરાને સ્તબ્ધ થઇ ગયલો જોયો હતો અને તે છોકરાને પૂછ્યું ત્યારે તે છોકરે કહ્યું કે હઝરતસાહેબના નિમાઝમાં દખલ કરવાથી તેમણે શ્રાપ દીધો અને હું સ્તબ્ધ થઇ ગયો છું. આ બે શંકામાંથી કઇ ખરી છે તેનો જવાબ સુલતાનને પૂછયો ત્યારે જવાબ દીધો કે એ શ્રાપ ઇશ્વરનાજ હુકમથી થયો હતો, જેવી રીતે કે હઝરત ખીજરે એક હોડી ભાંગી નાંખી હતી અને ગુલામને મારી નાંખ્યો હતો અને તે બાબત મસ્નવીઉલમોલ્વી નામે ગ્રંથમાં લખ્યું છે કે,

હઝરત ખીઝારે હોડી દરીઆમાં ભાગી નાંખી.

એ હોડી ભાંગી નાંખવામાં સો સારી બાબત સમાયલી હતી. આવો જવાબ પાદશાહે વિદ્વાનોની મંડળીમાં આપ્યો જે સઘળા વિદ્વાનોએ કબૂલ રાખ્યો. આ વાત શફા ગ્રંથમાં લખી છે અને તેનો તરજુમો કરનાર અબ્ન અફરશ પ્રસિદ્ધ વિદ્વાનોમાંનો એક છે.

હિ. સ. ૮૬૪ માં સુલતાન લશ્કર લઇને શિકાર વાસ્તે કપડવંજ ગયો અને ત્યાં લશ્કરની તપાસણી કરી અને પ્રાર્થના કરી બોલ્યો કે પરમેશ્વરની મહેરબાની હશે તો આવતે વર્ષે નવું શહેર વસાવીશ. પ્રાર્થના વાંચતી વખતે સુલતાનનું મોઢું સોરઠ તરફ હતું તેથી વિદ્વાન માણસોએ વિચાર્યું કે સુલતાનનો વિચાર ગીરનાર જીતવાનો છે. ટુંકમાં કપડવંજથી અમદાવાદ આવવાનો વિચાર કર્યો.

હિ. સ. ૮૬૫ માં અમદાવાદથી કૂચ કરી ખારી નદી પર મુકામ કર્યો. ત્યાં આગળ દક્ષિણના સુલતાન નિઝામશાહ જે હુમાયુન પાદશાહનો છોકરો હતો તેની તરફથી એક કાગળ મળ્યો. તેની મતલબ નીચે પ્રમાણે હતી.

સુલતાન મહમ્મદ ધોરી કે જે હુમાયુન પાદશાહના વખતમાં નાશી જઇ સુલતાન મહમૂદ ખીલજી પાસે ભરાયો હતો તે સુલતાન મહમદ ઘોરીની શીખવણીથી મોટું લશ્કર લઇ દક્ષિણ પર ચઢી આવ્યો છે અને સઘળો પ્રદેશ તારાજ કરે છે તેથી હું પણ શહેરમાંથી નીકળી આવી ચાલીસ કોસ પર પડયો છું અને ઘાટ પર તમારી મદદની રાહ

જોઉછું. આપ બને તેટલી ઝડપથી આવશો જેથી અમને બધાને સુખ થશે. આ લખાણ પહોંચતાં વારજ મહા પ્રતાપી સુલતાને દક્ષિણ તરફ જવાનો ઇરાદો કર્યો અને ઉપરાચાપરી કુચ કરી નંદરબાર આવી પહોંચ્યો. આ મુકામ ઉપર નિઝામશાહ તરફથી બીજો પત્ર મળ્યો જેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

" સુલતાન મહમૂદે લડાઈની તૈયારી કરી અને અમે પણ કંઇ કચાશ રાખી નહોતી. તે એટલે સુધી કે અમે દુશ્મનના લશ્કરને હરાવ્યું અને તેના પચાસ હાથીને જુદા પાડી પકડયા છે. આખરે જ્યારે અમારા માણસો લૂટમાં રોકાયા હતા ત્યારે સુલતાન મહમૂદ તેમના ઉપર બાર હજાર માણસ લઈ છુપી જગ્યામાંથી નીકળી આવ્યો. તે વખતે અમારી બાજુએ ઘણાજ થોડા માણસ હતા. તેમ છતાં લડાઇમાં અમે કંઈ બાકી રાખી નથી. આખરે સિકંદરખાન મને લડાઇની જગ્યામાંથી બહાર લાવી બીદર શહેરમાં લાવ્યો છે અને સુલતાન મહમૂદે આ શહેરને ઘેરો ઘાલ્યો છે. હવે આપની મદદ વગર આ દુઃખ દૂર થવાનું નથી. આશા છે કે સુર્યોદયના જેવી ત્વરાથી એકજ નજરથી અમો દુઃખી ઉપર તમારો પડછાયો નાંખો જેથી દુશ્મનનું અંધારૂં આપના ખેરખાહ મિત્રની આસપાસથી જતું રહે.

સુલતાન મહમૂદે કૂચ કરી. જ્યારે સુલતાન મહમૂદ ખીલજીએ સાંભળ્યું કે ગુજરાતનો પાદશાહ સુલતાન મહમૂદ મોટું લશ્કર લઇ બુરહાનપૂરને રસ્તે નિઝામશાહની મદદે આવે છે કે તરતજ બીડરનો ઘેરો તેણે ઉઠાવી લીધો અને ગોંડવાને રસ્તે થઇ પોતાને મુલક પાછો આવ્યો. આ વખતે ગોંડવાણાનો રાજા પણ સાથે હતો. તેણે કહ્યું કે આ રસ્તે પાણી થોડું મળે છે અને જંગલ ઘણાં છે અને ઘણી મુસ્કેલી ભોગવવી પડશે. સુલતાન મહમૂદ ખીલજીએ ગુજરાતના સુલતાન મહમૂદની બીકને લીધે એજ રસ્તે જવાનું પસંદ કર્યું. બે દિવસની મુસાફરી એક દિવસમાં કરતો અને ઉપરાચાપરી કૂચ કરવા માંડી. એવું કહેવામાં આવે છે કે તે એવી જગ્યાએ આવી પહોંચ્યો કે પાણીની તંગીને લીધે તેના છ હજાર માણસો ગીધ, વરૂ અને શિઆલના ભોગ થઇ પડયા. જ્યારે ગોંડવાણુના પહાડો આગળ આવી પહોં-

ચ્યો ત્યારે રસ્તા સાંકડા આવ્યા અને ગોંડવાણાએ ચારે તરફથી ઉલટી આવી તેનો સરસામાન લૂટી લીધો. આખરે ઘણી મુશ્કેલીથી પહાડોમાંથી નીકળી પોતાને દેશ સુલતાન પહોંચ્યો. ત્યાં જઈ ગોંડવાણાના રાજાને પકડી કતલ કરાવ્યો. રાજાએ પ્રાર્થના કરી કે પહાડોમાં ગયા અગાઉ આ બાબત મેં આપને કહી હતી, પણ તેની કંઇ અસર આપના પર થઇ નહિ. પછી સુલતાન મહમૂદશાહ ગુજરાતી બરહાનપૂરના પરગણા થાનેરમાં ગયો. અહીં એણે પોતાના લશ્કરની હાજરી લીધી. માનવા યોગ્ય સાધનો પરથી લખવામાં આવ્યું છે કે ગુજરાતના પાદશાહોમાંથી કોઇપણ પાદશાહના વખતમાં આવી રીતે તૈયાર થયેલું લશ્કર અને આવડું મોટું લશ્કર જોવામાં આવ્યું નથી. એટલુંજ નહિ પણ આસપાસના બીજા કોઇ પાદશાહે આવડું મોટું લશ્કર લઇ ચઢાઇ કરી નથી. ૭૩ તો અમીર સુલતાનની સાથે હતા. ગુજરાતની તમામ આમદાની લશ્કરના ઘાસચારામાં તે વખતે એણે વાપરી હતી. સુલતાનના ખીસાખરચ ખાતે એક ગામ પણ નહોતું અને સુલતાનનો ખીસા ખરચ અગાઉના પાદશાહોએ સંઘરી મુકેલા ખજાનામાંથી થતું હતું. આ ચાર વર્ષમાં આ ખજાનાનો $\frac{૨}{૩}$ ભાગ ખાનગી ઘર ખરચ અને ઇનામો આપવામાં વપરાઇ ગયો હતો.

સુલતાન મહમૂદ ખીલજી પોતાને દેશ ગયો. નિઝામશાહે પોતાના એલચીને ગુજરાતના સુલતાનના દરબારમાં મોકલ્યા. તેમણે તેના તરફથી આભાર માનવામાં કાંઇ બાકી રાખ્યું નહિ અને પાછા ફરવાને વિનંતિ કરી. સુલતાન ત્યાંથી પોતાની રાજધાની તરફ રવાના થયો.

ત્યાર પછી હિ. સ. ૮૬૭ માં સુલતાન મહમૂદ ખીલજી નેવું હજાર સવાર લઇ દક્ષિણ પર ચઢયો અને દોલતાબાદ સુધી મુલક વેરાન અને ઉજ્જડ કરતો ગયો. નિઝામશાહે પાછી મદદ માગી. સુલતાને ( ગુજરાતના ) પાછી સવારી કરી અને છેક નઝરબાર સુધી પહોંચ્યો. સુલતાન મહમૂદ તેના આવવાની વાત સાંભળી જે રસ્તે અગાઉ નાશી ગયો હતો તેજ રસ્તે પાછો નાશી ગયો અને પોતાને દેશ પાછો આવ્યો. ગુજરાતનો સુલતાન પોતાની રાજધાનીમાં પાછો આવ્યો. ત્યાંથી તેણે સુલતાન મહમૂદને લખ્યું કે " દરેક વખતે આ પ્રમાણે ઇસ્લામ ધર્મના તાબાના દેશને હરકત પહોંચાડવી એ

સારા વીર પુરૂષનું કામ નથી માટે હવે પછી એવો ખ્યાલ તમારા મગજમાં આવવો ન જોઇએ. પણ જો દક્ષિણ ઉપર ચઢાઇ કરશો તો અમારી તરફથી અમે મંદુ પર ચઢાઇ કરીશું. આમાંથી જે પસંદ પડે તે બાબત તમે કબૂલ કરો" આવું લખી મોકલ્યા પછી સુલતાન મહમૂદ ખીલજીએ દક્ષિણ દેશ ઉપર કોઇ વખત હાથ લંબાવ્યો નથી.

ત્યાર પછી હિ. સ. ૮૬૮ માં સુલતાને ધર્મ સંગ્રામ કરવાના હેતુથી તિલીંગાનાથી કજિજલજાતના એટલે જવાહીરદાર લોઢાનાં શસ્ત્ર મંગાવ્યાં. હિ. સ. ૮૬૯ માં સુલતાન બારૂદરના પહાડ તરફ લશ્કર લઇ ગયો, અને તે કિલ્લો જીતી પાછો પોતાને મુલક આવ્યો.

ત્યારપછી હિ. સ. ૮૭૦માં શિકાર કરવા સુલતાન અહમદનગર તરફ ગયો. રસ્તામાં સોહરાબના દીકરા અલફખાન ઉર્ફે અલાઉદીનના દીકરા બહાઉદ્દીને સુલતાનના બખતર રાખનાર આદમીને કંઇ કારણ સિવાય મારી નાંખ્યો અને પછી નાશી જઈ સંતાઇ પેઠો. મલિક હાજી ઇમાદુલમુલ્ક અને મલિક કાલુ અઝદુલમુલ્કને હુકમ કરવામાં આવ્યો કે તમે જાઓ અને એ જ્યાં ભરાયો હોય ત્યાંથી પકડી એને મારી પાસે લાવો. બંને મલિકોએ તપાસ કરી બહાઉદ્દીનને પકડયો અને તેના લશ્કરના બે આદમીને એવો ફરેબ દઇ ઉભા કર્યા કે તમારે સુલતાન આગળ એવો એકરાર કરવો કે એ ગુનો અમારાથી થયો છે અને બહાઉદ્દીન તકસીરવાર નથી. સુલતાન તમને કેદ પકડશે. થોડા દિવસ પછી અમારી સિફારસથી તમને છોડી મુકવામાં આવશે. આ બંનેએ સારા દિલથી ગુનો માથે લઇ સુલતાન આગળ કબૂલ કર્યું. સુલતાને તરત હુકમ કર્યો કે આ બંનેને ગરદન મારો. થોડા દિવસ પછી ખરી હકીકત માલમ પડી. સુલતાને કહ્યું કે આ બે લુચ્ચાઓએ નાહક બે મુસલમાનોના પ્રાણ લેવડાવ્યા છે. આના બદલામાં જો આ બેને ન મારૂં તો કિયામતને દિવસે ઇશ્વરના મોઢા આગળ હું શું જવાબ દઇશ ? સુલતાને હુકમ કર્યો કે જેથી આ બે અમીરોને એક ક્ષણની અંદર મારી નાંખવામાં આવ્યા. ત્યારપછી સુલતાનના અમલમાં બીજું કોઇપણ નાહક ખુન થયું નથી. મલિક બહાઉદ્દીન અખ્તીઆર ઉલમુલ્કને ઇમાદઉલમુલ્કનો ખિતાબ આપી તેને વઝીર

નીમવામાં આવ્યો. ત્યારપછી હિ. સ. ૮૭૧ માં ગીરનારના કિલ્લાના કાફ્ર (હિંદુઓ) પર ચઢાઈ કરી.

## ગીરનાર ઉપર ચઢાઇ અને મંડળીક રાજાનું મુસલમાન થવું.

ઇતિહાસ લખનાર એવું લખી ગયા છે કે સુલતાન મહમૂદ બેગડાના સમયમાં ગીરનાર અને જુનાગઢનો રાજા રાવ મંડળીક ઘણો મગરૂર થઇ ગયો હતો અને ગુજરાતના કોઇપણ પાદશાહનો ભય રાખતો નહોતો. વળી તે કોઇને પોતાનાથી વધારે જોરાવર ગણુતો નહિ, કારણ કે ગીરનારનો કિલ્લો આકાશલગી પહોંચ્યો છે અને તેના ઉંચા કાંગરા પર કોઇનો પાશ પહોંચ્યો નથી. જુનાગઢનો કિલ્લો કે જેના કોટની દીવાલો સિકંદરના કિલ્લાના જેવી છે તે તેનું રહેઠાણ હતું. સોરઠ દેશના જેવા મુલકનો તે ધણી હતો. સોરઠ દેશ એવો સરસછે જાણે કે પરમેશ્વરે પોતે માળવા, ખાનદેશ અને ગુજરાતમાંથી તત્વ ચુંટી કહાડી દુનીઆના લોકોને દેખાડવાની ખાતર તે બનાવ્યો હતે. અથવા તો જાણે કે કુદરતના નાણાવટીએ આ ત્રણે દેશની કસોટીરૂપ બનાવ્યો છે. એના બંદરો બીજા દેશના બંદરો કરતાં ચઢીઆતાં હતાં. કારણ કે આ ત્રણે દેશોમાં જે અનાજ અને ફળ આવતાં તે આ દેશના બંદરોમાં થઈને આવતાં અને બીજો માલ પણ એ દેશના બંદરોમાં થઇને આવતો. પણ ઇશ્વરની ગતિ ન્યારી છે. હાલનું સોરઠ તદ્દનજ બદલાઇ ગયલું છે. ત્યાંની લુચ્ચાઇ સાંભળીને ખરીદદારો રસ્તામાંથી પાછા ફરી જાય છે, અને તેની કિંમતો સાંભળીને ખરીદદારોના મન ઠંડા પડી ગયા છે. વળી એ લુટારાઓનું રહેઠાણ અને બહારવટીઆઓનું અને બળવાખોરોનું નિવાસસ્થાન થઈ પડયું છે. મુલક ઘણે ભાગે વેરાન છે, અને દેશની અંદર જુલમ ભોગવનાર રાંકડા લોકો મુસાફરો અને જોગીઓ છે અને વેપારીઓ દારૂ વેચનારા ચોર લોકો છે. અમલદારો પરમેશ્વરના ક્રોધ પામેલા છે. જાત્રાળુઓ ધ્રૂજતા મુસાફરી કરે છે. ત્યાંના ધર્મગુરૂઓની જમીન કંઇપણ પેદાશ વગરની છે. આ બધાનું કારણુ એ છે કે અમલદારોની સત્તા નથી કારણકે એક વર્ષમાં કોણ જાણે કેટલા હાકેમ બદલાય છે. નીચલી કવિતા આ સમયને અને આ પ્રસંગને અનુસરતી છે.

ત્રીજી સાલ કરતાં ગઇ સાલ ખરાબ છે અને આ સાલ ગઇ સાલ કરતાં સો ગણી મુશ્કેલી ભરેલી છે. જો આવતે વર્ષે આમજ રહેશે તો આ મુલકની અંદર એક પણ ઘર રહેશે નહિ.

આ જગ્યાએ તેની દરેક હાલતનું વર્ણન કરવું યોગ્ય નથી અને તે ખોટું પણ દેખાય.

ઓ શાદી તું કોણ માત્ર કે તેના મુલકની તું ફિકર કરે. મુલકનો જે માલિક છે તે તેની મેળેજ પોતાના મુલકનો બંદોબસ્ત કરી લેશે.

સોરઠ દેશના લુંટારા હમેશા ગુજરાતની સીમ પર લુટફાટ ચલાવતા. આ અગાઉ અમદાવાદ શહેરના સ્થાપનાર સુલતાન અહમદે સોરઠ દેશ જીતી લઇ ત્યાંનો કિલ્લો સર કરવાનો વિચાર કર્યો હતો. પરંતુ જ્યારે ઇરાદો બર આવવામાં મુશ્કેલી જોઈ ત્યારે ફક્ત ત્યાંથી લુંટ કરી પાછો ફર્યો હતો. આ કારણને લીધે સુલતાનને રાતદિવસ આ મુલક જીતવાની ઘણી ઉત્કંઠા હતી. પણ કિલ્લાઓની મજબુતી અને અતિશય ખોરાકની તંગીને લીધે વિચાર જરા મોળો હતો. આખરે હિ. સ. ૮૭૧ માં શુકન જોઇને ગીરનારના હિંદુઓને પરાજય કરવા ચડાઇ કરી જેનું વર્ણન એક કવિએ નીચે પ્રમાણે કર્યું છે.

સંગ્રામની નોબત ગરગડી અને ઘોડાઓની ખરીઓ ઉપર ધુળ ઉડવા લાગી. પ્રવાસનો ઇરાદો કરી ગરીબ અને પૈસાદાર બધા ઘોડા પર સ્વાર થયા. પાદશાહી વાવટા ઉંચા ઉડવા લાગ્યા અને લશ્કરથી જમીન મોજા વડે ભરેલા દરીઆ જેવી જણાઇ. વીર પુરૂષો તાજી જાતના ઘોડા પર સ્વાર થયા અને બખતર સજી જાણે પવનની પીઠ પર પહાડ હોય એમ ચાલવા લાગ્યા. સિકંદર જેવો પાદશાહ અગણિત લશ્કર સાથે આવી રીતે કુચ કરવા લાગ્યો. ધર્મશાસ્ત્ર અને ધર્મનો મહિમા તથા વિજય સ્થાપન કરવાના હેતુથી તેણે હિંદુઓ સામા સંગ્રામ કરવા કમર બાંધી. ઇશ્વરની મદદથી ધર્મનો સંરક્ષક કરનાર રાજા ઉપરાચાપરી કુચ કરતો ચાલ્યો અને શુભ વખતે ગીરનાર આગળ આવી પહોંચ્યો. તે કિલ્લો એવો છે કે જેનું આકાશ લગી મસ્તક

પહોંચેલું છે અને તેનું શિખર તો ચંદ્ર અને સૂર્યને મૂકામ કરવાની જગા છે. એ કિલ્લા ઉપરથી નીલો રંગ જતો નથી, અને તેના રખેવાળો શનિને પણ બીવડાવે એવા છે. તેનો દેખાવ રાત્રિ કરતાં પણ વધારે અંધારો છે અને તેના રસ્તાઓ વાવથી પણ સાંકડા છે. આકાશનાં ચાર રાશિ મંડળોની બરોબરી કરી એવો એનો એક બુરજ છે.

ગીરનારની ઉત્તર સિવાયની ત્રણ બાજુએ પહાડની હાર આવેલી છે. દક્ષિણ દિશા તરફ ડુંગરા આટલા બધા પાસે નથી. આ ડુંગરાઓની હાર બારકોસ સુધી પહોંચેલી છે. તેની વચમાં ઘાડું જંગલ છે કે જેમાં થઇ ઘોડા જઇ શકતો નથી અને જેની અંદર ઉંડી ખો છે. તેની અંદર જંગલી ફાડી ખાનારાં પ્રાણી તથા પક્ષીઓ સિવાય આદમી જાત જણાતી નથી. ફક્ત ખાનત (કાઠી) જાતના હિંદુ લોકો જે જંગલી પશુ જેવા છે તે રહે છે. તેઓ પહાડની તળેટીમાં ઘર બાંધી રહે છે. જો કદાચ તેને પકડવાને લશ્કર મોકલવામાં આવે તો તે લોકો નાશી જઈ જંગલ અને ખોમાં ભરાઇ બેસે છે. વળી તે જંગલમાં વિચિત્ર ઝાડ ઘણાંજ જોવામાં આવે છે કે જેનાં નામ પણ કેટલાકને ખબર નથી અને ખાસ કરીને તેજ જંગલમાં પેદા થાય છે. એ પહાડમાં ફળનાં ઝાડ જેવાં કે આંબા, રાયણ, જાંબુ, ગુલર, આમલી અને આંમળા અને એવાં બીજી જાતનાં ઝાડ ઘણાંજ છે. એ પહાડની પાસે પશ્ચિમ તરફ ચાર તીરના એક પત્થરની બનેલી ટેકરી છે અને તે ટેકરી ઉપર એક કિલ્લો બાંધેલો છે જેનું નામ જુનાગઢ છે અને જેના કોટની દીવાલો સિકંદરની દીવાલ જેવી મજબૂત છે. તેને ત્રણ દરવાજા છે. એક પશ્ચિમ મુખનો અને એક પૂર્વ મુખનો. પશ્ચિમના દરવાજા આગળ એક બીજો દરવાજો છે જેનું મુખ ઉત્તર તરફનું છે. આ દરવાજામાંથી અંદર આવતાં પશ્ચિમનો દરવાજો પસાર કરવો પડે છે.

જુનાગઢ નામ પડવાનું કારણ સોરઠના કેટલાક લોકો એવું કહે છે કે જુના વખતમાં સોરઠ દેશના રાજાની રાજધાની જુનાગઢથી પાંચ કોસ પર આવેલા મોજે વંથલી ગામે હતી. વંથલી અને જુનાગઢની વચમાં એક એવું

જંગલ હતું જેમાં ઘોડો દાખલ થઇ શકતો નહોતો અને માણસ પણ દાખલ થઇ શકતો નહોતો. આ રાજાની ઘણી પેઢીએ અહીં રાજ્ય કર્યું છે. એક દિવસ એક કઠીઆરો ઘણી મુશ્કેલીથી અંદર દાખલ થયો. ચાલતાં ચાલતાં એક એવી જગ્યાએ પહોંચ્યો કે જ્યાં તેણે એક કોટ અને તેમાં એક દરવાજો દીઠો. પાછા આવીને આ હકીકત રાજાને કહી. રાજાએ જંગલ કપાવી નંખાવ્યું તો તેમાંથી એક કિલ્લો ઉઘાડો પડી આવ્યો. રાજાએ દેશના કારીગરોને તથા ઇતિહાસ જાણનારા પુરૂષોને એ કિલ્લો બધાવ્યાના સમય તથા તેના જગત પ્રસિદ્ધ નામ વિષે પૂછી તપાસ કરી. પરંતુ દરેકે આ બાબતમાં પોતાની અજ્ઞાનતા બતાવી. ત્યારથી આ કિલ્લાને જુનાગઢ કહે છે એટલે કે જુનો કિલ્લો કે જેની બાંધવાની શરૂઆતનો વખત અને તેના બાંધનારનું નામ કોઇ જાણતું નથી. આ કિલ્લામાં બે વાવ છે. એકનું નામ આરી અને બીજાનું નામ ચરી છે. તેમજ તેમાં બે કુવા છે એકનું નામ નોઘન અને બીજાનું નામ અંકાળીઆ છે. આ દેશના રાજાનું નામ રાવ મંડળીક હતું. હિંદુઓના ઇતિહાસમાં લખ્યું છે કે રાવ મંડળિકના બાપદાદાઓ ૧૯૦૦ વર્ષથી પેઢી દર પેઢી રાજ્ય કરતા આવ્યા છે. તે દરમ્યાન એક વખત દિલ્લીના પાદશાહ તુઘલકશાહના છોકરા મહમ્મદશાહના વખતમાં એ કિલ્લો જીતી લેવામાં આવ્યો હતો અને એક વાર ગુજરાતના પાદશાહ અહમદશાહ જે મહમ્મદશાહનો દીકરો થતો હતો તેના સમયમાં પણ તે કિલ્લો જીતી લેવામાં આવ્યો હતો. પણ બંને વખત પાછળથી હિંદુ લોકોએ જોરમાં આવી પાદશાહના નાયબો પાસથી કિલ્લો પાછો પડાવી લીધો હતો.

એવું કહેવામાં આવે છે કે જ્યારે સુલતાન મહમૂદે ગીરનાર અને જુનાગઢના કિલ્લા સર કરવાનો નિશ્ચય કર્યો, ત્યારે તેણે પોતાના ખજાનચીને હુકમ કર્યો કે તેણે ચઢાઈ વખત પોતાની સાથ પાંચ કરોડ અવેજના ફક્ત સોનાનાજ સિક્કા રાખવા. વળી પોતાના શસ્ત્રાધિકારી કુરબેગને હુકમ ફરમાવ્યો કે સત્તરસે મીસરી યલમાની, મધરેબી, અને ખોરાસાની તલવારો કે જે દરેકની મુઠ સોનાની ગુજરાતી ચાર શેરથી છ શેર વજન સુધીની હોય, તેવી ત્રેત્રીસો અમદાવાદી તલવાર કે જે દરેકની મુઠ

રૂપાની પાંચશેરથી છ શેર સૂધીની હોય તેવી. તથા સત્તરસે ખંજર તથા જમીયા કે જેના દરેક હાથાનું વજન ગુજરાતી અઢી શેરથી ત્રણ શેર સૂધીનું સોનાનું હોય એવાં શસ્ત્રો પોતાની સાથે રાખવા. વળી મુખ્ય અશ્વપાળને પણ હુકમ કરવામાં આવ્યો હતો કે બે હઝાર આરબ તથા તુર્કી જાતના ઘોડા સોનેરી સાજવાળા પોતાની સાથે લેવા.

ટુંકમાં જ્યારે સુલતાને જુનાગઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો ત્યારે ત્યાંના હિંદુ લોકોએ પોતાના કુટુંબ તથા માલમતાને એક પહાડી ખો કે જેનું નામ "મહાબીલા" હતું અને જે ઘણીજ મજબુત હતી તેની અંદર લઇ ગયા અને પોતે કેસરીયા કરવા તત્પર થયા અને કહ્યું કે આ ખો તરફ જો દુશ્મન આગળ વધશે તો અમે તો મોત માટે સજ્જજ છઇએ.

એક દિવસ સિંધના શાહઝાદા તુઘલકખાને સુલતાનને વિનવ્યું કે "મહાબીલાની ખો ઘણીજ મજબૂત છે એમ લોકો કહે છે. વળી કોઇ દિવસ કોઇ પણ લશ્કર અંદર પેસી શકયું નથી તેમજ કોઇ લશ્કર જીત પણ મેળવી શકયું નથી." સુલતાને જવાબ આપ્યો કે ખુદા તાલાના શુક્ર ગુજારો! હું તેનીજ કૃપાથી એ જીતી લઇશ.

એક દિવસ સુલતાન શિકારે જવા માટે સવાર થયો અને મહાબીલા તરફ ગયો. જ્યારે હિંદુ લોકોએ ઘણાંજ થોડા માણસો જોયા ત્યારે તેઓ બેદરકાર થયા અને કહ્યું કે આટલી નાની સરખી ટુકડી આપણા પર હુમલો લાવી શકશે નહિ. એકાએક સુલતાન તેમના ઉપર ધસી ગયો અને હિંદુ લોકો થોડીવાર લડાઈ કરી નાસી ગયા અને જંગલમાં ભરાઈ બેઠા. જ્યારે લશ્કરમાં ખબર પડી કે સુલતાન લડાઇમાં ઉતર્યો છે ત્યારે તરત તેઓ તેની પાછળ જઇ પહોંચ્યા અને ખો બહાર પોતાના ઘોડા રહેવા દઇ પ્યાદલ અંદર દાખલ થયા. હિંદુઓના કુટુંબ પરીવાર તથા માલમતાનો મોટો ભાગ મુસલમાન લશ્કરના હાથમાં આવ્યો અને સુલતાન વિજયનો વાવટો ઉડાવતો પાછો પોતાના તંબુ પર આવ્યો અને જૂનાગઢના ઘેરા પાછળ પાકો બંદોબસ્ત કરવામાં રોકાયો. એવું કહેવામાં આવે છે કે ત્યાર પછીના ઘેરા-

ના ચાર દિવસમાં સુલતાને પાંચ કરોડ સોનાના સિક્કા તથા ઘોડા તલવાર અને ખંજરો સિપાઇઓને બક્ષીસ કર્યા કે જેથી કરીને સિપાઇઓ કીલ્લો જીતવાને પોતાથી બનતો પ્રયાસ કરે અને બેદિલી તથા સુસ્તીને પોતાના હૃદયમાંથી વિદાય કરે. વલી સુલતાને એક મજબુત ટુકડી સોરઠ દેશની અંદરના ભાગમાં કેર વરતાવવા મોકલી અને તે ટુકડીએ દેશને તારાજ કર્યો અને બેશુમાર લૂટ તેમના હાથમાં આવી. રાવ માંડળીકે પોતાના વકીલોને સુલતાન પાસ મોકલ્યા અને આજીજી તથા ગરીબાઇ બતાવી. સુલતાનને તે વરસને માટે ઘેરાનું કામ પડતું મુકવું વધારે સલાહ ભરેલું લાગવાથી તે કામ તેણે પડતું મુકયું અને પોતાની રાજધાની તરફ સીધાવ્યો.

હિ. સ. ૮૭૨ (ઇ. સ. ૧૪૬૮) માં સુલતાનના સાંભળવામાં આવ્યું કે રાવમાંડળીક જ્યારે મૂર્તિપૂજા કરવા દેવાલયમાં જાય છે ત્યારે સોનેરી પોશાક પહેરી તથા સોનેરી છત્ર લઇ ઘણાજ રૂઆબમાં જાય છે. આથી સુલતાનના મનમાં પાદશાહી અદેખાઇ ઉત્પન્ન થઇ જેને લીધે ચાલીસ હજાર સવાર તથા કેટલાક હાથી તૈયાર કરવાનો હુકમ આપ્યો અને ફરમાવ્યું કે તેની પાસેથી સોનેરી છત્ર તથા જવાહીરો ખૂંચવી લેવું અગર તે ન આપે તો તેનો દેશ વેરાન કરવો. જ્યારે રાવમાંડલીકે આ વાત સાંભળી કે તરતજ તેણે તે છત્ર તથા રાજવી જવાહીરો તથા સુલતાનને છાજતી બીજી ભેટો સુલતાનની હજુરમાં મોકલી અને લશ્કર ત્યાંથી પાછું ફરી સુલતાનની હજુરમાં આવ્યું. સુલતાને એ બધું દ્રવ્ય તથા જવાહીર વકીલોને બક્ષીસ કર્યું. કેટલીક પ્રતોમાં આ બધું જવાહીર ગવૈયાઓને બક્ષીસ કર્યું એમ છે.

ત્યારપછી હિ. સ. ૮૭૩ (ઇ. સ. ૧૪૬૯) માં સુલતાન મહમુદ ખીલજી મરણ પામ્યો છે એવી ખબર મલી અને તેનો મોટો દીકરો ગ્યાસદ્દીન ગાદી પર બેઠો કેટલાક ઉમરાવોએ અરજ કરી કે શહેનશાહ ધર્મનું રક્ષણ કરનાર અહમદશાહના મરણ પછી સુલતાન મહમૂદ ખીલજીએ ગુજરાત જીતવા પ્રયાસ કર્યો હતો. જો સુલતાન માળવા દેશ જીતી લેવા ઇરાદો રાખતા હશે તો તે દેશ ઘણીજ સહેલાઇથી હાથમાં આવી જશે. સુલતાને કહ્યું કે એક મુસલમાન બિરાદરના દેશની કાંતો તેના જીવતાં યાતો

તેના મરણ પછી લાલચ કરવી એ મુસલમાની ધર્મથી વિરૂદ્ધ છે.

ત્યાર પછી હિ. સ. ૮૭૪ (ઇ. સ. ૧૪૬૯) માં સુલતાને ફરી એક લશ્કર સોરઠ દેશ તરફ મોકલ્યું. તે લશ્કર ત્યાં લૂટફાટ કરી દેશ વેરાન કરી પાછું ફર્યું. કેટલાક દિવસ પછી સુલતાને ફરી ગીરનારનો કિલ્લો જીતવાનો ઇરાદો કરી સોરઠ પ્રાંત તરફ પોતાનું મોં ફેરવ્યું અને જલદી તે તરફ કૂચ કરી. આ ખબર સાંભલી રાવ માંડળીક વગર બોલાવે અને સંદેશો મોકલાવ્યા વગર સુલતાનની હજૂરમાં આવ્યો અને કહ્યું કે "જે નોકરી સુલતાન ફરમાવશે તે અંતઃકરણથી બજાવવા તૈયાર છું. મારાથી કાંઇ પણ ગુનોહ થયો નથી તો તમે મારૂં બધું ખેદાનમેદાન કરવા શા માટે મથો છો ?" સુલતાને કહ્યું કે મૂર્તિપૂજા કરતાં બીજો કયો મોટો ગુનો છે ? જો સુખ ચાહતો હોય તો તોહીદનું મહા વાક્ય ભણ, અને ખરા અંતઃકરણથી મુસલમાન થા, કે જેથી તારા પોતાના મુલક ઉપરાંત બીજો મુલક પણ તારા હવાલામાં સોંપું અને જો તેમ ન કરીશ તો તારૂં નામ નિશાન દુનીઆ જહાનમાંથી ઉખેડી નાંખીશ. જ્યારે રાવ માંડળીકે આ પ્રમાણે સાંભળ્યું ત્યારે રાતોરાત ભાગી ગયો અને પોતાના કિલ્લામાં ભરાઇ બેઠો. તે સુલતાનની તહેનાતમાં હતો તે દરમ્યાન તેના (રાવ માંડલીકના) અમલદારોએ પુષ્કળ અનાજ ભેગું કર્યું અને ગીરનાર તથા જુનાગઢના કિલ્લા મજબુત કર્યા. એક દિવસ સુલતાન પહાડની તળેટી આગળ જઇ પહોંચ્યો એટલે હિંદુઓ કીડી તથા તીડની પેઠે કિલ્લા તથા પહાડ ઉપરથી નીચે આવી લડાઇમાં ઉતર્યા. સખત યુદ્ધ થયા પછી હિંદુ લોકોનો પરાજય થયો. તે ગીરનારના કિલ્લા પર ચઢી ગયા. આ પ્રમાણે બે દિવસ યુદ્ધ ચાલ્યું. ત્રીજે દિવસે સુલતાન પોતે લડાઇમાં ઉતર્યો અને સવારથી સાંજ સુધી હિંદુઓ સાથે તલવાર તથા ભાલાથી ઝપાઝપી ચાલી. જ્યારે સુલતાનનું લશ્કર જોરમાં આવેલું જોયું ત્યારે હિંદુઓ નાસી ગયા અને ગીરનારના કિલ્લા પર ચઢી ગયા. સુલતાને મોરચાનો બંદોબસ્ત કરી જુદા જુદા મોરચા પર એકેક અમીરની નીમણુંક કરી જુનાગઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો. દરરોજ હિંદુ લોકો એકાદ બાજુથી ઉતરી આવી લડતા.

એક દિવસ હિંદુ લોક આલમખાન ફરૂકી કે જે એક પ્રખ્યાત અમીર હતો અને જેની બંધાવેલી ધર્મશાળા હજુ અમદાવાદમાં મશહુર છે તેના મોરચા પર આવ્યા અને તેને કતલ કરી પાછા ચાલ્યા ગયા. સુલતાને દરેકને ઘણુજ હોશિઆર રહેવાને ફરમાવ્યું અને હિંદુ લોકો મુશ્કેલીમાં આવી પડયા. તનહલ નામનો એક વાણીઓ રાવ માંડળીકનો અમાત્ય હતો. તેણે કિલ્લાની ફોજની સાથે મશવરત કરી કહ્યું કે આ વખત સુલતાન મહમૂદ કિલ્લો જીત્યા વગર આપણા માથા પરથી ખસવાનો નથી માટે આપણે જુનાગઢમાં રહેવા કરતાં ગીરનારના મજબુત કિલ્લામાં જવું વધારે સલાહભરેલું છે કેમકે તે કિલ્લો આના કરતાં વધારે મજબુત છે અને ત્યાં ખોરાક પણ પુષ્કળ છે. કિલ્લાના લોકોએ આ સલાહ કબૂલ રાખીને સુલતાન પાસે વકીલો મોકલી અરજ કરી કે “ સુલતાન અમારા જાનનું રક્ષણ કરશે અને અમારા કુટુંબને જો તે કાંઇ ઇજા નહિ કરશે તો અમે કિલ્લામાંથી અમારા કુટુંબ પરિવાર તથા માલમતા લઇ કિલ્લો ખાલી કરી સુલતાનના કદમોમાં સોંપીશું. ” સુલતાને આ વાત કબૂલ રાખી. આ ઉપરથી હિંદુ લોકો પોતાના કુટુંબ પરિવાર તથા માલમતા લઇ ગીરનારના કિલ્લા તરફ રવાના થયા. જ્યારે સુલતાનને આ ખબર પડી ત્યારે તેણે પોતાના લશ્કરને તે લોકો પર તૂટી પડવા હુકમ આપ્યો. લશ્કર તેની પાછળ પડયું અને પહાડના મધ્ય ભાગે પહોંચી વળતાં તેની સાથે લડાઈમાં ગુંથાયું. તે દિવસે ઘણા મુસલમાન માર્યા ગયા અને તે લોકોએ પણ કેટલાક હિંદુઓને નર્કમાં મોકલ્યા. તે છતાં હિંદુ લોકો તે મહાન કિલ્લામાં પોતાના કુટુંબપરિવારને તથા માલમતાને લઇ ગયા અને દરરોજ તેમાંથી નીકળી તેઓ લડાઇ કરતા. કેટલીક મુદ્દત પછી ખોરાક ખુટી ગયો તેથી રાવ માંડળીકે ઘણીજ આજીજી તથા નમ્રતાપૂર્વક શરણ માગ્યું. સુલતાને તે લોકો ઇસલામી ધર્મ અખત્યાર કરે એવી શરતે તેઓની પ્રાર્થના કબૂલ રાખી. રાવ માંડળીક કિલ્લામાંથી નીચે ઉતર્યો, અને તેણે સુલતાનના કદમનું ચુમ્બન કરી કિલ્લાની કુંચીઓ સુલતાનના નોકરોને હવાલે કરી. આ બનાવ હિ. સ. ૮૭૭ ( ઈ. સ. ૧૪૭૨ )માં બન્યો. સુલતાને ઇસલામી ધર્મનું

પવિત્ર મહાવાકય (અલ્લાહ સિવાય બીજો કોઈ પરમેશ્વર નથી અને મહમ્મદ તેના રસુલ છે) ઉચાર્યું અને રાવ માંડળીકે પણ તે વાકયનો તરતજ ઉચ્ચાર કર્યો અને સુલતાનના ક્રોધની જવાળા જે નર્કના જેવી હતી તેમાંથી પોતાને બચાવી લીધો. ત્યાર પછી રાવ માંડળીકે સુલતાનને કહ્યું કે “મને આપની મુલાકાત થઈ તે આગમચ શાહ શમસુદ્દીન બોખારી કે જેની કબર ઉનાહ-ગામની નજીકમાં છે તેણે મુસલમાની ધર્મ તરફ મારા મનનું આકર્ષણ કર્યું હતું. હમણા સુલતાનની મહેરબાનીથી મુસલમાની ધર્મના મહાવાકયનો ઉચ્ચાર કરી અંતરમાં તેને માન્ય રાખી ભાગ્યશાળી થયો છું. પણ એમ કહેવામાં આવે છે કે જ્યારે જ્યારે તેને ગીરનારનો પહાડ તથા પોતાનો રાજવી દરજ્જો યાદ આવતો ત્યારે ત્યારે તે પોકેપોક મુકી અતિશય રોતો.

તારીખે બહાદુરશાહીનો લેખક ઉપર પ્રમાણે લખે છે પણ ગુજરાતના ભરોસાપાત્ર માણસોના કહેવા પ્રમાણે જુનાગઢ અને ગીરનારની સુલતાનથી થયેલી છેલ્લી જીતનું કારણ કાંઇ બીજુંજ છે, અને તે નીચે પ્રમાણે છેઃ—

તનહલ નામે વાણીઓ રાવ માંડળીકનો વઝીર હતો અને રાજ્યના કામકાજનો તમામ બંદોબસ્ત તેના હાથમાં હતો. તે રાજાની વિરૂદ્ધ થઈ ગયો. તેનું કારણ એ હતું કે મજકુર વાણીઆને મોહિની નામની અતિ સ્વરૂપવાન સ્ત્રી હતી જેનો જોડો રૂપ રંગમાં તે વખતમાં મળવો મુશ્કેલ હતો.

બેતઃ–(મોહિની) તારા સૂર્ય જેવા ચહેરાથી અને ગુલાબના ફૂલ જેવા શરીરથી ડાહ્યા માણસોની અક્કલને તું રમાડે છે. આશકોના લોહીમાં પંજા બોળી તારી આંગળીઓ તેં ઉનાબના રંગ જેવી લાલ કરી છે.

એક દિવસ રાવ માંડળીકે તેની સુંદરતાનો સૂર્ય નિહાળ્યો અને તેના પર દીલોજાન આશક થયો. આખરે ઘણાજ પ્રયાસથી તેની સાથ મૂલાકાત કરી અને તેનો ઉપભોગ કરવાના યત્નમાં સફળ થયો. આ બનાવની વાત તેના ધણીની જાણમાં આવી.

બેત. તેના ક્રોધનો આતશ પ્રગટયો અને તેણે રાજાના માથાન મિથુન રાશિના જેવા બે ટુકડા કરવા ઈરાદો કર્યો.

પરંતુ રાવની ઇજ્જત અને માન પર પોતાના જોરની તલવાર તે ચલાવી શક્યો નહિ ત્યારે તેણે રાવ માંડળીકની સત્તા અને રાજ પર છુટાપણાની આરી કપટથી મુકી. ઘણીજ ચાપલુસી અને લાગણીના દેખાવ સાથે તેણે રાવ માંડળીકને જાહેર કર્યું કે કિલ્લામાંનો ખોરાક ઘણોજ જુનો થઇ ગયો છે અને ખાવા લાયક નથી. જો આપનો હુકમ હોય તો તેના બદલામાં નવો ખોરાક ભરીએ. રાજ્યના સઘળા બંદોબસ્તની લગામ એના હાથમાં હોવાથી રાવે કહ્યું કે તમે એમ કરતા કેમ નથી? તેણે અનાજ બહાર લાવવાનું શરૂ કર્યું અને છુપી રીતે સુલતાન પાસ કોઇ દૂત મોકલી કહેવડાવ્યું કે જો હમણા કિલ્લો જીતવાનો ઇરાદો કરશો તો કામ ઘણીજ સહેલાઇથી પાર પડશે. સુલતાન ઘણોજ ખુશ થયો અને તેજ દિવસ જુનાગઢ તથા ગીરનાર તરફ તેણે કૂચ કરી. ઉપરાઉપરી કૂચ કરી તે ત્યાં આગળ આવી પહોંચ્યો. કેટલીક લડાઇ તથા ઝપાઝપી થયા પછી બંને કિલ્લા સુલતાને સર કરી લીધા. ખરી હકીકત તો પરમેશ્વરને માલુમ.

કેટલાક એમ કહે છે કે રાવ માંડળીકનું ઇસલામી ધર્મ અખત્યાર કરવાનું કારણ એ છે કે જ્યારે રાવ માંડળીક કિલ્લા પરથી નીચે ઉતર્યો અને સુલતાનને તાબે થયો ત્યારે સુલતાન તેને પોતાની સાથ અમદાવાદ લઇ ગયો. એક દિવસ તે રસૂલાબાદ કે જે તે વખતે હઝરત શાહઆલમના રહેઠાણની જગ્યા હતી અને હાલ તેના રોઝાની જગ્યા છે તે તરફ ગયો. તેણે ત્યાં આગળ દ્વાર પર હાથી, ઘોડા અને કેટલાક માણસો એકઠા થયેલા દીઠા. તે જોઇ તેણે પૂછ્યું કે આ કયા અમીરનું મકાન છે? લોકોએ કહ્યું કે આ હઝરત શાહઆલમનો દરબાર છે. ત્યારે રાવ માંડળીકે પૂછ્યું કે એ કોના નોકર છે અને તે કોના પર આધાર રાખે છે? લોકોએ કહ્યું કે પરમેશ્વર સિવાય એવણુ કોઇની તાબેદારી ઉઠાવતા નથી અને બીજા કોઇના પર આધાર રાખતા નથી. ત્યારે તેણે પૂછ્યું કે આ બધો સલતનતનો ઠાઠમાઠ એમને શી રીતે હાંસલ થયો હશે? લોકોએ કહ્યું કે પરમેશ્વરે તે બધું આપ્યું. તેણે પૂછ્યું કે એમની મુલાકાત હાંસલ થઇ શકશે? તે અંદર ગયો અને તેમને જોયા. તેની આંખ તેમના (શાહઆલમના) મુબારક ચહેરા પર પડી કે

તરત તેણે કહ્યું કે જેને આપ મુસલમાની ધર્મ કહો છો તે મને બતાવો. હઝરત શાહઆલમે પવિત્ર કલમાનો ઉચ્ચાર કર્યો. રાવે પણ ઝબાનથી તેનો ઉચ્ચાર કર્યો અને પોતાના અંતઃકરણથી તેની સાચવટ સ્વીકારી. આ પ્રમાણે શાહના મુબારક દર્શનદ્વારા રાવને ઇસલામી ધર્મમાં પરમેશ્વરે આણ્યો.

ટૂંકમાં સુલતાન મહમૂદના જુનાગઢના ઘેરાના વખતમાં તે કિલ્લામાં તોપ અને તફંગ થોડા હતા. કિલ્લાનું લશ્કર, પત્થર તથા ઘણી વખત તીર તથા તફંગથી લડતા. આ પ્રમાણે ઘણીજ બહાદુરી તથા જોશથી લડતાં જ્યારે સુલતાનના અત્યંત પ્રયાસથી કિલ્લાની ફતેહ થઈ નહિ ત્યારે સુલતાન ઘણોજ દિલગીર થયો અને ખુદાવંદખાન કે જે તે વખતમાં મંતરજંતરમાં ઘણોજ પ્રવીણ હતો અને વઝીરાત છોડી અમદાવાદમાં એકાંતમાં વસતો હતો તેને લખ્યું કે જો કે પ્રયાસ કરવામાં કાંઇ પણ પાછી પાની કરી નથી તો પણ ફતેહના દરવાજા જલદીથી ખુલે એમ અત્યારલગીમાં ભાસતું નથી. મેં પણ એવું વ્રત લીધું છે કે કાંતો દેશરૂપી કન્યા મારા હાથમાં લઉં (વરૂં) યાતો એક શહીદની માફક જાન અર્પણ કરૂં.

ખુદાવંદખાને જવાબમાં લખ્યું કે “ કિલ્લાનો નકશો તથા દરેક મોરચાઓ જે જે પ્રસિધ અમીરોને સોંપ્યા હોય તેઓનાં નામ વિગતવાર મને લખી મોકલો.” સુલતાને તે પ્રમાણે કર્યું એટલે ખુદાવંદખાનને લખી મોકલ્યું કે અમુક અમુક અમીરને તેને લાયક અમુક અમુક મોરચા સોંપશો અને મોરચાની સ્થિતિ આ પ્રમાણે ફેરવી નાંખી અમુક દિવસે કિલ્લાપર હલ્લો કરવો જેથી પરમેશ્વરની કૃપાથી કિલ્લાની ફતેહ થશે. સુલતાને ખાનના લખવા પ્રમાણે કર્યું અને પરમેશ્વરે ખાનના નીમેલે દિવસે ફતેહના દરવાજા સુલતાનના મુખ ઉપર ખુલ્લા કર્યા જેનું વર્ણન કવિ હલવી નીચે મુજબ આપે છે :—

૧ ધર્મના મિત્રો અપવિત્ર ઇશ્વર વિમૂખ હિંદુઓ ઉપર વિજયવંત થયા.

૨ જેમ હૈદરે (અલી) ખૈબરનો દરવાજો ખોલ્યો હતો તે પ્રમાણે તે લોકોએ પરમેશ્વરની કૃપાથી આ કિલ્લો ખોલ્યો.

૩ આવા પ્રસિદ્ધ કિલ્લાની ફતેહની દરેક દેશ ખબર પડી.

૪ તેણે કાફરના કિલ્લાનો દરવાજો તોડી નાંખ્યો અને દુનીઆને મૂર્તિપૂજક લોકથી અને મૂર્તિથી પાક બનાવી ( એટલે મૂર્તિ પૂજતાં અટકાવ્યા. )

૫ મૂર્તિપૂજાના મંદિરને ક્રોધના અગ્નિથી ભસ્મીભૂત કર્યું અને ધર્મશાસ્ત્રનો દીવો પ્રગટયો.

૬ જ્યારે શાહને આવી જબરી ફતેહ મળી ત્યારે તેણે પરમેશ્વરની સ્તુતિ કરી આભાર માન્યો.

આ ફતેહ થયા પછી સુલતાને ગુજરાતના શહેરો તથા ગામોમાંથી મોટા મોટા સૈયદો, પંડિતો અને ધર્મનુરાગી કાઝીઓને બોલાવ્યા અને તેમને જુનાગઢ તથા પાસેના કસબાઓમાં વસાવ્યા. સુલતાન પોતે પણ ત્યાં રહ્યો અને જુનાગઢની આબાદીને માટે પ્રયાસ કરવા માંડયો. તેણે જહાંપનાહ કિલ્લાની દિવાલોની મરામત કરાવવા માંડી. વળી તેણે ત્યાં મોટા મોટા મહેલો બંધાવ્યા અને દરેક અમીરને હુકમ કર્યો કે પોતાને માટે મોટા મોટા આલી મકાનો ત્યાં બાંધે. થોડા વખતની અંદર અમદાવાદના જોડાનું બીજું એક મોટું શહેર ત્યાં વસ્યું. તેનું નામ મુસ્તફાબાદ પાડવામાં આવ્યું. આ પ્રમાણે સોરઠ દેશ કોઇના પણ સામા થયા વગર સુલતાનના કબજામાં આવ્યો. તમામ હિંદુ સરદારો તથા જમીનદારોએ ઘણીજ નમ્રતાપૂર્વક તથા તાબેદારી સાથે પોતાની તરફની ચઢેલી ખંડણી મંગાવ્યા અથવા તો ટકાઝા સિવાય ભરી દીધી.

આ અરસામાં ખબર આવી કે જયસીંગ, ગંગાદાસનો દીકરો, કે જે ચાંપાનેરનો રાજા થયો હતો તે વડોદરા તથા ડભોઇ સરકારના કેટલાક અસંતોષી આદમીઓને આશરો આપે છે અને બળવો તથા ફિસાદ કરવાનો પ્રયત્ન કરે છે અને માંડુના રાજા સાથે દોસ્તી કરી તેની તરફથી મદદની આશા રાખે છે; વળી તે વખતે અમદાવાદ તરફના પણ અસંતોષી આદમીઓ,* બળવો કરવાને માટે બીજા બળવાખોરોને જોઇને તૈયાર થયા. આ ઉપરથી રુલ-

* જેમ એક તડબુચ બીજા તડબુચને જોઈ રંગ પકડે છે. એકી વખતે બધા પાકે છે.

તાને મલિક જમાલુદીન જે મલિક શેખનો દીકરો થતો હતો અને જે શસ્ત્રાધિકારી હતો તેને મુહાફીઝખાનનો ખિતાબ આપી અમદાવાદ શહેર તથા તેની આસપાસના તાબાના પ્રદેશનો ફોજદાર બનાવ્યો. મલિકે એવો તો પાકો બંદોબસ્ત કર્યો કે ચોર તેમજ લુટારૂ લોકોનું નામ નિશાન રહ્યું નહિ અને શહેરના તથા પરગણાના લોકો ખુલ્લે દરવાજે રાહત અને સુખમાં સુવા લાગ્યા. વળી મુસાફરો નિશ્ચિન્ત દિલથી જ્યાં જ્યાં મુકામ કરતા ત્યાં ત્યાં પોતાનો માલ ખુલ્લો પડી રહેવા દેતા.

મુહાફીઝખાનનો સિતારો આથી પણ વધારે બુલંદ થતો ચાલ્યો અને તેના છોકરાએ જે બળવાખોર લોકો અત્યારલગી સલામી નહિ ભરતા હતા તેની પાસેથી સલામી ભરાવવી જારી કરી. થોડા દિવસ પછી સુલતાને આખા શહેરની હકુમત તેને (મહાફીઝખાન) સોંપી અને તે કામ એણે એવી હુશિઆરીથી કર્યું કે સુલતાનને તે પસંદ પડયું ને તેને "મસતુફેમમાલીક" બનાવવામાં આવ્યો. આ કામ પણ તેણે વફાદારીથી બજાવ્યાથી થોડા વખતમાં તેને સુલતાને પોતાનો વઝીર બનાવ્યો, અને તેની પ્રથમની નોકરીમાં પણ તેને કાયમ રાખવામાં આવ્યો. આ આગલી નોકરીની ફરજો તેણે પોતાના નાયબો પાસથી બજવાવી. આ મુહાફીઝખાન "તારીખે બહાદુરશાહી" ના લખનારનો વડવો થતો હતો.

ટુંકમાં સુલતાને વડોદરા રાજ્યના બંદોબસ્ત માટે અમીરોની નીચે પ્રમાણે નિમણુંક કરી—મલિક બહાઉલમુલ્ક જેના ઉપર ઇમાદઉલમુલ્કનો ખિતાબ નવાઝીશ થયો હતો તેને સંખેડા બહાદુરપુરના થાણા ઉપર નીમ્યો, મલિક સારંગકિવામઉલમુલ્કને ગોધરાનો થાણેદાર બનાવ્યો અને સાલારના છોકરા તાજખાનને મહેંદ્રી (મહી) નદીના કિનારા પર આવેલા નુરખા થાણા ઉપર નીમ્યો. થાણાઓના આ મુજબના બંદોબસ્તને લીધે રાજા જયસીંગે દુશ્મનાવટ તથા બળવાપરથી હાથ ઉઠાવી લીધો.

હિજરી સન ૮૭૬ ( ઇ. સ. ૧૪૭૧ ) માં સુલતાને રાવ માંડળીકને ખાનજહાનો ખિતાબ એનાયત કર્યો અને તેને જાગીર આપી અને સોનાની મૂર્તિઓ કે જે બધી રાવ માંડળીકના મંદિરોમાંથી હાથ આવી હતી તે બધી

પોતાના સિપાઇઓને ઇનામ તરીકે આપી દીધી. ત્યાર પછી પોતે સિંધ દેશ પર ચઢાઇ કરી અને એક દિવસમાં ૬૧ કોસની મજલ કરી સિંધનું રણ પસાર કર્યું અને સિંધની આસપાસના જમીનદારોનો મુલક તારાજ કર્યો. ત્યાંના રણની જમીન ખારવાળી છે અને તેમાં ચોમાસામાં પાણી ભરાઇ રહે છે. એ રણનો એક છેડો સમુદ્રમાં મળે છે તેથી કરીને મોટી ભરતીઓ વખતે દરીઆનું પાણી આખા દેશમાં ફરી વળે છે. કેટલીક જગ્યાએ તે રણ સાઠ કોસ યા થોડા વધારે યા ઓછા કોસ પહોળું છે. ત્યાંનું પાણી હમેશા ખારૂં રહે છે અને તે જમીન ખેડાણને માટે તદન લાયક નથી. તે દેશની પેદાશ માછલા તથા મીઠુંજ છે.

એવું કહેવાય છે કે જ્યારે સુલતાને આ કૂચ કરી ત્યારે સુલતાનની પાસે બધા મળી ૬૦૦ સવારો હતા અને સિંધના જમીનદારો સુમરા, સુદા અને બીજા માણસોએ ૨૪ હજાર માણસ એકઠા કર્યા હતા. સુલતાનના આવવાની ખબર તેમને આગમચથી પડી હતી અને તેથી તેઓ એક મજબુત બચાવવાળી જગ્યાએ એકઠા થઇ લડાઈની રાહ જોઇ બેઠા હતા. પણ તેઓએ સુલતાનનું લશ્કર જોયું કે તરતજ તેઓએ પોતાના એલચીઓને સુલતાન પાસે મોકલ્યા અને મુસલમાની ધર્મ અંગીકાર કરવાને કબુલાત આપી અને એટલી બધી આજીજી અને નરમાશ બતાવી કે સુલતાને તેઓની કતલ ( મારવાનો ) કરવાનો વિચાર માંડી વાળ્યો અને ફરમાવ્યું કે લોકોને ઇસલામી ધર્મમાં આવવાની શરતે રક્ષણ આપવું. વળી તે લોકોએ મુસલમાની ધર્મની તમામ ફરજો બરાબર પાળવી જોઇએ અને હિંદુ લોક સાથેનો સંબંધ ત્યાગ કરવો જોઇએ. દરેક કોમમાંથી આગેવાન લોકે અમારી રૂબરૂ હાજર થઇ અમારી સાથે જુનાગઢ આવવું. તેઓને ધર્મના કાયદાકાનુન જાણનાર પંડિત તથા ઉલમાઓ પાસેથી ઇસલામી ધર્મનું શિક્ષણ આપી પાછા તેમને પોતાની કોમ તથા કબીલામાં પાછા મોકલવામાં આવશે. તેઓ પોતાને ગામ આવી લોકોને પણ તેવું શિક્ષણ આપે. ઘણી ખૂશીથી તેઓએ આ બધી શરતો કબૂલ કરી, અને સુલતાન લાયક ભેટ લાવી રજુ કરી. તેઓ સુલતાનના

પગચુંબન કરવા ભાગ્યશાળી થયા અને સુલતાનની સાથે જુનાગઢ આવ્યા. સુલતાને તેમને કેટલાક ધર્મના શાસ્ત્રી તથા ધર્મવેત્તાઓ પાસ ઇસલામી ધર્મની આજ્ઞા તથા રાહરસ્મ શીખવાનું ફરમાવ્યું. કેટલાક દિવસ પછી જ્યારે તેઓને ધર્મનું પુરૂં શિક્ષણ મળ્યું ત્યારે તેમાંના કેટલાક પોતાને દેશ પાછા ફર્યા અને કેટલાક સુલતાનની કૃપા તથા નવાઝીશોથી લલચાઇ પોતાના દેશ તથા સગાઓને વિસારે મુકી સુલતાનની નોકરીમાં રહ્યા. થોડા વખતમાં સુલતાનનો વિશ્વાસ પ્રાપ્ત કરવાથી દરેક જણને ખિતાબની નવાઝીશ ફરમાવવામાં આવી હતી.

ફરી હિ. સ. ૮૭૭ ( ઇ. સ. ૧૪૭૨ ) માં સિંધની સરહદના કેટલાક બંડખોરોને દાબી દેવાના હેતુથી મોટા લશ્કર સાથે સિંધ તરફ સુલતાને કૂચ કરી. નવસેં ઘોડેસ્વાર કે જેમાંના દરેક ઘોડેસ્વાર સાથે એકએક ફાજલ ઘોડો રખાવ્યો હતો તેઓ સાથે સરપલેહ તરફ જઇ પહોંચ્યો અને સિંધના હિંદુ જમીનદારોના ચાળીસ હજાર માણસો કે જેઓ તીરઅંદાઝીમાં ઘણા કુશળ હતા અને તીરકામઠાથી સજ્જ હતા તેઓની સાથે લડયો. સુલતાને તેઓને હરાવી તેમનાં બચ્ચાં છોકરાંઓને કેદ પકડી જૂનાગઢ મોકલ્યા.

વળી એજ વર્ષમાં તેણે જગત તથા શંખોદ્ધાર જીતી લીધા. આ દેશ જીતી લેવાનું કારણ નીચે પ્રમાણે હતુંઃ—મૌલાના મહમૂદ સમરકંદી જે ધર્મ તથા કાવ્ય બંને શાસ્ત્રોમાં પ્રવીણ હતા તે દક્ષિણ દેશના કિનારા પરથી વહાણમાં બેઠા ને સમરકંદ તરફ રવાના થતા હતા. સફર દરમ્યાન રસ્તામાં શંખોદ્ધારના ચાંચીયા તેને મળ્યા. તેણે મૌલાના વહાણ પર ધસારો કરી તે કબજે કરી શંખોદ્ધાર લાવ્યા. પછી તેઓએ મૌલા તથા તેના બે દીકરાને દરીઆ કિનારા પર નિરાધાર રઝળતા મુકી દીધા અને તેના બૈરાં, માલમતા તથા વહાણને પોતાને હસ્તક રાખ્યા. મૌલા ઘણી ઝેહમત તથા મુશીબત વેઠી મહમૂદશાહના દરબારમાં આવી પહોંચ્યા. એમ કહેવામાં આવે છે કે મૌલાના દીકરા ઘણીજ નાની વયના હતા અને મુસાફરી પગે ચાલી કરી શકે એવા હતા નહિ. મૌલા બંને છોકરાઓને સાથે ખાંધ પર યાતો પીઠ પર બેસાડી શકે એવી હાલતમાં હતા નહિ. તેથી એક છોકરાને પોતાના

ખભા પર બેસાડી થોડે દૂર મુકી આવતો અને પાછો ફરી બીજા છોકરાને પાછો તે જગ્યા પર લઇ જતો. આ પ્રમાણે થોડા દિવસમાં (૭૦) સીત્તેર કોસ કાપી સુલતાનના દરબારમાં આવી પહોંચ્યો. મૌલાએ ગમગીન દિલથી અને રોતી આંખે પોતા પર ગુજરેલા જુલમની ફરિયાદ કરી તેથી સુલતાન તથા તેની પાસે જે લોકો હાજર હતા તે લોકોને પણ અત્યંત ખેદ વ્યાપ્યો. સુલતાને તેને પોતાની પાસે બોલાવ્યો અને તમામ હકીકત વિગતવાર જાહેર કરવાનું ફરમાવ્યું. મૌલાએ બનેલી તથા પોતા પર ગુજરેલી તમામ હકીકત ઘણા નિસાસા સાથે રોતાં રોતાં કહી સંભળાવી. આ બનાવ બન્યા આગમચ સુલતાને જગતને જીતી લેવાનો ઇરાદો કર્યોજ હતો કારણ કે તે મૂર્તિ પૂજનારાઓનું પવિત્ર ધામ ગણાતું હતું અને તેના તાબામાં શંખોદ્ધાર બેટ પણ હતો. પણ રસ્તો ઘણોજ સાંકડો તથા જંગલો ઘણાંજ વિકટ હતાં અને શંખોદ્ધારના બેટની મજબુતાઇ વિષે ઘણી ગંભીરતાથી લોકો બાંકા ફુકતાં હતા તેથી સુલતાન જરાક અચકાતો હતો અને એ સંબંધી વિચાર ચલાવ્યા કરતો હતો. આ દરમ્યાનમાં આ અવનવો બનાવ બન્યો તેથી આગલો વિચાર બમણા વેગથી સ્ફુર્યો. સુલતાન બેકરાર થયો ને કહ્યું કે આ બુત પરસ્તોને હું તેઓની નાદાનીયત માટે સજા ફરમાવીશ નહિ ત્યાં લગી આરામ લેવાનો નથી. તેણે મૌલાને દિલાસો આપ્યો અને ઘણી માયા બતાવીને તેને અમદાવાદ મોકલ્યો.

પછી ઝીલહજ્જ મહિનાની સત્તરમી તારીખે જગત તરફ તે રવાના થયો અને ઉતાવળથી કૂચ કરી ત્યાં જઈ પહોંચ્યો. જગતના હિંદુઓ નાસી ગયા અને શંખોદ્ધાર બેટમાં ભરાઇ ગયા. સુલતાને જગતને લૂટયું તથા તારાજ કર્યું અને ત્યાંની ઇમારતો તોડી પડાવી મૂર્તિઓ ભાંગી નાખી. સુલતાને પછી ત્યાંથી મોજે **અહામરા** કે જે જગતથી દસ કોસ ઉપર દરીઆ કિનારા પર શંખોદ્ધાર બેટની સામે પાર આવેલું છે ત્યાં પોતાનો મુકામ નાંખ્યો. (કેટલીક પ્રતોમાં **અમારાહ, અધામરા** તથા **ધામરા** લખવામાં આવેલું છે). તારીખે મહમૂદશાહીનો કર્ત્તા લખે છે કે આ જગ્યા સાપોથી ઉભરાઇ જતી હતી. તે રાતના લશ્કરમાં કોઈની પણ સાપના

ભયથી સુવાની હિમ્મત ચાલી નહિ અને એવો એક પણ તંબુ નહિ હતો કે જેમાં સાપ દાખલ થયા હતા નહિ. એવું કહેવાય છે કે તે રાતના સુલતાનનાજ તંબુમાં સાતસેં સાપ મારી નાંખવામાં આવ્યા હતા.

જગતની નવાઇની જાણવા જેવી બાબત એ છે કે વર્ષાઋતુનો આરંભ થતાં આષાઢ મહિનાની નવમી તારીખથી તે ચૌદમી તારીખ સુધી એટલે કે જેને હિંદુઓ અગીઆરસ, બારસ, તેરસ, ચૌદશ તથા પુનમ કહે છે તે દિવસોમાં શારકના જેવું એક નાનકડું પક્ષી જેના જેવું વિચિત્ર પક્ષી કોઇ પણ જીવતા પ્રાણીના જોવામાં આવ્યું નથી તે દરીઆના કિનારા તરફથી આવે છે અને માંગલોર પરગણામાં આવેલા મોજે માધુપુરના એક મૂર્તિના મંદિર ઉપર આવી બેસે છે. તે બે ત્રણ ઘડીથી વધારે ટકતું (જીવી શકતું) નથી. જ્યારે ઉડતું આવે છે ત્યારે લોકો એકઠા થઇ ત્યાંથી તેને પકડી આણે છે અને તેના ઉપરથી વરસાદના શુકન જોય છે. એ શુકન વિષે તેઓ અટકળ એવી રીતે કરે છે કે જો તેની પુંછડી અને માથું વધારે કાળું હોય છે અને મધ્ય ભાગ સફેદ હોય છે તો તેઓ એમ અટકળ કરે છે કે વર્ષાઋતુની શરૂઆતમાં અને આખરના ભાગમાં વરસાદ વધારે પડશે અને મધ્યમાં ઓછો પડશે અને જો તેના મધ્ય ભાગનો રંગ કાળો હોય અને બંને બાજુએ સફેદ હોય તો તે એમ સૂચવે છે કે મધ્ય ભાગમાં વરસાદ સારો થશે અને શરૂઆતમાં તથા આખરમાં ઓછો થશે. વળી બને બાજુએ કાળાશ વધારે હશે તો વરસાદ વધારે થશે અને બંને બાજુએ ધોળાશનો ભાગ વધારે હશે તો વરસાદ ઓછો થશે. જો તમામ રંગ કાળો હશે તો આખી વર્ષાઋતુમાં વરસાદ થશે અને તમામ રંગ સફેદ હશે તો વરસાદ થશે નહિ એમ તેઓ અનુમાન બાંધે છે. આ ઋતુમાં તથા આ દિવસોમાં આ પક્ષી ન આવે એવું એક પણ વર્ષ જતું નથી. એવું કહેવાય છે કે આજ પ્રમાણે આવું પક્ષી હાલ પણ પાટણ, દીવ અને જગતના મંદિરો જે દરીઆ કિનારા પર આવેલા છે તે ઉપર આવી બેસે છે અને લોકો આવીજ રીતે શુકન તારવે છે.

ટુંકમાં જગતના હિંદુ લોકો નાસી જઈ શંખોદ્ધારમાં ભરાઇ ગયા

અને ત્યાં કિલેદારી કરી. શંખોદ્ધાર દરીઆમાં એક બેટ છે કે જે જગતના કિનારાથી ત્રણ કોસ ઉપર આવેલો છે. જગતના રાજાના ચાંચીઆ લૂંટારા આ બેટમાં રહેતા હતા અને જે દરીઆમાર્ગે મુસાફરી કરતા હતા તેઓને લૂંટવાનો ધંધો આ લોકોએ પસંદ કર્યો હતો. જ્યારે સુલતાને જાણ્યું કે જગતના હિંદુ લોકોએ આ બેટમાં આશ્રય લીધો છે ત્યારે નજદીકના બારાઓમાંથી કેટલાંક વહાણો મંગાવી તેને શસ્ત્રથી સજ્જ થયેલા સિપાઇઓથી ભરી તે ટાપુને ઘેરો ઘાલવા રવાના થયો. ચારે તરફથી ટાપુને પોતાના આ દરિઆઇ લશ્કરથી ઘેરી સુલતાન લડાઈમાં રોકાયો. હિંદુઓ બહાદૂરીથી સામા લડયા અને તીર તથા ગોફણનો વરસાદ વરસાવી હાથોહાથની ઝપાઝપીમાં છેલ્લે ઉતર્યા. પણ મુસલમાની લશ્કર સંખ્યાના બળને લીધે વિજય પામ્યું. ઘણા હિંદુઓ માર્યા ગયા અને કેટલાક વહાણમાં બેસી નાસી ગયા. સુલતાને ટાપુમાં પ્રવેશ કર્યો અને કેટલાક સિપાઇઓને બરાબર સજ્જ કરેલા વહાણમાં નાસી જતા હિંદુઓના વહાણનો કેડો પકડવા અને તેમને પકડી લાવવા મોકલ્યા. મુસલમાનો હિંદુઓના મૂર્ત્તિના મંદિરમાં ઘુસી ગયા અને મંદિરના ટોચ પરથી તેઓએ અઝાનનો ( બાંગનો અવાજ ) ઘણુજ મોટા અવાજથી પોકાર કર્યો. વળી મંદિરો તોડી નાંખ્યાં અને મૂર્ત્તિ ભાંગી નાખી. સુલતાને ફરી ફરી પરમેશ્વરના શુક્ર ગુજાર્યા અને ખુદાએતઆલાના વખાણ ગાયા અને મૌલ્લાના માણસો જે હિંદુઓના કેદખાનામાં સડતા હતા તેમને છોડાવ્યા. એવું કહેવાય છે કે આ વખતે સુલતાનના હાથમાં માણેક, આબદાર મોતી અને કિંમતી વસ્ત્રોની લૂંટ પુષ્કળ હાથ આવી. સુલતાન અહીં થોડાક દિવસ રહ્યો અને એક મસજીદ બાંધવાની શરૂઆત કરી. સુલતાન ખોરાકનો મોટા જથ્થો બેટમાં ભેગો કરી મલિક તોઘાન જેને ફર્હતુલમુલ્કનો એલકાબ આપવામાં આવ્યો હતો તેને શંખોદ્ધાર તથા જગતની સુબેદારી સોંપી પોતે જુનાગઢ તરફ પાછો રવાના થયો. હિ. સ. ૮૭૮ ( ઈ. સ. ૧૪૭૩ ) માં જગત તથા શંખોદ્ધારનો વિજય થયો હતો. એ બેટની જીત કોઇ પણ આગળના સુલતાનના વખતમાં થઈ નહતી. તે સુલતાન મહમૂદ ધાઝી ( ધર્મવિજયી ) ના જોરાવર હાથથી તાબે થયો હતો.

આ બનાવ પછી બે વર્ષે એટલે હિ. સ. ૮૮૦ માં મોટા પુરૂષના વિજય રૂપ, ભકતોના પૂર્ણીમાના ચંદ્રરૂપ, અને પરમેશ્વરને પ્રિય એવા હઝરત શાહઆલમ જે પવિત્ર પુરૂષમાં ધ્રુવરૂપ સૈયદ બુરહાનુદ્દીન બુખારીના પુત્ર થાય તે જન્નત નશીન થયા. એમના જન્નત નશીન થયાની તારીખ "ફખર" (વિજય) એ શબ્દમાંથી તેમજ તેમને લાગુ પાડેલા વાકય "આખીર ઉલ-ઔલીયા" ( મહાપુરૂષોમાનાં છેલ્લાં ) માંથી નીકળી આવે છે.

ટુંકમાં મજકુર સનમાં એટલે હિ. સ. ૮૮૦ ( ઇ. સ. ૧૪૭૫ ) ના જમાદી ઉલ અવલ માસની તેરમી તારીખ અને શુક્રવારને રોજે સુલતાન મુસ્તફાબાદ (જુનાગઢ) આવ્યો. એવું બન્યું કે તેજ દિવસે જે બહાદુર મરદોને હોડીઓ લઇ જગતના રાજા સાગરના દીકરા ભીમની પાછળ મોકલવામાં આવ્યા હતા તે લોકો તેને ગળામાં સાંકળ તથા પગમાં બેડીઓ પહેરાવી મુસ્તફાબાદ લાવ્યા. સુલતાને દરેક પકડનારને ઘણાં ઇનામ આપ્યાં, અને ફરમાવ્યું કે અમદાવાદથી મૌલાના સમરકંદીને અત્રે બોલાવવો, જ્યારે મૌલા હાજર થયો ત્યારે સુલતાને ફરમાવ્યું કે ભીમને મૌલાનાને સોંપી દેવો કે જેથી તે પોતાનું વેર લે. ભીમને ગરદનમાં સાંકળ અને પગમાં બેડીઓ નાંખી હાજર કરવામાં આવ્યો. મૌલા ઉઠયો અને પાદશાહને ઇસલામી ધર્મ તરફની લાગણી માટે મુબારકબાદી આપી અને કહ્યું કે પાદશાહ તરફથી મારી મુરાદ હાસલ થઇ ચૂકી છે. પછી હુકમ ફરમાવવામાં આવ્યો કે આ બુદ્દીન રાજાને અમદાવાદમાં મુહાફીઝખાન પાસે મોકલાવી દેવો કે તેના શરીરના ટુકડે ટુકડા કરી શહેરના દરેક દરવાજા પર એકેક ટુકડો લટકાવે કે જેથી બીજા બળવાખોરોને એક જાતની આગાહી મળે. પછી ભીમને જ્યારે અમદાવાદ લાવવામાં આવ્યો ત્યારે ત્યાં મુહાફીઝખાને હુકમ મુજબ અમલ કર્યો.

જ્યારે સુલતાનનું સોરઠ દેશના બંદોબસ્ત તથા નિઝામીયતથી સ્થિર ચિત્ત થયું ત્યારે ચાંપાનેર જીતી લેવાની તેની અસલની જીજ્ઞાસા તેના દિલમાં વિસારે પડી હતી તે તેજ થઇ. તે મુસ્તફાબાદથી અમદાવાદ આવવા નીકળ્યો. રસ્તામાં તેણે સાંભળ્યું કે કેટલાક મલબારી લોકો ઘરાબ જાતના મછવા લઇને ગુજરાતની આજુબાજુના બંદરો પર લૂટ ચલાવે છે. આ ઉપરથી

સુલતાન ઘોઘા બંદર તરફ સીધાવ્યો અને ત્યાં રહી હોશિઆર બહાદુર પુરૂષોને સરસ રીતે શસ્ત્રથી સજ્જ થયેલી હોડીઓમાં મલબારી લોકોની સામે મોકલ્યા અને પોતે ઘોઘાથી ખંભાત ગયો. પછી ત્યાંથી સુલતાને સરખેજ આવી પડાવ નાંખ્યો. અહીં હઝરત કુતુબુલ એકતાબ અહમદ ખટુની કબરની ઝીયારત કરી. અત્રે તે ત્રણ દિવસ લગી રહ્યો અને લશ્કરના જે જે અમીરો તથા સિપાઇઓ લડાઇમાં માર્યા ગયા હતા યાતો કુદરતી રીતે મોતને શરણ થયા હતા તેઓના છોકરાઓને ત્યાં બોલાવ્યા. બાપની મનસબ તેના દીકરાઓને આપવામાં આવી અને જેમને દીકરા હતા નહિ તેમની દીકરીઓને અડધી જાગીર આપવામાં આવી અને જેઓને દીકરી પણ નહોતી તેમનાં બૈરાં તથા સંબંધી માણસોના ગુજરાન માટે બરાબર ચાલી શકે એવો અવેજ મુકરર કરી આપવામાં આવ્યો. આ ત્રણ દિવસમાં ઘણીવાર સુલતાનની આંખ આંસુથી ભરાઇ આવતી હતી અને તેના દિલમાં કાંઇ ગમગીની હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી માલમ પડતું હતું. સુલતાનની આવી સ્થિતિ નિહાળીને તેના સેવકોમાંથી એક જણે કહ્યું કે જુનાગઢ અને ગીરનાર જેવા બે કિલ્લાઓ પર વિજય મેળવી ઘણે વખતે સુલતાન પોતાની રાજધાનીમાં પાછો ફરે છે તો શહેરથી ત્રણ કોસ દૂર મુકામ રાખવાનું શું પ્રયોજન છે અને સમુદ્ર જેવા દિલમાં ખેદ કરવાનું પણ શું પ્રયોજન છે? શહેરના લોકો સુલતાનને શહેરમાં પધારેલા જોવા ઇંતેઝાર છે અને લશ્કરના દરેક લોકો પોતાના બચ્ચાંઓને જોઇ ખૂશી થયા છે, તેથી આ વખત દિલગીર થવાનો નથી.

સુલતાને કહ્યું કે “ તે આદમી ઘણોજ અજબ તરેહનો મૂઢ તથા નાદાન હોવો જોઇએ કે જે પોતે સહીસલામત અને પૂરો આવ્યો છે અને એ ત્રણ દિવસ પોતાને ઘેર વહેલો જવાને ઈંતેઝાર હોય છે. જે લોકો લડાઇમાં બહાદુરીથી લડી માર્યા ગયા છે યાતો કુદરતી મોતથી આ ફાની દુનીઆ છોડી જાવેદાની (અક્ષય દુનીઆ) માં ચાલ્યા ગયા છે તેમનાં બૈરાં તથા સંબંધી જનોને દિલાસો આપ્યા સિવાય અને તેમના અંતરના આગનો ભડકો હોલવ્યા સિવાય શહેરમાં આવી મોજમઝા તથા એશઆરામમાં ગુલ-

તાન થવું તે વિવેક અને મનુષ્ય ધર્મથી ઘણું દૂર છે.”

મનુષ્ય જાત એક બીજાના અવયવ છે જે એક મોતીથી પેદા થયેલા છે. (૨) જ્યારે એક અવયવને દુનીઆમાં દુઃખ આવી પડે છે ત્યારે બીજા અવયવને પણ કરાર મળતો નથી. (૩) તું જો બીજા મનુષ્યના કષ્ટથી ગમગીન ન થાય તો તને મનુષ્ય નામ આપવું લાઝમ નથી.

એવું કહેવામાં આવે છે કે તે અરસામાં અમદાવાદના કાઝી નજમુદીને આવી આ ફતેહને માટે સુલતાનને મુબારકબાદી આપી. એક દીર્ઘ નિસાસા સાથે સુલતાને જવાબ આપ્યો કે જો કે અમે તો સારી પેઠેમ છઇએ પણ આ લડાઇમાં જેના ધણી તથા દીકરાઓ માર્યા ગયા છે યા તો કુદરતી મોતથી મરણ પામ્યા છે તેને પૂછવું જોઇએ કે જો આટલા વર્ષ તેઓ પોતાને ઘેર રહ્યા હોત તો લશ્કરના લોકોના કુટુંબમાં કેટલો વધારો થયો હોત? આ લડાઇમાં કેટલું કેટલું નુકશાન વેઠયું છે ત્યારે ફતેહ મળીછે? પછી મરણ પામેલા લોકોના સગાંઓને દિલાસો આપી શઅબાન માસમાં સુલતાન અમદાવાદ આવ્યો. પછી રમઝાન મહિનામાં અમદાવાદથી લશ્કર લઇ ચાંપાનેર તરફ રવાના થયો. જ્યારે સાવલી પ્રગણામાં આવેલા મોજે મોર આમલી જે મહી નદીને કિનારે આવેલું છે ત્યાં પહોંચ્યો ત્યારે સુલતાને ત્યાં મુકામ કર્યો. ત્યાંથી તેણે ચાંપાનેરની આસપાસનો મુલક લૂંટી તારાજ તથા વેરાન કરવા લશ્કરી ટુકડીઓ મોકલી. તે ટુકડીઓ પોતાને સોંપેલું કામ બજાવી પાછી ફરી.

જ્યારે વરસાદની ઋતુ બેઠી ત્યારે સુલતાન અમદાવાદ તરફ પાછો સીધાવ્યો અને ચોમાસું ત્યાં પસાર કર્યું. ચોમાસું પુરૂં થયા પછી તે મુસ્તફાબાદ તરફ ગયો અને પોતાનો વખત ત્યાંની સરહદમાં શિકાર કરવામાં ગાળ્યો, અને પાછો અમદાવાદ આવ્યો. ત્યાર પછી દરવર્ષે સુલતાન અમદાવાદથી મુસ્તફાબાદ જતો અને થોડો વખત ત્યાં શિકાર તથા સહેલગાહમાં ગાળી પાછો અમદાવાદ આવતો. પણ ચાંપાનેર કિલ્લો જીતવાનો કાંટો જે એના મનમાં ખુંચ્યો હતો તે નીકળ્યો હતો નહિ. જ્યારે જ્યારે અમદાવાદથી શિકારને માટે ત્યાં સુલતાન જતો ત્યારે ત્યારે ચાંપાનેરની દિશામાં તેનું મન

ખેંચાતું. એક દિવસ શિકાર કરતો કરતો વાત્રક નદી આગળ તે આવ્યો કે જે અમદાવાદથી બારકોસ ઉપર ઈશાન કોણમાં આવેલી છે. ત્યાં તેના સાંભળવામાં આવ્યું કે તેની આસપાસ વખતોવખત લુટફાટ ચાલે છે, તેથી તેણે ફરમાવ્યું કે અહીં એક શહેર વસાવવું ને તેનું નામ મહમુદાબાદ આપવું. શહેરનો પાયો તરત નાખવામાં આવ્યો. નદીને કિનારે મજબુત પત્થરના ઓવારા બાંધવામાં આવ્યા અને તેના ઉપર ભવ્ય સુશોભિત ઇમારતો બંધાવી. આ શહેર આ જગ્યા પર વસાવ્યું તે સુલતાનના મક્કમ વિચાર અને દૂરઅંદેશીની એક મજબુત સાબીતી છે કારણ કે નદીનું પાણી ઘણુંજ નિર્મળ તથા તંદુરસ્ત છે અને જે જગા પર શહેર બાંધવામાં આવ્યું છે ત્યાંની આબોહવા એવી છે કે જો એમ કહીએ કે પૃથ્વીની સપાટીપર કોઇપણ એવી જગ્યા હસ્તી ધરાવતી નથી કે જેની આબોહવા આ શહેરની આબોહવાને મુકાબલો કરી શકે તો તેમાં કાંઇપણ અતિશયોક્તિ નથી. ત્યાંની હવાને લીધે ત્યાંના જાનવર માણુસને તાબે છે અને તે એટલે સુધી કે ચિતારાને જો પીછી તરીકે પક્ષીની ચાંચ વાપરવા હોય તો વગર હરકતે વાપરી શકતા.

શહેરની આસપાસ ઘણા બાગો છે અને દરેક બાગ સ્વર્ગના રયાઝ જેવા છે અને તેમાંનુ દરેક ઝાડ તુબા ( કલ્પવૃક્ષ ) ઝાડનું જોડીદાર છે. સ્વર્ગની સલસબીલ નદી અહીંની નદીની અદેખાઇ કરે છે, અને સ્વર્ગનો રયાઝ બાગ આ શહેરના બાગનો એક પુષ્પના કલગા જેવો છે. આ શહેરની મુબારકી એ ઉપરથી સાબીત થાય છે કે હઝરત મુબારક શહીદે આ શહેર પસંદ કરી પોતાનું રહેવાનું ઠેકાણું અત્રે રાખ્યું હતું. આ હઝરત સૈયદની વધારે હકીકત સુલતાન મહમુદ શહીદ અને સુલતાન અહમદ બીજાના રાજની તારીખ આપતી વખતે આપવામાં આવશે.

હિ. સન ૮૮૫ (ઇ. સ. ૧૪૮૦)માં સુલતાન જુનાગઢ ગયો અને પોતાના મોટા છોકરા અહમદશાહને અમદાવાદમાં મુકી ખુદાવંદખાનને શાહજાદાનો વાલી મુકરર કર્યો. એક પછી એક મુસાફરી તથા ચઢાઇથી લશ્કર નારાજ થયું હતું અને કેટલાક ખટપટી માણુસોએ ખુદાવંદખાનને સમજાવી

લીધો કે શાહજાદા અહમદને તખ્તનશીન કરવો અને સુલતાનનું વચમાંથી કાસળ કાઢવું. ઇમાદઉલ્‌મુલક કે જે સુલતાનનો ખાસ નોકર તથા ખેરખ્વાહ હતો તેને આ કાવતરૂં માલમ પડી આવ્યું. તેણે લોકોને અટકાવવા માંડયા અને કહ્યું કે આગનો ભડકો વધારે સલગવો જોઇએ નહિ. આખરે આ વાતની સુલતાનને ખબર પડવાથી તે પોતે મુસ્તફાબાદથી આવ્યો અને તેણે ખુદાવંદખાન તથા તેના જોડીદારોને સખત સજા કરી.

હિ. સ. ૮૮૭ ( ઇ. સ. ૧૪૮૨ ) માં આખા ગુજરાત દેશમાં અને ચાંપાનેરના મુલકમાં વરસાદ ઘણો ઓછો પડયો. મલિક અસદ જે સુલતાનના લશ્કરનો ખાસ ઉપરી હતો અને જે મોજે મોરઇમલી ઉર્ફે રસુલાબાદમાં નિમાયો હતો તે ચાંપાનેરના કિલ્લા નજીક જઇ પહોંચ્યો ત્યારે ચાંપાનેરના રાવળ રાજાએ કિલ્લામાંથી બહાર આવી લડાઇ શરૂ કરી. મલિક બહાદુરીથી લડયો પણ આખરે હાર્યો અને તેના ઘણા માણસો માર્યા ગયા. સરકારી બે હાથી તથા કેટલાક ઘોડા જે મલિક સાથે હતા તે તમામ પણ નાશ પામ્યા. આ ખબર સાંભળી સુલતાન ઘણોજ ગુસ્સે થયો અને ચાંપાનેરનો કિલ્લો સર કરવાનો વિચાર તેના મુબારક હૃદયના પાના પર દૃઢ થયો ( જીતવાનું મન સાથે નક્કી કર્યું ).

ચાંપાનેરનો કિલ્લો સર કરવાનો નક્કી નિશ્ચય અને તેને ( તલવારની કુંચીથી ) જીતી લીધો તે વિષેની હકીકતઃ—

ઇતિહાસ માર્ગના ભોમીઆ લોકો અને ખબરોના આધાર રૂપ પુરૂષો આ ચઢાઇનું વર્ણન નીચે પ્રમાણે આપે છેઃ-

જ્યારે સુલતાન ચાંપાનેરનો કિલ્લો જીતી લેવાના વિચારથી અમદાવાદથી નીકળ્યો અને વડોદરા પ્રાંત આવ્યો ત્યારે રાવળ પતાઈ અને ચાંપાનેરના લોકોને મોટો ત્રાસ પડયો અને તેઓએ પોતાના વકીલો (એલચીઓ) ને સુલતાનની તહેનાતમાં મોકલ્યા અને શરણુ માગ્યું. જોકે રાવળ પતાઇના વકીલોએ ઘણીજ નમ્રતા તથા આજીજીથી શરણુ માગ્યું તોપણુ તેઓની માગણી સ્વીકારવામાં આવી નહિ ને સુલતાને કહ્યું કે " અમારી અને તમારી વચ્ચે હવે તલવાર તથા ખંજર સિવાય બીજો કાંઇપણુ સંદેશો યા

સંદેશો પહોંચાડનાર નથી.” પતાઇના વકીલો તેની પાસે ઘણાજ ઉદાસ ચેહરે તથા ગમગીની સાથે આવી જે બન્યું હતું તે જાહેર કર્યું. રાવળે હવે કેસરીયાં કરવાનો નિશ્ચય કર્યો અને કિલ્લો મજબુત કરી લડાઇને માટે તત્પર થયો. સુલતાને આવી કિલ્લાને ઘેરો ઘાલ્યો અને રોજ સવારથી સાંજ લગી મુસલમાન તથા હિંદુ લશ્કર વચ્ચે ઝપાઝપી ચાલવા માંડી. આ પ્રમાણે કેટલાક દિવસ વીત્યા પછી સુલતાને સુરંગ ખોદવાનો હુકમ આપ્યો અને કામમાં પ્રવીણ ઇજનરોએ સુરંગ ખોદવાની શરૂઆત કરી. એવું કહેવામાં આવે છે કે લાકડાની એકેક ઝુડીની એકેક અશરફી કિંમત આપી વેચાતી લઇ સુરંગના કામમાં વાપરવામાં આવતી હતી. રાવળ પતાઇએ પોતાના વજીર કે જેનું નામ સૂર હતું તેને સુલતાન ગ્યાસુદ્દીન મહમુદ ખીલજી પાસે મદદ માટે મોકલ્યો અને દરેક મજલ જે તે મંદૂથી ચાંપાનેર તરફ કરે તે દરેક મજલ દીઠ એક લાખ *તનખા ( એક તનખો આઠ અકબરી તનખાની બરાબર થાય છે ) આપવાને વચન આપ્યું.

જ્યારે સુલતાન ગ્યાસુદીને આ વાત જાણી ત્યારે તેણે મંદુથી નઆલચા લગી કૂચ કરી (જે મંદુથી ત્રણ કોસ દૂર છે) અને ત્યાં મુકામ નાખી લશ્કરના બંદોબરતમાં ગુંથાયો. જ્યારે સુલતાન મહમૂદે એ સાંભળ્યું ત્યારે ઘેરાનો બંદોબસ્ત કેટલાક અમીરોને સોંપી પોતે મંદૂ તરફ રવાને થયો અને ઝડપથી કૂચ કરી દાહોદ કે ગુજરાત અને માલવાની સરહદ પર આવેલું છે ત્યાં મુકામ કર્યો.

સુલતાન ગ્યાસુદ્દીને આનું પરિણામ ખરાબ આવશે એવા ભયથી તે સવારી મોકુફ રાખવાને એક યુક્તિ રચી. તેણે મોટા મોટા ધર્મવેત્તા તથા પંડિતો (કાઝી)ને ભેગા કરી પૂછ્યું કે “સુલતાન મહમૂદે ચાંપાનેરને ઘેરો ઘાલ્યો અને ત્યાંનો રાજા મદદ માગે છે. તો આવા સંજોગો વચ્ચે મારે શું કરવું તે વિષે તમે શું અભિપ્રાય આપોછો ?” તેઓએ એકમતે અભિપ્રાય

*તનખા=તે અરસાનો એક નાનો રૂપાનો સિક્કો હતો કે જેની કિંમત હાલના બે રૂપીઆ લગી થાય છે.

આપ્યો કે "ઇશ્વરથી વિમુખ એવા રાજા તથા તેની પ્રજાને આ વખતે મુસલમાની ધર્મના પાદશાહે મદદ કરવી યોગ્ય નથી." આથી ગ્યાસુદ્દીન પાછો પોતાના પાયતખ્તમાં ગયો અને સુલતાન મહમુદ ત્યાંથી પાછો ફરી ચાંપાનેર આવ્યો. જ્યારે મદદની બીલકુલ આશા રહી નહિ ત્યારે રાવળ તદ્દન નાસીપાસ થયો. એ અરસામાં સુરંગો પણ તૈયાર થઇ ગઈ હતી અને હિંદુઓ ઘણીજ મુસીબતમાં આવી પહોંચ્યા. તેઓએ પોતાના બાળકો તથા સ્ત્રીઓને અગ્નિમાં હોમી દીધાં અને કિલ્લામાંથી બહાર નીકળી લડાઇની શરૂઆત કરી. એવું કહેવાય છે કે સઘળા હિંદુઓ માર્યા ગયા. પણ રાવળ પતાઇ અને તેનો વઝીર ડુંગરસી જેઓ જખમી થયા હતા તેઓને પકડી સુલતાન પાસે લાવવામાં આવ્યા. સુલતાને તેઓને નિઝામખાનની દેખરેખ નીચે કેદ રાખવાનો હુકમ ફરમાવ્યો. આ મજલીસમાં મજલીસના તમામ લોકોએ રાવળ પતાઇને ઘણીજ નમ્રતાથી રાજવંશી માન આપી મુસલમાન થવા સમજાવ્યો પણ તેણે તે કબુલ રાખ્યું નહિ. પાંચ મહિના પછી તેના ઝખમ રૂઝાઇ ગયા એટલે તેને ફરી સુલતાનની રૂબરૂમાં લાવવામાં આવ્યો હતો. સુલતાને તેને મુસલમાની ધર્મ અખત્યાર કરવાનું કહ્યું પણ તે તેણે માન્ય રાખ્યું નહિ. છેવટે પંડિતો તથા ધર્મવેત્તાઓનો અભિપ્રાય લઇ તેનું માથું ઉડાવી દેવામાં આવ્યું અને લાકડે ટાંગવામાં આવ્યું. રાવળ પતાઇના વઝીર ડુંગરસીને આ લાકડા પાસે લાવવામાં આવ્યો. તેણે તે અરસામાં ઘણીજ ચપળતા અને દ્રઢ નિશ્ચયથી એક માણસના હાથમાંથી તલવાર ઝુંટવી લઈ કબીરના બેટા શેખન જે સુલતાનના હજુરીયામાંનો એક હતો તેના ઉપર ઉગામી અને તેને ઠાર કર્યો. છેવટે તેને પણ મારી નાંખવામાં આવ્યો. એવું કહેવાય છે કે રાવળ પતાઇના કુટુંબમાં બે દીકરી અને એક દીકરો બાકી રહ્યા હતા. જ્યારે તેઓને સુલતાનની રૂબરૂમાં લાવવામાં આવ્યા ત્યારે બે દીકરીઓને સુલતાનના જનાનખાનામાં મોકલવામાં આવી અને તેના દીકરાને સેફુલમુલ્કના બેટાને સોંપવામાં આવ્યો. તે છોકરો તેના સહેવાસમાં રહી સારો ભણીગણી આખરે સુલતાન મહમૂદના બેટા સુલતાન મુઝફ્ફરના વખતમાં નિઝામુલમુલ્કનો

ખિતાબ મેળવી એક મોટો ઉમરાવ બન્યો હતો. ચાંપાનેર કિલ્લાની ફતેહ હિ.સન ૮૮૯ ( ઇ. સ. ૧૪૮૩–૮૪ ) ના ઝીલકદ માસની બીજી તારીખે થઇ હતી. ચાંપાનેરની આબોહવા સુલતાનને ઘણીજ પસંદ પડી અને તે શહેરને પોતાનું પાયતખ્ત બનાવ્યું. અહીં એક મોટું શહેર વસાવ્યું કે જેનું નામ મહમદાબાદ પાડવામાં આવ્યું. વળી ત્યાં એક મોટી મસજીદ બાંધવામાં આવી. સુલતાને ચાંપાનેરને ફરતો કોટ બંધાવ્યો કે જેનું નામ “ જહાંપનાહ ” રાખવામાં આવ્યું. અમીરો, વઝીરો, વ્યાપારીઓ તથા વાણીઆઓ દરેકે પોતાને માટે ત્યાં મોટી મોટી ઇમારતો બંધાવી તેથી શહેર આબાદ થયું. હિ. સન ૮૯૦ માં ( ઇ. સ. ૧૪૮૫ માં ) શહેરની આસપાસ સ્વર્ગના જેવી વાડીઓ બનાવવામાં આવી અને થોડા સમયમાં મહમદાબાદ શહેર એવું તો સુશોભિત અને શણગારાયલું માલમ પડયું કે લોકો એ અમદાવાદને વિસારે નાંખ્યું અને સર્વેએ એક મતે કબૂલ કર્યું કે મહમદાબાદની બરાબરી કરી શકે એવું એકે શહેર ગુજરાતમાં નથી તો નથી પણ પૃથ્વીની સપાટી પર પણ નથી. મહમદાબાદ શહેર ભવ્ય ઇમારતોથી ભરપૂર બન્યું અને આસ-પાસની જગ્યા ઘણીજ આનંદદાયક તથા ખુશનુમા લાગવા માંડી. વળી તે વખ-તના મોટા મોટા ઉમરાવો તથા ખૂબસુરત નાઝનીનોનું તે વતન થઇ પડયું. ત્યાંની વાડીઓ રંગબેરંગીન ફૂલોથી ઝૂકી જતી હતી અને દરેક જાતના ફળો જેવાં કે ઘણીજ શીરીનવાળા આમ્રફળો, અતિશય મીઠાશવાળા લીંબુ, દાડમો, દ્રાક્ષો, મીષ્ટ બદામો, શેખફળો, અમૃત જેવી મીઠી શેરડીઓ, અંજીરો, કેળાં, સિતાફળો, રાયણો, તાડફળો કે જેમાં દુધ જેવો રસ હોય છે અને ફાલુદા માફક તેના તાજા ફળનું શરબત બનાવવામાં આવે છે, નાળીએર કે જેનું કોપરૂં હલવા જેવું હોય છે અને રસ ઘણોજ ખુશનુમા તથા મીઠો હોય છે, વળી ફણુસ, રામફળ, કમરક, ફાલસા, અનોલા કે જે દરેકની ખાસ જૂદી જૂદી લહેજત હોય છે તથા હૃદય તથા આત્માને ઠારી નવજવાન બનાવે છે એવા સ્વર્ગના બાગ જેવાં પુષ્કળ ફળો તે વાડીઓમાં થતાં હતાં.+

+ બાગો તથા તેના ફળનું વર્ણન ઘણીજ ઉપમાઓથી ભરપુર છે પણ ઇતિહાસ જેવા ગ્રંથમાં જેમ બને તેમ મૂળ ગ્રંથને વળગીને ઉપમા બાદ કરી સાદો તરજુમો કર્યો છે.

એમ પણ કહેવું જોઇએ કે કેટલાક તબીબો ( વૈદ્યો ) તડબૂચને શેરડી કરતાં વધારે પસંદ કરે છે અને કેટલાક તેથી ઉલટું કહે છે. વળી સરસમાં સરસ શેરડી સાધારણ કેરી કરતાં વધારે સારી હોય છે અને વળી સરસમાં સરસ કેરી બધી જાતની શેરડી કરતાં શ્રેષ્ઠતા ભોગવે છે.

વળી મીઠી સુવાસ આપનાર ફૂલો જેવાં કે લાલ ગુલાબો, સેવતી, ચંપેલી, ચંપા, બેલ, મોગરા, જાય, જૂઇ, બોરસલી, કેવડા, કેતકી કે જેની એકેક કળી અત્તારી ( અત્તર બનાવનાર )ની પેટી જેવી સુવાસ આપે છે અને જેની એકેક પાંખડી તાતારની કસ્તુરી જેવી સુગંધ આપે છે તેવા ફૂલો વાડીમાં પુષ્કળ હતા. વળી રંગબેરંગીન ફૂલો પણ ત્યાં થાય છે કે જેના માત્ર દર્શનથીજ દિલની ઉદાસી ભાગી જાય છે અને જોનારની આંખો તૃપ્ત થાય છે. એમ કહેવામાં આવે છે કે ઉપર વર્ણવેલા મેવા તથા દીલકશ ફૂલો ઉપરાંત ચાંપાનેરની આસપાસ સુખડના ઝાડનું એવું તો ગંજાવર વન હતું કે લોકો ઇમારત બાંધવામાં સુખડનું લાકડું વાપરતા હતા, અને તે તેઓની હાજતને પુગી વળતું હતું. સુબહાનઅલ્લા ! ભવ્ય ચાંપાનેરની શું આ સ્થિતિ કે અત્યારે તે વાઘ તથા વરૂનું રહેઠાણ થઇ પડયું છે ! ત્યાંની ઇમારતો અત્યારે ખંડીએર થઇ પડી છે ! ત્યાંના રહેવાશીઓ નાબુદ થઇ ગયા છે ! તેનું પાણી પણ ઝેર જેવું થઇ ગયું છે અને ત્યાંની આબોહવા આદમીના બદનમાંથી શક્તિનો નાશ કરે છે ! અને દરેક સુશોભિત વાડીઓમાં કાંટા ઉગી નીકલ્યા છે અને જે બાગો હસતા હતા ત્યાં જંગલો નિહાળાય છે ! સુખડના વૃક્ષોનું તો કે નામ કે નિશાન પણ જોવામાં આવતું નથી ! ખરે કુરાનમાં લખેલું ફળીભૂત થયું છે “ખુદાના કીર્તિવંત તથા કૃપાવંત મુખડા સિવાય દુનીઆની દરેક ચીજ આખરે ફના થશે.”

એમ કહેવાય છે કે ખુરાસાનના એક આદમીએ સુલતાનને અરજ કરી કે હું બાગો બનાવવામાં તથા ઇમારતો બાંધવામાં ઘણોજ કુશળ છું. જો મને કોઇ જગ્યા આપવામાં આવશે તો હું ત્યાં એક એવો બાગ બનાવીશ કે જેથી સુલતાનનું દિલ બાઘબાઘ ( ઘણું ખૂશી ) થઇ જશે. સુલતાને કહ્યું કે “શહેરની આસપાસ જે જગ્યા તને ઠીક લાગે તે પસંદ કર”,

અને પોતાના અમલદારોને ફરમાવ્યું કે જે જે ચીજ તે માગે તે તેને માટે તૈયાર રાખવી. તે આદમીએ એક સુંદર બાગ બનાવ્યો અને વચમાં એક સુંદર હોજ રચ્યો અને વિચિત્ર તરેહના ફુવારા તથા જળપ્રવાહ બનાવ્યા કે જે કળા ગુજરાતમાં પહેલવહેલીજ આ સુલતાનના વખતમાં જોવામાં આવી. સુલતાને તે બાગની મુલાકાત લીધી ત્યારે તે અતિશય પ્રસન્ન અને તાજૂબ થયો અને તે બનાવનારને ઇનામ એકરામથી નવાઝેશ કર્યો. વળી તેજ અરસામાં એક ગુજરાતી સુથાર કે જેનું નામ "હાલુ (બીલુ) હતું તેણે સુલતાનને અરજ કરી કે "જો હુકમ ફરમાવો તો આના જેવોજ એક સુંદર બીજો બાગ હું પણ બનાવું." સુલતાને કહ્યું કે "જો તારાથી બની શકે તો શા માટે નહિ?" થોડા સમયમાં હાલુએ અસલ બાગ કરતાં પણ એક સરસ બાગ બનાવ્યો. સુલતાન આ બાગ જોઈ ઘણોજ ખૂશી થયો અને તેને પૂછ્યું કે "ગુજરાતના લોક આ કળા કૌશલ્યમાં હજૂ પ્રવીણ થયા નથી. તું ક્યાંથી તે કળા શીખ્યો?" હાલુએ જવાબ આપ્યો "જ્યારે ખુરાસાનનો માણસ એનો બાગ બનાવતો હતો ત્યારે પોતાનું કામ એવું તો છુપી રીતે કરતો હતો કે બાગની આસપાસ અત્રેના કોઇપણ શખ્સને ત્યાં જવા દેતો હતો નહિ કે જેથી તે શખ્સ તેની કળા જોઇ શકે. હું પોતે અજ્ઞાન મજુરના લેબાસમાં ત્યાં દાખલ થયો અને મેં ખુરાસાનીના મજુર તરીકે કામ કર્યું. થોડું તેને કામ કરતો જોઇ તથા થોડું મારી પોતાની અક્કલ હોશિયારીથી આ કળાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. સુલતાન ઘણોજ ખુશ થયો અને તેની બુદ્ધિ, પ્રયત્ન તથા ખંતને માટે શાબાશી આપી અને મોટું ઇનામ આપ્યું. વળી સુલતાને સુંદર પોશાકની બક્ષીશ ફરમાવી. આ બાગની કેટલીક જગા હાલ પણ જોવામાં આવે છે અને તે બાગે હાલોલને નામે ગુજરાતમાં મશહુર છે.

આ બધું કહેવાની મતલબ એટલીજ કે આ બધી સુંદર અને અજબ કારીગીરી તથા કળાઓ કે જે હાલ ગુજરાતમાં સાધારણ થઈ પડી છે તેમાંની ઘણીખરી ઘણાજ પ્રતાપી સુલતાન મહમૂદના વખતમાં જૂદાજૂદા દેશમાંથી પ્રવીણ કારીગરોએ આવી દાખલ કરી છે. ગુજરાત દેશ એક પ્રવીણ મનુષ્યની માફક

કારીગરીનું સંગ્રહસ્થાન થઇ પડયું કે જેને માટે તે સુલતાન મહમૂદના પ્રયત્નને આભારી છે. આજ વખતમાં ગુજરાતના માણુસોને હુન્નર, કળાકૌશલ્ય, તથા સુધરેલી જીંદગીના વૈભવની ચીજનું જ્ઞાન પ્રાપ્ત થયું. અત્યાર પહેલાં ગુજ-રાતના લોક ઘણાજ સાદા તથા અજ્ઞાન હતા. દાખલા તરીકે સુલતાનના લશ્કરમાંના એક શખ્સને સુલતાન પાસ આવજા કરવાની છૂટ હતી. તેને પોતાને વતન જવાની પરવાનગી મળવાથી પોતાને ઘેર ગયો. થોડોક વખત તે ત્યાં રહ્યો. સુલતાનની ખીદમતમાં પાછા વળતી વખતે સુલતાન લાયક કાંઇ ભેટ લઈ જવાનો વિચાર કર્યો. તે મુજબ તેણે મઠની સીંગો ભેગી કરી એક ટોપલીમાં ભરી તેના ઉપર લાલ કટકો બીછાવી સુલતાન આગળ ભેટ કરી. સુલતાને પૂછ્યું " આ શું ચીજ છે ? " તેણે જવાબ આપ્યો કે એમાં મઠની સીંગો છે ને આપના ઘોડા માટે લાવ્યો છું, કેમકે તે ઘણીજ સરસ છે, ને દાણાથી ભરપુર છે. સુલતાન હસ્યો.

ટુંકમાં પરવરદીગારે સુલતાનને રૈયતના સુખને માટેજ પેદા કર્યો હતો અને એ સુલતાનનો સમય એવો હતો કે કોઇપણ માણુસના દિલમાં અન્યાય અથવા દુઃખનો બોજો હતો નહિ અને લોકો પોતાનો વખત ખૂશી તથા એશઆરામમાં ગુજરાતા હતા. અનેક લડાઇઓ ચાલતી હોવા છતાં મુસલમાની ધર્મની આજ્ઞા એવી સખતાઇથી સાચવવામાં આવતી હતી કે તે આજ્ઞાઓ તથા રિવાજોથી જરાપણુ દૂર જવાની કોઇની હિંમત ચાલતી હતી નહિ. કારણુકે પાદશાહ ખૂદ દીનમાં દઢ આસ્થા રાખનાર તથા ધાર્મિક આજ્ઞાઓ પાળનાર હતો અને તેની પ્રજા પણુ તેવીજ " જેવો પાદશાહ તેવી તેની રૈયત " એ નિયમ અનુસાર હતી. એમ કહેવાય છે કે એક જડીઆએ ઘણી મહેનત લઇ રૂબાબ ( ગીતાર જેવું ) પર જડાવ કામ કર્યું હતું. તે લઈ જડીઓ સુલતાન પાસે જતો હતો. દરમ્યાન રસ્તામાં અમદાવાદ શહેરનો નજમુદ્દીન તેને મલ્યો. રૂબાબ પર કાઝીની નજર પડતાં તેણે પૂછ્યું કે આ શું ચીજ છે અને તે કોની છે ? જડીઆએ કહ્યું કે સુલતાનની રૂબાબ છે. " કાઝીએ કહ્યું "લાવ." કાઝીના લોકોએ દોડી જઇ તે રૂબાબ આણ્યું. કાઝીએ હાથમાં લઈ તેના ટુકડેટુકડા કરી નાંખ્યા, અને

જવાહીર ઉખેડી નાંખી ધુળમાં ફેંકી દીધા. જડીઆએ ધુળ ભેગી કરી પાદશાહ પાસે જઇ ફરીયાદ કરી, ને કહ્યું કે "કેટલા મહિના થયા આપના ફરમાન મુજબ ઘણી મહેનત ઉઠાવી રૂબાબ પર જડાવ કામ કરવામાં વખત ગુમાવ્યો. આજ આપની પાસ તે રૂબાબ લાવતો હતો એટલામાં કાજી નજમૂદ્દીને મારા હાથમાંથી ઝુટાવી લઇ તેની આ હાલત બનાવી છે." સુલતાન એક પણ શબ્દ બોલ્યો નહિ. ત્યાંથી ઉઠી સુલતાન પોતાના ખાનગી દીવાનખાનામાં ગયો. ઉર્દુ કહેવત "નીચી બેરી સબ કોઇ જૂડે" (નીચી ઓરડીને સૌ કોઇ જૂડે) પોતે ત્યાં બોલ્યો, અને કહ્યું કે "પોતે (કાઝી) રસૂલાબાદ કેમ જતો નથી અને મીયાં મનજલા (જે નામથી હઝરત શાહઆલમ મશહુર હતા) જે ધર્મની આજ્ઞા વિરૂદ્ધ રેશમી કપડાં પહેરે છે અને ગાયન સાંભળે છે તેને કેમ કાંઇ કહેતો નથી?" આ શબ્દ કાઝીને કાને પહોંચ્યા. કાઝીએ ધર્મપુસ્તકોમાંથી રેશમી કપડાં તથા ગાયનની વિરૂદ્ધના કેટલાક ફકરાઓ એક કાગળ પર ટાંકી પોતાની પાઘડીમાં તે કાગળ મુકયો, એવા વિચારથી કે આ કવિતાવાળો કાગળ હઝરત શાહ-આલમની બીજીવાર મુલાકાત થશે ત્યારે તેમને આપીશ, અને પોતે ભણેલા છે એટલે આનો શું જવાબ આપે છે તે જોઇશ. જુમ્માને દિવસે પોતે રસૂલાબાદ તરફ નીકળ્યો કારણકે શુક્રવાર સિવાય બીજે કોઇ પણ દિવસ તેમની મુલાકાત થતી હતી નહિ. ૭ દિવસ તે સાધુ પુરૂષ દુનીઆથી દૂર અને પરમેશ્વરની સાથે વાતચીત (યાને સબંધ)માં રહેતા હતા અને જુમ્માને દિવસે પેગંબરની આજ્ઞાનુસાર "પરમેશ્વરના પ્રાણી ઉપર દયા બતાવ" પોતે બહાર આવતા અને લોકોની મુલાકાત લેતા. તે વખતે તેઓને ધર્મની આજ્ઞાની શિખામણ આપતા અને પોતાના મુરીદોને તથા ધર્મશોધકોને ખરો માર્ગ દર્શાવતા. વળી તેજ અરસામાં તંગીમાં આવી પડેલા મનુષ્યો પોતાની હાજતો રોશન કરતા અને પોતે તેઓની દુનીઆ-દારી અને ધાર્મિક હાજતો પુરી પાડતા. આ કામ અસર નિમાઝના વખત લગી ચાલતું. અસરની નિમાઝ પછી પોતે ખાનગીમાં જતા અને બીજા શુક્રવાર લગી ત્યાં રહેજ રહેતા અને તે દરમ્યાન તે વખતનો પાદશાહ પણ

જો તેમની મુલાકાતે આવતો તો તેને પણ વીલે મોઢે પાછા જવું પડતું. જ્યારે કાઝી પધાર્યા ત્યારે તે સાધુ પુરૂષે તેમને પોતાની પાસે બોલાવ્યા. જ્યારે કાઝીની નજર તે સાધુ પુરૂષ પર પડી ત્યારે કાઝી ઘણોજ તાજુબ થયો અને કાઝીની ધર્મની ઝનુન તથા સખતાઇની જ્વાળા હોલવાઈ ગઇ. કાઝી ઘણીજ સભ્યતાથી નમન કરી તે સાધુ પુરૂષની સપાટ મુકવાની જગ્યા આગળ બેઠા (કેટલીક આવૃતિઓમાં પોતાના દરજ્જાના આદમીની હારમાં બેઠા એમ પણ લખેલું છે). એક સુથાર ત્યાં આગળ કામ કરતો હતો અને તેમણે અકસ્માતથી તે દિવસે કાળો જભ્ભો તથા ઉનની ગરમ કાળી ટોપી પહેરેલી હતી. હઝરતે પૂછ્યું કે કાઝી આપની પાઘડીમાં શું કાગળ છે? કાઝીએ કહ્યું કે કેટલીક કવિતાઓ લખેલી છે. હઝરતે પૂછ્યું શું બાબત પર છે? કાઝીએ કાગળ બહાર કાઢી તેમના મુબારક હાથમાં મુકયો. જ્યારે તેમણે ખોલ્યો ત્યારે તેને તદન સફેદ માલમ પડયો. તેમણે કહ્યું કે આ સાદો કાગળ છે. કાઝી ઘણોજ અચંબો પામ્યો. તેણે ફરી પોતાનો હાથ પોતાની પાઘડીમાં મુકયો અને કાગળ તપાસ્યો પણ મલ્યો નહિ. તે ઘણોજ વિસ્મય તથા હેરત પામ્યો. તે મકાનના કમ્પાઉંડમાં એક લાકડી પડી હતી તેના પર તે સાધુ પુરૂષની કીમીયાથી ભરેલી દૃષ્ટિ પડી એટલે તેનું અસલ રૂપ બદલાઇ ગયું અને તે સોનાની માલમ પડી. હઝરતે કહ્યું અરે કાઝી તને મોટું કુટુંબ છે. આ લાકડી લઇ જા અને તે તારા બચ્ચાં બાલાના કામમાં આવશે. કાઝીએ કહ્યું કે મને સોનાની જરૂર નથી. મને પરમેશ્વર સાથ વસલ (Union) ની જરૂર છે, અને નીચેની કવિતા પોતે બોલ્યો.

બેત—જે લોકો ધુળ પર પણ પોતાનો કીમીયો ચલાવી શકે છે, તેઓએ અમારા ગરીબ પર પણ થોડી નજર કરવી જોઇએ. હઝરતે કહ્યું કે "કાઝી અમારા ઘરમાં ગાયન, વાજીંત્ર તથા રેશમી કપડાઓ છે. જેઓ તેને અખત્યાર કરે છે તેઓજ અમારી પાસે બેસવા લાયક છે."

કાઝીએ કહ્યું કે હું તે કબુલ કરૂંછું અને મારા ગઈ ગુજરી રીતભાતને માટે પસ્તાવો કરૂંછું ને શરમીંદા થાઉંછું. હઝરત શાહઆલમ (તેની મકબરા

પવિત્ર રહો ) પોતે ઉઠયા. તે સુથારના આગળ પડેલી દોરી પોતે ઉંચકી લીધી ને તેને પોતાની કમર પર લપેટી, અને એક લાકડી ખંજરને બદલે અંદર ખોસી પોતે મસજીદ તરફ ગયો. જ્યારે પોતાના મકાન બહાર પગ મૂકયો ત્યારે હાજર રહેલા લોકોની નજરમાં આ દોરડી રત્નજડીત કમરપટા જેવી માલમ પડી અને લાકડી જડાવની મુઠવાલી ખંજર જેવી તથા તેનો ઉનનો જભ્ભો કીનખાબની કારીગરી કરેલો માલમ પડયાં. અલ્લી હઝરતશાહે કાઝીને કહ્યું કે તમો સાક્ષી છો કે મારો લેબાસ (મનજહનનો લેબાસ–પોતાનું નામ મીયા મનજલા હતું તેનું ટુંકું નામ મનજહન ) તેજ છે કે જે તમે જોયો હતો. પરવરદિગારની એવી મરજી છે કે લોકોની નજરમાં તે રેશમી તથા ઝરીના માલમ પડે તો તેમાં ગરીબ હું મનજહન શું કરૂં ? ત્યારપછી તેવણુ પોતે નિમાઝમાં રોકાયા. નિમાઝ થઇ રહ્યા પછી કાઝીએ (તાબેદારીનો) પોતાનો હાથ તે સાધુ પુરૂષના હાથમાં મૂકયો (તેના મંડળમાં દાખલ થયો ) ને ધીમે ધીમે તેનો ઘણોજ નીકટનો તેમજ ચુસ્ત *ચેલો બન્યો અને તે સાધુ પુરૂષના વકીલ થવાનું માન મેળવવા ભાગ્યવંત થયો.

હિ. સન ૮૯૧ ( ઇ. સ. ૧૪૮૬ ) માં સુલતાને અમદાવાદ શહેરનો બંદોબસ્ત કરવાનું કામ મુહાફીઝખાનને સોંપી પોતે મુસ્તફાબાદ ગયો, અને ત્યાંના બંદોબસ્તના કામમાં થોડો વખત રોકાયા પછી પાછો મહમદાબાદ આવ્યો.

ફરી હિ. સન ૮૯૨ (ઇ. સ. ૧૪૮૬–૮૭)માં પોતે મુસ્તફાબાદ તરફ ગયો. જ્યારે તે ધંધુકે કે જે ગુજરાત તથા સોરઠની સરહદ પર આવેલું છે, ત્યાં આવ્યો ત્યારે સોરઠ પ્રદેશ જુનાગઢના કિલ્લા સહિત શાહજાદા ખલીલખાનને સોંપ્યો ને પોતે ફરી અમદાવાદ આવ્યો. આજ વરસમાં કેટલાક વેપારીઓએ સુલતાનને અરજ ગુજારી કે "જ્યારે અમે ખુરાસાન અને ઇરાક

* તે સાધુ પુરૂષની બાબતમાં એજ મતલબની એક બીજી વાત ચોપડીમાં આપવામાં આવેલી છે પણ ઇતિહાસની સાથે તે કાંઈ સંબંધ ધરાવતી ન હોવાને લીધે કરીને અત્રે છોડી દેવામાં આવેલી છે.

દેશમાંથી ચારસો ઇરાની તથા તુરકી ઘોડા તથા હિંદુસ્તાનમાં બનેલા કપડાં સુલતાનના રાજ્યમાં વેચવા માટે લાવતા હતા તે અરસામાં જ્યારે અમે આબુના પહાડની તળેટીમાં આવી પહોંચ્યા ત્યારે સિરોહીના રાજાએ અમારી બધી માલમતા જપ્ત કરી. તે એટલે લગી કે પહેરેલાં જુનાં કપડાં પણ છોડયાં નહિ. જૂલમની ફરીયાદ અમારે ધર્મના રક્ષણ કરનાર સુલતાન સિવાય બીજા કોના મોં આગળ કરવી ? પરમેશ્વરને ખાતર અમને ઇનસાફ આપો." સુલતાને તેઓને ઘોડાની તથા બીજા ગયલા માલની કીમત કાગળ પર લખી આપવાને ફરમાવ્યું અને તે કાગળ જોઇને હુકમ કર્યો કે "આ રકમ તેઓને સરકારી ત્રિજોરીમાંથી આપો. કેમકે આપણે સિરોહીના રાજા પાસથી આ રકમ લેવાને શકિતમાન છઈએ." તે રકમ લાવી સુલતાનના મોં આગળ તે વેપારીઓને સુલતાનના માણસોએ ગણી આપી. સુલતાને સિરોહી તરફ લશકર લઇ કૂચ કરી, અને એક ધમકીનો પત્ર સિરોહીના રાજા પર મોકલ્યો. તે એ મતલબનો હતો કે "આ કાગળ પહોંચતાની વાર સોદાગરો પાસેથી લીધેલા ઘોડા તથા બીજો માલ એકદમ અમારા દરબારીઓ હસ્તક કરવો અથવા તો પાદશાહી લશ્કર આવ્યું એમજ સમજો." જ્યારે સિરોહીનો રાજા સુલતાનના આલીશાન ફરમાનથી વાકેફ થયો ત્યારે ઘોડા તથા સોદાગરોની માલમતા સુલતાનને લાયક ભેટ સાથે મોકલી આપ્યા અને પોતે ઘણીજ નમ્રતાથી માફી માગી. સુલતાન પાછો ફરી મહેમદાવાદ આવ્યો, અને ત્યાર પછી ચાર વરસ લગી મહેમદાવાદમાં એશઆરામ તથા અમનચેનમાં પસાર કર્યા. ગરમીની ઋતુમાં જ્યારે ખરબુઝા પાકતા ત્યારે મહેમદાબાદથી અમદાવાદ આવતો અને તે શહેરમાં બે ત્રણ મહિના રહી પાછો મહેમદાવાદ સીધાવતો. હિ૦ સન ૮૯૬ (ઇ. સ. ૧૪૯૦) માં સુલતાને સાંભળ્યું કે સુલતાન મહમદ બહુમની કે જે દખણનો રાજા હતો તેણે પોતાના બીન નમુનેદાર વઝીર ખાજા મહમૂદ કે જેનો ખિતાબ ખાજે જહાન હતો તેને મારી નાખ્યો છે અને તેને લીધે કરીને બહાદુર ગિલાની કે જેને ખાજાએ પાળીપોષી મોટો કર્યો હતો તેણે ડાભોલ આગળ બળવો ઉઠાવ્યો છે.

તેજ અરસામાં સુલતાન લશ્કરી (બહમની) મરણ પામ્યો અને તેનો છોકરો સુલતાન મહમૂદ બહમની જે ઘણીજ નાની ઉમરનો હતો તે ગાદીએ બેઠો. દખણના ઘણા ઉમરાવોએ પણ તે વખતે બળવો ઉઠાવ્યો હતો અને દખણના રાજકારોબારમાં ધાંધલ થઇ રહ્યું હતું. આ અરસાનો લાભ લઇ બહાદુર ગિલાનીએ દખણના કેટલાક શહેરો પોતાને કબજે કર્યાં હતાં અને કેટલાક જહાજ ભેગા કરી ગુજરાતના કિનારા પર તેણે ચાંચીઆનો ધંધો શરૂ કર્યો હતો. તેની બીકને લીધે કોઇપણ વહાણ ગુજરાતના કોઇપણ બંદરમાંથી આવજા કરી શકતું હતું નહિ. ગુજરાતના કિનારા પર ચાંચીયાનો ધંધો કરવાનું કારણ એ હતું કે મલિક-ઉલ-તજાર દખણી ખાનજહાનની કતલ પછી દખણમાંથી નાસી આવી ખંભાતના બંદરમાં ભરાઇ બેઠો હતો. બહાદુર ગિલાનીએ ડાભોલથી કોઇ માણસ મારફતે તેની છોકરીના લગ્નને માટે માગણી કરી. આ અરસામાં મલિકઉલતજાર મરણ પામ્યો અને તેના એક વકીલ કે જેનું નામ મહમદહયાત હતું તેણે બહાદુરની માગણી સ્વિકારી નહિ, અને ધિક્કારથી કહેવડાવ્યું કે "પૈસાથી વેચાતા લીધેલા ગુલામની શી તાકાત છે કે મલિક-ઉલતુજારની છોકરીની માગણી શાદી માટે કરે છે ?" જ્યારે બહાદુરનો વકીલ પાછો ગયો અને તેને પેગામ પહોંચાડ્યો ત્યારે બહાદુરે કેટલાક મારા મોકલી મહમદહયાતનું કાસળ કઢાવ્યું (મારી નંખાવ્યો). આખરે ખંભાતના લોકોની મદદથી છોકરીને બહાદુર પાસે મોકલવામાં ન આવી અને તે કમનસીબ માણસે ગુજરાતના બંદરો પર દરોડા શરૂ કર્યા. એમ કહેવામાં આવે છે કે કેટલાક વરસ લગી ગુજરાતના બંદરોમાંથી કોઈપણ વહાણ જતું આવતું હતું નહિ ને ગુજરાતનો દરીઆઇ વેપાર એટલો તો સંકોચ પામ્યો કે ગુજરાતના લોકોને *સોપારીને બદલે પાનમાં ધાણા ખાવાની જરૂર પડી.

ટુંકમાં જ્યારે સુલતાને આ બાબત સાંભળી ત્યારે તે ઘણોજ ગુસ્સે થયો અને મલિક સારંગ કિવામ-ઉલ-મુલ્કને ખુશ્કીને રસ્તે મોટા લશ્કર તથા (પહાડ જેવા મજબુત) હાથી સાથે ડાભોલની સરહદ પર

* કાઠિઆવાડ તરફ સેકેલા ધાણા પાન સાથે હાલ પણ ખાય છે.

મોકલ્યો અને દરીઆઇ માર્ગે ૩૦૦ વહાણો લડાયક આદમીઓ તથા તોપો તથા તુફંગથી સજ કરીને ડાભોલ સામે મોકલ્યા. જ્યારે ખુશ્કી લશ્કર અગાસી અને બસઇ કે જે ગુજરાત તથા દખણની સરહદ પર આવેલા છે ત્યાં આવી પહોંચ્યું ત્યારે સુલતાન મહમૂદ બહમનીના વડીલોએ ધાર્યું કે “ ગુજરાતનો સુલતાન મહમૂદ આપણા પાદશાહોના મુરબ્બી છે અને આપણને તેણે ઘણી વખત મદદ કરી છે. વળી મંદુના પાદશાહ સુલતાન મહમૂદ ખીલજીના પંજામાંથી આપણને ઘણી વખત તેણે બચાવ્યા છે. તે મહેરબાની બદલમાં સુલતાનનું લશ્કર બહાદુર સામે આવે તે પહેલાં આપણે આગળ પડી બહાદુરને સ્વાધામ પહોંચાડીએ. વળી વિદેશી લશ્કર આપણના મુલકમાં ઘુસશે અને તેથી બખેડો થશે ને તેનું છેવટ પણ કેવું આવશે? તેથી કરી સૌથી સરસ રસ્તો એ લાગે છે કે આપણે બહાદુરનું કાસળ કાઢવું. તેઓએ સુલતાન મહમૂદ બેગડાને એક કાગળ લખ્યો જેની મતલબ એવી હતી કે દખણનું લશ્કર પણ આપના નીમકહલાલ દોસ્તોનુંજ છે અને આપ હુકમ ફરમાવો કે આપનું (સુલતાનનું) લશ્કર ત્યાંજ રહે અને બહાદુરની ખબર લેવાનું કામ અમને મળે. જો તેમાં અમારાથી તકસીર થાય તો સુલતાન પછી પોતાની મરજીમાં આવે તેમ કરે. ત્યાર પછી દખણનું આખું લશ્કર બહાદુરની પાછળ પડયું અને બહાદુરે લડાઇ જમાવી પણ તેનું લશ્કર હારી ગયું અને (બહાદુર) જીવતો કેદ પકડાયો. તેનું માથું કાપી સુલતાન મહમૂદ બહમની પાસે રજુ કર્યું. તેણે તે બાબત (મહમૂદ ગુજરાતી) સુલતાનને લખી અને સુલતાને પોતાનું લશ્કર પાછું બોલાવી લીધું.

ત્યારપછી હિ. સન ૮૯૯ માં (ઇ. સ. ૧૪૯૪) સુલતાન પોતાનું લશ્કર લઇ મોડાસા કસ્બા તરફ ગયો. તેનું કારણ એ હતું કે સુલતાનના મૌલાઝાદા અલફખાન* કે જેના પાસ મોડાસાનો કસ્બો જાગીરમાં હતો તેણે

× મૌલાઝાદા=ગુલામ તરીકે જન્મેલો પણ મોટા ઉમરાવની પાયરીએ પહોંચેલા ઉમરાવમાંનો એક. મૌલાઝાદા જન્મેલો ગુલામ અને અલાઉદ્દીનબીન સોહરાબ કે જેણે સુલતાન કુતુબુદ્દીનના વખતમાં નીમકહલાલીને માટે નામ કાઢયું હતું તેનો છોકરો થતો હતો.

ત્યાં બળવો ઉઠાવ્યો હતો. જ્યારે તેણે સુલતાનનું લશ્કર સહીત આવવાનું સાંભલ્યું ત્યારે તે નાસી જઇ મયમુન શહેર કે જેને કારન્થ પણ કહે છે અને જે લુણાવાડાના પહાડમાં આવેલું છે તેની અંદર ભરાઇ બેઠો અને ત્યાં થોડો વખત રહ્યો. પછી સુલતાન ગ્યાસુદીન ખીલજી પાસે ગયો. તેણે પણ એને આશ્રય આપ્યો નહિ કારણ કે એના બાપ અલ્લાઉદ્દીન સોહરાબે માળવાના મહમૂદ ખીલજી કે જે તેનો વડવો થતો હતો તેની સાથે દ્રોહ કર્યો હતો. ત્યાંથી તે સુલતાનપુર ગયો. આખરે સુલતાને તેને તેના ગુનાહ માટે માફી બક્ષી અને હિ. સ. ૯૦૧ (ઇ. સ. ૧૪૯૬) માં તે ફરી સુલતાનની નોકરીમાં જોડાયો.

હિ. સન ૯૦૪ (ઇ. સ. ૧૪૯૯) માં સુલતાને પોતાનું લશ્કર લઇ આસીર તરફ કૂચ કરી કારણ કે આદીલખાન ફારૂખી કે જે આસીર તથા બુરહાનપૂરનો હાકેમ થતો હતો તે મુકરર કરેલી ખંડણી આપવામાં ઢીલ કરતો હતો. જ્યારે સુલતાન તાપી નદીના કિનારા પર આવ્યો ત્યારે આદીલખાને ખંડણી મોકલી આપી અને માફી માગી. તે ઉપરથી સુલતાન પાછો ફર્યો, અને પોતાના રસાલાને નંદરબારને રસ્તે મોકલી આપી પોતે થાલનીર તથા ધરમાલના કિલ્લા કે જે ઇમાદ-ઉલ-મુલ્કે જીતી લીધા હતા ત્યાં ગયો. ત્યાંથી પોતે નંદરબાર આવી પોતાના રસાલા સાથે મળી ગયો અને ત્યાંથી મહમદાબાદ ગયો.

હિ. સન ૯૦૬ (ઈ. સ. ૧૫૦૧) માં સુલતાનના સાંભળવામાં આવ્યું કે સુલતાન નાસીર-ઉદ-દીન જે સુલતાન ગ્યાસુદીનનો છોકરો થતો હતો તે પોતાના બાપને મારી તખ્ત નશીન થયો હતો. સુલતાને પોતાનું લશ્કર લઇ મંદુ (મંદેશ્વર) તરફ કૂચ કરવા વિચાર કર્યો. આખરે સુલતાન નાસીર-ઉદ્દીને ઘણીજ તાબેદારી બતાવી અને તેથી સુલતાને પોતાનો વિચાર માંડી વાળ્યો અને પછી સાત વરસ સુધી કોઇ પણ લડાઈમાં ઉતર્યો નહિ.

હિ. સન ૯૧૩ માં (ઇ. સ. ૧૫૦૭-૮) માં સુલતાને ચેવલ તરફ પોતાનું લશ્કર દોર્યું અને ફીરંગીઓના ધાંધલને લીધે કરીને વસઇ તથા

માહીમ તરફ લશ્કર લઇ કૂચ કરી. જ્યારે તે દાહનુ પહોંચ્યો ત્યારે તેને ખબર મળી કે મલિક અયાઝ જે સુલતાનનો ગુલામ હતો અને દીવનો હાકેમ હતો તેણે પોતાની નોકરીમાં કેટલાક તુર્કો તથા ૧૦ તુર્કી જહાઝ રાખ્યા હતા. તેણે આ માણુસો તથા જહાઝ લઇ ચેવલના બંદર તરફ સફર કરી અને પોતે ફિસાદખોર ફીરંગીઓ સાથે લડયો. કેટલાક ફીરંગીઓ માર્યા ગયા અને તેમનું એક મોટું વહાણુ કે જે ઘણા માલથી લાધેલું હતું તેને તોપ તથા તુફંગના મારાથી ડુબાવી દીધું. મલિક અયાઝના લશ્કરમાંથી ચારસો આદમીઓ તુર્કો વગેરે માર્યા ગયા અને મલિક દીવમાં ફતેહનો વાવટો ફફડાવતો પાછો ફર્યો. આથી સુલતાન ઘણોજ ખૂશી થયો અને મલિક ઉપર ઘણીજ મહેરબાની બતાવી માનનો પોષાક તેને મોકલ્યો. સુલતાન પોતે ફરી વસઇ આવ્યો અને ત્યાં છ દિવસ મુકામ કરી ત્યાંથી પોતાની રાજધાની તરફ ગયો કે જ્યાં તે મોહરમ મહિનાની ૧૧ મી તારીખ હિ. સન ૯૧૪ (ઇ. સ. ૧૫૦૮) ને રોજ પહોંચ્યો.

ત્યાર પછી આલમખાન બીન અહસનખાન જે સુલતાનની છોકરીનો છોકરો થતો હતો, અને જેનો બાપ આસીર તથા બુરહાનપૂરનો હાકેમ થઇ ગયો હતો તેણે પોતાની માને સુલતાનને અરજ કરવાનું કહ્યું કે "મુબારકના છોકરા આદીલખાનને મરી ગયાને આજ સાત વરસ થઇ ગયાં છે ને તે પોતાની પાછળ કોઇ પણ છોકરો મૂકી ગયો નથી અને અમીરોએ તેની પાછળ મસનદ પર મલિક રાજાના કુટુંબના એક ખાનઝાદાને આદીલખાનનું નામ આપી બેસાડયો છે અને પોતે દેશના રાજા થઇ પડી મહેસૂલ ઉચાપત કરેછે. જો સુલતાન સેવકને ખાકમાંથી ઉચકી તેના બાપદાદાની ગાદી પર બેસાડશે તો તે સુલતાનને ઘણું ઝેબ આપનાર તથા માયાળુ કૃત્ય થશે અને સેવકોનું રક્ષણુ કરવાની જે તે બાદશાહી કુટુંબની ખાસીઅત છે તેને અનુસરતુંજ થશે." જ્યારે અહસનખાનના છોકરા આલમખાનની માએ ઉપર પ્રમાણેની અરજ સુલતાનને કરી ત્યારે સુલતાને તે કબૂલ કરી. ઉપર કહેલા વર્ષના રજબ (મુસલમાની વરસનો સાતમો મહિનો) મહિનામાં તેણે આલમખાનને આસીર મોકલી તે પ્રાંત તેને હવાલે કર્યો, અને તે પોતે

નંદરબાર તરફ રવાના થયો. તેણે રમઝાન મહિનો (નવમો મહિનો) મહી નદીના કિનારા પર આવેલા છાબલી ગામમાં પસાર કર્યો અને શાહઝાદા ખલીલખાનને વડોદરાની હદમાંથી બોલાવી પોતાની સાથે રાખ્યો. જ્યારે સુલતાન નંદરબારની સરહદમાં આવ્યો ત્યારે મલિક હિસામુદ્દીન મુગલ કે જેના કબજામાં અડધું બુરહાનપૂર હતું અને જેણે અગાઉ આલમખાન પર છૂપા કાગળ લખ્યા હતા (જેની મતલબ એ હતી કે જો તે સુલતાનને બોલાવવા તૈયાર હોય અને તે બનતા પ્રયાસે તેને તેના બાપદાદાની ગાદીએ બેસાડે, તો હું પણ મારી બનતી મદદ એ કાર્ય પુરૂં કરવામાં આપીશ) તેણે જોયું કે સુલતાન મહમૂદ જાતે તે દિશા તરફ છે. તે ઉપરથી તે પોતાના કરાર પરથી પાછો હઠયો અને તેણે અહમદનગરના હાકિમ નિઝામ-ઉલ-મુલ્ક બહેરી સાથે સંધી કરી પોતાની કૂમકે તેને બોલાવ્યો અને *આલમખાન ખાનઝાદાને બુરહાનપૂરની મસનદ પર બેસાડયો. મલિક લાદન ખીલજી કે જેના કબજામાં બાકીનું અડધું બુરહાનપૂર હતું તેણે પોતાને હિસામુદ્દીન સાથે જે દુશ્મનાઇ હતી તેને લીધે કરીને આમાંથી પોતાને વેગળો રાખ્યો અને પોતે આસીરની ટેકરી તરફ ગયો. ટુંકમાં જ્યારે સુલતાન થાલનેરના કિલ્લા નજીક આવ્યો ત્યારે નિઝામ ઉલ મુલ્કે પોતાના લશ્કરમાંથી ચાર હજાર ઘોડેસ્વાર ચુંટી કાઢી હિસામુદ્દીનની કૂમકે મોકલ્યા અને પોતાની રાજધાની તરફ સિધાવ્યો. થાલનેરમાં સુલતાનની પ્રકૃતિ સેઝ બગડી આવવાથી પોતે થોડો વખત ત્યાં મુકામ કર્યો અને અસફખાનને (અલફખાન) કે જે તે વખતમાં વફાદારી તથા હોશિઆરીને માટે એકો હતો તેને અઝીઝુલમુલ્ક કે જે નંદરબારનો હાકિમ હતો તેની સાથે હિસામુદ્દીન સામા મોકલ્યો અને ફરમાવ્યું કે હિસામુદ્દીનને તે દેશમાંથી હાંકી કાઢવો અને લાદન ખીલજીને પોતાની તરફેણમાં લઇ તેને હિસામુદ્દીનની જગ્યાએ નીમવો. જ્યારે સૈયદ અસફખાન રાનોબર કે જે બુરહાનપુરની તાબેદારી નીચેનું એક ગામ છે ત્યાં પહોંચ્યો ત્યારે નિઝામઉલમુલ્ક બહેરીનું લશ્કર ખાનઝાદા આલમખાનને લઇને દખણ તરફ નાસી ગયું અને હિસામુદ્દીન લડાઇ ન લડતાં બીજે રસ્તેથી થાલનેર

* બીજા હરીનફનું ામ હતું.

આવ્યો અને સુલતાનના કદમ બોસી ( ચુંબન )નું માન મેળવવા ભાગ્યશાળી થયો. મલિક લાદન ખીલજી પોતે પણ ત્યાં આવ્યો ને સુલતાનને સલામ ભરી માન આપ્યું.

ઈદ ઉલઝોહા ( મુસલમાની બારમા માસમાં જે દિવસ બળિદાન આપવામાં આવે છે તેને ઇદ ઉલઝોહ કહે છે ) ના ખતમ થયા પછી અહસનખાનના બેટા આલમખાનને આદીલખાનનો ખિતાબ આપી ઉમરાવ બનાવવામાં આવ્યો અને તેને ચાર હાથી અને ત્રણ લાખ તનખાની નવાઝેશ કરવામાં આવી. વળી આસીર અને બુરહાનપૂરનો હાકેમ પણ તેને બનાવવામાં આવ્યો. મલિક લાદન ખીલજીને પણ સુલતાને ખાનજહાનનો ખિતાબ આપી ઉંચી પાયરીએ ચઢાવ્યો અને સુલતાનપુર અને નંદરબારની હકૂમત નીચેનું બનાસ અથવા બીયાસ ગામ જે ઉપર કહેલા મલિકની જન્મભૂમિ હતી તે તેને જાગીરમાં આપવામાં આવ્યું અને આલમખાનને મદદ કરવા તેને હુકમ કરવામાં આવ્યો. આલમખાને હિસામુદ્દીન તથા ખાનજહાન ( લાદન ખીલજી ) વચ્ચે સલાહ કરાવી અને તેઓને ભેળા કર્યા. ઈમાદુલમુલ્ક આસીરીના બેટા મલિક મહમદ માખા અથવા બાખાને ધાર્ઝીખાનનો ખિતાબ આપી તેનું માન વધાર્યું અને થાલનેરના થાણેદાર મલિક આલમશાહને ફતેહખાનના ખિતાબની, તેના ભાઇ મલિક યુસફને સૈયદખાનનો ખિતાબની ને મલિક લાદનના મોટા બેટાને મુજાહિદખાનના ખિતાબની નવાઝેશ કરી સુલતાને તેમના માન મરતબા વધાર્યા. આ બધા ઉમરાવોને નુસરતખાન તથા મુજાહિદઉલમુલ્કની સાથે આદિલખાનના હાથ નીચે મુકવામાં આવ્યા હતા અને તેણે (આદિલખાન) ઘણુંજ ખૂશ દીલથી તથા ભપકાથી આસીર તરફ કૂચ કરી. સુલનાન પોતાની રાજધાની તરફ આવ્યો અને મલિક હિસામુદ્દીન બે મનઝલ લગી સુલતાનની સાથે ગયો. રજા લેતી વખત ધનુરા અથવા ધાંતરા ગામ કે જે સુલતાનપૂર તથા નંદરબારની હકૂમત નીચે હતું તે તેને સુલતાને ઇનામમાં આપ્યું. ટુંકમાં જ્યારે સુલતાન મહેમદાવાદ આવ્યો ત્યારે તેણે ખલીલખાન શાહઝાદાને રજા આપી અને તેને વડોદરે પોતાની નોકરી પર રવાના થવાનું ફરમાવ્યું. ખલીલખાનના

બેટા સિકંદરખાન તથા લતીફખાનને તેની સાથે મોકલ્યા અને તેઓના નાના ભાઈ બહાદુરખાનને પોતાની પાસ રાખ્યો અને તેની તરફ પિતાનો પ્યાર અને દાદાનું વહાલ બતાવ્યું. સુલતાન વારંવાર કહેતો કે "આ મારો છોકરો એક મહાન પાદશાહ થશે."

એવું કહેવાય છે કે એક દિવસ તેણે (સુલતાને) બહાદુરખાનને પોતાના ઘુંટણ પર લીધો અને ઘણા વહાલથી કહ્યું "ઓ બેટા બહાદુરખાન, મેં પરવરદિગારને તને ગુજરાતનું રાજ્ય આપવાની પ્રાર્થના કરી છે ને તેણે મારી પ્રાર્થના કબુલ રાખી છે."

હિ. સન ૯૧૬ (ઇ. સ.૧૫૧૦)ના ઝીલહજ મહીનામાં સુલતાન પાટણ ગયો. (ઝીલહજ મુસલમાની બારમો મહીનો છે). સુલતાનની આ છેલ્લી સવારી હતી. પાટણના મોટા પુરૂષો તેમજ પંડિતો જેવા કે મૌલાના મોયુદ્દીન ગાઝરની, મૌલાના તાજૂદ્દીન સુયુતે વગેરેને સુલતાને ભેગા કર્યા અને તેઓને કહ્યું કે "હું તમારા બધાની રજા લેવા આવ્યો છું કારણકે હું જાણું છું કે મારા જીવનની દોરી પૂરી થઇ છે. મારે માટે પ્રાર્થના કરો." વળી પાટણના મોટા મોટા સંતપુરૂષોની કબરોની ઝીયારત કરી સુલતાન ચોથે દિવસે પાટણથી નીકળી અમદાવાદ તરફ રવાના થયો. જ્યારે તે સરખેજ પહોંચ્યો ત્યારે સાચાના ચંદ્ર તથા પરમેશ્વરને પિછાનનારના ગુરૂ સંતપુરૂષ હઝરત શેખ-અહમદ ખ઼ુની કબરની ઝીયારત કરી. હઝરત શેખની કબર નીચે જ્યાં તેણે પોતાના જીવતા પોતાની કબર ચણાવી હતી તે તરફ એક ગમગીન દ્રષ્ટિ ફેંકી કહ્યું કે "આ મહમૂદની હવે પછીની છાવણી થશે કે જ્યાં તે થોડા વખતમાં આવી ઉતરશે."

ત્યાર પછી તે અમદાવાદ આવ્યો જ્યાં તે માંદો પડયો અને ત્રણ મહિના લગી માંદો રહ્યો. તેણે વડોદરેથી શાહઝાદા ખલીલખાનને બોલાવ્યો અને પોતે મરવાની તૈયારીમાં હતો તેથી તેણે બાપને છાજતી સલાહ પોતાના બેટાને આપી. એવું બન્યું કે આ અરસામાં એક દિવસ તે સાજો થયો અને ખલીલખાનને પાછા જવાની રજા આપી. પણ શરીરની કેટલીક ભેગી ફરિયાદો જરની મંદ સ્થિતિ તથા વૃદ્ધાવસ્થાની નબળાઇને લીધે

ત્રણ મહિના માંદગીએ ફરી સ્વરૂપ પ્રકાશ્યું. તેણે ફરમાવ્યું કે ખલીલખાન શાહઝાદાને ફરીથી બોલાવો પણ તે આવી પહોંચે તે પહેલાં હિ. સ. ૯૧૭ (ઇ. સ. ૧૫૧૧)ના મુબારક રમઝાન મહિનામાં સોમવારને દિવસે બપોરની બીજી નિમાઝને વખતે આ ફાની દુનીઆ છોડી જઇ અનંત ધામમાં તે વિદાય થયો. તેના (મુબારક) તાબુતને સરખેજ લઇ જવામાં આવ્યું અને ઉપર વર્ણવેલી જગ્યામાં દફન કરવામાં આવ્યું—(પરમેશ્વરની દયા તેના ઉપર અવિચળ રહો.

તેના રાજની મુદત ૫૪ વરસને એક મહિનાની હતી અને જ્યારે તે સ્વધામ પહોંચ્યો ત્યારે તેની ઉમર ૬૭ વરસ અને ત્રણ મહિનાની હતી. સુલતાન હઝરત શેખઅઝીઝુલ્લાના છોકરા હઝરતશેખ જે પોતાની અનંત નિદ્રા અમદાવાદના એક પરા કે જેનું નામ શેખપુરા છે અને જે પરૂં તેમણે વસાવ્યું હતું તેમાં લે છે તેમનો ચેલો થતો હતો. હઝરત શેખમાં ગુપ્ત વિદ્યાનો ભંડાર હતો અને પોતે ઘણાજ નામાંકિત પુરૂષ હતા.

એવું કહેવાય છે કે પોતાની જુવાનીમાં તેને (સુલતાનને) ત્રણ મિત્રો હતા. તેમાંનો એક દરીઆખાન મુખ્ય હતો જેણે અમદાવાદ શહેરના કિલ્લાનો મોટો ગુંબજ બંધાવ્યો હતો. આ ગુંબજ એટલો તો ઉંચો છે કે આખા ગુજરાતમાં આના જેટલો ઉંચો અને વિશાળ ઇંટથી બંધાયલો બીજો કોઇપણ ગુંબજ નથી.

સુલતાનનો બીજો મિત્ર અલફખાન ભોકાઈ હતો કે જેણે એક મોટી મસજીદ ધોળકાની નજીક કિલ્લાની પશ્ચિમ દિશામાં બાંધી છે અને જમીન તથા દરીઆની મુસાફરી કરનાર મુસાફરો કહે છે કે બીજા કોઇપણ દેશમાં તેઓએ ઇંટથી બાંધેલી આના જેવી મસજીદ જોઇ નથી.

ત્રીજો મિત્ર મલિક મહમદ એખ્તયાર હતો. જ્યારે સુલતાન તખ્ત-નશીન થયો ત્યારે તેણે પોતાના દરેક ત્રણે મિત્રોને પંચહઝારી બનાવ્યા અને દરેકને ખાનના ખિતાબથી નવાઝેશ કર્યા. મલિક મહમદે તે ખિતાબ કબૂલ રાખ્યો નહિ અને કહ્યું કે મારૂં નામ મહમદ છે ને તે એટલું પવિત્ર છે કે તેને કોઇપણ ખિતાબ વધારે શોભા આપી શકે નહિ. બીજા બે

મિત્રોએ પાદશાહની નવાઝેશ કબૂલ રાખી. મહમદે પોતે પણ આ પાદશાહી ફરમાન સ્વીકારી પોતાના કબજામાં રાખ્યો હતો. (જે ફરમાનથી પોતાના પર ખિતાબ એનાયત થયો હતો તે ફરમાન કબૂલ રાખ્યો પણ ખિતાબ સ્વીકાર્યો નહિ. એક દિવસ મલિક અહમદાવાદ શહેરના મીઠાપુરપરામાં થઇને પાલખીમાં બેસી જતો હશે. રસ્તામાં એક આમલીનું છાયાવાળું વૃક્ષ હતું કે જેના શીતળ છાયડાને લીધે તે ઉમરાવને બપોરના બળતા સૂર્યના તડકામાંથી ત્યાં આરામ લેવાનો લોભ થયો. પોતે ત્યાં અટકયો અને નિંદ્રાવસ્થ થયો અને શીતળ છાયડામાં થોડો વખત નિદ્રા લીધી. જ્યારે તે જાગૃત થયો ત્યારે તેણે જોયું તો મસજીદના એક ખુણામાં એક મુલ્લા નાના છોકરાંઓને શીખવવામાં મશગુલ હતો. તેનું નામ મુલ્લા કબીર હતું અને પોતે તે અરસાના પ્રખ્યાત સંતપુરૂષ શેખહમીદુદ્દીન નાગોરીનો શિષ્ય થતો હતો. મુલ્લા પોતાનો વખત પ્રાર્થનામાં તથા એકાંતમાં પસાર કરતો હતો. મલિકે થોડો વખત નિદ્રા લીધી અને બપોરની નિમાઝના અરસામાં ઉઠયો અને હાથ પગ ધોઇ મુલ્લા સાથે નિમાઝમાં જોડાયો. નિમાઝ ખતમ થયાબાદ મુલ્લાએ મલિક તરફ પોતાની દૃષ્ટિ ફેંકી અને જાણે મલિકના હૃદયમાં જોતો હોય તેમ તેની સામે ટીકી ટીકીને જોયું અને તે એટલે લગી કે તે મલિક મુલ્લા તરફ આકર્ષાયો અને આકર્ષણમાં તેને એટલી તો લેહઝત પડી કે તે આસપાસનું બધું ભાન ભૂલી ગયો. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તે ઉભો થયો અને પોતાને ઘેર ગયો. જો કે પોતાના ઘરમાં એશઆરામ તથા મોજશોખનો દરેક અસબાબ હાજર હતો તો પણ તેને ચેન પડયું નહિ. સવારમાં ફરી તે આમલીના ઝાડ નજીક ગયો. જ્યારે તે મુલ્લા પાસે પહોંચ્યો ત્યારે તે ત્યાં ઘણીજ અદબ સહીત થોડા કલાક બેઠો. પછી મલિકે આ પ્રમાણે કર્યા જ કર્યું ત્યારે એક દિવસ મુલ્લાએ તેને ખાનગીમાં કહ્યું કે “ તમે દુનીઆદારીના આદમી છો તો પછી આપનું બીજું કામ છોડી અત્રે કેમ પધારવું થાય છે? જો પરમેશ્વરની ભક્તિજ કરવાનો વિચાર છે તો દરેક ચીજ છોડી દેવી જોઇએ અને તેમની ભક્તિમાંજ મશગુલ થવું જોઇએ. નહિંતર પોતે આ પ્રમાણે તસ્દી લેવી જોઇએ નહિ કેમકે તે પ્રયત્નમાં સફળ થવાશે નહિ.”

મલિકે કહ્યું કે "મને થોડો વખત આપો કે હું મારા મનથી વિચાર કરૂં અને જોઉં કે મારૂં મન શું કરવા અને શું છોડી દેવાને મને પ્રેરે છે?" મુલ્લાએ કહ્યું જાઓ ત્યારે એમ કરો. મલિક પોતાના ઘેર ગયો અને પોતાના દરેક નોકરને પોતાની પાસે બોલાવી તેઓનો પગાર ચૂકવી આપ્યો અને તે ઉપરાંત દરેકને થોડા ઉપર પૈસા આપ્યા કે જેથી કરીને કદાચ બીજી નોકરી હાથ લાગતાં વાર લાગે તો તેઓ તંગીમાં આવી પડે નહિ. ત્યાર પછી તેણે પોતાની ઓરત તથા ગુલામોને પોતાની પાસે ભેગી કરી જેને છૂટાપણું જોઇએ તેને છૂટાપણું તથા જેને ધણી જોઇએ તેને શાદી કરાવી આપવાનું કહ્યું. મલિક દરેકની જે જે ઇચ્છા હતી તે ઇચ્છાનુસાર વર્તયો. મલિકે આ બધું પરવરદિગારને ખાતર કર્યું પણ પોતે કોઇપણ જાતનો દાવો કર્યો નહિ. ટુંકમાં ત્યાર પછી તેણે પોતાની પાસે જે જે મૂલ્યવાન ઘોડા, હાથી, રોકડ, જરજેવર હતા તેની ટીપ કરવાનો હુકમ આપ્યો અને ટીપ લઇ સુલતાન પાસે ગયો અને તેની નજીક ટીપ મુકી કહ્યું કે સુલતાન તરફથી દુનીઆદારીની કોઇ પણ હોંશ અથવા ઉમેદ બાકી રહી નથી. બધી હોંશ અથવા ઉમેદ પરથી મેં હાથ ઉઠાવ્યા છે. તેથી સુલતાનની મરજીમાં આવે તેને તે ગમે તે ચીજ આપી દે કેમકે તે બધી મિલકત સુલતાનની જ હતી અને મને હવે (મલિકને) તેની કાંઇ જરૂર નથી. સુલતાને જાણ્યું કે મલિક દિલગીરીમાં આ પ્રમાણે બોલતો હશે અને ઘણીજ માયાળુ રીતે તથા લાગણી સહિત તેનું કારણ પૂછ્યું, અને કહ્યું કે "જે કોઇ નાલાયક શખ્સે તારૂં દિલ દૂખવ્યું છે તેને હું સજા કરીશ." મલિકે કહ્યું કે મારી આખી જીંદગી મેં સુલતાનની નોકરીમાં કાઢી છે. હવે મારે એવાની નોકરી કરવાનો વિચાર છે કે જેનો નોકર ખુદ સુલતાન પોતે પણ છે ( એટલે પરવરદિગારની પોતાની ). મલિકે આ પ્રમાણે કહ્યું અને ઉઠી પોતાને ઘેર ચાલતો થયો. સુલતાને દરીઆખાન તથા અલફખાન કે જે મલિકના જીવ જાન દોસ્ત થતા હતા તેઓને બોલાવ્યા, અને મલિક તરફથી જે કાંઇ સાંભલ્યું હતું તે તેઓને નિવેદન કર્યું અને દરેકને ટીપ બતાવી. તેઓએ મલિકની સાથની જીગરજાન દોસ્તીને લીધે કહ્યું કે મલિક કદાચ ગાંડો થઇ

ગયો છે, તેથી આ પ્રમાણે તે બોલે છે. પોતે તે ટીપની માગણી કરીને કહ્યું કે અમે જઇને મલિકને ઠેકાણે લાવીશું. સુલતાને કાગળો તેઓને આપ્યા. તેઓ મલિકને ઘેર આવ્યા. મલિક તેઓની મતલબ તરત પામી ગયો, અને થોડો વખત થોભવાને માટે તેઓને કહેવડાવ્યું ને વધારામાં કહેવડાવ્યું કે હું હમણાંજ બહાર આવું છું; તે અરસામાં તેણે હજામને બોલાવ્યો અને પોતાના હાથમાં તલવાર લઇ તેને ફરમાવ્યું કે "એકદમ મારૂં માથું છોલી નાંખ. જો દેર કરશે તો તને ઠાર કરીશ." હજામે તેનું માથું છોલી નાંખ્યું. ત્યાર પછી મલિકે પોતાની દાઢી ભવાં મૂછ અને છોલવાનું તે હજામને ફરમાવ્યું કારણ કે તેણે એવું ધાર્યું કે તે સઘળા હરામ તથા નગ્રહરણ કરવા લાયક ખોરાક અને વિકારથી પોષાયલા હતા. ત્યાર પછી પોતાની સ્ત્રીને બોલાવી અને કહ્યું કે ઘરમાં જે કાંઇ ચીજ છે તે તારે માટે છે અને તે તને તારી આખી જીંદગી પર્યંત ચાલશે. તને તારા માબાપ ને ઘેર જવાની રજા આપું છું અને જો બીજો ખાવીંદ કરવાની તારી ઇચ્છા હશે તો હું પરમેશ્વરને ખાતર મારા સઘળા પરણીયત હક છોડી દઉં છું. તે સાધ્વી પતિવ્રતા સ્ત્રીએ કહ્યું કે જો પરવરદિગાર પ્રાપ્ત કરવાનો રસ્તો આમ કરવાની ફરજ પાડે છે તો એમાં મારે કાંઇજ કહેવાનું નથી. નહિતર હું પોતે છાયા માફક તમારી પાછળ જ્યાં જશો ત્યાં આવીશ.

"શું એ લાઝમ છે કે આ દુનીઆની ફાની આબાદાનીમાં આપના પ્યાર તથા સુખ દુ:ખની ભાગીએણ થાઉં અને અનંત આબાદાનીમાં આપનાથી વિખૂટી પડું !" મલિકે કહ્યું કે જો તે તેની સાથેજ આવવા માગતી હોય તો તે તેને સાથે લેવા તૈયાર હતો." તે પાકદામનની ઓરતે પોતાની ઇચ્છા પરિપૂર્ણ થવાથી પોતાના ઝર ઝેવર ભેગા કર્યા અને પોતાની દાસીઓના મોં આગળ ફેંકી દીધા ને તેમાંની એકનો લેબાસ પહેરી પોતાના ધણીનો હાથ પકડી ધોળે દિવસે તેની સાથે ચાલી. દરીઆખાન તથા અલફખાન જે બહાર તેઓની રાહ જોતા હતા તેમનાં મોં આગળથી પસાર થઇ શેખના ઘર તરફ તેઓ રવાના થયા. તે દોસ્તો તે જોઇને ઘણા ગભરાટમાં પડયા ને અજાએબ થઇ ત્યાંથી ઉઠી સુલતાન પાસે જઈ જે બન્યું હતું તે

વિગતવાર સુલતાનને કહ્યું ને કહ્યું કે અફસોસ ! અમારા દોસ્તમાં ભૂત ભરાયું છે અને તેના મગજને કાંઇ ધક્કો લાગ્યો છે. ટુંકમાં આવી હાલતમાં મલિક હઝરત શેખની ખીદમતમાં આવી હાઝર થયો. શેખે કહ્યું " ભલે પધાર્યા, આપના પધાર્યાથી હું ઘણોજ ખૂશી થયો છું. તમારા દરેક કદમ પર મારા જાનને હઝાર વાર અર્પણ કરૂં છું."

શેખ ઉઠયા અને મલિકની ઓરતને કહ્યું કે " બેન અંદર તમારી બેનો પાસે જાઓ અને હઝરત શેખ મલિકની ઓરતનો હાથ પકડી પોતાના ઝનાનામાં પોતાનાં બૈરાં પાસે લઇ ગયા. ત્યાં પોતાની ઓરતને કહ્યું કે " આપ જાણો છો કે આ કોની ઓરત છે ? આ ઓરત આપણા વખતના હઝરત ઇબ્રાહીમ અદહમની ઓરત છે અને તેની સોબતને ધનીમત ગણો અને તેની ખીદમત કરવાની કોઇપણ તક ગુમાવશો નહિ. (" ઇબ્રાહીમ અદહમ એક પ્રખ્યાત સંત પુરૂષ હતા જે બલ્ખના એક ઘણાજ ધનવાન માણસ હતા ને જે પરમેશ્વરને ખાતર સંપત્તિ ત્યાગ કરી દરવેશ થયા હતા. તેનું મરણ હિ. સન ૧૬૦ ઇ. સ. ૭૭૬-૭૭ માં અબુલ મહાસીન્સ નુજૂમના લખ્યા પ્રમાણે થયું હતું, આ પ્રમાણે પોતાની ઓરતને કહી શેખ બહાર આવ્યા, ને મલિકને પોતાના પંથમાં દાખલ કરી શાગીર્દ બનાવ્યા. એમ કહેવામાં આવે છે કે મલિક દરરોજ શેખને માટે પાણીનું મટકું ત્રણ દરવાજાને રસ્તે થઇ સાબરમતી નદીમાંથી પોતાના માથા પર મૂકી લાવતો જો કે તે રસ્તો એક માઇલ કરતાં પણ વધારે દૂર હતો. લોકો આ બનાવ જોઇ મલિકને દીવાનો તથા ચસ્કેલા ભેજાનો ગણતા હતા પણ તેને લીધે મલિકને ખોટું લાગતું નહિ, ને તેઓ પોતાના તેજ પ્રકારના જીવનને વળગી રહ્યા. એક દિવસ સુલતાને મલિકને આ હાલતમાં જોયો અને તેણે દરીઆખાનને પૂછ્યું કે "તમે મલિક મહમદને જુઓ છો?" દરીઆખાને કહ્યું હાજી. સુલતાને કહ્યું "જો પોતાના ધર્મનેજ ખાતર આવી દશામાં તે પોતાને મુકતો હશે તો તેના મનની સ્થિતિ અત્યારે કાંઈ વિચિત્રજ હોવી જોઇએ." દરીઆખાને કહ્યું કે " આ માણસની હમણાંની રીતભાતથી મને એમ ભાસે છે કે ટુંક વખતમાં લોકો એના પગની ખાક ઉપર પોતાનું માથું

મૂકશે ( એટલે એટલું બધું લોકો એને માન આપશે ) અને પાછું પોતાનું માથું ઉંચકવાને હિંમતવાન થશે નહિ." ટુંકમાં જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ મલિક સાધુતાઇમાં ઘણોજ ઉંચે દરજ્જે પહોંચતો ગયો અને આખરે તેણે મુરાદ હાંસલ કરી. લોકો તેનાથી અજાએબ થઇ પોતાની મુરાદ તેના તરફથી હાંસલ કરવા લાગ્યા અને તે એટલે લગી કે હજારો લોકો તેના પગનું ચુંબન કરવા માટે તેના બારણા આગળ ભેગા થતા, તેની તરફથી પોતાની ઉમેદો હાંસલ કરવા ઇચ્છા રાખતા ( ને તે પ્રમાણે તેઓની ઇચ્છા સફળ થતી) અને તેના રસ્તા પરની ખાક પોતાની આબાદાની ખાતર ઢુંડતા. આખરે હઝરત શેખે પોતાના દિવસ નજીક આવતા જોયા અને દુનીઆદારીની ફરજોમાંથી ખાનગી તથા એકાંતમાં જવાની અને મલિક મહમદ અખ્તયારને છેક ઉંચી જગ્યાએ લઇ જવાની ઇચ્છા જણાવી, અને કહ્યું કે મને આથી પણ વધારે માન મેળવવું જોઈએ. પણ દિલગીરીની વાત એ છે કે તમે અડધેથી અટકી પડયા છો. આથી મલિક ઘણો દિલગીર થયો અને તેને બહુજ લાગી આવ્યું. તે દિવસથી તેણે એવી રીતભાત અખત્યાર કરવા માંડી કે જેથી લોકો જેમ આગળ એને ઢુંડતા હતા તેજ પ્રમાણે એનાથી અલગ રહેવા લાગ્યા. તે રીત એ હતી કે જો કોઇ અમીરઝાદો સારા ઘોડા પર આરૂઢ થઇને મલિકની તહેનાતમાં આવતો તો મલિક તેને પૂછતો કે "આ ઘોડો આપની માલકીનો છે? જો તે અમીરઝાદો કહેતો કે "હા" તો કહેતો કે મારે ખાતર તેને ફલાણા માણસને આપો. લાચાર થઇ તે ઘોડો તેને આપી દેવો પડતો હતો અને ફરીથી તે મલિકની મુલાકાતે આવવાનુંજ માંડી વાળતો. તેજ પ્રમાણે જો કોઇ શખ્સ તલવાર યાતો કીમતી ચીજ જેવા કે જબ્ભા વગેરે સાથે આવતો તો તે ચીજ ગરીબ તથા તંગીવાળા માણસને આપવાનું મલિક ફરમાવતો. ધીમે ધીમે લોકો ગુસ્સે થવા લાગ્યા અને તે એટલે લગી કે જો મલિક તે રસ્તે થઇને પસાર થતો હોય તો લોકો તેનાથી એવી બીકથી વેગળા રહેતા કે કદાચ આપણી પાસેથી કાંઇ ચીજ લઇ લેશે અને બીજાને આપશે. આ સબબને લીધે કરીને લોકોએ મલિક પાસ આવવાનું માંડી વાળ્યું. ટુંક સમયમાં મલિકની કીર્તિ

વધી અને તેની સાધુતાઇ પૂર આવેશમાં પીછાનમાં આવી. મલિકની હવે વૃદ્ધિ થવા માંડી તે એટલે લગી કે માફી બક્ષનાર શાહના શાહના દરબારમાંથી તેને મહમદ અખ્ત્યારનો ખિતાબ બક્ષવામાં આવ્યો. એમ કહેવામાં આવે છે કે હઝરત મહેબુબે બારી ( પરમેશ્વરના પ્યારા ) શાહઆલમ બોખારી ( જેની કબર પવિત્ર રહો ) ના એક માનીતા ચેલાએ મહમદ અખ્તયારની નોકરી પૂરવૃત્તિથી સ્વીકારી હતી. કોઇ શખ્સે હઝરત શાહને રોશન કર્યું કે આપના ફલાણા ચેલાએ મલિક મહમદ અખ્તયારની હાજરબાશી પસંદ કરી છે ને તેની નોકરીમાં જોડાયો છે. હઝરતશાહે કહ્યું કે ફીકર નહિ. અને પોતે નીચેની કવિતા બોલ્યો.

" જે બંને દુનીઆમાં ભાગ્યવંત થવા માગે છે તે મહમદ અખ્ત્યારની નોકરી કબૂલ કરે છે. " એક દિવસ હઝરતશાહ અકસમાત મલિકના ભેગા થયા. દરેક જણે એક બીજા પાસેથી કપડું માગ્યું. મલિકે કહ્યું " આપવાનું કામ તો સંત પુરૂષો (શાહો) નું છે." હઝરતશાહે કહ્યું "મલિક પણ તેમાંનો એક (શાહ) છે." આખરે હઝરત શાહે મલિકને પોતાનું પેરણ આપ્યું. અને તેમણે (મલિકે) પોતાનું માથું શેખના પગ આગળ મુકયું. " ( મુસલમાની રિવાજ મુજબ સાધુ પુરૂષે બીજા શખ્સને પોતાનું કપડું આપવું એટલે તેને ચેલા તરીકે કબૂલ રાખવો અને પોતાના ચેલામાં દાખલ કરવો એવો અર્થ થાય છે. શાહઆલમ પોતાનું કપડું આપી મલિકને પોતાના ચેલા તરીકે કબૂલ કરે છે.

સુલતાનના ધાર્મિક ઉમરાવમાંનો બીજો ઉમરાવ મલિક દાવર ઉલમુલ્ક જેનું આખું મુબારક નામ અબદૂલ લતીફ બીન મલિક મહમદ હતું તે હતો. તે કુરેશી ઓલાદનો હતો. ( હઝરત મહમદ પેગંબર જે ઓલાદમાંથી ઉતરી આવ્યા હતા તે ઓલાદ કુરેશી કહેવાય છે). જો કે મલિક દુનીઆની દોલતથી પૂર હતો તોપણ ધર્મ તરફ તેના મનનું વલણ મજબૂત હતું. જ્યારે સુલતાનની મહેરબાનીથી તે નામવર થયો અને તેના પર દાવર-ઉલ-મુલ્કનો ખિતાબ બક્ષવામાં આવ્યો ત્યારે તેના સિપાઇઓ તથા આશ્રિતો તેના ઘરની અંદર જવાની ગલી લગી ભેગા થતા હતા. તેણે પોતાના પાડોશીઓને કહ્યું કે હું મારા

પોતાના ઘર બહાર વેચી નાંખવા માંગું છું. જો તમારામાંથી કોઇને જોઇએ તો વેચાતા રાખો. તેઓ બધા ઘણા અજાએબ થયા, અને કહ્યું કે "આપ આપના મકાનોની મરામત કરી શકો એવા સંપત્તિવાળા છો અને ધારો તેટલા વધારે ખરીદી શકો એમ છો, તો મકાનો વેચી નાંખવાની શી જરૂર છે?" આખરે મલિકે તે મહોલ્લામાંથી નીકળી જઇ શહેર બહાર મકાનો બંધાવ્યા. આનું કારણ એ હતું કે તેમના બારણા આગળ ઘણા લોકો ભેગા થતા હતા અને ઘોડા તથા હાથી પસાર થયા કરતા હતા. આમ કરવાથી પાડોશીઓને હવે કોઇ જાતની ઇજા રહી નહિ. વળી એમ કહેવાય છે કે મલિક પોતાની જાગીરના ખેડુતો પાસે ઇસલામી શરાહમાં બતાવેલાજ દરો લેતો હતો અને તેમાંથી ચળતો નહિ ( એટલે તેથી વધારે રાતી પૈ પણ લેતો નહિ ). જ્યારે બીજા ઉમરાવોની જાગીર પાયમાલ થતી ત્યારે તરતજ તેના ખેડુતો બોલાવ્યા વગર મલિક પાસે આવતા અને તેની જાગીર આબાદ કરતા. ( મલિકની જાગીર ખેડુતો લેતા અને તેથી તેની જાગીર આબાદ થતી. ) ટુંકમાં તેની જાગીર એટલી તો બધી ફળદ્રૂપ તથા આબાદ થઇ કે સુલતાનના જમાઇની આંખમાં ઝેર ( અદેખાઇ ) વ્યાપ્યું અને તેણે સુલતાનને અરજ કરી કે મલિકની જાગીર મને આપો અને મલિકને બીજી કોઇ જાગીર આપશો તો તે તો મલિકના હાથમાં આબાદ થશે. સુલતાને તેની માગણી કબૂલ રાખી નહિ. આ કમનસીબ જવાને પોતાના લશ્કરમાંથી કેટલાક મારા મલિકને મારી નાંખવા મોકલ્યા. એક રાતના આ ખોટે રસ્તે દોરવાયલા માણસોએ વખત સાંધી મલિક પર હુમલો કર્યો. પરવરદિગારે મલિકનું રક્ષણ કર્યું અને તેના ઝખમો કાંઇ પણ ઇજા કરી શક્યા નહિ. મારાઓ પકડાયા ત્યારે મલિકે પૂછ્યું કે "આ કૃત્ય કરવાનું તમને સાથી સૂઝ્યું?" તેઓએ કહ્યું કે "અમારે પેટે મોટી ઉમર લાયક કન્યાઓ છે અને તેઓને પરણવાને માટે જોઇતા પૈસા નથી. સુલતાનના જમાઇએ અમને પૈસાની મદદ આપવાનું વચન આપ્યું હતું અને અમે આ કામ કરવાનું માથે લીધું." મલિકે કહ્યું "ખરૂં કહો છો. તંગી એક એવી ચીજ છે કે જે નહિ કરવા જેવા કૃત્યો આદમી પાસે કરાવે છે." પછી તેઓને જોઇતું નાણું આપવાનો

મલિકે હુકમ આપ્યો અને તે તેઓને આપવામાં આવ્યું.

મલિક પરમેશ્વરના પ્યારા હઝરત શાહઆલમ બોખારી બીન કુતુબુલ એકતાબ સૈયદ બુરહાનુદ્દીન બીન સૈયદ મહમૂદ બીન કુતુબેજહાન અને મખદુમેજહાનીઆનની સાધુતાઇમાં ચૂસ્ત માનનારા હતા અને એમની દોરવણીથી સંતની પદવીએ પહોંચ્યા હતા. એમ કહેવાય છે કે એક દિવસ હઝરત શાહઆલમ નિમાઝ માટે હાથ મોં ધોતા હતા અને મલિક તેમના મુબારક હાથ પર પાણી રેડતા હતા. આ માન ફક્ત મલિકનેજ હતું. એ અરસામાં દખણના એક શાહઝાદા જેને કોઢનો રોગ હતો તેને તેના વકીલો હઝરત શાહઆલમ પાસે લાવ્યા અને તેને શફા કરવા હઝરતને અરજ કરી. હઝરત પોતે વઝુના કલમા ભણતા હોવાથી તે દરદી શાહઝાદાના માણસોને સવાલનો જવાબ આપી શકયા નહિ. તે કાર્યમાંથી ફારેક થયા પછી ઘડામાં જે પાણી બચ્યું હતું તે શાહઝાદાને પીવડાવી દીધું. જેવું તેણે પાણી પીધું કે તરતજ પરવરદિગારની મહેરબાનીથી તે જે મર્ઝ ભોગવતો હતો તેમાંથી છૂટો થયો. જેમ અજમેરના ખાજા મોયુનુદ્દીનનો સખાવત કરનાર સાલાર મસઉદ હતો તેજ પ્રમાણે મલિક મહમદને હઝરત શાહઆલમનો સખાવત કરનાર થવાનો વિચાર થયો. હઝરત મલિકના વિચારથી વાકેફગાર થયા ત્યારે તેણે કહ્યું એમાં તાજુબી શું છે ? હકતઆલા ( પરમેશ્વર ) તને પણ આજ પદવીએ પહોંચાડશે. ત્યાર પછી દૂરથી આદમીઓ ખાસ કરીને દખણથી ટોળેટોળા મલિક પાસ આવતા અને મનની મુરાદ હાંસલ કરી પાછા પોતાને વતન સીધાવતા.

ટુંકમાં થોડા વખત પછી સુલતાને મલિકને અમરન કે જે ગુજરાતની સરહદ પર છે અને મોરબીથી દસ કોસ દૂર ઝાલાવાર પ્રાંતની હદમાં આવેલું છે ત્યાંનો થાણેદાર બનાવી ત્યાં મોકલ્યો. તે મૂર્તિપૂજકનું મુખ્ય સ્થાન હતું, અને બળવાખોરોનું રહેઠાણ હતું. જ્યારથી તેમણે પોતાના કદમ તે હદમાં મુકયા ત્યારથી ત્યાંની આસપાસના મૂર્તિપૂજકો સાથે વારંવાર લડાઇમાં ઉતરતા. એક દિવસ ભૂજ કે જે કચ્છના રાજાનું પાયતખ્ત છે ત્યાંના મૂર્તિપૂજકોની સાથની લડાઇમાં ઉતર્યા અને પોતે રણ કે જે દરીઆનો એક નાનો

ભાગ છે તે પસાર કરીને ત્રીજે દિવસે વસ્તીવાળા ભાગમાં આવ્યા અને એક ઝાડ નીચે આસાયેસ લેવા બેઠા. કલાક લગી નિરાંતે ત્યાં ઉંઘ્યા. જ્યારે જાગ્યા ત્યારે સિપાઇઓને પોતાના ઘોડા જુવારના એક ખેતરમાં ચરાવતા જોયા. તેમણે કહ્યું કે "દોસ્તો પરમેશ્વરની બીક નથી, કે પારકો માલ હસ્તગત કરો છો ?" તેઓએ કહ્યું "ઓ સાહેબ આજ ત્રણ દિવસ થયાં આદમીઓએ તથા ઘોડાએ ખાવાની ચીજ જોઇ નથી. અમે તો ખુદાથી બીએ છીએ પણ અમારા ઘોડાઓમાં એટલી સમજણ ક્યાંથી ?" મલિકે કહ્યું કે "પરમેશ્વરની બીકને લીધે કરીને તમે સહનતા તથા શાંતિ રાખી શકો છો તો તમારા ઘોડાએ પણ તમારી માફકજ કરવું જોઇએ." એમ કહી મલિકે પોતાના ઘોડાની લગામ છોડી એક લીલાકુંજાર જેવા ખેતર આગળ તેને છુટો મૂકયો. ઘોડો લગામ આગળથી જરાક પણ ડગ્યો નહિ અને માથું નમાવી ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો. આખરે તે જગ્યાના હિંદુ લોકો તેને તાબે થયા અને ત્યાંના ( અમરૂનના ) જમીનદારોએ આવી તેની પનેહગારી ઉઠાવી અને તેઓ તેમની ખીદમતમાં જોડાયા. તેઓમાં એક શયેતાની ખસલત તથા ઉધમાતીઆ સ્વભાવનો હતો. તેણે મલિકને કહ્યું કે "અમારામાંના ફલાણા ગરાસીઆ પાસ એક તલવાર છે કે જે ઘણીજ પાણીદાર છે અને તેનો જોડો મલી શકે એમ નથી. જ્યારે તે આવે ત્યારે તેની તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢજો અને જોજો કેમકે તે જોવા લાયક છે." તેણે વળી ગરાસીયાને એવું સમજાવ્યું કે "મલિકે દગાથી તને મારી નાંખવાનો પ્રપંચ રચ્યો છે. જો તું ન માનતો હોય તો તું તપાસજે કે મલિક તારા હાથમાંથી તલવાર ઝુટાવી લઇ મ્યાનમાંથી બહાર કાઢશે કે તે તને મારી નાખવાની આગમચથી ગોઠવેલી રાખેલી ઇશારત થશે." તેણે પોતાના નોકરોને કહ્યું કે "મારા હાથમાંથી મલિક તરવાર ખૂંચવી લે અને મ્યાનમાંથી બહાર કાઢે તે પહેલા તમારે આગળ પડી તેને ( મલિકને ) ઠાર કરવો." જ્યારે તે ગરાસીઓ મજલીસમાં હાજર થયો ત્યારે મલિકને આ બાબતની ખબર ન હોવાને લીધે કરીને તે ગરાસીઆના હાથમાંથી તલવાર લઇ પોતાના કબજામાં લીધી કે તેના ( ગરાસીયાના ) સોબતીઓએ મલિકને

ઠાર કર્યો. તે દિવસથી આજ સુધી દૂર તેમજ નજીકના લોકો તેમની પવિત્ર કબરની ઝીયારત કરવા જાય છે અને પોતાની ઇચ્છાઓ હાસલ કરી પાછા આવે છે.

બેત. જે કોઇ તારા રસ્તામાં ધર્મને ખાતર પ્રાણ ત્યાગ કરનારા છે તે લોકો પોતાના મોતને ધર્મનું બળીદાન ગણે છે.

તેમના મુબારક મોતની તારીખ "ઝીલકદ" શબ્દ પરથી નીકલી આવે છે. તેમનો ધર્મને ખાતર પ્રાણત્યાગ "ઝીયલકદ" મહિનાની ૧૩ મી તારીખે થયો હતો અને તેમના મરણ પછી તેમના ચમત્કાર ઘણાજ બહાર આવ્યા હતા અને આવે છે. નજદીક તથા દૂરથી ઘણાં આદમીઓ તેમની કબરની ઝીયારત કરવા આવે છે અને જે જે તે લોકોની ઇચ્છા હોય છે તે તે તેઓ હાસલ કરે છે—જેમકે આંધળાઓ દેખતા થાય છે, લૂલાઓ પગે ચાલી જાય છે અને પુત્ર વિનાની સ્ત્રીઓ પુત્ર પ્રાપ્ત કરે છે. સોના રૂપા ઇચ્છનારાઓને તે પણ હાંસલ થાય છે. પોતાની મુરાદ હાંસલ કરવાને કેટલાક પગમાં બેડીઓ પહેરે છે અને તેના પર લોઢાના તાળા લગાડે છે. જ્યારે તેઓની મુરાદ હાંસલ થાય છે ત્યારે તે બેડીઓ તાળા સહીત તેની મેળે ઉઘડી જાય છે અને તેજ પ્રમાણે ઘણીખરીવાર બેડીઓ તથા તાળા તેમની મેળે ઉઘડી ગયા છે અને તે લોકોની મુરાદ હાસલ પણ થઇ છે અને ત્યાંથી તેઓ પાછા આવ્યા છે. કેટલાકો જેઓ પૈસાની ઇચ્છા બતાવે છે તેઓને ઉંઘમાં હુકમ મળે છે કે જાઓ ફલાણી જગ્યામાં. ફલાણો માણસ ત્યાં છે ને તેની પાસેથી અમૂક રૂપીઆ લઇ આવો. તે શખ્સને પણ સ્વપ્નામાં તેટલા રૂપીઆ આપવાનો ફરમાન થાય છે, અને તે માણસ પોતાના જીગર જાનથી તે રકમ ચુકવી આપે છે. તેમના પ્રાણત્યાગ કર્યાના દિવસથી તે આજલગી (એટલે એક હઝાર ને ૨૦ વરસ હિ. સન ૧૦૨૦) (ઈ. સ. ૧૬૧૧) માં એકસો અને પાંચ વરસ વહી ગયા છે અને હજુ પણ લોકોની માનતા તેમના પર છે.

સુલત્તાનના બીજા મોટા ઉમરાવોમાંનો એક મલિક અયાઝ હતો જો કે તે પૈસાથી ખરીદાયલો ગુલામ હતો તો પણ તે રાજ્યકારોબાર ચલાવવાને લાયક

હતો અને તેણે ઘણોજ પૈસો પેદા કર્યો હતો. એમ કહે છે કે બીજા નોકર ચાકર ઉપરાંત એક હઝાર પાણી ભરનારા તેને ત્યાં હતા. તેણે ચામડાનો એક મોટો હોઝ બનાવ્યો હતો અને જ્યારે કૂચ કરતો ત્યારે તે હોઝને ભરાવી સાથે ફરતો અને લશ્કરી સિપાઇઓ તેમાંથી પાણી વાપરતા, અને હાથી ઘોડા અને બીજા બધા પણ તેમાંથી પાણી પીતા. મલિકના બાંધેલા કેટલાક ભવ્ય મકાનો હાલ પણ નજરે પડે છે. તેણે દીવનો કિલ્લો બાંધ્યો હતો કે જે ફીરંગી લોકોએ અત્યારે તોડી નાંખ્યો છે, ફીરંગીઓએ તેને બદલે બીજો કિલ્લો બાંધ્યો છે. વળી તેણે સમુદ્રમાં એક બુરજ બાંધ્યો છે કે જેને "સાંકળ કોટ" કહે છે અને એક લોખંડની સાંકળ સાથે તેને કિનારા સાથે જોડી દીધો હતો કે જેથી કરીને ફીરંગી લોકોના જહાઝ ત્યાં થઇ જઇ શકે નહિ. તે બુરજ અત્યારે પણ મોજૂદ છે. સુલતાન બહાદુરના મરણ પછી તેના ભત્રીજા સુલતાન મહમૂદ શહીદના વખતમાં તે કિલ્લો, શહેર તથા બંદર ફીરંગી લોકોના હાથમાં આવ્યા. દીવ ટાપુમાંની વાડીઓ પણ તેણે બનાવી હતી. અને દીવ ટાપુની બંને બાજુની દરીઆની બે શાખાઓ ઉત્તર તરફ ફંટાય છે ત્યાં આગળ તેણે એક પત્થરનો પૂલ બાંધ્યો છે કે જે પણ અત્યારે ફીરંગી લોકોએ તોડી નાંખ્યો છે. મલિકની હકુમતના દરમ્યાનમાં ગુજરાતના કોઇ પણ બંદરમાં દાખલ થઇ શકે એટલી તેઓ તાકાત ધરાવતા હતા નહિ. આસ્તે આસ્તે અત્યારે વાત એટલી બધી વધી પડી છે કે ફીરંગીઓના પરવાના વગર કોઇ પણ જહાઝ સુરત સિવાય ગુજરાતના કોઇ પણ બંદર તરફ સફર કરી શકતું નથી અને એટલું પણ મૂગલ લોકોની બહાદુરી અને મર્દાઇને લીધેજ. એવું કહેવાય છે કે ભોજન લેતી વખત મલિકનો એવો હુકમ હતો કે તેના નોકરોએ ભૂંગળ ફુંકવી કે જેથી કરીને જે કોઈ પણ ભૂખ્યું માણુસ હોય અને ભોજનની ઇચ્છા રાખતું હોય તે આવી સુફરા પર બેસતું. સુફરા પર એક નાકેથી બીજા નાકાસુધી બધાને એકજ જાતનું ભોજન પીરસવામાં આવતું હતું અને મલિક સુફરાની જમણી તથા ડાબી બાજુ તરફ ભોજન વેળા નજર કરતો અને પીરસવામાં જો કોઇ પણ પીરસનારા કાંઇ પણ તફાવત બતાવતા તો તે

પીરસનારના બારજ વાગી જતા અને મલિક ઘણોજ ગુસ્સે થતો. દરેક જાતનું સ્વાદિષ્ટ જમણ કયાં તો તે ઇરાની લોકનું યાતો રોમના અથવા તો હિંદના લોકોનું પીરસવામાં આવતું અને ખરે તે સ્વર્ગના જેવું હતું. જમણ પુરૂં થયા પછી દરેક મહેમાનના નોકરને તેવીજ સંભાળથી પીરસવામાં આવતું હતું. તેમાંથી ફારેક થયા પછી પાન અત્તર આપવામાં આવતાં હતાં અને દરરોજ આ પ્રમાણે તેની ભોજન લેવાની રીત હતી.

એવું કહેવાય છે કે મલિકના લશ્કરના તમામ લોકો મખમલ તથા ઝરીના કપડામાં સજ્જ થતા હતા, અને તે એટલે લગી કે હલાલખોરો પણ લાનકલાકના કુડતા પહેરતા હતા અને સિપાઇઓની શમશીર (તલવાર), કમરપટા, ભાથા તથા ખંજરો સોના રૂપાના બનાવેલા હતા.

સુલતાન મુઝફ્ફર બીન મહમૂદની સલતનતના અરસામાં રાણાસંગ એક લાખ સવાર સાથે ગુજરાતની સરહદ પર અહમદનગર જે ઇડરથી દસ કોસ દૂર છે તે પર ચઢી આવ્યો. સુલતાન મુઝફ્ફરનું લશ્કર દેશમાં છુટું છવાયું પડયું હતું, અને તેને ભેગું થતાં વાર લાગી. નિઝામખાન બહમની અને અહમદનગરના સૂબાના રખેવાળો અહમદનગરમાંથી ચાર હજાર ઘોડેસ્વાર સહિત આવી તેની સાથે લડાઇમાં ઉતર્યા અને રાણાના લશ્કરના મોટા ભાગને હરાવ્યું. આખરે નિઝામખાનની તરફના ૩૦૦૦ માણસો કતલ થઇ ગયા અને પોતે તેમજ બીજા કેટલાક સિપાઇઓ ઘાયલ થયા હતા. પણ તે લડાઇમાં રજપુતોના સાત હજાર માણસ માર્યા ગયા. જ્યારે સુલતાનને આ વાતની ખબર પડી ત્યારે તેણે સોરઠ પ્રદેશમાંથી મલિક અયાઝને બોલાવ્યો. મલિક ઘણીજ ઉતાવળથી કૂચ કરતો લશ્કર લઈ આવ્યો. સુલતાને મલિક અયાઝના હાથ નીચે કેટલાક અમીરો તથા એક મોટું લશ્કર સોંપ્યું કે જેથી તે રાણા સાથે લડાઇ ચાલુ રાખે. રાણો ન લડતાં પાછો હઠયો. મલિક તેની પુંઠે પડયો. આ ઝડપ કૂચ દરમ્યાન તથા લડાઈની ધામધુમમાં દરેક મોટા અમીરોને મલિક પોતાને ત્યાં ખાનું લેવા બોલાવતો અને તેમાંનો જે કોઇ નહિ આવી શકતો હતો તેને ત્યાં મલિક પોતાના નોકરો સાથ ખાનું મોકલતો. અમીરોમાંના કેટલાક કે જે પોતાને મલિકના સરખા દરજ્જાના ઉમરાવ તરીકે

ગણુતા હતા તેઓને મલિકના આ કૃત્યથી લાગી આવ્યું અને પોતાના નોકરોને હુકમ આપ્યો કે તાસકો તથા ચીનાઇ રકાબીઓ મલિકને ત્યાં પાછી ન મોકલવી કે જેથી મલિક ફરીથી જમણ મોકલશે નહિ. જ્યારે આ પ્રમાણેનો મામલો ત્રણ દિવસ લગી ચાલુ રહ્યો અને અમીરોના તંબુમાંથી તાસક તથા ચીનાઇ રકાબી પાછી ન આવી ત્યારે મલિકના નોકરોએ તેને કહ્યું કે " જે રકાબીઓ તથા તાસકોમાં જમણ મોકલવામાં આવે છે તે પાછી આવતી નથી. " ત્યારે મલિકે કહ્યું " ફીકર નહિ. તમે જે પ્રમાણે જમણ મોકલો છો તે પ્રમાણે મોકલવું ચાલુ રાખો. " આ પ્રમાણે એક મહીના લગી ચાલુ રહ્યું. મહિનો વિત્યા બાદ અમીરોએ મલિકની ઉદારતા તથા સમૃદ્ધિથી ખૂશ થઇ જઇ રકાબીઓ તથા તાસકો પાછી મોકલી અને મલિકની ઉદારતા સ્વીકારી, ટુંકમાં જ્યારે મલિકે રાણાની પુંઠ મંદેશ્વર લગી પકડી ત્યારે એક રાતના રજપુત લોકોની ટુકડીએ મલિકના લશ્કરપર હુમલો કરી કેટલાક ઘોડાઓ મારી નાંખી પાછા ફર્યા. મલિકે તેજ વખતે ઘોડાઓને દફન કરવાનો હુકમ આપ્યો અને જે જે રંગના ઘોડા માર્યા ગયા હતા તેવાજ રંગનાં ઘોડા તેના માલીકને પોતાના તબેલામાંથી લેવાનું ફરમાવ્યું, અને તે જગ્યાએ ફક્ત સાત મરેલા તથા ઘવાયલા ઘોડા રહેવા દીધા. જ્યારે સવારમાં રાણાના જાસૂસો આવ્યા અને મરેલા ઘોડા ગણ્યા ત્યારે સાતજ માલમ પડયા. તે ઉપરથી રાણા પાસે જઇ તેઓએ તે પ્રમાણે તેને કહ્યું, ત્યારે રાણો ઘણોજ ગુસ્સે થયો અને રજપુતોને ઘણા ઠપકા સાથે કહ્યું કે " તમે તો કહેતા હતા કે અમે ઘણા ઘોડા ઠાર કર્યા છે. જૂઓ ! આપણા જાસૂસોએ ગણ્યા છે ને તેઓ કહે છે કે ફક્ત સાતજ ઘોડા માર્યા ગયા છે.

મલિકને ત્રણ દીકરા હતા. એકનું નામ ઇસહાક કે જેને ચંગીઝખાનનો ખિતાબ આપવામાં આવ્યો હતો. બીજાનું નામ મલિક તુઘાન અને ત્રીજો ઇલીયાસ. ઇસહાક ઘણોજ જાડો અને હાથી જેવા બદનનો હતો. તે ઘણી વેળા ઊંટ પર મુસાફરી કરતો કેમકે ઘોડો તેનું બદન ઝીલી શકે એવું હતું નહિ. આમ છતાં પણ તે ઘણોજ સારો તીરઅંદાઝ હતો

અને કુસ્તીબાજી ઘણીજ સારી રીતે જાણતો હતો. તે અરસામાં કોઇ પહેલવાન તેની સાથે કુસ્તીમાં ઉતરી શકે એવો મોજૂદ હતો નહિ. આખરે સુલતાન મહમૂદના છોકરા સુલતાન મુઝફ્ફર અને તેના છોકરા સુલતાન બહાદુરે રૂમીખાનની ઉશ્કેરણીથી મલિકના ત્રણે છોકરા મારી નાંખ્યા. પરમેશ્વર કરશે તો સુલતાન મહમૂદના છોકરા સુલતાન મુઝફ્ફરના વખતમાં રાણાના આવવા વિષે તથા મલિકના બેટાઓને સુલતાન બહાદુરના હુકમથી મારી નાખવાના કારણ વિષે વિગતવાર કહેવામાં આવશે. મલિક અયાઝ સુલતાન મુઝફ્ફરના વખતમાં સ્વધામ પહોંચી ગયો.

સુલતાનના બીજા ઉમરાવોમાંનો એક મલિક શઅબાન હતો કે જેને મલિક શર્કનો ખિતાબ એનાયત કરવામાં આવ્યો હતો. સુલતાન અહમદના શાહઝાદા સુલતાન મહમ્મદે તેને ગુલામ તરીકે વેચાતો લીધો હતો. સુલતાન મહમૂદના વખતમાં તે વઝીરની મોટી પદવીએ પહોંચવા ભાગ્યશાળી થયો હતો. તે ઘણોજ ખૂશ સ્વભાવનો તથા ઉદાર હતો. એમ કહેવાય છે કે તે અરસામાં પૂર્વ તથા પશ્ચિમમાં તેના જેવો કોઇ વઝીર હતો નહિ અને પોતાની હકુમતના દરમ્યાનમાં પરમેશ્વરના દરેક પ્રાણીને ખૂશ રાખતો. અમદાવાદના પરામાં પૂર્વ દિશા તરફ એક બાગ કે જેની અંદર એક મોટી મસજીદ છે અને જેનું નામ "બાગેશઅબાન" છે તે તેણે બનાવ્યો હતો. આખરે તે સંત બન્યો અને તે બાગમાં બેશી એકાંતમાં પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. સુલતાને વઝીરપણું (વૂઝરાત) ચલાવવા તેને ઘણું દબાણ કર્યું તોપણ તેણે તે માન્ય રાખ્યું નહિ, અને એમ કહેતો કે "જે રાહત અને આરામ મને મારા બાગના ખૂણામાં એક દિવસમાં મલી શકે છે તેટલી રાહત અને આરામ મને મારી આખી જીંદગીમાં મળ્યા નથી." બાકીની આખી ઉંમરમાં તે બાગમાંથી બહાર આવ્યો નહિ અને ત્યાંજ તેની જીન્દગીનો અંત આવ્યો. તે બાગની મસજીદના કમ્પાઉન્ડમાં તેને દફન કરવામાં આવ્યો છે. પરમેશ્વરની દયા તેના પર રહો.

બીજો અમીર ખુદાવંદખાન અલીમ હતો, કે જેણે અમદાવાદ શહેરની દક્ષિણમાં અલીમપુર વસાવ્યું છે ને ત્યાં એક મોટી મસજીદ બાંધી છે.

તે મસજીદ પત્થરની બાંધેલી છે. તેના પર આરસ કે જે બસો કોસ પરથી લાવવામાં આવ્યા હતા તેનાથી ફરસબંધી કરેલી છે. સુલતાન અહમદના છોકરા સુલતાન મહમ્મદનો તે જમાઇ થતો હતો. તે ઘણોજ હોશિઆર, હાજર જવાબી અને ઘણી જુદી જુદી ભાષાઓ જાણતો હતો. તીરઅન્દાઝીમાં તથા બોલ ઉછાળવામાં ( પોલો રમવામાં ) એક્કો હતો. એમ કહેવાય છે કે વિજયનગર તથા દખણમાંથી અંજીર તથા ખરબૂચાનાં બી મંગાવી ગુજરાતમાં એણે દાખલ કર્યાં હતાં. કેટલીક વખત તેણે સુલતાન સામે બળવો પણ ઉઠાવ્યો હતો. સુલતાન તેને માફી બક્ષતો અને કહેતો કે "જો હું મલિકને મારી નાંખું યા તો ગુજરાતમાંથી દેશનિકાલ કરૂં તો પછી એના જેવો બીજો માણસ મને ક્યાંથી મળે ?" પોતાની વૃદ્ધાવસ્થામાં મલિક પણ ઘણો પસ્તાયો અને જોગી બન્યો અને પોતાની બાકીની ઉંમર પરમેશ્વરના ભજનમાં ગુજારી.

સુલતાનનો દોસ્ત અને બીજો ઉમરાવ અલફખાન ભોકાઇ હતો. તે ઘણીજ ઉચ્ચ પદવીનો તથા ઘણાજ ઉદાર દીલનો હતો. ધોલકા ગામની પાછળ મોટી મસજીદ અને પત્થરનો હોઝ (ટાંકી) તેણે બંધાવ્યા હતા અને આ મકાનો તેની ઉચ્ચ પદવી તથા ઉદાર દિલની સાબીતી તરીકે મોજૂદ છે. મુસાફરો એકમતે કબુલ કરે છે કે તેના જેવી પત્થર તથા કોલથી બાંધેલી બીજી મસજીદ દુનીઆમાં હસ્તી ધરાવતી નથી, કે જે વિષે આગળ વર્ણન કરવામાં આવ્યું છે.

બીજો ઉમરાવ દરીઆખાન હતો કે જેણે અમદાવાદ શહેરનું મશહૂર દરીઆપૂર પરૂં વસાવ્યું હતું.

બીજો ઉમરાવ ઇમાદ-ઉલ-મુલ્ક અસસ હતો, કે જેણે ઇાસનપુર પરૂં જે વટવા અને રસૂલાબાદની વચમાં આવેલું છે તે વસાવ્યું હતું. આના જેટલું સુંદર અમદાવાદનું કોઇ પણ પરૂં નથી. તેની આસપાસ પાકી ઈંટ તથા ચુનાના પલાસ્ટર સાથ એક કોટ બાંધવામાં આવેલો છે. તેની આસપાસ વાડીઓ છે જેની અંદર આંબા, ખીરની તથા તાડનાં પુષ્કળ ઝાડો છે. મોગરાનાં ફૂલો કે જે સુગંધી તથા સુવાસીત પુષ્પોના રાજા કહેવાય છે તે

ઇસનપુરની વાડીમાં ઘણુજ બેંકી નીકળે છે અને ત્યાંનાં જેવાં બીજી કોઇ પણ જગ્યાએ થતાં નથી. હઝરત શાહઆલેમે આ પરાને "કરીમ-ઉલ-તરાફીન" બંને તરફથી મુબારક એ નામની ઉપમા આપી છે, કારણ કે દક્ષિણમાં વટવા આવેલું છે કે જ્યાં હઝરત કુતુબુલ અકતાબની પવિત્ર કબર આવેલી છે અને ઉત્તરમાં રસૂલાબાદ કે જે અસલ હઝરત શાહનું રહેઠાણ હતું અને હાલ ત્યાં તેની કબર છે તે આવેલું છે. વટવાથી ઇસનપુર, અને રસૂલાબાદથી ઉપર કહેલા પરાની બંને બાજૂએ આંબા તથા ખીરનીનાં વાડીઓ આવેલી છે જેની શીતળ છાયા મુસાફરને પોતાના માબાપનો પ્યાર યાદ લાવે છે. મલિકની કબર તે પરાના કોટના ચોગાનમાં આવેલી છે અને તેની સાથે એક ખૂશનુમા મસજીદ તથા સો ચોરસ ગજ જેટલો મોટો હોઝ આવેલો છે.

બીજો ઉમરાવ તાજખાન સાલાર હતો. તે ઘણોજ ઉદાર તથા સખી દિલનો હતો. તે એટલો સખી હતો કે તેના મોત પછી બીજા કોઇ ઉમરાવે આ ખિતાબ લેવાને કબુલ કર્યું નહિ કેમકે બીજા કોઇનામાં તેના જેટલી ઉદારતા તથા સખાવત કરવાની ગુંજાશ હતી નહિ. તેની સખાવતના દાખલા ઉપરથી બીજા કોઇએ આ ખિતાબ કબુલ રાખ્યો નહિ. કેટલાક વખત પછી સુલતાન મહમૂદના છોકરા સુલતાન મુઝફ્ફરના વખતમાં તાજખાન તરીયાની હઝરત શાહઆલમ બુખારીના રોજા બાંધનારે આ ખિતાબ કબુલ કર્યો. તે સખાવતમાં તાજખાનનો બરોબરીયો હતો, અને કદાચ તેનાથી પણ ચઢે એવો હતો. તેણે તાજપુર કે જે શહેરના કિલ્લાની અંદર દક્ષિણ દિશામાં આવેલું છે તે વસાવ્યું હતું.

બીજો ઉમરાવ કિવામ-ઉલ-મુલ્ક સારંગ હતો કે જે અસલ રજપુતનો છોકરો હતો અને તેનું નામ સારંગ હતું. તેના ભાઇનું નામ મૂલ્લા હતું. બંનેને સુલતાને પકડયા હતા અને સુલતાને બંનેને ઇસલામી ધર્મમાં દાખલ કરાવ્યા હતા. કવિ મલિક અમીન કમાલ કે જે સુલતાન બહાદુરનો દરબારી હતો અને ટોળ ટપ્પામાં ઘણોજ હોશિઆર હતો તે તેના વંશમાંનો હતો

અને પરમેશ્વર કરશે તો આગળ તેની હકીકત વિગતવાર આપવામાં આવશે. ટુંકમાં બંને ભાઇઓએ સુલતાનનો વિશ્વાસ પ્રાપ્ત કર્યો. એવું કહેવાય છે કે મલિક સારંગ બોલવામાં ઘણોજ ઉસ્તાદ હતો ( છૂટથી બોલતો ), અને સુલતાને તેને બોલવાની રજા આપી હતી.

**મીસરા** " જે એબ ( ખોડ ) સુલતાનને પસંદ પડે છે તે એબ નથી પણ એક જાતનો હુન્નર, હોશિઆરી છે. " સારંગપુરનું પરૂં અને અમદાવાદ શહેરની પૂર્વે શહેર બહારની મસજીદ તેણે બંધાવ્યાં હતાં.

બીજો ઉમરાવ હાજી કાલુ અસલ સુલતાનનો ગુલામ હતો કે જેણે કોટની અંદર પૂર્વ તરફ કાલુપૂર વસાવ્યું હતું. એમ કહેવાય છે કે તે ઘણોજ હોશિઆર તથા ભણેલો માણસ હતો.

આ સિવાય બે ભાઇઓ અઝમ અને મોઅઝ્ઝીમ હતા. તેઓ ખુરાસાની હતા. બંને હોશિઆર તીરઅન્દાઝ હતા. અમદાવાદ અને સરખેજ વચ્ચે એક મસજીદ તેઓએ બંધાવી અને તેની બાજૂમાં એક ગુમબઝ તથા એક હોઝ કે જેની અંદર પાણી રહી શકતું નથી તે પણ તેઓએ બંધાવ્યા છે. તે ગુમબઝમાં બંને ભાઇઓને દાટવામાં આવેલા છે.



# प्रकरण नवमुं.



## મુઝફ્ફરશાહ બીજો.

**ફિરિશ્તા જેવા ગુણોવાળા સુલતાન મુઝફ્ફરનું મહમૂદના તખ્ત પર તખ્તનશીન થવું અને અમીરો તથા વઝીરોનું ખૂશ દીલથી તેની ફરમાનદારી ઉઠાવવી.**

સુલતાન મહમૂદને ચાર છોકરા હતા. પહેલાનું નામ મહમદ કાલા અને તેની માનું નામ રાણી રૂપમંજરી હતું કે જે પહેલાં સુલતાન કુતુબુદ્દીનના જનાનખાનામાં હતી. કુતુબુદ્દીનના મરણ પછી તે સુલતાન મહમૂદ પાસે આવી. ઉપર વર્ણવેલો શાહઝાદો અને તેની મા બંને સુલતાન જીવતાંજ મરી ગયાં હતાં. રાણી રૂપમંજરીની કબર અમદાવાદના માણેકચોકની અંદર મશહૂર છે.

બીજાનું નામ આબાખાન હતું અને તેની માનું નામ રાણી સરાની હતું. એ રાણીની કબર આસ્તોડીયા દરવાજા ( ગેટ ) આગળ આવેલી છે. સુલતાનના હુકમથી આ શાહઝાદાના પ્યાલામાં ઝેર મુકવામાં આવ્યું હતું કારણકે તે કોઇના ઘરમાં ઘુસી ગયો હતો. ઘરના માલીકે આવી તેને પકડી બાંધ્યો હતો. આ ખબર સુલતાનને પડી અને તેણે ઝેરથી મિશ્રિત શરબતનો પ્યાલો આપવાનું ફરમાવ્યું.

ત્રીજાનું નામ અહમદખાન હતું કે જેને ખુદાવંદખાને અહમદશાહનો ખિતાબ આપ્યો હતો. ( તેને વિષે આગળ લખવામાં આવ્યું છે. )

ચોથાનું નામ ખલીલખાન હતું જે ગાદીનો વારસ હતો ને જેણે સુલતાન મુઝફરનો ખિતાબ ધારણ કર્યો ( પરમેશ્વરની મહેરબાની તેનાપર રહો ). એવું કહેવાય છે કે સુલતાન મુઝફ્ફરનો જન્મ હિ. સ. ૮૮૦ ( ઇ. સ. ૧૪૭૫ ) ના શઅબાન મહિનાની ૬ ઠી તારીખ ને બુધવારને દિવસે સવાર થતાં પહેલાં ( પરોઢીયે ) થયો હતો. તે તારીખ “ ફરૂખ ” સુખી શબ્દ ઉપરથી નીકલી આવે છે. જ્યારે તે નાદાન હતો ત્યારે તે ઘણોજ દેખીતો તથા સારા

સ્વભાવનો હતો અને તેથીજ તેનું નામ ખલીલખાન પાડવામાં આવ્યું હતું. તેની માનું નામ રાણી હીરાબાઈ હતું જે મહી નદીના કિનારાપરના રજપુત જમીનદાર નાગા રાણાની છોકરી થતી હતી. ખલીલખાનના જન્મયા પછી ચાર પાંચ દિવસ રહી આ ફાની દુનીઆનો ત્યાગ કરી તે અનંત ધામમાં સીધારી અને તેના મરણથી સુલતાન ઘણોજ દિલગીર થયો હતો.

એમ કહેવાય છે કે જ્યારે સુલતાન મુઝફ્ફર જન્મયો ત્યારે સુલતાન મહમૂદે જે અંગરખું ( જામેહ ) પહેર્યું હતું તેમાં તે બચ્ચાને લપેટી પોતાના જનાનખાનામાં લઇ ગયો અને સુલતાન મહમદની વિધવા જે પોતાની સાવકી મા થતી હતી તેને સુલતાને સોંપ્યો, ( તે બાઇનું નામ હંસબાઇ હતું ) કેમકે તેણે પોતાના પુત્રના પુત્રનું લાલનપાલણ કરવાનું વલણ બતાવ્યું હતું. તેણે ખલીલની મા તેની સંભાળ લે તેના કરતાં પણ વધારે તેની પરવરશ ( લાલનપાલન ) કરી અને જ્યારે સુલતાન મહમૂદ શાહઝાદાને જોતો ત્યારે તે કહેતો કે " મારા બાપદાદાના પાદશાહી કુટુંબનું વંશ આનાથી તેમજ આ શાહઝાદાની ઓલાદથી વૃદ્ધિ પામશે. " તે અરસામાં સુલતાનનો મોટો છોકરો આબાખાન હસ્તી ભોગવતો હતો, છતાં દરેક જણ એમ ધારતા હતા કે રાજ્યની લગામ સુલતાન મહમૂદના મરણ પછી તેના હાથમાં આવશે અને સુલતાનની હયાતીમાં પણ રાજ્યકારોબાર તેના હાથમાં હતો. મુઝફ્ફરશાહના નસીબે જોર કર્યું અને સુલતાન મહમૂદ પહેલાં આબાખાન આ ફાની દુનીઆ છોડી ચાલતો થયો, જે વિષે આગળ વર્ણન કરવામાં આવેલું છે.

કહેવું જોઇએ કે સુલતાન મહમૂદની જીંદગી ખતમ થવાના અરસામાં સૈયદ મહમદ જોનપુરી કે જેણે " મેહેદી " હોવાનો દાવો કર્યો હતો તે જોનપુરથી અમદાવાદ આવ્યો અને સાલારજંગના બેટા તાજખાનની મસજીદ કે જે જમાલપૂરના દરવાજા આગળ આવેલી છે તેમાં તેણે ઉતારો કર્યો. તે ઘણોખરો વખત લોકોને બોધ આપવામાં તથા માળા ફેરવવામાં ગાળતો. લોકોનાં ટોળેટોળાં તેમની મુલાકાત લેવા આવતા. જ્યારે કુતુબુલઆલમ સૈયદ

બુરહાનુદીના છોકરા હઝરત સૈયદ મહમદના છોકરા બદરૂલ આરેફીન હઝરત સૈયદ શાહશેખજી બંને તેની મુલાકાત લેવા આવ્યા ત્યારે હાથ મીલાવ્યા પછી બંને જણ ઉપર કહેલી મસજીદમાં બેઠા. તે વખતે સૈયદે વખતને અનુસરતી કુરાનમાંની એક આયાત બોલી વાતચીત શરૂ કરી. તેમણે પણ કુરાનમાંની એક આયાતમાંજ જવાબ આપ્યો. ફરી હઝરત સૈયદ બીજી આયા બોલ્યો. તેમણે પણ આયામાંજ જવાબ આપ્યો. આ પ્રમાણે ત્રણ વખત આયામાંજ સવાલ જવાબ થયા. પછી હઝરત શેખજી વિદાય થયા અને રસ્તામાં તેમના એક મુરીદે સૈયદ વિષે પૂછ્યું. તેમણે જવાબ આપ્યો કે "સૈયદ એવો માણસ છે કે જે ચીજ થોડાને કહેવી જોઇએ તે ઘણાને કહે છે અને પોતાના સાંભળનારમાં કેટલી હોશિઆરી છે તે હિસાબમાં લઇ તેની સાથે વાત કરતો નથી. એ ઉપરથી એમ માલમ પડે છે કે તેના મરણ પછી તેના મુરીદોમાં ટંટો ફિસાદ ઉઠશે." એમ કહેવામાં આવે છે કે સૈયદ મહમદનો બોધ ઘણોજ અસરકારક હતો, અને જે કોઇ તે શ્રવણ કરતું તેના ઉપર અસર થતી હતી, અને તે પરવરદિગારની ભક્તિમાં જોડાઇ જતા હતા. સુલતાનને પોતાને પણ સૈયદની મુલાકાત લેવાનું મન થયું હતું પણ તેના વઝીરોએ તેને એવા ભયથી અટકાવ્યો કે કદાચ સુલતાન પર પણ સૈયદના ઉપદેશની અસર થાય અને રાજ્યનો કારોબાર અંધાધુંધીમાં આવી જાય.

એમ કહેવાય છે કે એક દિવસ સૈયદે કહ્યું "દુનીઆને પરમેશ્વર માંસવાળી આંખોથી બતાવી શકું છું અથવા તો દુનીઆના લોકને પરમેશ્વર બતાવી શકું છું" (આનો માયનો જોઇએ તેટલો સ્પષ્ટ થતો નથી. કદાચ તે પરમેશ્વર હોવાનો દાવો કરતો હોય એમ પણ બની શકે). આ વાક્ય સાંભળીને અમદાવાદના મુલ્લાઓએ તેનું કાસળ કાઢવાનો નિશ્ચય કર્યો, અને તેની સામા ફતવા કાઢયું પણ તેમાં મૌલાના મહમ્મદ તાજ કે જે તે વખતના પંડિતોમાં મૂખ્ય હતો અને શિક્ષકોનો પણ શિક્ષક હતો તે સામીલ થયો નહિ. તેણે પંડિતોને કહ્યું કે "તમોએ પંડિતાઈ એટલા માટે પ્રાપ્ત કરી છે કે જે તમે સૈયદના મોત માટે ફતવા કાઢો ?" આ બનાવ પછી

સૈયદે અમદાવાદ છોડયું અને પાટણ તરફ રવાના થયો અને પાટણથી ત્રણ કોસ દૂર બારલી નામે ગામ છે ત્યાં મૂકામ કર્યો, અને વળી ત્યાં મેહદી હોવાનો દાવો કર્યો. જ્યારે પાટણના પંડિતોએ આ દાવાની હકીકત સાંભળી ત્યારે તેઓ તેને મારી નાંખવાના ઇરાદાથી તે તરફ ઉતાવળા સીધાવ્યા. સૈયદ ત્યાંથી હિંદુસ્તાન ભાગી ગયો અને ત્યાંથી પછી ખુરાસાન ચાલ્યો ગયો. જ્યારે તે કંદહાર પહોંચ્યો ત્યારે ત્યાંના લોકોએ ધાંધલ કરી સૈયદને મારી નાંખ્યો. પણ સૈયદના પંથના આદમીઓ (મેહદીયાસ) એમ કહે છે કે તે કુદરતી રીતે મરી ગયો ને તેને કોઇએ મારી નાંખ્યો હતો નહિ. ખરી હકીકત પરમેશ્વર જાણે છે. આ હકીકત હિ. સન ૯૧૭ (ઇ. સ. ૧૫૧૧) માં બની.

**મંગળવારની સાંજના ગુજરાતની સલતનતપર સુલતાન મુઝફ્ફરના તખ્તનશીન થવા વિષેનો વૃતાંત:—**

ઇતિહાસ લખનારાઓ એમ લખે છે કે મંગળવારની સાંજના રમઝાન મહિનાના ત્રીજી તારીખે અને સુલતાન મહમૂદના મરણ પછી બીજે દિવસે સુલતાન મુઝફ્ફર વડોદરા શહેરથી અમદાવાદ આવ્યો. અમીર, ઉમરાવો તથા વઝીરો તેને સામા લેવા ગયા અને તેના પાદ (કદમ) ચુંબન કરવાનું માન મેળવવા ભાગ્યશાળી થયા. શુક્રવારની પ્રાર્થનાની વખતે હિ. સન. ૧૯૧૭ ના (ઇ. સ. ૧૫૧૧) મુબારક રમઝાન મહીનાની સાતમી તારીખે સતાવીસ વરસની ઉમરે સુલતાન મુઝફ્ફર ગુજરાતની સલતનત પર તખ્તનશીન થયો, અને પોતાના બાપદાદાની ચાલતી રૂઢી રિવાજ મુજબ પોતાના સિપાઇઓ તથા અમીરોને દરેકને પોતાની પંક્તિને છાજતા માનના ઝબ્ભા ઘોડા તથા રોકડ ઇનામ આપ્યા. જે શખ્સોને તે દિવસ ખિતાબો એનાયત કરવામાં આવ્યા હતા તેઓનાં નામો નીચે મુજબ છે:—રશીદ ઉલમુલ્કને ખુદાવંદખાનનો ખિતાબ આપવામાં આવ્યો અને વઝીર બનાવવામાં આવ્યો. ખુશકદમને મુખલીસખાન, મલિક બૂરહાનને મનસૂરખાન, મલિક કુતુબને અઝદૂલમુલ્ક, મલિક મુબારક મુઅઝીનને એફ્તેખાર ઉલમુલ્ક, નસીરશાદાને મુબારીઝ ઉલમુલ્ક, અને મલિકશાહને રૂકન ઉલમુલ્કના ખિતાબોથી

નવાઝેશ કરવામાં આવ્યા. આ બધા ગૃહસ્થો ઉમરાવોના ફરઝન્દો હતા અને તે બધા ખલીલખાનની શાહઝાદગીના વખતમાં તેની તેહનાતમાં રહેતા. સુલતાન મહમૂદશાહના અમીરોના પણ દરજ્જા તથા જાગીરમાં વધારો કરવામાં આવ્યો હતો. વિદ્વાન તેમજ ધર્માનુરાગી ગૃહસ્થોને પણ તેમના લાયક ભેટ તથા માન મરતબા મળ્યા અને મોટા તથા નાના બંને ખુશીથી નવા સુલતાનના જશ ગાવા લાગ્યા તથા તેઓએ પરમેશ્વર પાસેથી તેના પર આશીર્વાદની પ્રાર્થના કરી.

ત્યારપછી શવાલ મહિનામાં એવી ખબર મલી કે મીરઝા ઇબ્રાહીમ-ખાન કે જે ઇરાક તથા ખુરાસાનના પાદશાહ ઇસમાઇલશાહનો એલચી થતો હતો તે ગુજરાતમાં આવ્યો છે. સુલતાને મલિક.શર્ક હમીદ ઉલમુલ્ક, કુતુબુલમુલ્ક, ખુરાસાનખાન અને બીજા કેટલાક ઉમરાવોને તે એલચીને લેવા જવા ફરમાવ્યું અને તે લોકોએ આવકાર આપી ઘણાજ માનથી તે મહિનાની ૨૫ મી તારીખે મીરઝા તથા તેના ૪૦ ( કઝીલબક્ષ કોમના ) સાથીઓને સુલતાન આગળ હાજર કર્યા. ઉપર વર્ણવેલા મીરઝાએ પોતાના પાદશાહના ફરમાન મુજબ તેના તરફથી એક ઘણોજ સુશોભિત તથા કિંમતી ફીરોઝનો પ્યાલો તથા એક નાની પેટી કે જેની અંદર જવાહીર તથા કિંમતી કપડાં ભરેલાં હતાં તે પેટી તથા ૩૦ ઇરાની ઘોડાઓ સુલતાનના આગળ નઝર કર્યા. સુલતાને મીરઝાને પાદશાહને છાજે એવી રીતે ઘણીજ મહેરબાની તથા વહાલથી આવકાર આપ્યો અને તેના તથા તેના સાથીઓને દરેકને પોતાના દરજ્જા લાયક માનના ઝભ્ભા તથા પાદશાહી બક્ષીસો નવાઝેશ કરી અને હુકમ ફરમાવ્યો કે તેઓને લાયક મહેલમાં ઉતારો આપે અને તેઓને દર-રોજની જોઇતી ચીજો પુરી પાડે. ત્યારપછી કેટલાક દિવસે સુલતાન વડો-દરે ગયો અને ત્યાં એક શહેર વસાવ્યું કે જેનું નામ દોલતાબાદ પાડ-વામાં આવ્યું.

આ અરસામાં એવી ખબર મલી કે મંદુના મરહુમ સુલતાન મહમૂદ ખીલજી પાદશાહના એક ખોજા કે જેનું નામ ખાજાજહાન હતું, અને જે મુખ્ય ઉમરાવ હતો તેણે બળવો ઉઠાવી નાસીરૂદીનના છોકરા સુલતાન મહે-

મૂદને ગાદીપરથી પદભ્રષ્ટ કરી તેના નાના ભાઇ સુલતાન મહમદને તખ્ત-નશીન કર્યો છે. તે ઉપરથી સુલતાન મહમૂદે થોડુંક લશ્કર ભેગું કરી મંદુના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને થોડો વખત બંને તરફથી લડાઇ ચાલી. આખરે સુલતાન મહમૂદ ફાવ્યો અને સુલતાન મહમદ આશ્રય માટે સુલતાન મુઝફ્ફર પાસે નાસી ગયો, અને મહેમદાબાદ આગળ પોતાનો પડાવ નાંખ્યો. એ અરસામાં ઉપરની મતલબની મહમદે નમ્રતાપૂર્વક એક અરજી સુલતાન મુઝફ્ફર પાસે મોકલી. સુલતાને મહેમદાબાદના દારોગા મહમદ મુહાફિઝખાનને ફરમાવ્યું કે તેણે સુલતાન મહમદને ઘટતા માન સહીત શહેરમાં લાવવો અને તેને જોઇતી ચીજ પૂરી પાડવી અને મુસાફરીના થાક ઉતર્યા પછી સુલતાન મહમદને સુલતાન મુઝફ્ફર પાસ રજૂ કરવો. આવું ફરમાન મળ્યા પછી મુહાફિઝખાને મહેમાનદારી અને ખીદમતગારીના કાનૂનો બજાવવામાં કાંઇપણ પાછી પાની કરી નહિ. જ્યારે માળવાનો સુલતાન સુલતાન મુઝફ્ફર પાસે હાજર થયો ત્યારે મુઝફ્ફરે તેનાપર ઘણીજ મમતા અને મહેરબાની બતાવી અને કહ્યું કે જો પરમેશ્વર કરશે તો ચોમાસાની મોસમ પછી હું મંદુ સામે જઇશ અને માળવાની સલતનતના બરાબર બે હિસ્સા પાડી એક તને આપીશ અને બીજો સુલતાન મહમૂદને આપીશ.

ત્યારપછી તેણે કયસરખાનને માળવાની સરહદપર આવેલા દોહદનો થાણેદાર બનાવ્યો અને ફરમાવ્યું કે તેણે ત્યાંના જમીનદારોને ભેગા કરવા અને તે તરફના રસ્તા તથા હાલહેવાલથી વાકેફ થવું. વળી મોટા બક્ષીઓને હુકમ ફરમાવ્યો કે લશ્કરને આ બાબત ખબર આપે અને લડાઇને માટે સર્વ સામગ્રી તૈયાર રાખે. સુલતાન પોતે મોરઆમલી કે જે પાછલા સુલ-તાન મહમૂદનું શિકારગાહ હતું ત્યાં શિકાર કરવા ગયો અને ત્યાં તે કામમાં થોડો વખત મશગુલ રહ્યો. તે જગ્યાએ મોટી મસનદના માલિક અઆઝમ હુમાયુન આદીલખાન કે જે આસીર તથા બુરહાનપૂરનો હાકેમ હતો અને જે સુલતાનનો જમાઈ થતો હતો તે પોતાના ફરઝન્દો લઇ આવ્યો અને સુલ-તાનને મળ્યો. ત્યારપછી કેટલેક દિવસે આદીલખાન પોતાને વતન પાછો ફર્યો, અને સુલતાન પોતે મહેમદાબાદ આવ્યો.

એક દિવસ એવું બન્યું કે શાહઝાદા સુલતાન મહમદના માણસોને શાહ ઇસમાઇલના એલચીના માણસ સાથે વાંધો પડયો. તેનું કારણ એ હતું કે સુલતાન મહમદ પાસે એક ઘણોજ ઉમદા પાણીદાર હીરો હતો અને એલચી ઇબ્રાહીમને તે ખરીદી લેવાનું મન થયું. પણ તેની કિંમત ઘણીજ માંગવાથી તેને તે હીરો મલ્યો નહિ અને તેના સાટાખરીદ બાબત તેઓ વચ્ચે વાંધો પડયો. શાહઝાદો કે જેની ઉમ્મર નાની હતી તથા જે બીનઅનુભવી હતો તે એક રાતના પોતાના કેટલાક માણસ લઇ પોતાનો એક જુનો નોકર કે જે અકસ્માતથી જે સરાઇમાં મીર ઇબ્રાહીમ રહેતો હતો તેજ સરાઇમાં રહેતો હતો તેને મળવા ગયો. કોઈ બદમાશે મીરઝા ઇબ્રાહીમને એવું ભેરવ્યું કે શાહઝાદો નાશી જવા ઇરાદો રાખે છે અને તેથી તારી માલમતા તથા ઘોડા લૂંટવા અત્રે આવ્યો છે. નહિતર આવે કુવખતે એનું સરાઇમાં આવવાનું શું કારણ? જો તારાથી બની શકે તો આજની રાત તેને તારા કબજામાં રાખ અને તારા તરફનું આ કાર્ય સુલતાનને આવતી કાલ સ્તુતિપાત્ર ભાસશે. મીરઝાએ આનો શું નતીજો આવશે તેનો વિચાર કર્યા વગર સરાઇના દરવાજા બંધ કર્યા અને મધરાત્રે શાહઝાદાને પકડી પોતાને ત્યાં લઇ ગયો અને તેનાપર નજર રાખી. આથી શાહઝાદાને ઘણીજ અગવડ વેઠવી પડી. જ્યારે વહાણું વાયું ત્યારે તેને છોડવામાં આવ્યો. તેના નોકરો તથા મિત્રો ભેગા થયા અને તેઓએ બજારમાં બૂમ ચલાવી કે બધા ટોપી પહેરનારાઓને ( કઝીલબક્ષો ) લૂટી લેવાનો શાહી ફરમાન થયો છે, કારણ કે શાહઝાદો આ અપમાનથી ઉશ્કેરાઇ ગયો હતો તથા ગુસ્સે થયો હતો. આ બૂમની સાથેજ ઘણા લોક જમા થયા અને મીરઝા ઇબ્રાહીમની સરાઇની આસપાસ વિંટલઇ વળ્યા, અને તાજપોશાનો ( કઝીલબક્ષો ) તેનો (સરાઇનો) બચાવ કરવા તથા સામાવાળાને મારી હઠાવવા ઉભા થયા.

હુમલો કરનારની સંખ્યા મોટી હોવાને લીધે કરીને તેઓનું કાંઇ ચાલ્યું નહિ. લોકોએ સરાઇના દરવાજા ખોલી નાંખ્યા અને ઘણા કઝીલબક્ષો માર્યા ગયા અને લોકોએ સરાઇને આગ લગાડી લૂંટ શરૂ કરી. જ્યારે સુલતાનને આ બનાવની ખબર મલી ત્યારે તેણે મલિક શર્કને હુકમ કર્યો કે

શાહી હાથીઓને લઇ જઇ તેણે બખેડો સમાવી દેવો અને ખાસ ધ્યાન આપવું કે કઝીલબક્ષોને કાંઈ પણ આંચ આવે નહિ. વળી બખેડો શરૂ કરનારને સખત નસીહત પહોંચાડવા ઈમાદઉલમુલ્ક પોતે તે જગ્યાએ ગયો. તેણે બખેડો સમાવી દીધો, અને હલકી પંક્તિના બદમાશોને સખત નસીહત કરી મીરઝા ઇબ્રાહીમને કાંઇ પણ આંચ આવ્યા વગર તેના કેટલાક સાથીઓ સહિત સુલતાનના જનાનખાનામાં લાવ્યો. સુલતાને મહેલમાં તેઓના ઉતારાની તજવીજ કરી. ત્યાર પછી મીરઝા ઇબ્રાહીમે સુલતાનને અરજ કરી કે રોકડ તથા માલમતા મલી છ લાખ તનખાનો અવેજ ગુજરાતની રૈયતે અમારી પાસેથી લુંટી લીધો છે. તે અરસામાં ગુજરાતના એક તનખાની કિંમત આઠ મુરાદી તનખા જેટલી હતી, અને તે તનખા હાલ ખાનદેશ તથા દખણમાં ચાલે છે. આ અવેજ સુલતાને પોતાની તીજોરીમાંથી મીરઝાને અપાવ્યો. રમઝાન મહીનાની ચૌદમી તારીખ અને શુક્રવારે સુલતાને એલચીને બીજા એક લાખ તનખા તથા કિંમતી માનના ઝભ્ભા એનાયત કર્યા, અને તેને વિદાય કર્યો અને તેને વળાવવા સુલતાને ખુરાસાનખાનને મોકલ્યો કેમકે દરેક જાતના માનમરતબા બતાવવાથી તે લોકોને જે હેરાનગતી વેઠવી પડી હતી તેની યાદ ભુસાઇ જાય અને મજકુર ખુરાસાનખાન સાથે ઇસમાઇલશાહને માટે આશ્ચર્ય પમાડે એવી ઝુલ વાળા સાત જંગી હાથી, વરૂ, અજાએબી ઉપજાવે એવા પક્ષી તથા જાનવર, તથા સુંદર કસબી કપડાં અને બીજી ભેટો મોકલી. વળી મીરઝા ઇબ્રાહીમ તથા તેના રસાલા માટે તથા તેઓની માલમતા તથા સફરની દરેક જોઈતી ચીજ માટે બે મ્હોટા જહાઝ પણ તેને આપવામાં આવ્યા હતા. આ બનાવ બન્યા પછી સુલતાનની મહેરબાની સુલતાન મહમદ પ્રત્યે કમ થવા માંડી અને સુલતાન મહમદ પોતાના કેટલાક અમીરોની ઉશ્કેરણીથી સુલતાનની રજા લીધા વગર ગુજરાત છોડયું. નાસીરઉદ્દીનના બેટા સુલતાન મહમૂદને જ્યારે આ બાબતની અને પોતાના ઉમરાવોની ફાટફૂટ માલમ પડી ત્યારે તેણે હિંદુ લોકોનું લશ્કર ભેગું કર્યું અને તે લોકોના સરદારને મેદનીરાયનો ખિતાબ આપી રાજ્યની દરેક વ્યવસ્થાનું કાર્ય તેને સોંપ્યું. મેદનીરાયે પોતાના સગા

તથા મળતીયાને ભેગા કરી હિંદુ લોકોનું મોટું લશ્કર જમા કર્યું અને સુલતાન મહમ્મદ સાથ લડાઇમાં ઉતર્યો. ખાજાજહાન માર્યો ગયો અને સુલતાન મહમ્મદ હારી ગયો અને માંડુની સઘળી હકૂમત મેદનીરાયના હાથમાં આવી. તે એટલે લગી કે તેણે દરબારની બધી મૂખ્ય જગ્યાઓ પોતાના સગા તથા મલતીઆઓને આપી અને મુસલમાન ઉમરાવોનું તથા સુલતાનના મુખ્ય માણસોનું એક પછી એક કાટલું કરવા માંડયું. હિંદુ લોકોએ તેઓના જાતિસ્વભાવ મુજબ ઝૂલમ તથા ફિસાદ કરવો શરૂ કર્યો, અને એવા ખરાબ રીતરિવાજ દાખલ કર્યા કે જેથી કરીને શહેરની તેમજ પરગણાની મુસલમાન રૈયતની સ્થિતિ ઘણીજ કઢંગી થઇ પડી. સુલતાન મુઝફ્ફરને આ બાબતની ખબર પડી અને કેટલા વરસ પછી માળવામાં હિંદુ લોકોનું રાજ ફરી સ્થાપિત થયેલું તેને ભાસ્યું. સુલતાન મહમૂદ પાસ સુલતાનના ખાલી નામ સિવાય કાંઇ પણ સત્તા રહેલી નહિ હતી, અને તે ખાલી નામ પણ થોડા વખતમાં નાબુદ થવાની અણીપર હતું. આથી સુલતાનને બહુજ લાગી આવ્યું અને હિંદુઓને હાંકી કાઢવાનું પોતે માથે લીધું. સુલતાને લશ્કરને ભેગા થવાનો ફરમાન કાઢી પોતે મહેમદાવાદથી અમદાવાદ આવ્યો અને ત્યાં હઝરત કુતુબ–ઉલ–મુશાયખ શેખ અહમદ ખતુ અને હઝરત કુતુબુલ–આલેમ તથા તેના છોકરાઓ કે જે છોકરામાંના દરેક જણ પોતાના દિવસમાં 'કુતુબ' ની પદવી ધરાવતા હતા તેઓની કબરની ઝીયારત કરી. વળી તેણે પોતાના વડવાઓની કબરોની પણ ઝીયારત કરી અને તેઓની પાસથી હિંમત, મદદ તથા મહેરબાનીની યાચના કરી. એક અઠવાડીઉં આ પ્રમાણે અમદાવાદ શહેરમાં ગુજારી સુલતાન પોતે મહેમદાવાદ તરફ સીધાવ્યો.

## માળવામાંથી હિંદુ લોકોને કાઢી મૂકવા, તે તરફ સુલતાન મુઝફ્ફરની કૂચ અને પોતાનું ધાર આવવું અને ત્યાંથી પાછું ફરવું:—

તવારીખ લખનારાઓ એમ બ્યાન કરે છે કે હિ. સ. ૯૧૮ ના શવાલ મહિનામાં સુલતાને હિંદુ લોકોને હાંકી કાઢવાને અને ધર્મિષ્ટ મુસલમાનોનું રક્ષણ કરવા માળવા તરફ કૂચ કરી. થોડા દિવસ ગોધરા કસબામાં મૂકામ નાંખ્યો કે જેથી લશ્કર ભેગું થઇ શકે. આ અરસામાં સુલતાનને ખબર

મળી કે હરવાલા (પાટણ)ના સૂબેદાર ઐન-ઉલ-મુલ્ક પોતાને (સુલતાનને) માન આપવા તે તરફ આવતો હતો. તે વખતે ઇડરનો રાજા ભીમ જે ભાણનો છોકરો થતો હતો તેણે બળવો ઉઠાવી સાબરમતીના કિનારાપરના મુલકમાં લૂટફાટ શરૂ કરી હતી તેથી તેને પાછો હઠાવવા ઐન-ઉલ-મુલ્કે ઇડર તરફ પોતાનું લશ્કર દોર્યું અને ઇડરના મુલકને લૂંટી વેરાન કર્યો. જ્યારે ઇડરથી ત્રણ કોસ દૂર ઐન-ઉલ-મુલ્ક આવી પહોંચ્યો ત્યારે ઇડરનો રાજા મોટું લશ્કર લઈ સામો આવ્યો અને લડાઈ શરૂ થઇ. ઐન-ઉલ-મુલ્ક હારી ગયો અને તેનો ભાઇ અબ્દુલ-મુલ્ક માર્યો ગયો. આથી ઐન-ઉલ-મુલ્ક પાછો પાટણ આવ્યો. સુલતાને માળવા તરફ જવાનો પોતાનો વિચાર ફેરવી નાંખ્યો અને ઇડર તરફ રવાના થયો અને ઉતાવળી કૂચથી મોડાસા આવી ઇડરના રાજાની સામે જવા પોતાનું લશ્કર તૈયાર કર્યું અને તેનો મુલક વેરાન કરી લૂંટયો. ઇડરનો રાજા પહાડમાં ભરાઇ ગયો. ચોથે દિવસે સુલતાને મોડાસાથી કૂચ કરી ઇડર આગળ પોતાની છાવણી નાંખી અને એવું ફરમાન કાઢ્યું કે ઇડરના મકાનો, મહેલો અને મંદિરોને એવાં તો તારાજ કરવાં કે જેથી તેનું નામ નિશાન હસ્તીમાં રહે નહિ. હિ. સ. ૯૧૯ (ઇ. સ. ૧૫૧૪) માં આ બીના બની. જ્યારે ઇડરના રાજાએ આ વાત સાંભળી ત્યારે તેણે મલિક ગોપી કે જે અસલ બ્રાહ્મણ હતો અને સુલતાન મુઝફ્ફરનો વઝીર બન્યો હતો તેની શીફારસ સુલતાન પાસે ચલાવી. ઇડરના રાજાની ભૂલને માટે મલિક ગોપીએ તેને સુલતાન પાસથી માફી અપાવી.

માળવાના હિંદુઓને સજા કરવાનો સુલતાનનો ઇરાદો હોવાથી તેણે ઇડરના રાજાની ભૂલ દરગુજર કરી અને મુકરર કરેલી ખંડણી તેની પાસેથી લઇ પોતે ગોધરા આવ્યો. ત્યાંથી શાહઝાદા સિકંદરખાનને સુલતાને મહેમદાબાદ મોકલ્યો અને પોતે માળવા તરફ સીધાવ્યો. જ્યારે તે દાહોદ કસબામાં પહોંચ્યો ત્યારે તેણે ત્યાંનો કિલ્લો દુરસ્ત કરવાનો હુકમ આપ્યો અને ત્યાંથી આગળ કૂચ કરી. દેવલાની ખીણ કે જે ઘણોજ વિકટ રસ્તો છે ત્યાં આગળ આવ્યો ત્યારે તેણે ત્યાં ત્રણ દિવસ મુકામ કર્યો, અને સફદરખાનને ત્યાંનો થાણેદાર બનાવ્યો કે જેથી તે જગ્યાની આસપાસના રસ્તામાં પોતાને

કાંઇ જાતની ખલેલ પહોંચે નહિ. અહીં ધાર કસબો કે જે માળવાની હકૂમત નીચે છે ત્યાંના મૂખીના છોકરાએ આવી સુલતાનની ખીદમતગારી ઉઠાવી અને આશ્રય માગ્યો. ધારના લોકોનું રક્ષણ કરવા તથા તેઓની ખાતરી કરી આપવા મલિક કિવામ-ઉલ-મુલ્કને સુલતાને ધાર મોકલ્યો. તે અરસામાં એવી ખબર મલીકે સુલતાન મહમૂદ બીન નાસીરૂદ્દીન તથા મેદનીરાય ચંદેરી તરફ ગયા છે, કારણકે સુલતાન મહમૂદના ભાઇ સુલતાન મહમદે પોતાના ઉપર વર્ણવેલા પરાજય પછી સુલતાન સિકંદર લોદીના દરબારમાં આશ્રય લીધો હતો અને તેની પાસેથી મદદ મેળવી ચંદેરીના કેટલાક પ્રાંતો પોતાને કબજે કર્યા હતા. આથી સુલતાન મુઝફ્ફરે કહ્યું કે માળવાપર ચઢાઇ લાવવાનો મારો હેતુ એવો નહોતો કે સુલતાન મહમૂદ કે જે એક મુસલમાન શાહ છે તેની પાસેથી માળવા ખૂંચી લેવું પણ મારો હેતુ મેદનીરાય અને તેના હિંદુ મળતીઆઓને માળવામાંથી હાંકી કાઢી બંને ભાઇઓ વચ્ચે સલાહ કરાવવાનો હતો. સુલતાન મહમૂદ અત્યારે ઘણીજ મોટી મુશ્કેલીમાં છે, તેથી દૂરથી જોઇશ કે પાસા કેમ પડે છે અને વખત જે પ્રમાણે ફરજ પાડશે તેમ કરીશ. પછી તેણે કિવામ-ઉલ-મુલ્કને ધારથી ત્યાં આવવાનો હુકમ મોકલ્યો. ધારથી પાછા આવ્યા પછી કિવામ-ઉલ-મુલ્કે ધારના હરણબાગ કે જે ઘ્યાસુદીનના ફરમાન મૂજબ રચવામાં આવ્યો હતો તેના એવાં તો વખાણ કર્યાં કે સુલતાનને તે જોવાનું મન થયું અને કિવામ-ઉલ-મુલ્કને મુકામ સોંપી પોતે ૧૨,૦૦૦ શસ્ત્રથી સજેલા ઘોડેસ્વાર તથા ૧૫૦ હાથી લઇ તે હરણનો બાગ જોવા રવાના થયો ને ધારના તળાવ નજીક મુકામ નાંખ્યો. ત્યાં કેટલાક અમીરોએ સુલતાનને અરજ કરી કે જો માંદુપર સવારી લઇ જશો તો ઘણુંજ સારૂં થશે. સુલતાને કહ્યું કે ઘરના માલિક વગર ઘર જોવું એ ઠીક નહિ. તે દિવસના મધ્યાનની નિમાઝ વખતે શેખકમાલ અને શેખઅબદુલ્લા જંગાલ ( ચંગાલ ) ની કબર જે ધારના કસબા નજદીક છે ત્યાં આગળ ઝીયારત કરી. તે વખતે કસબાના તમામ લોકોએ સુલતાનની ખીદમતગારી ઉઠાવી અને તેના ગુણ ગાયા. બીજે દિવસે સવારે ( સુલતાને ) તેણે નિઝામ ઉલ્-મુલ્ક, રઝી-ઉલ-મુલ્ક, એખ્ત્યાર

ઉલ-મુલ્ક, મલિક ચમન (કે જેનો ખિતાબ મુહાફિઝખાનનો હતો) અને સેફખાન તેને દેલવાડાના મહેલો તથા હરણુબાગ જોવા જવાનો તથા તેજ દિવસ પાછા ફરી તે વિષે પોતાનો અભિપ્રાય દર્શાવવાનો હુકમ આપ્યો. તે અરસામાં પોતે પણ ધારના હરણુબાગમાં તે દિવસે સહેલ કરી. જ્યારે સાંજ પડી અને ઉમરાવો પાછા ફર્યા નહિ ત્યારે સુલતાને કહ્યું એમ છે તો આપણે પણ દેલવાડાની સહેલગાહે જઇશું" અને દેલવાડા તરફ સીધાવ્યો. ત્યાં તેને ઉપર દર્શાવેલા અમીરો મલ્યા નહિ. અલિફખાને કહ્યું કે કદાચ નિઝામ ઉલ-મુલ્ક પોતાના નાનાભાઈ રાઇસીંગ કે જે નાલચા રહે છે ત્યાં તેને મળવા ગયો હશે. સુલતાને દેલવાડાના મહેલો જોયા અને ત્યાંથી ધાર પાછો ફર્યો. સાંજની નિમાઝ ખતમ થયા પછી પાદશાહને એવી ખબર મળી કે નિઝામ ઉલ-મુલ્ક ફતેહ મેળવી પાછો આવતો હતો. સુલતાને પૂછ્યું "શેની ફતેહ"? તેના માણસોએ જવાબ આપ્યો "જ્યારે નિઝામ-ઉલ-મુલ્ક નાલચા તરફથી આ તરફ આવવા નીકળ્યો ત્યારે હિંદુ લોકો જે માંદુના કિલ્લામાં હતા તેઓએ બહાર નીકળી (જવું) તેની પુંઠ પકડી અને તેને પકડી પાડયો. બંને પક્ષો વચ્ચે લડાઇ જામી. હિંદુ લોકોના (૪૦) ચાલીસ માણસો માર્યા ગયા અને બાકીના કિલ્લામાં નાસી ગયા, અને નિઝામ-ઉલ-મુલ્ક ફતેહનો ડંકો વગાડતો સુલતાનની ખીદમતમાં પાછો ફરતો હતો." સુલતાન ઘણોજ ગુસ્સે થયો અને નિઝામ-ઉલ-મુલ્કને ઠપકો આપી કહ્યું કે "અમારા ફરમાન વગર તે તરફ શું કામ તું ગયો? કદાચ બાજી પલટાઈ ગઇ હોત અને હાર ખાઇ તારે નાસવું પડત તો શરમંદી કોની થાત?" ત્રીજે દિવસે સુલતાન ધારથી પાછો પોતાના મુકામ પર આવ્યો, અને ત્યાંથી પાછો પોતાની રાજધાનીમાં નીમાં આવ્યો. તારીખે બહાદુરશાહીનો લખનાર લખે છે કે આ લડાઇમાં તે પોતે સુલતાનની ખીદમતમાં હતો અને આ બધું જે લખ્યું છે તે તેણે જાતે જોયું હતું. ટુંકમાં સુલતાન પાછો ફરી મહેમદાવાદ આવ્યો.

ત્યારપછી હિ. સ. ૯૨૦ (ઇ. સ. ૧૫૧૪) માં એવી ખબર મળી કે ઇડરના રાજા રાવ ભીમના ભત્રીજા રાયમલે, મજકુર રાજાના મરણ પછી, ચિતોડના રાજા રાણાસંગની મદદથી ભીમના બેટા ભારમલને ઇડરમાંથી હાંકી

મૂકયો છે અને પોતે મસનદ પચાવી પડયો છે. આ વાત સુલતાનને પસંદ પડી નહિ, અને કહ્યું કે અમારી રજાથી ભીમ ઇડરની ગાદી ભોગવતો હતો. રાણાની શું તાકાત કે તેની મદદથી રાયમલ ગાદી પચાવી પડે? અહમદનગરના જાગીરદાર નિઝામ-ઉલ-મુલ્કને સુલતાન તરફથી હૂકમ મળ્યો કે તેણે રાયમલને ઇડરમાંથી હાંકી મેલવો અને ભીમના છોકરા ભારમલને ગાદી સોંપવી. ત્યારપછી સુલતાન પોતે અહમદનગર ગયો અને ત્યાંથી અમદાવાદ આવ્યો.

હિ. સન. ૯૨૩ (ઇ. સ. ૧૫૧૫–૧૬) માં રાયમલ ઘણી વખત સુલતાનના લશ્કર સાથ લડાઇમાં ઉતર્યો. કેટલીક વાર તે જીત મેળવતો પણ ઘણે ભાગે પરાજય પામતો. જ્યારે સુલતાન ચોમાસાની ઋતુ અમદાવાદમાં આનંદ તથા એશઆરામમાં પસાર કરતો હતો ત્યારે માળવાના અમીરો હબીબખાન, શેખચાંદ અને બીજા કેટલાક અમીરો મેદનીરાયની બીકથી નાસી સુલતાનની ખીદમતમાં જોડાયા અને તેઓએ માન્ડૂના લોક પર મેદનીરાય તરફથી ગુજરતા જુલ્મનું વર્ણન કર્યું કે માન્ડૂ શહેરની અંદર ઇસલામી ધર્મ તથા કાનુન પર પાણી ફર્યું છે. મેદનીરાયે ઘણા મુખ્ય માણસોને મારી નાંખ્યા છે. ઘણા પોતાના વતનમાંથી નાસી ગયા છે અને છૂટા છવાયા રખડે છે. આજકાલમાં તે સુલતાન મહમૂદનું પણ કાટલું કરવા ઇરાદો રાખે છે, યાતો તેને આંધળો કરી કેદ કરશે. સુલતાને હિંદુઓ તરફથી ગુજરતા જુલમની વાત સાંભળી પોતાનો દ્રઢ નિશ્ચય જાહેર કર્યો કે "પરમેશ્વર કરશે તો ચોમાસાની મોસમ ખતમ થયા પછી હું પોતે મંડૂ તરફ કૂચ કરી મેદનીરાયની રેવડી દાણા દાણ કરી ઇસલામી ધર્મ તથા તેના કાનૂનો પાછા માન્ડૂમાં જમાવીશ."

**સુલતાન મહમૂદ ખીલજીનું ગુજરાતમાં આવવું અને તે વિષેની સુલતાન મુઝફ્ફરને ખબર મળવી. માન્ડુ તરફ લશ્કર લઇ કૂચ કરવી અને શ્રાપિત (કાફર) હિંદુઓપર વિજય મેળવી માન્ડુનો કિલ્લો સર કરી સુલતાન મહમૂદને સોંપવો અને પોતાની મતલબ પરમેશ્વરની મદદથી પારપાડી પાયતખ્તમાં પાછા ફરવા વિષેનો હેવાલ:—**

તવારીખ લખનારાઓ એવી રીતે બ્યાન કરે છે કે જ્યારે સુલતાન મહમૂદે જોયું કે પોતાના દેશની હકૂમત તથા સઘલી તિજોરી મેદનીરાયના હાથમાં આવી છે અને પોતાની પાસે નામની સલતનત વગર કાંઇ પણ રહ્યું નથી ત્યારે તેણે માન્દૂમાંથી નાસી જવાનો ઇરાદો કર્યો. શિકારે જવાને બહાને તેમાંથી બહાર આવ્યો અને થોડો વખત શિકારમાં ગાળ્યો. એક દિવસ શિકાર કરવાના મસે સવારથી સાંજ લગી ઘોડા પર સવારી ચાલુ રાખી. શિકારના થાકથી જે હિંદુ લોકોને તેના પર ચોકસાઈ રાખવા મેદનીરાયે રાખ્યા હતા તે બધા સૂઈ ગયા અને ( મેદનીરાયના ) ચૂનંદા માણસ સિવાય બીજા કોઇ સુલતાન પાસ હતા નહિ. તેના પર એટલો સખત જાપતો હતો કે કદાચ સુલતાન પાણી માગતો તો તે હિંદુજ લાવતો. જો તેની પાસે ખાનું હાજર કરવામાં આવતું તો તે પણ હિંદુજ લાવતો. ઘોડાવાળા તથા હમાલો જે સુલતાનની તહેનાતમાં હતા તે પણ હિંદુજ હતા. તેના હિંદુ રખેવાળમાં એક ખરાલગામનો હિંદુ રજપુત કે જેનું નામ ક્રીશ્ણા હતું તે હતો. તે માળવાનો એક જમીનદાર હતો અને તેથી બીજા રજપુતો કરતાં વધારે નીમકહલાલીથી સુલતાનની ખીદમતગારી ઉઠાવતો હતો. સુલતાને તેને કહ્યું " ક્રીશ્ણા, હું ઘણોજ કંટાળી ગયો છું. શું તું મારે માટે એ ઘોડાનો પાયગાહમાંથી બંદોબસ્ત કરી મને ગુજરાતના રસ્તા તરફ દોરી નહિ જાય ? કે જેથી હું મુઝફ્ફર સુલતાન પાસે જાઉં અને ત્યાંથી મદદ મેળવી આ હરામખોરને ( મેદનીરાય ) નસીહત કરૂં. જો પરવરદિગારની મરજી હશે તો હું તને ન્યાહલ કરી નાંખીશ. તારાથી બને તો આટલી ખીદમત ઉઠાવ." ક્રીશ્ણાએ આ વાત કબુલ કરી અને મધ્ય રાત્રે સુલતાનના તબેલામાંથી બે ઘોડા લાવી સુલતાન આગળ રજૂ કર્યા. સુલતાન પોતે એક ઘોડા પર સજ્જ થયો અને બીજા ઘોડા પર પોતાની માનીતી રાણી કે જેનું નામ રાણી કનાકરા (કનકકુમારી) હતું તેને બેસાડી. ક્રીશ્ણો રસ્તો બતાવતો આગળ ચાલ્યો અને તેઓએ ગુજરાતનો રસ્તો લીધો. તે રાત્રી તથા બીજો આખો દિવસ કૂચ કરતા તેઓ ગુજરાતની સરહદ પર " બાનકોરા " ગામ આગળ આવી પહોંચ્યા. તેઓના ઘોડા થાકી ગયા હતા તેથી તે ગામ નજીક એક ઝાડની છાયા નીચે તે

લોકોએ મુકામ કર્યો. બીજે દિવસે તેમના આવવાની વાત દાહોદ કે જે બાનકોરાથી દસ કોસ દૂર છે તેના હાકેમ કયસરખાનને ખબર પડી. કયસરખાન સુલતાનની હઝુરમાં હાજર થયો અને શાહને છાજે એવું સુલતાનને નમન કરી તહેનાતમાં ઉભો અને તેને જોઇતી ચીજો પુરી પાડી. તેજ વખતે એક ઉંટ સવારને સુલતાન મુઝફ્ફરને પોતે જોએલી બાબતના હેવાલની ખબર આપવા મોકલ્યો. સુલતાન મુઝફ્ફર ઘણોજ ખૂશી થયો, અને તરતજ સોનાના જીન તથા જવાહીરથી ચળકતી લગામોથી સજ્જ થયલા સુશોભિત આરબ ઘોડાઓ, મખમલની ઝરીકામની ઝુલવાળા તથા પહાડ જેવા મજબૂત હાથીઓ, પાદશાહને છાજે એવા કપડાંઓ, સુલતાન લાયક તંબુઓ, સારા શિક્ષણ વાળી ગુલામ કન્યાઓ તથા ખૂબસૂરત હસતા મ્હોંના ગુલામ છોકરાઓ, ખઝાનો, તથા પ્રખ્યાત અમીરોનો રસાલો સુલતાન મહમૂદ તરફ રવાના કર્યા અને પોતાની અત્યંત ખુશાલી તથા દુશ્મનોની નિરાશા તથા નાસીપાસી વિષે ઇસારો કર્યો. વળી લખ્યું કે એમજ જાણજો કે આની પાછળ સુલતાનનું વિજયી લશ્કર આવ્યું અને પરમેશ્વર કરશે તો આપને માન્દુ લઇ જઇ દ્રોહી હિંદુઓનું જડમૂળ ઉખેડી નાંખશું અને માન્દુ અને માળવા પ્રદેશ આપના ( સુલતાન મહમૂદના ) નોકરોને હવાલે કરીશું.

જ્યારે સુલતાન મુઝફ્ફરનું લશ્કર નજીક આવ્યું ત્યારે સુલતાન મહમૂદ સામા લેવા ગયો. સઘળા અમીરોએ સુલતાની ફરમાન મુજબ પોતાના ઘોડા પરથી નીચે ઉતરી તેના પગનું ચુંબન કર્યું. તેજ વખતે મોટા સુલતાની લાલકનાતવાળા તંબુઓ રાજવી ઠાઠની દરેક નિશાની સહિત ત્યાં ઠોકવામાં આવ્યા. સુલતાન મહમૂદ અતિશય ખૂશ ખુશાલીથી તંબુમાં દાખલ થયો અને અમીરો પણ સુલતાનના તંબુની આસપાસ પોતાના તંબુઓમાં દાખલ થયા. જ્યારે મેદનીરાયના જાસૂસોએ આ બધો ઠાઠમાઠ જોયો અને (મેદનીરાયને) તેને આ બધો હેવાલ કહ્યો ત્યારે હિંદુઓ બીકથી ધ્રૂજવા લાગ્યા અને તેઓને લાગ્યું કે તેઓના દિવસ ભરાઈ ચૂકયા છે. અમીરોને આ પ્રમાણે મોકલ્યા પછી બે દિવસ રહી હિ. સ. ૯૨૩ ( ઇ. સ. ૧૫૧૭ ) ના ઝીલકાદ મહિનાની ચોથી તારીખ ને ગુરૂવારને દિવસે, સુલતાન મુઝફ્ફરે ધર્મની

લડાઇએ ચઢવા માટે પોતાના મુબારક કદમ ભાગ્યદેવીના રેકાબમાં મૂકયા. તારીખે બહાદુરશાહીનો લખનાર લખે છે કે જ્યારે સુલતાને માન્દુ જીતી લેવાનો પક્કો નિશ્ચય કર્યો ત્યારે મોટા અમીરો તથા ઉમરાવોએ સુલતાનના ફરમાન મુજબ કુરાન વાંચવામાં પોતાનો વખત ગાળ્યો અને સુલતાને પોતે પણ ફતેહના શુકન તેમાંથી શોધ્યા. તે એવી રીતે કે પવિત્ર કુરાનનો એક સફ્ફો આસરે ખોલ્યો અને તેની છેલ્લી કલામ આ પ્રમાણે ખતમ થતી હતી. "અને પરમેશ્વરની મરજીથી તેઓએ તેમને હરાવ્યા અને ડેવીડે ગોલીઆથને મારી નાંખ્યો અને પરમેશ્વરે તેને રાજ તથા ડહાપણ આપ્યું અને પોતાની મરજી અનુસાર તેને શીખવ્યું. જો પરમેશ્વરે આદમીઓને એકથી બીજાને અટકાવ્યા નહિ હોત તો દુનીઆ પાયમાલ થઈ જતે. પણ પરમેશ્વર પોતાના પ્રાણીઓ ઉપર દયાળુ છે."

આ પ્રમાણે કુરાનમાંથી શુકન શોધી, ફતેહના પુર વિશ્વાસથી અને તે કલામમાં પુરો ભરોસો રાખી ઝીલકદ મહીનાની અગીઆરમી તારીખ ને ગુરૂવારને દિવસે મહેમદાબાદથી સુલતાને કૂચ કરી. ત્રણ દિવસની મજલ કર્યા પછી સુલતાને ગોધરે આવી મુકામ કર્યો. મજકુર મહિનાની ૨૧ મી તારીખ ને રવિવારને દિવસે સુલતાને ત્યાંથી શાહઝાદા સિકંદરખાનને મહેમદાબાદ જવાની રજા આપી, અને શાહઝાદા લતીફખાન તથા બહાદુરખાનને પોતાની સાથે લઇ પોતે મુઝફરાબાદ તરફ કૂચ કરી મજકુર મહિનાની ૨૭ મી તારીખ ને મંગળવારે બાનકોરા ગામમાં નસીબપર પૂરો ભરોસો રાખી પોતાના તંબુ ઠોકયા. ઝીલહજ મહિનાની નવમી તારીખ ને બુધવારને દિવસે પોતે જ્યારે મઝકૂર મૂકામ પર હતો ત્યારે તેને ખબર મલી કે દિલ્હીના પાદશાહ સુલતાન સિકંદરે પોતાની જીંદગી પરવરદિગારના હવાલામાં પાછી સોંપી દીધી છે અને તેનો છોકરો સુલતાન ઇબ્રાહીમ તખ્તનશીન થયો છે. સુલતાન મુઝફ્ફર મજકુર મુકામે ઠેર્યો અને મરી ગયલા પાછળની ત્રીજા દિવસની (ઝીયારત) કરી તેણે મજકુર મહિનાની અગીઆરમી તારીખ અને શુક્રવારે પાછી પોતાની કૂચ શરૂ કરી અને રાત્રે ધાનીગામ મુકામ કર્યો. ત્યાંથી નીકળી તેજ મહિનાની ૧૪મી તારીખ અને સોમવારે પાછો દેવાલા ગામમાં મુકામ કર્યો. તેજ મહિ-

નાની ૧૫ મી તારીખ અને મંગળવારે સુલતાન મહમૂદને સુલતાન મુઝફ્ફર મળ્યો, અને તેને સુલતાનને છાજે એવો આવકાર આપ્યો. તેને એવો તો દિલાસો આપ્યો કે જેથી કરી તેને વખતના દૈવના ઘાતકીપણા અને રસ્તાનો થાક તથા મુશ્કેલી તથા તેના ખરાબ ઇચ્છનારાઓની વર્તણુક એ બધામાંથી રાહત મલી. ૧૮ મી તારીખ અને શુક્રવારે સુલતાને પોતાનો વિજયી વાવટો ધાર તરફ ફેરવ્યો, અને મેદનીરાય કે જે ધારમાં સુલતાનની સાથે ટક્કર ઝીલવાના ઇરાદાથી ખડો રહ્યો હતો તે ઉજ્જન નાસી ગયો અને માન્દુના કિલ્લાનો બચાવ કરવા રાયપીથુરા, ભીમકરણ, શાદખાન, બુધાન, ગંગુ, ઉગ્રસેન, કે જે તેના લશ્કરના મૂખ્ય સરદારો હતા તેમને મોકલ્યા. ૨૩ મી તારીખ અને રવિવારે સુલતાને માન્દુની આસપાસ પોતાના તંબુ ઠોકયા અને તે જગ્યાને ઘેરી લેવા મોરચા બાંધવા શરૂ કર્યા. દિલ્હી દરવાજાના મોરચા પર કયસરખાનની નીમણુક કરી અને મલિક ઇમાદ-ઉલ-મુલ્કને બીજા દરવાજાના મોરચા પર નીમી કિલ્લાને બધી બાજૂએથી ઘેરી લીધો. એ અરસામાં મેદનીરાયે કિલ્લામાંના લશ્કરને એવો પેગામ મોકલ્યો, કે સલાહની પેરવી કરી સુલતાન પાસે એક મહીનાની મહેતલ માંગવી અને એવો ઢોંગ કરજો કે તે મુદ્દત પછી કિલ્લો સુલતાનને સ્વાધીન કરવામાં આવશે. તે અરસામાં પોતે રાણા ( ચિતોડના ) પાસેથી એવું એક લશ્કર લઇ આવશે કે જેથી કરી સુલતાન મુઝફ્ફરને લડયા વગર કિલ્લો છોડવાની તથા ગુજરાત પાછા જવાની ફરજ પડશે. હિંદુઓએ પોતાના હલકા કાવાદાવા શરૂ કર્યા અને ૨૫ તારીખ અને શુક્રવારે અને ઘેરાને ત્રીજે દિવસે પીથુરાએ ( પૃથ્વીરાય ) પોતાના કેટલાક સગા તથા માણસો સાથે કયસરખાન તથા ખુદાવંદખાન પર તેઓને લાયક ભેટ મોકલી અને શરણુ માગ્યું. વળી તેણે ઘેરાયલા માણસોને પોતાના કુટુંબ કબીલાને બહાર લઇ જવા અને સુલતાનના માણસોને કિલ્લો હવાલે કરવા થોડા વખતની મહેતલ માગી. કયસરખાન તથા ખુદાવંદખાને તેમને સુલતાનના આગળ રજૂ કર્યા. સુલતાને તેમને પાછા સહીસલામત મોકલવાનું તથા એક માસ લડાઇ ન ચલાવવાનું વચન આપ્યું. હિંદુઓએ એ કિલ્લો ખાલી કરવાનો પેતરો રમવા માંડ્યો

અને તે દરમ્યાન મેદનીરાયને લખ્યું કે તેમની ઇચ્છાનુસાર બધું કરવામાં આવ્યું છે અને રાણાથી જે કાંઇપણ બની શકે તે કરવામાં હવે તેમણે ઢીલ કરવી જોઇએ નહિ.

મેદનીરાય રાણા પાસે ગયો અને કહ્યું કે “આપણામાં આપના જેવા બીજા કોઇપણ રજપુત વીર નથી. અમે આપની જાતનાજ છીએ. જો આ મુસ્કેલીમાં અમને આપ મદદ નહિ કરો તો પછી કોણ કરશે?” મદદના બદલામાં રાણાને સુલતાન મહમૂદના તબેલામાંથી કેટલા બેનમૂન હાથી તથા તેની તિજોરીમાંથી ઉમદા ઘરેણાં કે જે મેદનારાયના પોતાના હવાલામાં હતા તે આપવાનું કહ્યું. રાણાએ મન સાથે વિચાર્યું કે હું સારંગપોર લગી જઇશ અને ઘરેણાં તથા હાથી લીધા પછી વખતને અનુસરી વર્તીશ. ત્યારપછી એક જંગી લશ્કર લઇ રાણાએ સારંગપુર કે જે માળવા પ્રદેશની હકૂમત નીચે છે અને માંદુથી ૫૦ કોસ દૂર છે તે તરફ કૂચ કરી. જ્યારે સુલતાનને આ કેફીયતની ખબર પડી ત્યારે કિલ્લાના લશ્કરની દગલબાજી તથા બંધાઈ એકદમ તેની નજર આગળ ખુલ્લી પડી. તેણે આદીલખાન આસીરી અને મલિક કિવાચઉલમુલ્કને બહાદુર અમીરો તથા ચુનંદા શુરવીરો આપી રાણા સામા મોકલ્યા અને લશ્કરને ફરમાવ્યું કે ફરીથી કિલ્લાને ઘેરો ઘાલવો અને જેમ બને તેમ જલદીથી કિલ્લો સર કરવા કોશીશ કરવી. સિપાઇઓએ એટલા તો જોરથી ઘેરાનું કામ ચલાવ્યું કે ત્રીજે દિવસે સફર મહિનાની બીજી તારીખે કિલ્લો જીતી લીધો અને ઘણા હિંદુ લોકોને કતલ કર્યા. એમ કહેવાય છે કે હિંદુ લોકોના ૧૯,૦૦૦ માણસો માર્યા ગયા અને તેમાં ૫૭ પ્રખ્યાત સરદારો હતા. પરવરદિગાર ખરી વાત તો જાણે. હિંદુ લોકોના સરદારોના નામ નીચે મુજબ હતાઃ—

પીથુરા (પૃથ્વીરાજ), ઉદયકરણ, ખાન (કહાન) દેવ, અજયબદેવ, ધાઝીખાન, શાદીખાન, રતનચંદ, માણેકચંદ, બહાદુરખાન, દોલતખાન, અખયચંદ, કીરતચંદ, ડુંગરસી, ગંગુ, બીકરમસી મલીખાન, રાયજગત, ધરમસીંગ, ભાણસીંગ, જેતસીંગ, ફતેહખાન તથા તેના નબીરાઓ, ડુંગરસી તથા કાકરહાના નબીરાઓ તથા બીજાઓ. આ બીના હિ. સન ૯૨૪ (ઇ. સ.

૧૫૧૮ ) માં બની કે જે વરસ નીચલી કવિતા પરથી ઉપજાવી શકાય છેઃ—

મુઝફ્ફરશાહે માંદુ જીતી લીધું કે જેની રાજ્યધાની અસલ ધાર હતી. (૨) જો તમે ફતેહનું વરસ પુછો તો તે હિંદુ લોકોની પરેશાનીમાં સમાયલું છે. (ફારસીમાં ગણવાની અબજદ નામની પદ્ધતિ છે અને તે ઉપરથી કોઇપણ ફારસી શબ્દ પરથી વરસ ઉપજાવી શકાય છે.) આ લીટીમાં પરેશાનીપરથી તે વરસ ઉજાવી શકાય છે. વળી નીચેની અરબી મીસરા ઉપરથી પણ તે વરસ નીકળી આવે છેઃ—

કદ ફતાહલ, માંદુ સુલતાન નુના. ખરેખર આપણા સુલતાને માંદુ જીતી લીધું છે.

સૈયદ જલાલુદીન મુનવર-ઉલ-મુલ્ક બુખારી અને આ બીના નજરે જોનાર મલિક મહમૂદ લખે છે કે આ ધાર્મિક લડાઇમાં કેટલાક હિંદુ લોકોને કોઇ ધાયેબ શક્તિએ ઠાર કર્યા. મજકુર મલિક આ ફતેહ વખત સુલતાનની સાથે હતો. તે લખે છે કે હિંદુ લોકોનો પરાજય થયા પછી તેઓએ અમારે માટે કિલ્લાના દરવાજા ખોલ્યા ત્યારે અમારામાંના કેટલાક આદમી લઇને અમે કિલ્લાપર ચઢ્યા. અમે હવેલીઓ તરફ જોતા હતા. જ્યાં જ્યાં અમને હિંદુઓ મળતા ત્યાં ત્યાં અમે તરત તેઓને ઠાર કરતા. અકસ્માતથી અમે એક હવેલી પર પહોંચ્યા. તેના દરવાજા અંદરથી બંધ કરેલા હતા. અમે ધાર્યું કે અંદર હિંદુ લોક હોવા જોઇએ. અમે દરવાજા તોડી નાંખ્યા અને અંદર પેઠા, પણ મકાન તદન ખાલી જોયું. ખોળતાં જમીનની અંદર એક ભોંયરૂં નજરે પડયું અને તેમાં એવા ઇરાદાથી પેઠા કે કદાચ અંદર હિંદુ લોકો ભરાઇ બેઠા હોય. પરવરદિગારનું નામ દઇ અંદર પેઠા તો જોયું કે લગભગ ચાલીસ હિંદુઓને ધડથી માથા છૂટા સાથે" કતલ થયેલા જોયા. તેમાંના એકમાં થોડો જીવ રહ્યો હતો. અમે તેને તે બાબતની પૂછપાછ કરી. તેણે કહ્યું કે જાન બચાવવાને ખાતર અમે ભોંયરામાં સંતાયા હતા. એકાએક કોઇ દેવાંશી પુરૂષ નાગી તરવાર લઇ ત્યાં આવ્યો અને અમને બધાને ધડથી માથા છૂટા કરી ઠાર કર્યા. થોડા વખતમાં તેણે ( જવાબ આપનારે ) પણ જહનમનો રસ્તો લીધો.

ટુંકમાં જ્યારે સુલતાન વિજયનો તથા ફતેહનો વાવટો ઉડાવતો કિલ્લા ઉપર આવ્યો ત્યારે કેટલાક તેના ખેરખાહોએ (સુલતાનને) કહ્યું કે માળવાનો મુલક ગુજરાત કરતાં વિસ્તારમાં મોટો છે અને ઘણીજ મુશ્કેલીથી હાથમાં આવ્યો છે. તે જીતવામાં દસ હજાર મશહુર લડવૈયાઓ માર્યા ગયા છે તેથી તે સુલતાન મહમૂદને હવાલે કરવામાં કાંઈ સાર નથી.

એતઃ

"જ્યાં લગી કોઇ પણ માણસે એવડી ધારવાળી તલવાર ઉગામી મારી નથી ત્યાં લગી રાજ્ય તેને વારસામાં મળી શકતું નથી."

આ શબ્દો સાંભળી સુલતાન કિલ્લા ઉપરથી નીચે ઉતર્યો અને સુલતાન મહમૂદને કહ્યું કે "નજર રાખજે કે અમારામાંનો કોઇ પણ માણસ કિલ્લામાં રહે નહિ." સુલતાન મહમૂદે કહ્યું કે "જે દોલત અને સુખ હું હાલ ભોગવું છું તે આપની મહેરબાનીથી છે. રાજ્ય, પૈસા તથા કુટુંબનો ભેગો આપને લીધે થયો છું. જો આપ કિલ્લામાં થોડા દિવસ રહેશો તો મને ઘણુંજ માન મળ્યું સમજીશ." સુલતાને કહ્યું કે "પરમેશ્વર કરશે તો આજથી ત્રીજે દિવસે હું તારો મહેમાન થઇશ. અત્યારે તો હું કહું છું તે બરાબર છે." સુલતાન મહમૂદે ગમે તેટલો આગ્રહ કર્યો તો પણ સુલતાન મુઝફ્ફરે માન્યું નહિ.

એમ કહેવામાં આવે છે કે કેટલાક દિવસ પછી સુલતાન મુઝફ્ફરના એક જોડીદારે કિલ્લામાંથી આટલી ઉતાવળે નીચે ઉતરી આવવાનું તેને કારણ પૂછ્યું. તેણે કહ્યું કે લોકો મને કિલ્લો સુલતાન મહમૂદને હવાલે ના કરવા માટે બહેસ કરતા હતા, અને આ લડાઇ ધાર્મિક લડાઈ ગણી હું તેમાં ઉતર્યો હતો. મને બીક લાગતી હતી કે, પરવરદિગાર ન કરે, મારા મગજમાં લાલચ ઘર ઘાલે અને તેથી હું તરતજ નીચે ઉતર્યો અને ખરાબ વિચારોને મારા મગજમાં ઘર ઘાલવાની તક આપી નહિ. આમાં મેં સુલતાન મહમૂદ પર કાંઇ પણ મહેરબાની બતાવી નથી. બલકે મારા પર તેણે મહેરબાની બતાવી છે કારણ કે એને લીધે કરીને મને આ સુખ મળ્યું છે. (સુલતાન મુઝફ્ફરે પોતાની મુરાદ હાસલ કરી તે સુખ).

જડાવ કમરપટા વિષેની હકીકત એ છે કે જ્યારે સુલતાન મહમ્મદના દીકરા સુલતાન કુતુબુદ્દીને કપડવંજની લડાઇમાં સુલતાન મહમૂદ ખીલજીને હરાવ્યો ત્યારે જે ખુનખાર કતલ ચાલી તેનું વર્ણન થઇ શકે એમ નથી. નશીબના જોરથી તે કયામતના દિવસને મળતી આવે એવી લડાઇની ગડબડમાં સુલતાન કુતુબુદ્દીનનો જામેદાર કે જેના કબજામાં તે જડાવ કમરપટો હતો તેના ઘોડાએ દુશ્મનની હારમાં ઝંપલાવ્યું. ઘોડો એટલો તો મસ્તી પર ચઢયો કે જામેદાર ઘોડાપરથી ગબડી પડયો અને દુશ્મનના હાથમાં પકડાયો. તેની પાસેથી જડાવ કમરપટો લઇ લેવામાં આવ્યો અને માળવાના સુલતાન મહમૂદને તે સોંપવામાં આવ્યો હતો. જ્યારે સુલતાન મુઝફ્ફરના જોરાવર હાથથી માળવાનો કિલ્લો સર કરવામાં આવ્યો ત્યારે તે કમરપટો માળવાના સુલતાનની તિજોરીમાં પડયો હતો. સુલતાન મહમૂદે તે પટો સુલતાનને લાયક તલવાર તથા ઘોડા આપી પોતાના પુત્ર કે જેણે કિલ્લાની ફતેહને દિવસે હિંદુ લોકોના કેદખાનામાંથી છૂટાપણું મેળવ્યું હતું તેને સુલતાન મુઝફ્ફર પાસે મોકલ્યો અને સુલતાને કિલ્લામાં આવવાનું આમંત્રણ મોકલ્યું. સુલતાને તે વાત કબૂલ રાખી, અને માન તથા ઇનામ સાથે શાહઝાદાને પાછો રવાના કર્યો. સુલતાન મહમૂદે પોતાની ખુશાલી દર્શાવવા શહેરના લોકોને શહેર શણગારવા તથા શહેરમાં રોશની કરવા ફરમાવ્યું અને મહોલાઓમાં સાફ કરી તેમાં પાદશાહી જાજમો બીછાવી દીધી. સુલતાન મહમૂદે આ બધી તૈયારીઓ એટલી તો દમામમાં કરી કે તેની સુંદરતાનું વર્ણન થઇ શકે એમ નથી. સફર મહિનાની ૧૧ મી તારીખે પોતાના વચન પ્રમાણે સુલતાન મુઝફ્ફર કિલ્લામાં દાખલ થયો. માંદુના નાના મોટા બલકે પરદેનશીન ઓરતો તથા છોકરાઓ તે સવારી જોવા પોતાની દિવાલો તથા ઝરૂખામાં આવ્યા અને તેઓએ સુલતાનના ગુણ ગાયા. સુલતાન મહમૂદે પરોણાચાકરીમાં કાંઇ બાકી રાખ્યું નહિ અને ઘણીજ નમ્રતા બતાવી. મીજબાની થઇ રહ્યા પછી સુલતાન ( મુઝફ્ફર ) ને તેણે મહેલો બતાવ્યા. તે અરસામાં તેઓ એક મહેલ આગળ આવી પહોંચ્યા કે જેની અંદર કાબા અથવા મક્કાના દેવલના જેવું મકાન ચણવામાં આવ્યું હતું ને અંદર નકસી કામ કરવામાં આવ્યું હતું.

વળી તેને સોનાનો ઓપ આપવામાં આવ્યો હતો અને તેની આસપાસ ઓરડાઓ કાઢવામાં આવ્યા હતા. જ્યારે સુલતાને તે મકાનના ઉમરા ઉપર પોતાના મુબારક કદમ મૂકયા કે તરતજ સુલતાન મહમૂદના જનાનખાનાની સ્ત્રીઓ કે જેઓએ સુંદર વસ્ત્રો પહેર્યાં હતા તથા બહુજ રૂબાબથી ઘરેણા-ગાંઠાથી સજ્જ થઈ હતી તેઓએ એકદમ પોતાના ઓરડાના બારણા ખોલી દીધા અને તેઓ અપસરા તથા દેવાંગના જેવી દીપવા લાગી.

એમ કહેવામાં આવે છે કે સુલતાન મહમૂદે પોતાના જનાનખાનામાં ૨૦૦૦ પદમણીઓ ભરી હતી. માંદુના સુલતાનોની જાહોજલાલી એટલી તો હતી કે તેનો કયાસ પણ થઇ શકે નહિ. ખાસ કરીને તેમાં સુલતાન ગ્યાસુદીન મોજશોખને માટે એટલોતો મશહુર હતો કે જો હમણાંના વખતમાં કોઇ મોજશોખ તથા એશઆરામની ટોંચપર પહોંચે છે તો લોકો તેને બીજા ગ્યાસુદીનની ઉપમા આપે છે. આ સુલતાનનો ફરમાન એવો હતો કે જે કોઇ ખબરથી ( સુલતાનને ) દિલગીરી પેદા થાય અથવા તો જેમાં દિલગીરી પેદા થવાનો સંભવ હોય તેવી કોઇપણ બાબત તેના આગળ બ્યાન કરવી નહિ. એમ કહે છે કે સુલતાનની આખી જીંદગીમાં ફક્ત બે વખત દિલગીરી ભરેલી ખબર તેને કહેવામાં આવી હતી. એક વખત જ્યારે તેનો જમાઇ મરી ગયો અને તેની છોકરીને સફેદ કપડાંમાં તેની નજીક લાવવામાં આવી ત્યારે. આ વખતે સુલતાનની નજર જ્યારે પોતાની છોકરી પર પડી ત્યારે તેણે કહ્યું કે તેણીનો ભરથાર મરણ પામ્યો છે, કારણકે હિંદુસ્તાનના લોકોનો રિવાજ એવો છે કે જ્યારે કોઇ સ્ત્રીનો ભરથાર મરણ પામે છે ત્યારે તે રંગબેરંગી કપડાં પહેરતી નથી. બીજી વાર જ્યારે સુલતાન બહીલોલ લોદીના લશ્કરે ચંદેરીના કેટલાક પ્રાંતો લૂંટયા ત્યારે. જો કે સુલતાનને આ બાબતની ખબર આપવાની જરૂર હતી તોપણ કોઇ પણ વઝીરની તે ( સુલતાનને ) કહેવાની તાકાત હતી નહિ. ભાંડના એક ટોળાને અફઘાન લોકોનાં કપડાં પહેરી જે જે પરગણાં લૂટાયાં હતાં તેનાં નામ લઇ તે લૂંટાતા હોય એવું કરી બતાવવા કહેવામાં આવ્યું હતું અને તેઓએ તે પ્રમાણે ભજવી બતાવ્યું. સુલતાને કહ્યું કે “ ચંદેરીનો હાકેમ મરી ગયો છે કે તે પોતાનાં લૂંટાયલાં પરગણાં લઇ શકતો નથી ” ?

ટુંકમાં સુલતાન મહમૂદના જનાનખાનાની સ્ત્રીઓ સ્વર્ગના મોરનીમાફક જવાહીર તથા સોનાથી ભરેલી થાળો લઇ સુલતાન મુઝફ્ફરના ઓવારણું લેવા નીકળી આવી. નીચેની બેતની મતલબ આ ટાંકણે બંધ બેસ્તી આવે છે

મારી પ્રિયતમાને જોવા હૂરીઓ એક હારમાં ગોઠવાઈ રહી હતી. સ્વર્ગના બાગબાનો અજાયબીમાં તાળીઓ પાડતા હતા.

જ્યારે સુલતાન મુઝફ્ફરની નજર તેની ખૂબસુરતીપર પડી ત્યારે તેણે નમન કર્યું અને કહ્યું કે "પારકાનાં બૈરા પર નજર કરવી તે પાપનું મૂળ છે." સુલતાન મહમૂદે કહ્યું "આ બધી મારી માલકીનું છે અને મને આપે આપની મારા પ્રત્યેની મહેરબાનીથી ખરીદી લીધો છે. શાસ્ત્ર આધારે ગુલામ અને તેની મિલકત તેના શેઠનીજ છે અને તેટલા માટે તે આપને હલાલ છે અને આ બધી મારી તરફની આપને ભેટ છે." સુલતાને કહ્યું "એ બધી પાછી હું તેમને બક્ષું છું માટે તેઓને પડદામાં જવા ફરમાવો." સુલતાન મહમૂદ તરફથી ઇશારત થતાં પરીઓની માફક તેઓ અદ્રશ્ય થઇ ગઇ. સુલતાન બહાર આવ્યો અને તે દિવસ તથા રાત્રી સુલતાન મહમૂદની પરોણાગતનો સ્વાદ ચાખ્યો. બપોરની નિમાઝ પછી સુલતાન મુઝફ્ફરે રજા લીધી. સુલતાન મહમૂદે તેને સુંદર ભેટો જેવી કે આરબ અને તુર્કી ઘોડા, પહાડ જેવા હાથી,રંગબેરંગીન કુમાસના તાકા તથા જાતજાતનાં જવાહીરો નઝર કરી. એમ કહેવામાં આવેછે કે જો કે સુલતાન મહમૂદ ઉપર વર્ણવ્યા પ્રમાણે સુલતાન મુઝફ્ફરની મદદ મેળવવા માંડુ છોડી ગયો હતો તોપણ મેદનીરાયે (સુલતાન મહમૂદ) તેના જનાનાની સ્ત્રીઓને મળતા વર્ષાસનમાં કાંઇપણ ફેર કર્યો હતો નહિ, અને આભૂષણો, અત્તરો, તથા રોકડ પૈસા તે સ્ત્રીને જે મળતા હતા તે તેજ પ્રમાણે ચાલૂ રાખ્યા હતા. તે લોકોના જવાહીર જે તેમના કબજામાં હતા તે તેમની પાસે રહેવા દીધા હતા. તે દરરોજ એક વખત દરબારમાં પધારતો અને પોતાની દુઆસલામ તેમને કહેવડાવતો અને એમ કહેતો કે "મેં કાંઇપણ રાજદ્રોહી ચલણુ આચર્યું નથી કે જેથી સુલતાને દિલગીર થઇ ચાલ્યા જવું જોઇએ. તમે સુલતાનને અરજ કરો કે તે પાછો પોતાને મુલક આવે અને વઝીરની પદવી બીજા કોઇ માણસને એનાયત કરે. હું તો તેના પગરખાં

ઉચકવા તૈયાર છું." આવા આવા શબ્દો કહી પોતે રૂખસત લેતો અને સુલતાનના વખતમાં જેમ જનાનાનો કારોબાર ખોજાઓને આપવામાં આવતો હતો તેજ પ્રમાણે ચાલતો.

ટુંકમાં વિજયને દિવસે શાદીખાન અને ગંગુ, કે જે કિલ્લાના લશ્કરના મોટા સરદારો હતા તે માર્યા ગયા અને હેમકરણ અને બુધાન એક બારીમાંથી નાસી જઇ મેદનીરાયને મળ્યા. કતલની ખુનખારીએ કિલ્લામાંના લશ્કર પર એવી તો અસર કરી હતી કે બુધાને તે ખુનરેજીનો થોડોક વૃતાંત મેદનીરાયને કહ્યો અને પાણી માગ્યું અને પાણી પીતાની સાથે નીચે ગગડી પડયો અને મરી ગયો. આ બનાવ નજરે નિહાળી મેદનીરાય તથા રાણો બંને ઘણાજ ગભરાયા. મેદનીરાયે કહ્યું "મારાં સગાંવહાલાં બધાં માર્યા ગયાં છે. મારાં બૈરાં છોકરાંઓ મુસલમાન લોકોના હાથમાં કેદ પકડાયા છે તો હવે મારે જીવીને શું કરવું છે?" તેણે પોતાને ઠાર કરવાનો પ્રયત્ન કર્યો રાણાએ તેને વાર્યો અને પોતાની સાથે ચિતોડ લઈ ગયો. એમ કહેવાય છે કે એક રાતમાં તેઓએ ૩૭ કોસ કાપ્યા અને પછી મુકામ કર્યો. વખાલપુર જે માંદુથી ૧૫ કોસ દૂર છે, ત્યાં આદીલખાને રાણાની નાસી જવાની વાત સાંભળી. સુલતાનને તે બાબત જણાવી અને તેની પૂંઠ પકડવા સુલતાન પાસે રજા માગી, તેણે સુલતાનને તેઓની પૂંઠ પકડવાનું દુરસ્ત ન લાગ્યું અને આદીલખાનને પોતાની પાસે બોલાવી લઇ પોતાના તખ્તગાહ તરફ રવાને થયો. દેવાલા મુકામ લગી સુલતાન મહમૂદ મુઝફ્ફર સાથે ગયો, અને ત્યાંથી સુલતાન મુઝફ્ફરે આસફખાન અને બીજા કેટલાક અમીરોને સુલતાન મહમૂદની મદદમાં રહેવા નીમી સુલતાન મહમૂદને પાછા ફરવાની રજા આપી. આસીરના આદીલખાનને પણ તે મુકામ પરથી આસીર અને બુરહાનપૂર તરફ રવાના થવાની રજા આપી અને પોતે ત્યાંથી પુરભપકામાં ઇડર તરફ સીધાવ્યો અને શિકારને માટે થોડો વખત ત્યાં મુકામ કર્યો. ત્યાંથી પછી સુલતાન મહેમદાવાદ આવ્યો અને ઉનાળા તથા ચોમાસાની મોસમ પોતાની રાજધાનીમાં એશઆરામમાં પસાર કરી અને લશ્કરે પણ રસ્તાની તથા લડાઈની મુશ્કેલીઓ પછી ત્યાં આરામ લીધો.

હિ. સન ૯૨૫ ( ઈ. સ. ૧૫૨૦ ) માં એવી ખબર મળી કે સુલતાન મહમૂદે કાકરૂન ( સરકારે કારવન ) પર સવારી કરી છે. હેમકરણ કે જેનું વર્ણન ઉપર કરવામાં આવેલું છે તેના કબજામાં તે જગ્યા હતી. લડાઇમાં તે સુલતાનના હાથમાં સપડાયો અને સુલતાને તેને ઠાર કર્યો. આ ઉપરથી રાણાએ જંગી લશ્કર ભેગું કર્યું, અને સુલતાન મહમૂદ સાથે લડાઇને માટે પ્રયાણ કર્યું. જબરજસ્ત લડાઇ થઇ. ટુંકમાં સુલતાન મહમૂદ ઘાયલ થઇ રાણાના હાથમાં સપડાયો, તેના લશ્કરનો પરાજય થયો અને ઘણા મુસલમાનો માર્યા ગયા. આ હકીકત સાંભળી સુલતાનને ઘણુંજ લાગી આવ્યું, અને માન્દુના કિલ્લાનું રક્ષણ કરવા લશ્કર મોકલ્યું. આ સાંભળી રાણો પાછો ફર્યો, અને ચિતોડ પોતાની રાજધાની તરફ સીધાવ્યો. એમ કહેવાય છે કે જ્યારે લડાઇના મેદાનમાં સુલતાન મહમૂદ ઘાયલ થઇ પડયો ત્યારે રાણાના કેટલાક માણસે દોડી જઇ રાણાને ખબર આપી. રાણો જાતે આવ્યો અને ઘણાજ માનથી સુલતાનને પાલખીમાં બેસાડી ચિતોડ લઇ ગયો. પોતાની નજીકમાં એટલે કે માંદુના મુલકની આસપાસ દિલ્હીનો પાદશાહ સુલતાન ઇબ્રાહીમ લોદી, ગુજરાતનો સુલતાન, સુલતાન મુઝફ્ફર એવા મુસલમાન બાદશાહો હતા તેની બીકને લીધે રાણો સુલતાન મહમૂદ સાથ ઘણીજ સલુકાઇથી વર્ત્યો. જ્યારે સુલતાનના ઘા રૂઝાયા ત્યારે ઘણાજ માન સહીત કેટલા મૂકામ લગી ( રાણો ) પોતે સાથે ગયો અને પછી તેને રજા આપી અને સુલતાન વેર લે નહિ તેટલા માટે તેના છોકરાને પોતાની પાસે જામીન તરીકે રાખ્યો. સુલતાન મહમૂદ મંદુ આવ્યો.

ટુંકમાં મજકુર વરસમાં સુલતાન મુઝફ્ફર મહેમદાવાદથી ઇડર આવ્યો. થોડો વખત ત્યાં શિકારગાહમાં શિકાર કરી ત્યાંના થાણેદાર નસ્રત-ઉલ-મુલ્કને ત્યાંથી બદલ્યો અને તેને બદલે મલિકહુસેન કે જેને નિઝામખાનનો ખિતાબ આપવામાં આવ્યો હતો અને જે બહાદુરી અને હિંમતમાં તે વખતનો રૂસ્તમ હતો તેને નીમ્યો, અને પોતે અમદાવાદ સીધાવ્યો. આ ફેરફારીને માટે વઝીરોએ પોતાનો અણગમો બતાવ્યો. સુલતાને કહ્યું “ તમારા બધામાંથી એને એકલા તરીકે ચૂંટી કાઢયો છે માટે તમારી દિલગીરી નકામી છે.”

આથી વઝીરોએ નિઝામખાન તરફ દુશ્મનાઈ રાખી અને તેનું કાસળ કાઢવાની પેરવી કરવા માંડી. હિ. સન. ૯૨૬ (ઇ. સ. ૧૫૨૪) માં એક રજપુત ભાટ નિઝામખાનના દરબારમાં આવ્યો અને કહ્યું કે "હિંદુસ્તાનની અંદર રાણા જેવો આજે બીજો કોઇ પણ રાજા નથી. તે રાયમલને મદદ કરે છે અને તમે કદાચ થોડો વખત ઇડરમાં રહેશો પણ આખરે તે તો રાયમલનાજ હાથમાં આવવાનું છે." નિઝામખાને કહ્યું "જ્યાં સુધી હું અહીં બેઠો છું ત્યાં સુધી એવો કોણ કુતરો છે કે જે રાયમલને મદદ કરી શકે? જો તે મરદ (આદમી) હોય તો સામે કેમ આવતો નથી?" ભાટે જવાબ આપ્યો "તે થોડા વખતમાં આવશે." નિઝામખાને કહ્યું "જો તે નહિ આવશે તો તે કુતરો છે. વધારામાં એક કુતરાને લાવી બાંધ્યો અને કહ્યું કે જો રાણો નહિ આવશે તો તેને આ કુતરા જેવો સમજવો." ભાટ ત્યાંથી ચાલી નીકળ્યો અને રાણા પાસે ગયો અને આ હકીકત કહી સંભળાવી. રાણો સાપની માફક ઉછળ્યો અને એકદમ શહેર બહાર તંબુ ઠોકયા અને ઉતાવળી કૂચ કરી સિરોહી આવ્યો.

આ સાંભળી સુલતાને ઇડર મદદ મોકલવાનો વિચાર કર્યો. સુલતાનના વઝીરો કે જેઓ નિઝામખાન તરફ દુશ્મનાઇ ધરાવતા હતા તેઓએ જાહેર કર્યું કે "રાણાની શી તાકાત છે કે સુલતાનના નોકરો સાથે ટક્કર ઝીલે ?" તે વખતે કાસદો એવી ખબર લાવ્યા કે રાણો ચિતોડ તરફ પાછો ફર્યો છે અને આ ખબર તે વખતે ખરી પડી.

સુલતાન-કિવામ-ઉલ-મુલ્કને અમદાવાદ શહેર સોંપી પોતે મહેમદાવાદ ગયો. રાણો પાછો ફરી વાઘડ કે જે ઇડરની પૂર્વમાં આવેલું છે તે તરફ ગયો. નિઝામખાને સુલતાનને લખ્યું કે રાણો ચાલીસ હજાર સવાર લઇ ઇડર પર ચઢાઇ કરવા વાઘડ આવ્યો છે અને ઇડરની અંદર પોતાના હાથ નીચે પાંચ હજાર સવારનું લશ્કર છે અને વળી તેમાંના ઘણા અમદાવાદ ગયેલા છે. નિઝામખાન તરફ અદાવતને લીધે વઝીરોએ આ અરજી સુલતાનને બતાવી નહિ. મોટા માણસોએ લખ્યું છે કે કીનાખોર તથા ખંધા

વઝીરોએ કેટલા રાજ્ય પાયમાલ તથા કેટલા માથા ( માણસો ) પોતાની ખંધાઇ તથા કીનાના આવેશમાં ધુળ ભેગા કર્યા નથી ?

રાજાઓને આવા માણસોને પોતાના વજીર તરીકે નહિ નીમવામાં ડહાપણ તથા હોશિઆરી વાપરવાની જરૂર છે. ટુંકમાં મદદ મોકલવામાં ઘણીજ ઢીલ કરવામાં આવી. રાણો ઝડપથી ઇડર પર આવી પહોંચ્યો. નિઝામખાન કે જેને મુબારીઝ-ઉલ-મુલ્કનો ખિતાબ તે અરસામાં એનાયત કરવામાં આવ્યો હતો તેણે બીજે દિવસે લડાઇમાં ઉતરવાનો વિચાર દર્શાવ્યો પણ તેના માણસોએ તેને કહ્યું કે "રાણા પાસે હુમલા માટે ૪૦ હજાર સવાર છે ને આપણી પાસે ફક્ત ૯૦૦ સવાર છે તો તે રાણા સાથે શું ટક્કર ઝીલી શકશે ? આથી સુલતાન ગુસ્સે થશે અને કદાચ પરાજય પામ્યા તો આખા રાજ્ય પર નામોશીનો ડાઘ લાગશે." મુબારીઝખાન પોતાના વિચારમાં મક્કમ રહ્યો. આખરે ઘણો વિચાર કરી એવા નિશ્ચયપર તેઓ આવ્યા કે તેઓએ અહમદનગર જવું અને કિલ્લાને મજબૂત કરી તોપ તથા ગોળાથી બીજી મદદ આવી પહોંચે ત્યાં લગી લડાઈ ચલાવવી અને પછી બરાબર લડાઇ લડવી. મુબારીઝખાનને તેની મરજી વિરૂદ્ધ (ખાહી નખાહી) અહમદનગર લઇ ગયા. ઇડરના કિલ્લામાં સુલતાનના પોતાના ૧૦૦ સીલેહદારો હતા. તેઓએ કેસરીયાં કરવા નક્કી કર્યું ને ઇડરના કિલ્લામાં એવી રીતે છુપાઇ રહ્યા કે મુબારીઝખાનને ખબર પડી નહિ. જ્યારે રાણો ઇડર આવ્યો ત્યારે તેઓ લડાઇમાં ઉતર્યા અને બધા માર્યા ગયા. તેમાંનો મુખ્ય મલિક બખન ઉથારીયા હતો, અને તેને આ રસ્તો અખ્ત્યાર કરવાનું કારણ એ હતું કે વઝીરોએ તેને કહ્યું કે " મલિક એક એવું કામ કરશે કે જેથી મુબારીઝ-ઉલ-મુલ્કને શરમીંદા થવું પડશે. "

એમ કહેવાય છે કે મુબારીઝખાનની પ્રશંસામાં એક ભાટે એક કવિતા બનાવી હતી અને તેની અંદર રાણાના લશ્કરને કલંક તથા મુબારીઝખાનના લશ્કરને બાઝની ઉપમા આપી હતી. જ્યારે રાણો ઇડર નજીક આવ્યો ત્યારે તેણે તે ભાટને પૂછ્યું કે " તું કહેતો હતો તે રાજવી બાઝો ક્યાં ગયા છે ?" તે અરસામાં કિલ્લામાં જે શૂરવીરો હતા તે નીકળી આવ્યા અને રાણાના

લશ્કરની આગળ જે માણસો હતા તે નાસી ગયા. ભાટે કહ્યું "જૂઓ ! જે રાજવી બાઝો વિષે મેં કહ્યું હતું તે આ આવ્યા !" ટુંકમાં (અહમદનગર જતાં) રસ્તામાં મુબારીઝખાનને ખીઝરખાન, અસદ્‌ખાન, ધાઝીખાન, શુજા–ઉલ–મુલ્ક અને સેયફ–ઉલ–મુલ્ક જે અહમદનગરથી આવતા હતા તે મળ્યા. તેઓએ મુબારીઝખાનને કહ્યું "તમારે ઇડરમાં રહેવું જોઇતું હતું. અમે ઇડરજ આવતા હતા અને ત્યાં આપણે ભેગા રાણા સાથે લડાઇમાં ઉતરત. કાલે જો રાણો અહમદનગર પર ચઢી આવશે તો અમે એમ કહેવાની તક નહિ આપીશું કે આ હિંદુ કાફરની બીકથી ડરી અમે કિલ્લાનો આશ્રય લીધો. આપણે તેની સાથ ખુલ્લા મેદાનમાં લડશું. આપણે જો ઇડરમાં એની સાથે લડતે તો વધારે સૂતરૂં પડતે." મુબારીઝ–ઉલ–મુલ્કે કહ્યું "મારા મદદગારોએ અહમદનગર જવાની સલાહ આપી. જો કે હું તે વર્તન વિરૂદ્ધ હતો. હવે સલાહ આપને આપવાની છે અને હું પણ તે સલાહને મળતો આવું છું." તેઓ અહમદનગરની નજીકમાં મળ્યા હતા તેથી પાછા અહમદનગર આવ્યા. સવારમાં સજ્જ થઇ તેઓ બહાર આવ્યા અને પોતાના લશ્કરને હારબંધ ગોઠવી તૈયાર ઉભા. બધું મળી તેઓ પાસે ૧૨૦૦ સવાર તથા ૧૦૦૦ પાયદલ બંદુક સાથે હતા. એક દિવસમાં રાણાનું લશ્કર પહાડની માફક ઇસલામી લશ્કરની ચોતરફ પથરાઇ વળ્યું. ઈસલામી લશ્કર કે જેની અંદર મુબારીઝખાનના ૧૨૦૦ સવાર અને ૧૦૦૦ પાયદળ અને બીજા અમીરોના ૪૦૦ સવારો હતા તેઓએ મરવાનું નક્કી કર્યું હતું અને અલ્લાહ અલ્લાહની બૂમ મારતાં તેઓએ લડાઈમાં ઝંપલાવ્યું અને રાણાના લશ્કરના આગલા ભાગ પર મારો ચલાવ્યો અને વચલા ભાગ પર તુટી પડી તેનો પરાજય કર્યો. આ પ્રમાણે રાણાના ૨૦,૦૦૦ ઘોડેસવારને હરાવ્યા અને મારઝુડ કરતા એક કોસ આગળ નીકળી ગયા અને જે લશ્કર તેમની પાછળ હતું તેની નજર બહાર ચાલી ગયા. પાછલા લશ્કરે એમ ધાર્યું કે આગલું લશ્કર કપાઇ ગયું છે અને તેમાંનો એક પણ આદમી પાછો ન આવવાથી તેઓ અહમદનગર તરફ નાસી ગયા. ટુંકમાં મોતથી નહિ ડરતાં ધાઝીઓએ હિંદુ લોકના લશ્કરના આગલા ભાગને હરાવ્યું અને મધ્ય

ભાગ પર તુટી પડી તેમ પણ ભંગાણ પાડયું. આ લડાઇમાં ધાઝીખાન, ઇરાદતખાન અને સુલતાનશાહ જેઓ આ બહાદુર લડવૈયાના સરદાર હતા તેઓ ઝખમી થયા અને તઓનાં ઘણાં માણસો માર્યા ગયાં. ઘણા તો લડાઇના મેદાનમાં ઘવાણા થઇ પડયા અને થોડાજ બીન ઝખમી રહ્યા હતા.

મુબારીઝખાનના માણસોએ જોયું કે તેઓ એક પહાડ સાથે ટક્કર ઝીલતા હતા અને પરિણામમાં તેઓના માથા ભાંગી જશે અને પહાડને કાંઇપણ ઇજા પહોંચશે નહિ તેથી તેઓએ તેને જોર જુલમથી પકડી અહમદનગરના કિલ્લા તરફ લઇ સીધાવ્યા કારણ કે તેઓ એમ ધારતા હતા કે અહમદનગરનો કિલ્લો તેઓના લશ્કરના હાથમાં હશે. જ્યારે તેઓ કિલ્લાના દરવાજા આગળ આવ્યા ત્યારે તેઓને માલમ પડયું કે કિલ્લેદારો તેમના આવ્યા પહેલાં કિલ્લો છોડી દઇ નાસી ગયા હતા. મુબારીઝખાન તથા સફદરખાન બુરહના ( પ્રાંતીજ ) કે જે અમદાવાદથી દસ કોસ દૂર છે તે તરફ રવાના થયા. સીધો રસ્તો છોડી તેઓ બીજે રસ્તે ગયા, પણ અસદ ઉલમુલ્ક તથા બીજાઓ તો સીધે રસ્તે ગયા. હિંદુઓ તેમની પાછળ પડયા અને તેઓએ અસદ ઉલમુલ્કને પકડી પાડયો. અસદઉલમુલ્ક પાછો ફર્યો અને તેઓ સાથે લડયો, અને પોતાના માણસો સાથે માર્યો ગયો, અને તેના હાથીઓ તથા સરસામન દુશ્મનોના હાથમાં આવ્યા. રાણાએ અહમદનગરની નજીકમાં મુકામ કરી અહમદનગર લૂટયું અને અહમદનગરના તમામ લોકોને કેદ કર્યા. રાત્રે રાણાએ પોતાના ઉમરાવો તથા વઝીરોને ભેગા કર્યા અને તેઓની સલાહ લીધી. કેટલાકે કહ્યું "અમદાવાદ અહીંથી પચાસ કોસ દૂર છે માટે ઉતાવળથી કૂચ કરી તેનાપર છાપો મારવો." રાણાએ કહ્યું "અહીં મુસલમાન લોકોના ચારસો સવાર હતા અને તેઓએ આપણા ૨૦ હજાર સવારને હરાવ્યા છે, અને તેમાંના પ્રખ્યાત ૧ (એક) હજાર સવાર ઠાર કર્યા છે. જો તેઓના ૪,૦૦૦ સવાર આપણી સામા આવશે તો તેઓની ટક્કર આપણાથી ઝીલી શકાશે નહિ, અને મારા વડવાઓમાંથી કોઇ આટલે દૂર હજુ સુધી આવ્યું નથી અને કોઇએ પણ આવી ફતેહ મેળવી નથી. તેટલા માટે અત્યારે આટલું બસ છે." ગુજરાતના ગરાસીઆએો જે રાણા સાથે હતા તેઓએ રાણાને કહ્યું

"જો તમે અમદાવાદ આવવા માગતા ન હો તો વડનગરનો કસબો નજીક છે. તેના પર લૂટફાટ ચલવી પાછા ફરો કેમકે ત્યાંના રહીશો બધા વેપારી છે, અને ઘણાજ પૈસાદાર છે અને તેથી તમારૂં લશ્કર પુષ્કળ લૂટ મેળવી પાછું ફરશે." સવારમાં તેઓએ વડનગર તરફ કુચ કરી. વડનગરના રહીશો બધા બ્રાહ્મણ હતા. તેઓ ભેગા થઈ રાણા પાસે આવ્યા, અને કહ્યું "અમારી બાવીસ પેઢી આ કસબામાં થઇ છે અને અમારા પર કોઇએ ઝૂલમ ગુજાર્યો નથી, યાતો અમને સતાવ્યા નથી. તમે હિંદુઓના પાદશાહ છો તો અમને હલાક શું કામ કરોછો." રાણાએ વડનગર લૂટવાનું માંડી વાળ્યું પણ તેઓની પાસેથી ખંડણી ઉઘરાવી વીસનગર તરફ સિધાવ્યો. તેના કિલ્લેદારે કિલ્લામાં આશ્રય લીધો. રાણાના માણસોએ કિલ્લો તાબે કરવા કોશીશ કરી પણ સાંજની નિમાઝના વખત લગી દુશ્મનોએ કિલ્લાનો બચાવ કર્યો. આ લડાઇ તથા ધમાધમમાં વીસનગરનો કસબો ખેદાનમેદાન થઇ ગયો. રાત્રે રાણાના તંબુમાં એવી ખબર મળી કે ઐન-ઉલ-મુલ્ક તથા ફતેહખાન જે પાટણનો સુબો હતો તેઓ આવ્યા છે. રાણાનું લશ્કર આખી રાત્રી શસ્ત્રથી સજ રહ્યું, અને મળસકામાં ઇડર તરફ રવાના થયું, અને રાણો ત્યાંથી પોતાના વતન તરફ ગયો.

ટુંકમાં લડાઇને દિવસે કિવામ-ઉલ-મુલ્ક જે અમદાવાદનો હાકેમ હતો તેણે મુબારીઝ-ઉલ-મુલ્કને મદદ કરવા શહેરમાંથી કૂચ કરી હતી, અને વલાદ કસબો કે જે અમદાવાદથી સાત કોસ દૂર છે ત્યાં મુકામ કર્યો હતો. પરાજય પામેલા લશ્કરમાંથી નાસી આવેલા કેટલાક માણસો ત્યાં આવી પહોંચ્યા અને કહ્યું "મુબારીઝ-ઉલ-મુલ્ક, સફદરખાન, અને ધાઝીખાન માર્યા ગયા છે." કિવામ-ઉલ-મુલ્કે ત્યાં મુકામ કર્યો અને ખબર સુલતાનને લખી મોકલી. ત્રીજે દિવસે માલમ પડયું કે મુબારીઝ-ઉલ-મુલ્ક તથા સફદરખાન જીવતા છે અને કડી પ્રાંતમાં આવેલા રૂપાલ ગામે આવેલા છે. તારીખે બહાદુરશાહીનો લખનાર લખે છે કે કિવામ-ઉલ-મુલ્કે તેને મુબારીઝ-ઉલમુલ્કને તેડવા મોકલ્યો કે જેથી તેઓ ભેગા રાણાની પૂંઠ પકડે. તે પોતે ત્યાં ગયો અને મલિકને મલાદ (વલાદ) લાવ્યો. મલિક કિવામ ઉલ-

મુલ્કને મળ્યો પણ તે અરસામાં એવી ખબર મળી કે રાણો ઇડરથી ઉતા-વળથી કૂચ કરતો ચિતોડ ચાલ્યો ગયો છે. ત્યારપછી મલિક મુબારીઝ-ઉલ-મુલ્ક અને બહાદુરશાહીનો લખનાર કિવામ-ઉલ-મુલ્કને ત્યાં રહેવા દઇ પોતે અહમદનગર તરફ ગયા. લડાઇને સોળમે દિવસે લડાઇમાં મરી ગયલા લોકો કે જેનાં મુડદાં લડાઇના મેદાનમાં પડયાં હતાં તેઓને દફન કર્યા અને કાંઠાના કોળીઓ જે અહમદનગર અનાજ ખરીદવા આવ્યા હતા તેમાંના ૬૦ માણસને જહનમ ભેગા ક (મારી નાંખ્યા). અહમદનગરમાં તેઓ એક રાત રહ્યા, અને સવારમાં અનાજ મળી શક્યું નહિ તેથી તેઓ બુરહની (પ્રાંતીજ) આવ્યા. આ વખતે તેઓના સાંભળવામાં આવ્યું કે સુલતાન મુઝફ્ફરે ઈમાદ-ઉલ-મુલ્ક અને કયસરખાનને એક જંગી લશ્કર તથા કેટલાક વિક્રાળ હાથીઓ આપી તેમની મદદે મોકલ્યા છે. આ લશ્કર અમદાવાદ આવ્યું અને ત્યાંથી મલાદ આવ્યું અને કિવામ-ઉલ-મુલ્ક સાથે ભેગું થઇ બુરહની (પ્રાંતીજ) કસબા તરફ કૂચ કરી ત્યાં આવી પહોંચ્યું. ત્યાંથી તેઓએ સુલતાન પર અરજી મોકલી કે "શ્રાપિત રાણો ચિતોડ તરફ ચાલ્યો ગયો છે. જો સુલતાનનો ફરમાન થશે તો અમે ચિતોડ તરફ કૂચ કરીએ અને આપણું વેર લઇએ." સુલતાને જવાબમાં લખ્યું કે "હમણાં ચોમાસાની મોસમ આવી લાગી છે માટે તમારે અહમદનગરમાં હાલ રહેવું, અને ચોમાસુ ખલાસ થયા પછી અમે જાતે ત્યાં આવીશું અને તે શ્રાપિત રાણાની ખબર લઇશું." અમીરોએ અહમદનગર આવી ત્યાં મુકામ કર્યો. ચોમાસા પછી સુલતાને આખા લશ્કરનો પગાર ૧૦ થી ૨૦ ટકા જેટલો વધાર્યો અને દરેક સિપાઇને એક વરસનો પગાર આગમચથી આપ-વામાં આવ્યો કે જેથી કરીને પોતે લડાઇને માટે બધો સરસામાન લઇ સજ્જ થઇ રહે અને મજકુર વરસના શવાલ મહિનામાં મહેમદાવાદથી પોતે કૂચ કરી અને હાલોલ જે મહેમદાવાદથી ત્રણ કોસ દૂર છે, ત્યાં મુકામ કર્યો. ત્યાંથી પછી ઉતાવળથી કૂચ કરતો અમદાવાદ આવ્યો અને કાંકરીયા તળાવ નજીક કહમ ધ્રોલ મહેલમાં ઉતારો લીધો. આ વખતે મલિક અયાઝ જે સોરઠનો સુબો હતો તે ૨૦,૦૦૦ સવાર તથા ઘણી તોપો તથા તોપચી લઇને આવ્યો અને સુલતાનને મળ્યો અને અરજ કરી કે જો આ કામ મને સોંપ-

વામાં આવશે તો પરમેશ્વર કરશે તો રાણાને જીવતો કેદી તરીકે આપની આગળ રજૂ કરીશ યાતો દુનીઆમાંથી તેની હસ્તી કાઢી નાંખીશ ( તેને સ્વધામ પહોંચાડીશ). મલિક અયાઝની અરજ સુલતાનને પસંદ પડી અને હિ. સન ૯૨૭ ( ઈ. સ. ૧૫૨૦ ) ના મોહરમ મહિનામાં કહમત્રોલથી હરસોલ તરફ કૂચ કરી ત્યાં મુકામ કર્યો. પછી અમદાવાદનું લશ્કર બોલાવી પોતાના લશ્કર સાથે સુલતાને જોડી દીધું. મલિક અયાઝે ફરી પોતાની અરજ ગુઝારી. સુલતાને તેને માથાથી પગ સુધીના માનનો ઝભ્ભો એનાયત કર્યો અને જવાની રજા આપી.

તારીખે બહાદુરશાહીનો લખનાર લખે છે કે લગભગ એક લાખ સવાર તથા સો હાથી મલિક અયાઝ સાથે હતા અને મલિક કિવામ–ઉલ-મુલ્ક સાથે ૨૦ હજાર સવાર તથા ૨૦ હાથી હતા. બંને લશ્કરને કૂચ કરવાની રજા મળી. મલિક અયાઝ અને કિવામ–ઉલ–મુલ્ક મોડાસા ગયા અને ત્યાંથી રહેમૂલ્લા કે જે બાગડ (બાકર)ની હકૂમત નીચે છે ત્યાં ગયા. ત્યાંથી બાગડ પ્રદેશ પર લૂંટફાટ કરવા ટુકડીઓ નીમવામાં આવી હતી, કારણ કે ગયા વિગ્રહમાં બાગડના રાજાએ રાણાને મદદ કરી હતી. અને ડુંગરપુર જે બાગડના રાજાનું પાયતખ્ત હતું તેને બાળી નાખી ભસ્મીભૂત કરવામાં આવ્યું અને ત્યાંથી તઓ સાકવારાને રસ્તે વાંસવાડા આવ્યા.

દૈવયોગે શુજા–ઉલ–મુલ્ક, સફદરખાન અને મુજાહિદખાન બસો બહાદુર સવારો સાથે છાવણીની છેક સરહદ પર મુકામ નાંખી પડયા હતા. કોઇ માણસે આવી તેમને કહ્યું " બાંસલા ( બાંસવાડા ) નો રાજા તથા મેદનીરાય અને તેના માણસોએ પોતાના લશ્કરને હારબંધ ગોઠવી દીધું છે અને અહીંથી બે કોસ દૂર ટેકરી પર ઉભા છે. મજકુર અમીરો તે વખતે જે સવારો તૈયાર હતા તેને લઇ ટેકરી તરફ ગયા. જ્યારે હિંદુ લોકોના લશ્કરના આગલા ભાગે ટેકરીની ટોચ પરથી મુસલમાન લશ્કરના થોડા આદમીઓને આવતા જોયા ત્યારે તેઓ સામા થયા અને લડાઇમાં ઉતર્યા ( લડાઇ શરૂ થઇ ). આખરે મુસલમાન લશ્કરની ફતેહ થઇ ( ફતેહનો પવન ઇસલામી વાવટાના ઝુમતા પર વાયો), અને (હિંદુ લોકોના મોંઢા પર

શરમની ધુળ વીંટળાઇ વળી ) હિંદુ લોકો શરમીંદા થયા. એ લડાઇમાં મુસલમાન લોકોના ફક્ત આઠ માણસ માર્યા ગયા, પણ ઘણા હિંદુ લોકો મરી ગયા. આ લડાઇની ખબર તંબુ પર પહોંચી ગઇ, અને નાશભાગ કરતા હિંદુની પુંઠે પકડવા ઇસ્લામી લશ્કર પહોંચી ગયું તેઓ લશ્કરની સાથે જોડાઇ ગયા તે પહેલા અમીરોએ તો ફતેહ મેળવી હતી અને ફતેહનો ડંકો વગાડતા પાછા ફરતા હતા. મુસલમાન લશ્કરની બહાદુરી જોઇ હિંદુઓ ગભરાયા તથા ઘણાજ વિસ્મય થયા અને રાણો આ ખબર સાંભળી નાસીપાસ થઇ ગયો. ત્યારપછી ઇસલામી લશ્કરે કુચ કરી અને ખરજીના ઘાટ પર થઇ ઉતાવળથી કુચ કરી મંદીસુર ( મંદેશ્વર ) આવ્યું. તે રાણાની હકુમત નીચે હતું અને તેની તરફથી રજપુત આસૂફમલ ત્યાં સુબેદાર તરીકે કામ કરતો હતો. તે ગામના કિલ્લાને ઇસ્લામી લશ્કરે ઘેરો ઘાલ્યો. એમ કહેવાય છે કે તે કિલ્લો ઘણોજ મજબૂત હતો, અને તેની દિવાલ દસ ગજના વિસ્તારવાળી હતી. પાયાથી અડધી ઉંચાઇ લગી સંગેખારેના પત્થરથી અને ઉપરનો બાકીનો અડધો ભાગ પાકી ઇંટથી બાંધવામાં આવ્યો હતો. તે કિલ્લોમંદૂના સુલતાન હોશંગે બાંધ્યો હતો. રાણે પણ એક મોટું લશ્કર લઇ આવ્યો, અને નાદીસી જે મંદેશ્વરથી દસ કોસ દૂર છે ત્યાં તેણે મુકામ કર્યો. મલિક અયાઝે કિલ્લાની આસપાસ સૂરંગ ખોદાવવા માંડી અને કિલ્લાની આસપાસ બધીઆર રસ્તા બનાવવા શરૂ કર્યા. પણ કિવામ–ઉલ–મુલ્ક તથા બીજા અમીરોને તેની સાથે સારો મેળ હતો નહિ. આ ટાંકણે રાણાએ પોતાના એલચીઓને મલિક અયાઝ પાસે મોકલ્યા અને પોતાની ભૂલ કબુલ કરી અને કહેવડાવ્યું "મારી ચાલચલગતે માફીનો રસ્તો બંધ કર્યો છે. જો તમે મારા પર મહેરબાની કરશો અને મારી ભૂલને માટે મને માફી બક્ષશો તો હું લેખીત કોલ આપું છું કે હું હવેથી સુલતાનના નોકરને છાજતી વર્તણુંક વર્તીશ. વળી અહમદનગરની લડાઇમાં જે કાંઇ હાથી ઘોડા તથા કેદીઓ મારા હાથમાં સપડાયા છે તે બધા પાછા આપવા તૈયાર છું અને તે ઉપરાંત સુલતાન જે કંઇ મુકરર કરશે તે આપવા પણ તૈયાર છું." આ અરસામાં મંદુથી સુલતાન મહમુદ ખીલજી પણ સુલતાનના લશ્કરની મદદે આવ્યો અને

ગુજરાતી લશ્કર સાથે જોડાઇ ગયો. મલિક અયાઝને મળવા રાયસાનથી રજપુત સીલહેદી પણ એક હઝાર સવાર સાથે આવ્યો, પણ વચ્ચે મેદનીરાય આવી તેને સમજાવી રાણા પાસે લઇ ગયો. ત્યાંની આસપાસના બીજા રાજાઓ પણ રાણાની મદદે આવ્યા. બંને તરફ મોટા લશ્કર ભેગા થયા પણ સુલતાન મુઝફ્ફર તથા તેના રાજ્યના અમીરો ધારતા હતા તે પ્રમાણે લડાઇ થઇ નહિ અને મંદ્દેશ્વરનો કિલ્લો પણ ઇસલામી લોકોના હાથમાં આવ્યો નહિ. કિવામ–ઉલ–મુલ્ક તથા તેની તરફેણવાળાને નાસીપાસ કરવા તેઓની મરજી વિરૂદ્ધ મલિકઅયાઝે સલાહનું કહેણુ સ્વીકાર્યું. કિવામ-ઉલ–મુલ્કને આ વાત પસંદ પડી નહિ, અને સુલતાન મહમુદને કહેવડાવ્યું કે જો સુલતાન તેની યોજનામાં સામીલ થશે તો તેઓ રાણા સાથે સુલતાનની સરદારી નીચે લડશે. સુલતાન મહમુદે કબુલ કર્યું પણ ગુજરાતના લશ્કરનો સરદાર મિલક અયાઝ હતો અને સુલતાન મુઝફ્ફરનો તે ખાસ નોકર હતો તેથી મલિક મહમુદે જે બનતું હતું તે તરફ ઝાઝું લક્ષ આપ્યું નહિ. મલિક અયાઝે સુલતાન તથા કિવામ–ઉલ–મુલ્કની સાથે મશ્વરત કર્યા વગર રાણા સાથે સધી કરી અને ત્યાંથી દશ ગાઉ આગળ જઇ મુકામ નાંખ્યો. સુલતાન મહમુદ પણ પોતાની ફરજ ભૂલી ગયો કારણ કે રાણાએ તેના પર મહેરબાની બતાવી હતી અને ઉપર વર્ણવ્યા પ્રમાણે જે તેનો છોકરો રાણા પાસ જામીન તરીકે હતો તેને રાણાએ છોડી મૂકયો હતો અને તેને ખંડણી આપવાનુ સ્વીકાર્યું હતું. સુલતાન મહમુદે કિવામ–ઉલ–મુલ્કને કહ્યું "હું સુલતાન મુઝફ્ફરના ફરમાવ્યા પ્રમાણે કામ કરૂં છું, અને તેની મરજી વિરૂદ્ધ ચાલવાનું મને છાજતું નથી." સુલતાન મહમુદે પણ મંડૂ તરફ કૂચ કરી. અમીર ઉમરાવો ઘણા નાસીપાસ થયા અને ખીજવાઈ ગયા પણ તે બધું નકામું હતું. મલિક ગુજરાત તરફ રવાના થયો, અને અમદાવાદ આવ્યો. સુલતાન મલિક અયાઝ પર ગુસ્સે થયો અને તેને કાંઇ પણ આપ્યું નહિ. ગુજરાતના માણુસોએ પણ તેના આચરણને વખોડયું. સુલતાને ચોમાસાની ઋતુ ખતમ થયા પછી રાણા સામે જવાનું નક્કી કર્યું અને મલિક અયાઝને સોરઠ તરફ જવાની રજા આપી. સુલતાને ચોમાસું મહેમ-

દાવાદમાં પસાર કર્યું અને ત્યાર પછી હિ. સ. ૯૨૮ ઈ. સ. ૧૫૨૧ માં મહેમદાવાદથી રાણાની ખબર લેવા નીકળ્યો. જ્યારે સુલતાન અમદાવાદ પહોંચ્યો ત્યારે રાણાનો છોકરો તેણે કબુલ કરેલા ઘોડા, હાથી તથા ખંડણી લઈ હાજર થયો. સુલતાને રાણાના મુલક પર સવારી કરવાનો વિચાર માંડી વાળ્યો. ત્યાર પછી થોડો વખત રહી સુલતાન શિકાર કરવા ઝાલાવાડ ગયો. ત્યાંથી પાછા ફરી ઉનાળો તથા ચોમાસું અમદાવાદમાં પસાર કર્યું. ચોમાસાની મોસમ ખતમ થયા બાદ રાણાના છોકરાને સુલતાને રજા આપી. આ વરસમાં મલિક અયાઝ મરણ પામ્યો. જ્યારે સુલતાનને આ ખબર પડી ત્યારે તેણે કહ્યું "મલિક અયાઝના આ પાછલા દિવસ હતા. જો રાણા સાથે એ લડ્યો હોત અને માર્યો ગયો હોત તો તે ધર્મને ખાતર આત્મા અર્પણ કરનાર કહેવાત." સુલતાને મલિક અયાઝની પદવી તેના મોટા છોકરા ઇસહાકને બક્ષી અને સોરઠની તીજોરીનો હિસાબ માગ્યો. મલિક ઇસહાકે ખજાનો સુલતાનને કિંમતી કપડાં સાથ મોકલ્યો અને સુલતાન કપડવંજને રસ્તે થઇ અમદાવાદથી મહેમદાવાદ આવ્યો અને મજકુર શહેરમાં ચોમાસું એશઆરામમાં પસાર કર્યું.

ત્યારપછી હિ. સ. ૯૩૦ (ઇ. સ. ૧૫૨૩) ની શરૂઆતમાં મુલકનો બંદોબસ્ત કરવા સુલતાન મોડાસા તરફ રવાના થયો અને મોડાસાના કિલ્લાને ફરીથી નવેસરથી બાંધ્યો. ઉનાળાની મોસમ નજીક હોવાને લીધે એ પાછો અમદાવાદ આવ્યો. રસ્તામાં બીબીરાણી જે શાહઝાદા સિકંદરની મા થતી હતી અને સુલતાન મુઝફ્ફરની પટરાણી થતી હતી તે મરણ પામી. અક્કલ હોશિઆરીને માટે તે રાણી મશહૂર હતી અને અમીરો, વઝીરો તથા રાજ્યના નાના મોટા અમલદારો તરફ જે માતૃભાવ તેણે બતાવ્યો હતો તેને માટે તે પંકાઇ હતી. તેને સુલતાનની માની કબર જે "કહમદ્રોલ" નજીક છે ત્યાં દફન કરવામાં આવી. સુલતાને ત્યાં ત્રણ દિવસ મુકામ રાખ્યો, અને ત્યાંથી અમદાવાદ આવ્યો. બીબીરાણીના મોતને લીધે તે ઘણોજ દિલગીર તથા ગમગીન થયો. તે એટલે લગી કે અતિશય દિલગીરીને લીધે તે માંદો પડ્યો. જ્યારે સાજો થયો ત્યારે સુલતાન અમદાવાદ આવ્યો અને ચોમાસાની મોસમ ય પસાર કરી.

તે અરસામાં સુલતાન બહલોલ લોદીનો છોકરો આદીલખાન કે જે સુલતાન મહમુદના વખતમાં ગુજરાત આવ્યો હતો અને પોતે ત્યારથી ત્યાંજ રહેતો હતો તેણે અરજ કરી "મારા ભત્રીજા સુલતાન ઇબ્રાહીમે ઘણા અમીરોને મારી નાંખ્યા છે અને તેથી લશ્કર અસંતોષી થયું છે. તેટલા માટે (સુલતાન ઇબ્રાહીમના) તેના ઘણા અમીરો નાસી ગયા છે અને તેઓએ મને ત્યાં જવાનું ઇજન મોકલ્યું છે. જો મને આપ રજા આપો તો હું દિલ્હી તરફ સીધાવું." સુલતાને તેને માટે સામાન સરંજામનો બંદોબસ્ત કરી રજા આપી. આદીલખાન દિલ્હી તરફ ગયો, અને સુલતાન અલ્લાઉદ્દીનનો ખિતાબ ધારણ કરી સુલતાન ઇબ્રાહીમ સાથે લડયો. પણ નહીં ફાવવાથી પોતે નાસી ગયો અને કાબુલના પાદશાહ ઝહીરૂદીન મહમદ બાબર પાદશાહનો આશ્રય લીધો. ત્યાં તેણે મોટા પાદશાહને હિંદુસ્તાન પર ચઢાઇ લાવવા સમજાવ્યું અને પોતાના કુટુંબ તથા દેશ પર પાયમાલી લાવ્યો.

માંહોમાંહેની તકરાર અસલના મોટા ખાનદાની કુટુંબને પાયમાલ કરે છે.

હિ. સ. ૯૩૧માં સુલતાન મુઝફ્ફર મહેમદાવાદથી અમદાવાદ આવ્યો. એ ઘણીવાર શિકાર કરવા મોડાસા જતો અને ઉનાળામાં અમદાવાદ આવતો. તે અરસામાં શાહજાદા બહાદુરખાને અરજ કરી કે જે જાગીર તેને એનાયત કરવામાં આવી હતી તેની આવક તેના ખરચને માટે પુરતી નહિ હતી અને તેની જાગીર શાહઝાદા સિકંદરખાનની જાગીર કરતા નાની હોવી જોઇએ નહિ. તેની અરજ સુલતાને સ્વીકારી નહિ. તેથી બહાદુરખાનને ઘણો ખેદ થયો. મજકુર વરસના રજબ મહિનાના પાછલા ભાગમાં (રજબ ઇસલામી પંચાગનો સાતમો મહિનો છે) બહાદુરખાને ડુંગરપુર પર સવારી લઈ જવાનો વિચાર કર્યો. ડુંગરપુરનો રાજા રાવલ રાઇસીંગે આવી તેની (બહાદુરખાનની) ખીદમત ઉઠાવી, અને ત્યાં થોડો વખત મુકામ કરી ચિતોડ ગયો અને રાણા સંગને મળ્યો. ત્યાં શું બન્યું તે આગળ વર્ણન કરવામાં આવશે. ત્યાંથી તે મેવાડ ગયો. હુસેનખાન મેવાત જે ત્યાંનો હાકેમ હતો તેણે પોતાથી બનતી મદદ આપવા કહ્યું. પણ બહાદુરખાને તે વાત કબૂલ રાખી નહિ, અને ત્યાંથી તે સુલતાન ઇબ્રાહીમ લોદી જે સુલતાન ઝહીરૂદીન મહમદ બાબર સાથે

પાણીપત જે દિલ્હીથી ૪૦ કોસ દુર છે તેના મેદાનમાં લડાઇમાં ઉતરવાની તૈયારી કરતો હતો તેના દરબારમાં ગયો. સુલતાને બહાદુરખાનને બોલાવી તેની મુલાકાત ઘણાજ માનઅકરામ સાથે લીધી. એક દિવસ મુગલ લોકોની એક ટુકડીએ સુલતાન ઇબ્રાહીમના કેટલાક માણસને કેદ પકડયા અને તેઓને કેદી તરીકે લઇ જતા હતા. બહાદુરખાન પોતાના આદમીઓ લઇ તેઓની પાછળ પડયો અને તેઓને પકડી પાડયા. બંને વચ્ચે લડાઇ થઇ. આખરે કેટલાક મુગલોને બહાદુરખાને મારી નાંખ્યા અને કેદીઓને છોડવી પાછા લાવ્યો. બહાદુરખાનનું આ કૃત્ય જોઇ દિલ્હીના લોકોએ તેની ઘણી પ્રસંશા કરી. જ્યારે સુલતાન ઇબ્રાહીમે આ વાત સાંભળી અને જોયું કે દિલ્હીના લોક બહાદુરખાનને ઘણોજ ચહાતા હતા અને તેના પર ઘણાજ ખૂશ હતા ત્યારે તેના દીલમાં અદેખાઈએ વાસો કર્યો. બહાદુરખાનને આ વાતની ખબર પડી ત્યારે સુલતાન ઇબ્રાહીમથી જૂદો પડી, જોનપુર તરફ સીધાવ્યો કારણકે જોનપુરના અમીરો ઇબ્રાહીમ સુલતાનથી ઘણાજ નારાજ હતા. લોકો પણ અસંતોષી હતા અને તેઓએ ખાનગી કહેણુ બહાદુરખાનને મોકલ્યું હતું. "જો આપ આ તરફ પધારશો તો અમે અમારા જીગર જાનથી આપની સેવા ઉઠાવીશું" શાહઝાદાએ તે તરફ પ્રયાણ કર્યું. તે અરસામાં તેને ગુજરાતના સુલતાન (મુઝફ્ફરના) ના મરણની ખબર મળી અને તેથી તે ગુજરાત તરફ વળ્યો.

જ્યારે સુલતાન મુઝફ્ફરને ખબર પડી કે બહાદુરખાન દિલગીર થઇ બાકર (વાગર) તરફ સીધાવ્યો છે ત્યારે તેણે પોતાના વઝીર ખુદાવંદખાનને હુકમ કર્યો કે બહાદુરખાનને લખો "તારી મરજી પ્રમાણે તને પણ સિકંદર ખાનના જેટલી જાગીર એનાયત કરવામાં આવશે" કે જેથી બહાદુરખાન પાછો આવે. ખુદાવંદખાને કહ્યું કે બહાદુરખાન બાકરથી કેટલાક દિવસ થયાં ચાલી ગયો છે, અને ઇબ્રાહીમ લોદી પાસે ગયો છે. આ સાંભળી સુલતાન ઘણોજ દિલગીર થયો અને અમદાવાદથી મહેમદાવાદ તરફ સીધાવ્યો. તારીખે બહાદુરશાહીના લખનારે જે લખ્યું છે તે ઉપર વર્ણવામાં આવ્યું છે. પરમેશ્વર કરશે તો આ બાબતમાં ગુજરાતના આબરૂદાર લોકો શું કહે છે તથા ત્યાં શું બોલાય છે તેનું આગળ વર્ણન કરવામાં આવશે.

ટુંકમાં તે અરસામાં બરાબર વરસાદ પડયો નહિ. લોકો રડવા કકળવા લાગ્યા. સુલતાન મુઝફ્ફરે પરવરદિગારની પ્રાર્થના માટે પોતાના હાથ ઉંચા કર્યા અને કહ્યું "અરે પરમ પરવરદિગાર! જો મારા પોતાના પાપને માટે ગુજરાતના લોકોને તુ આ પ્રમાણે સતાવતો હોય તો (મુઝફ્ફરને) મને પોતાને આ ફાની દુનીઆમાથી ઉઠાવી લે અને તારે પોતાને ખાતર લોકોને દુષ્કાળના પંજામાંથી બચાવ. કારણ કે ગરીબ મુઝફ્ફર ગરીબ લોકોનો ભૂખમરો જોઇ શકતો નથી." મુઝફ્ફર એક ઘણોજ પવિત્ર તથા ધાર્મિક માણસ હતો તેથી તેની પ્રાર્થના પરમેશ્વરે સ્વીકારી અને આકાશમાંથી દયાનો વરસાદ વર્ષ્યો. પણ સુલતાનની તબીયેત બગડી અને તે માંદો થયો. એક દિવસ પવિત્ર કુરાનની ટીકા "મા–આલીમ–ઉ–તનઝી" વાંચતો હતો. તે વખતે તેણે કહ્યું કે પોતે શાહજાદો હતો તે વખતના કરતાં સુલતાન થયો ત્યારે તેણે કુરાન વધારે ને વધારે વાંચવા માંડયું. "આ જીન્દગીમાં મેં અડધું વાંચ્યું છે અને આશા રાખું છું કે બાકીનું અડધું કુરાન સ્વર્ગમાં વંચાશે." હાજર રહેલાઓ તેના વખાણ કરવા લાગ્યા, અને તેને માટે પ્રાર્થના કરવા લાગ્યા. પણ તેણે કહ્યું "મારા દરેક અવયવો બહેર મારતા જાય છે અને મને તે માલમ પડતું જાય છે." આખરે તેજ વરસ (હિ. સ. ૯૩૨) (ઇ. સ. ૧૫૨૫)માં અમદાવાદથી નીકળી વડોદરા પોતાની પ્રિય જગ્યા હતી તેને છેલ્લી સલામ કરવા ગયો. ત્યાંથી તેણે કહ્યું "હવે હું મારા પુજ્ય પિતાશ્રીની કબરની અમદાવાદમાં મુલાકાત લઇશ" અને ત્યાંથી કુચ પર કુચ કરીને મહમદાબાદ આવ્યો અને ત્યાં મુકામ કર્યો. દિનપરદિન તેનામાં વધારે નબળાઇ આવવા માંડી અને એક મહિનાલગી ખોરાકને તેનાથી અડકી શકાયું નહિ. ખુરમખાન જે તેનો માનીતો નોકર હતો તેણે કહ્યું "જો આપ ફરમાવો તો થોડા પૈસા ખેરાતમાં વાપરીએ." સુલતાને કહ્યું "મારા પ્રિય દોસ્ત અત્યારલગીમાં સરકારી તીજોરીમાંથી મેં એટલા તો પૈસા ખરચ્યા છે કે પરવરદગારની દરબારમાં તે બધા પૈસાનો જવાબ મારાથી આપી શકાશે નહિ તો હવે તે ભારને વધારે હું શું કામ." જ્યારે લોકોએ સુલતાનની આશા છોડી, ત્યારે શાહજાદા લતીફખાને

જોયું કે સિકંદરખાન ગાદીનો વારસ છે અને તે પોતાને જીવતો રહેવા દેશે નહિ. તે બીકથી જમાદી-ઉલ-અવલના પૂર્ણીમાને દિવસ પોતાના દરબારીઓ સાથ નીકળી ગયો અને બરોડા તરફ ગયો. કેટલાક કહે છે કે સુલતાન તરફથી ઇશારો થવાથી તેણે આ પ્રમાણે કર્યું હતું. પછી મજકુર મહિનાની બીજી તારીખે નિમાઝ ખતમ થયા પછી સુલતાને સિકંદરખાનને બોલાવ્યો અને સુલતાનની પદવીને બાજની સલાહ તેને આપી, અને વધારામાં કહ્યું "તારા ભાઇઓને હેરાન કરતો નહિ, કે જેથી રાજ્યકારોબારમાં અંધાધુની થવાનો વખત ન આવે." સિકંદરખાન રડયો અને સુલતાને તેને છેલ્લી સલામ કરી અને તેને પોતાને મહેલ જવાનું ફરમાવ્યું અને કહ્યું "ફરી પાછો આવજે." ત્યારપછી એક પાલખી મંગાવી સુલતાન તેમાં બેઠો અને હાથી તથા ઘોડાઓના તબેલા તરફ ગયો. પછી કહ્યું "મેં હવે બધાને છેલ્લી સલામ કરી છે. આજ શુક્રવાર (જુમ્મા) નો દિવસ છે તેથી બધા ખાતાના માણસોને છેલ્લી સલામ કરીશ અને તેઓની માફી માગીશ." પછી એણે બધા ખાતાની મુલાકાત લીધી અને બધાની માફી માગી. તેઓએ અશ્રુથી ભરેલી આંખે સુલતાનને માફી બક્ષી. ત્યારપછી પોતાને મહેલ શયનગ્રહમાં ગયો અને પોતાના બાપદાદાના તખ્ત પરથી પોતાની ગાદી ઉઠાવી લઇ પોતાના નોકરને તેને એક પલંગ પર બીછાવવાનું કહ્યું કારણ કે હવે તખ્ત મારી પછી ગાદી બેસનારની માલકીનું છે. તેના માણસોએ તે મૂજબ કર્યું. તેણે જુમ્માની નિમાઝની બાંગ સાંભળી અને પૂછયું "નિમાઝનો વખત થયો છે?" હજુરીઆએ કહ્યું કે "હાજી" સુલતાને કહ્યું "મારામાં મસજીદમાં જવાની તાકાત નથી." કેટલાક હજુરીઆને જુમાની નિમાઝ કરવા જવા ફરમાવ્યું. કલાક પછી તેણે હાથ પગ ધોયા અને નિમાઝ કરી પોતાના પાપની ઘણીજ નમ્રતાથી માફી માગી. પછી પોતે પલંગ પર સૂઇ ગયો અને ત્રણવાર કલમા બોલી પોતાના પવિત્ર આત્માના ઘોડાને સ્વર્ગ તરફ છોડયો. તેને સુલતાન મહમુદની કબર નીચેના ગુમબઝમાં હઝરત શેખ અહમદખતુના રોઝામાં દફન કરવામાં આવ્યો છે. અને (ઇ. સ. ૧૫૨૫) ના જમાદ-ઉલ-અવલની બીજી તારીખ શુક્રવારને દિવસે આ બનાવ બન્યો.

તેણે ૧૪ વરસ અને નવ મહિના રાજ્ય ભોગવ્યું. સૈયદ તાહેર જેની કબર બરોડામાં છે તેનો તે શિષ્ય થતો હતો. એમ કહેવામાં આવે છે કે ગુજરાતનો કોઇ પણ સુલતાન ધર્મચુસ્તાઇ, હોશિઆરી તથા જ્ઞાનમાં એની બરોબરી કરી શકે એવો થયો નથી. એમ કહે છે કે તેની કારકીર્દીમાં સ્વપનામાં હઝરત મહમદ પેઘંબર ( જેના પર સુલેહશાંતી કાયમ રહો ) ને તેણે જોયા હતા અને પેઘંબર સાહેબે સુલતાનને દોઝખના તાપમાંથી બચાવવાની પ્રાર્થના પરવરદગારને કરી હતી. એમ કહેવાય છે કે તે રાત્રીએ ૧૦૦ પાક આદમીઓએ પણ સ્વપનામાં તેજ પ્રમાણે જોયું હતું અને તે દરેકે સવારે સુલતાનની દરબારમાં આવી તે વાત જાહેર કરી હતી. ખરેખરા સુખી અને નસીબદાર તે શખ્સ છે કે જે આ દુનીઆમાં પાદશાહી ભોગવે છે અને બીજી દુનીઆમાં પરવરદગારના ગુસ્સા તથા દોઝખના તાપમાંથી છુટાપણું મેળવે છે. એમ કહે છે કે એક રાત્ર કે જેને "શબેકદ્ર" (રમઝાન મહિનાની ૨૭ મી તારીખે રાત્રે ઝાડપાન પરવરદગારને નમન કરે છે અને દરીઆનાં પાણી મીઠાં થાય છે-કાનુને-ઇસલ્લામ કહેવામાં આવે છે તે રાત્રે સુલતાન મહમૂદ પાક અને વિદ્વાન માણસો સાથે બેઠા હતા અને વાતચીત અસલના વખતની બાબતો ( રવાયતો ) તથા કથાઓ પર ચાલતી હતી. વાતના પ્રસંગમાં એક હોશિઆર ડાહ્યા માણસે કહ્યું કે કયામતને દિવસે સૂર્ય ભાલા જેટલો નીચે ઉતરશે અને પાપી માણસોને બાળી નાંખશે. તે દિવસે જે લોકોએ પવિત્ર કુરાન મોઢે કર્યું હશે તેને તેની સાત પેઢીઓ સાથ ( તેમના પર ) પરવરદગારની મહેરબાનીના છત્રનો છાંયો મળશે અને પરવરદગારના કલામ જે તેઓના હૃદયમાં ભરેલા છે તેના આશીર્વાદથી સૂર્યનો તાપ તેમના પર કાંઇપણ અસર કરી શકશે નહિ. સુલતાને એક લાંબી હાય ખેંચી કહ્યું "મારા છોકરાઓમાં કોઇ એવો વીરલો નર નથી કે જેને લીધે પરમેશ્વરની તરફથી આ રહેમની હું આશા રાખી શકું." સુલતાન મુઝફ્ફર તે જલસામાં ( મંડળીમાં ) હાજર હતો અને તેણે સુલતાનના શબ્દો સાંભળ્યા. તે કેટલાક દિવસ પછી રજા લઇ પોતાની જાગીર વડોદરે આવ્યો, અને ફક્ત કુરાન વાંચવામાં તથા તેનું મનન કરવામાં

ગુંથાયો. ઘણું વાંચવાથી તેની આંખ ભારે થઇ આવી. તેના દરબારીઓએ કહ્યું કે આ ઉજાગરા તથા પવિત્ર કુરાન વાંચવામાં ઘણો વખત રોકાયાથી થયું છે, અને તેનું ધ્યાન નીચેની અરેબીક બેતપર ખેંચ્યું "પરવરદિગાર પોતાના નોકરોની પાસ હદ ઉપરાંત બોજો ઉઠાવાવતો નથી." અને કહ્યું "જો આપ થોડા ઉજાગરા કરશો ને કુરાન થોડો વખત વાંચશો તો આંખની લાલાશ ઓછી થશે." સુલતાને કહ્યું "જો મારી આંખ રાતના ઉજાગરા તથા કુરાન વાંચવાથી લાલ થઈ છે તો તેને કહીએ કે તમે ભલે થાઓ. તે લાલાશ મને આ દુનીઆમાં તથા બીજી દુનીઆમાં મદદ કરશે." આખરે આટલા બધા યત્ન તથા પ્રયાસથી સુલતાને એક વરસ અને થોડા મહિનામાં આખું કુરાન મોઢે કર્યું અને રમઝાન મહિનાના મુબારક મહિનામાં તે સુલતાન ( પોતાના બાપ ) પાસે અમદાવાદ આવ્યો અને કહ્યું "જો આપની મરજી હોય તો હું આખું કુરાન મોઢે બોલી જાઉં." આથી સુલતાન એટલો તો ખુશ થયો કે તેનું બ્યાન થઇ શકતું નથી. ત્યાર પછી સુલતાને તેને આખું કુરાન મોઢે કરવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે ગઇ મજલીસમાં સુલતાન પોતે જે બોલ્યા હતા તે યાદ દેવડાવ્યું ને કહ્યું "આપ એમ બોલ્યા હતા કે "મારા છોકરાઓમાં કોઇ એવો વીરલો નર નથી કે જેને લીધે પરમેશ્વર તરફથી હું આ રહેમની આશા રાખી શકું." આ ઉપરથી મેં કુરાન મોઢે કરવાનો નિશ્ચય કર્યો અને પવિત્ર કુરાન મોઢે કરવામાં ગુંથાયો. આથી આપની મુરાદ હાંસલ થઇ છે."

સુલતાને તેને પોતાની બગલમાં લીધો અને આંખ તથા માથા પર ચુંબન કર્યું અને તેની તારીફ કરવા માંડી. તે વરસના મુબારક રમઝાન મહિનામાં સોળ રાત શાહઝાદા સાંજની નિમાઝ વખત કુરાન મોઢે ભણી ગયો. સુલતાને કહ્યું "ખલીલખાનની પ્રસંશા તથા તારીફ કઈ જીભે વર્ણન કરૂં, કેમ કે એણે મને તથા મારા વડવાઓને કયામતના દિવસના સૂર્યના તાપમાંથી બચાવ્યા છે. આનો બદલો હું કેવી રીતે વાળું ? અમારા હાથમાં પાદશાહી છે, અને મારી જીંદગી છતામાં તે હું એને આપીશ. તે એને મુબારક થાઓ." આ પ્રમાણે તે બોલીને ઉઠયો અને ખલીલખાનને

તખ્ત પર બેસાડ્યો, અને પોતે બીજા પર બેઠો. સવાર થતાં તેણે રાજ્યના અમીર, ઉમરાવો, વ તથા લશ્કરને એક મોટી ઝીઆફતમાં બોલાવ્યા અને લોકો એમ : છે કે કોઇપણ પાદશાહે આવી ઝીઆફત આપી નથી. ઝીઆફત થઈ રહ્યા પછી આગલી રાતની ગુજરેલી હકીકત કુરાન મોઢે બોલી જવાના ઇનામમાં રાજ્યનો કારભાર ખલીલખાનને સોંપવાનું–અમીર ઉમરાવોને કહી સંભળાવ્યું. બધાએ તે વાત પસંદ કરી અને તેઓએ સુલતાન તથા શાહઝાદાનાં વખાણ કર્યાં.

એવું કહેવાય છે કે સુલતાન પાસે એક ઘોડો હતો કે જે દોડવામાં તથા સારી ચાલને માટે મશહૂર હતો. સુલતાને તેને પોતાની સવારી માટે ખાસ રાખ્યો હતો. એક દિવસ ઘોડાના પેટમાં દુખ્યું અને જો કે ઘણી દવા કરવામાં આવી તોપણ તેની કાંઇ અસર થઇ નહિ. કોઇ હોશિઆર માણસે કહ્યું કે જો તેના ગળામાં ચોખો દારૂ રેડવામાં આવશે તો તરત આરામ થશે. આ પ્રમાણે કરવામાં આવ્યું અને તરત દરદ મટી ગયું. અશ્વપાળે સુલતાનને ખબર કહી કે આજે ફલાણા ઘોડાના પેટમાં દુખતું હતું. દવા ઘણીઓ કરી પણ નકામી. આખરે ચોકખા દારૂએ તેને સાજો કર્યો. સુલતાને પોતાની આંગળી દિલગીરીમાં દાંત વચ્ચે દબાવી અને ત્યાર પછી કોઇપણ વખત તે ઘોડા પર સવારી કરી નહિ. એમ કહેવામાં આવે છે કે સુલતાન જ્યારે પોતે શાહઝાદો હતો ત્યારે અથવા તો તખ્તનશીન થયો હતો તે અરસામાં તેણે કોઇપણ જાતનું કેફી પીણું પીધું નથી. એક દિવસ કિવામ–ઉલ–મુલ્ક સારંગે અરજ કરી " આપે કોઇ દિવસ કેફી પીણું પીધું છે ?" સુલતાને કહ્યું " હા. જ્યારે હું નાની ઉમ્મરનો એટલે પાંચ વરસનો હતો ત્યારે મારો પગ અગાસીના દાદર પરથી સરી ગયો અને હું જમીન પર પડ્યો. મને ઘણું વાગ્યું. તે વખતે હાંસબાઈ કે જે મારી દાદી હતી અને જે મને ઉછેરતી હતી તેણે મને બેત્રણ દારૂના પ્યાલા પાયા. મેં તે પીધા અને તેની અસરથી હું મોતની અણી પર આવ્યો. હાંસબાઇએ સ્વપ્નામાં કોઇ માણસને "શું ત ખલીલખાનને દારૂ પાયો ?" એવું પૂછતાં જોયો. તેણે જવાબ ધો " હાજી." તે પુરૂષે કહ્યું " પશ્ચાતાપ કર અને હવે ફરીથી તેને

દારૂ આપીશ નહિ અને શાહઝાદો સારો થઇ જશે." હાંસબાઇએ કહ્યું "હું પશ્ચાતાપ કરૂં છું" તેના પગ કાંપવા લાગ્યા અને તે જાગી ઉઠી અને તેણે પરવરદગારની માફી માગી અને હું તરતજ સારો થયો. મને યાદ છે કે મેં તેજ દિવસ દારૂ પીધો હતો અને ત્યાર પછી પરવરદગારે મને આ પાપમાંથી બચાવી મારૂં રક્ષણ કર્યું છે."

લોકો એમ કહે છે કે મુઝફ્ફર સુલતાન કેફી ચીજનું નામ પણ ભાગ્યેજ લેતો અને જો તેનું નામ લેવાની જરૂર પડતી તો તેને તે ગોળીનું નામ આપતો અને તેથી હજૂ પણ ગુજરાતના લોકો "માઝમ" ને ગોળી કહે છે.

એમ કહેવાય છે કે ધાર્મિક કોઇ પણ ક્રિયામાં સુલતાન પાછી પાની કરતો નહિ અને દરરોજની નિર્માણ ક્રિયા કરતો અને દરેક બાબતમાં પરમેશ્વરના પેઘંબર (જેના પર આશીર્વાદ રહો)ના ફરમાન મુજબ ચાલતો. તે દરરોજ મોતને યાદ કરતો અને તેને ભૂલતો નહિ અને હંમેશ કુરાનના ફરમાન મુજબ—થોડું હસવું અને ઘણું રડવું—તેની આંખ અશ્રુથી ભરેલી તથા તેનું દિલ દુઃખી માલમ પડતું. વળી તે વિદ્વાન માણસોને માન આપવામાં તથા તેમની તાબેદારી ઉઠાવવામાં હંમેશ તત્પર રહેતો. પણ તેની દરવીશ લોકો પર શ્રદ્ધા નહિ હતી. બલકે બહારના દેખાવને માટે પણ તે તેઓને માનતો નહિ અને જેવી રીતે વિદ્વાન લોકો સૂફીને માનતા નથી તેમ તે દરવીશોને માનતો નહિ. જ્યારે સુલતાનને વિદ્વાનના મૂખી શાહ શેખજી જે સૈયદ બુરહાનુદ્દીન બુખારી—તેનો રોજો પવિત્ર રહો—ના પુત્ર થતા હતા અને કુતુબેઆલીમ તરીકે મશહુર હતા તેના સહવાસમાં રહેવાનું માન મળ્યું ત્યારે તેના વિચાર બદલાયા. ત્યાર પછી જ્યાં તે કોઇ દરવીશનું નામ સાંભળતો તો તરત તેને ત્યાં તે મળવા જતો અને તેમના પૂર્ણ ડહાપણના નુરનો પ્રભાવ તેને પણ મળતો. પરવરદિગાર કરશે તો હઝરત શાહ શેખજીની સાથેની સુલતાનની મુલાકાતનું બ્યાન આગળ કરવામાં આવશે.

ગુજરાતના ડાહ્યા માણસો સુલતાનની કેટલીક કરામતનું વર્ણન કરે છે. તેમાંની એક નીચે મુજબ છેઃ—

મલિક-ઉલ-હદયા કે જેનો ખિતાબ હુરમઝ-ઉલ-મુલ્ક હતો અને જે સુલતાનનો એક દરબારી હતો તેને કોઇ ફરઝંદ હતું નહિ, અને તેથી કરી તે ઘણોજ દીલગીર અને અસંતોષી રહેતો હતો. આ ઉપરથી તેણે કાબા કે જ્યાં દરેક જાતની પ્રાર્થના સ્વીકારાય છે ત્યાં જઇ પુત્રને માટે પરવરદિગારની પ્રાર્થના કરવા જવાનો વિચાર કર્યો કે કદાચ તેનો ત્યાં સ્વીકાર થાય. તે સુલતાનની પાસે આવ્યો અને અશ્રુપાત કરી સુલતાનને પોતાની ઇચ્છા દર્શાવી તેણે રજા માગી. સુલતાનને તેને માટે દયા આવી અને કહ્યું "મલિક-ઉલ-હદયા આટલું વરસ થોભી જા. પરવરદગાર તને ફરઝંદ આપશે." મલિક થોભી ગયો. સુલતાને જાનવરોનું માંસ ભક્ષણ કરવાનું છોડી દીધું અને રાતો પ્રાર્થનામાં ગુજારતો. તેણે મધરાતની નિમાઝ પછી પરવરદગારની દરબાર તરફ પોતાના હાથ ઉંચા કર્યા અને મલિક-ઉલ-હદયા માટે પરવરદિગાર પાસે પુત્ર માગ્યો. તેજ અઠવાડીઆના શુક્રવારને દિવસે તેણે સ્વપ્નામાં પેગંબર સાહેબને જોયા અને મલિક-ઉલ-હદયા માટે તેની પાસે પુત્રની માગણી કરી. હઝરત પેગંબરે કહ્યું કે મલિકને બે પુત્રો થશે પણ તેણે બીજી સ્ત્રી પરણવી જોઇએ. આ વધાઇ સાંભળી સુલતાન જાગી ઉઠયો, ઘણોજ ખૂશ થયો, અને હાથ પગ ધોઇ બે વાર પરવરદિગારના શુક્ર ગુજાર્યા, અને પોતાની છોકરીની સાહેલીઓમાંથી એક મોટી ઉમ્મરની સુંદર રજપૂત કન્યા પોતાની સાથે લઇ મલિક-ઉલ-હદયાને ઘેર ગયો અને તે રજપૂત કન્યા તેને સોંપી અને કહ્યું "આના પેટથી તને બે પુત્ર પેદા થશે માટે તું કાંઇ ખેરાત કર."

મલિક તે પ્રમાણે વર્ત્યો. ત્યાર પછી તે બાઇને હમેલ રહ્યા. જ્યારે છુટા છેડા થયા ત્યારે તેણે સુંદર બાળકને જન્મ આપ્યો. સુલતાન પોતે તેને ઘેર ગયો અને તેવા બાળકના કાનમાં "અઝાન-તકબીર-મંત્ર ભણ્યો, અને ઘણોજ હર્ષ બતાવ્યો. એક અઠવાડીઆ પછી તેનું નામ "લુતફ-ઉલ્લા" પાડયું. સૈયદ જલાલનો પુત્ર સૈયદ મહમૂદ લખે છે કે મેં તે છોકરાને જોયો હતો અને બીજા અહમદશાહના વખતમાં હઝબ રૂલમુલ્કનો ખિતાબ તેને એનાયત કરવામાં આવ્યો હતો. સુલતાનની આ કરામત જાણીતી

અને મશહૂર છે. ત્યારપછી થોડો વખત રહી તેજ બાઇએ બીજા પુત્રને જન્મ આપ્યો અને તેને પણ આખરે ખિતાબ એનાયત કરવામાં આવ્યો હતો.

ગુજરાતના આબરૂદાર લોકો લખે છે કે સુલતાનને હઝરત પેધંબર સાહેબ માટે ઘણુંજ વહાલ તથા પ્યાર હતો ( તેના પર પરવરદિગારની શાંતિ અને આશીર્વાદ કાયમ રહો, ) અને તેના જન્મદિવસને દિવસે જાતજાતની મીઠાઇઓ તૈયાર કરાવતો અને વિદ્વાનોને સંતોષતો. વળી તેઓના હાથ પર પોતે જાતે પાણી રેડતો, અને વર્ષગાંઠને બારમે દિવસે જ્યારે તે લોકોને રજા આપતો ત્યારે તેઓ દરેકને એટલા તો લુગડાલત્તાં તથા રોકડ આપતો કે જે તેમને આખું વરસ ચાલત.

એમ કહેવાય છે કે એક દિવસ જ્યારે સુલતાન કુરાન વાંચતો હતો ત્યારે તે વાંચતો વાંચતો કયામતની બાબતની આયા પર આવી પહોંચ્યો. તે ઘણો રડયો અને બોલ્યો "તે દિવસ મારૂં શું થશે ?" મીયાં શેખજી જે સુલતાનના દરબારી હતા તેણે કહ્યું "મારી ખાતરી છે કે સુલતાને કોઇ પણ મોટું પાપ કર્યું નથી, અને પોતાનો ઘણો વખત પ્રાર્થના તથા ભજનમાં ગાળ્યો છે. લોકો તેમનાથી સંતોષી છે અને તેનો ઉપકાર માને છે. તે દિવસ પણ તેને સુલતાનની પદવી તથા માન મળશે. " સુલતાને કહ્યું " શેખજી ! મારી ખાંધ પર એક મોટો બોજો છે, અને તેને ખાતર હું રડું છું તથા આંસુ સારૂં છું. શું તમે હઝરત મહમદ પેધંબર ( તેના પર પરવરદગારની શાંતિ કાયમ રહો ) નો કોલ સાંભળ્યો નથી ? "જેઓનો ( પાપનો ) બોજો થોડો હશે તે બચશે અને જાસ્તી ભારવાળાઓ માર્યા જશે. "

સૈયદ જલાલ મુનવર ઉલમુલ્ક લખે છે કે જ્યારે તે ચાર વરસનો હતો ત્યારે તેનો બાપ સૈયદ મહમૂદ લડાઇમાં માર્યો ગયો હતો. ત્રીજે દિવસે મલિક અસ્દ–ઉલ–મુલ્ક જેને શેખજી તમીમ કહેતા હતા અને જે સુલતાનનો મુખ્ય ઉમરાવ હતો તેણે તેનો હાથ પકડી સુલતાન પાસ રજૂ કર્યો, અને તેના બાપની હકીકત (સુલતાનને) જાહેર કરી. સુલતાને તેને (સૈયદને) પાસે બોલાવ્યો અને તેના માથા તથા મોં પર હાથ ફેરવી કહ્યું " આ

છોકરો ઘણો નસીબદાર થશે." તે લખે છે કે ત્યારથી તે દસ વરસ લગી તે દોલ્તમંદ સલતાનની તહેનાતમાં રહ્યો, અને તે અરસામાં સુલતાનને કોઇને ઠપકો દેતાં યા બેઅદબ રીતે વર્તતાં કોઇ દિવસ તેણે જોયો નથી. સુલતાન એટલે તો દરજ્જે આ પ્રમાણે વર્તતો કે જો કે સારંગ કિવામ ઉલ-મુલ્કને સુલતાન ચાહતો હતો નહિ કેમકે એક નોકરને છાજે તેવી રીત-ભાત સારંગ સુલતાન તરફ બતાવતો હતો નહિ, પણ તે મરહુમ સુલતાન મહમૂદનો પુર્ણ વિશ્વાસપાત્ર માણુસ હતો તેથી તેની સાથ સુલતાન ઘણીજ સારી રીતે વર્તતો હતો, અને સુલતાન મહમુદના મરણ પછી તેને "આબ-દાર" ની નોકરીમાંજ રાખ્યો હતો. રમઝાન મહિનામાં રોજા છોડતી વખત તે પાણી લાવતો. સુલતાન તેની પાસેથી પોતાના હાથમાં પાણી લેતો અને તે વખત જાદૂમંતર યા કામણ ટુમણુની કાંઇ પણ અસર પોતા પર થાય નહિ તેટલા માટે કુરાનમાંની કેટલીક આયા બોલતો. પણ મહેરબાનીની રાહે તેને તેજ પદવી પર એણે કાયમ રાખ્યો હતો. આખરે મલિકને સુલતા-નના મનની વાતની જાણ થઇ અને તેણે કહ્યું "આપનો નોકર હવે ઝઇફ થયો છે અને તેથી આબદારીની ફરજો ઉઠાવાતી નથી." સુલતાને કહ્યું "આપના સિવાય કોણ ઉઠાવી શકશે?" તેણે કહ્યું "મારો ભત્રીજો કે જે આપની શાહઝાદગીના વખતમાં આપની "શરાબદારી" અથવા "આબદારી" (શરાબદાર=દારૂ પીરસનાર અને તે ક્રિયાનું નામ શરાબદારી. આબદાર=પાણી પાનાર અને તે ક્રિયાનું નામ આબદારી) ની ખીદમત ઉઠાવતો હતો તે તે ખીદમત ઉઠાવવા લાયક છે કારણ કે તે જુવાન છે ને નોકરી કરવા લાયક છે, અને આપનો જુનો નોકર એમાંથી છૂટો થશે." સુલતાને તે પ્રમાણે કર્યું. પોતાની આખી જીંદગીમાં પરમેશ્વરના કોઇ પણ પ્રાણીની એણે રુસ-વાઇ કરી નથી અથવા તો કોઇ તરફ ધિક્કાર દર્શાવ્યો નથી, પણ દરેકની સાથે માનથી વર્તતો અને કોઇ પણ માણુસ સુલતાનથી અસંતોષી નહોતું. તે કહેતો "જો હું જંગલમાં એકલો હોઉં તો પણ મને કોઇ હેરાન કરશે નહિ કારણ કે મેં કોઈને રંજાડયા નથી અને હું કોઇને રંજાડીશ પણ નહિ."

એવું કહેવાય છે કે એક દિવસ સવારના નિમાઝ પહેલાં તે નાહવામાં રોકાયો હતો. હમામખાનાના નોકરો તેના પર પાણી રેડતા હતા. સુલતાને પોતાનું શરીર ચોળી પોતાના માથા પર પાણી રેડવાનું ફરમાવ્યું. દૈવયોગે અંધારી રાત્રે ગરમ પાણીના દેગડામાં ઉંદર પડયો હતો અને તેમાં તે ઉકળાયો હતો, અને તેનું માંસ, હાડકાં અને આંતરડા છૂટાં પડી પાણીમાં પ્રસરી ગયાં હતાં. હમામખાનાના લોકોને આ વાતની ખબર હતી નહિ. તેમાંથી પાણી ભરી તેઓએ સુલતાન હાથમાં આપ્યું. સુલતાને તે પાણી પોતાના માથા પર રેડયું અને આંતરડા તથા માંસ તથા ખોળ સુલતાનના મોં તથા શરીર પર પડયાં. સુલતાન ગભરાટમાં ઉછળ્યો અને હોઝમાં કુદી પડયો, અને પોતાને હાથે માથું. મોં તથા શરીર સાફ કરી બહાર આવી, નિમાઝમાં મશગુલ થયો. નિમાઝ ખતમ થયા પછી "આફતાબચીયાન" હમામખાનાના નોકરોને તેણે બોલાવ્યા. તેઓએ જીવવાની આશા છોડી દીધી, અને સુલતાન પાસે હાજર થયા. સુલતાને પૂછયું "કેટલા માણુસને આ નોકરી પર નીમવામાં આવ્યા છે?" તેઓએ કહ્યું "એક સો માણુસ" સુલતાને કહ્યું "તો શું સો માણુસ એક માણુસની તહેનાત ઉઠાવી શકતા નથી? હું જાતે ઘરડો છું માટે તમને માફી બક્ષું છું, પણ મારા પુત્રો જુવાન છે તો તમે તેઓની નોકરી કેમ ઉઠાવશો? મને તમારી જીંદગીની ફીકર થાય છે. તમે મારા પુત્રોની નોકરી કેવી રીતે ઉઠાવી શકશો અને તમારી જીંદગી કેવી રીતે બચાવશો? ઓ કમનસીબ આદમીઓ! હવેથી ફરી આવી ગફલત કરશો નહિ જેથી કરી મારે ફરી તમને શિખામણ આપી મારો વખત ગુમાવવો પડે નહિ. નીચેની કવિતા કેટલી સરસ છે:—

કતેઅ:—કુસ્તીબાજીમાં જે આદમી બીજા વીર પુરૂષને હરાવે છે તે ખરો પહેલવાન નથી.

ખરો વીર પુરૂષ તો એ છે કે જે ગુસ્સાની વખતે પોતાના મીજાસને દાબી શકે છે.

સુલતાન બહાદુરના વખતમાં તેમાંના એક "આફતાબચી" એ સુલતાનના હાથ પર ગરમ પાણી રેડયું. સુલતાને ફરમાવ્યું કે કકળતું પાણી

તેના શરીર પર રેડવું જેથી બીજાઓને એક જાતની શિખામણ મળે. એમ કહે છે કે તેના શરીર પર એવું તો નીકળતું પાણી રેડયું કે તે એકદમ મરણ પામ્યો. હઝરત સૈયદ જલાલબુખારી એવું લખે છે કે સુલતાન દરરોજ કુરાનનું એક પ્રકરણ "નસખ" અક્ષરમાં લખતો અને જ્યારે આખું કુરાન લખાઇ રહેતું ત્યારે તેને વકફ તરીકે મક્કા અથવા મદીના મોકલતો કે જેથી જેની મરજીમાં આવે તે વાંચી શકે. એક દિવસે તે લખવામાં મશગુલ થયો હતો અને પાનું ઘણુંજ સારી રીતે લખાયું હતુ તેથી પોતે ઘણોજ ખુશી થયો અને કહ્યું "આ પાનું મેં ઘણીજ સારી રીતે લખ્યું છે." તે પાનું ફેરવવાનો તે વિચાર કરતો હતો, એટલામાં લતીફ-ઉલ-મુલ્ક સોંઢા કે જે તલવાર લઇ સુલતાનની પાછળ ઉભો હતો તેના હાથમાંથી અફીણના કેફથી તલવાર પડી ગઇ અને સુલતાનની ખાંધ પર પડી. સુલતાનના હાથમાંથી કલમ પડી ગઇ અને કેટલીક જગ્યા પર ડાઘ પડયા. હજૂરીઓએ તેને ધક્કોમારી સુલતાન આગળથી કાઢી મૂકયો. સુલતાન કાંઇ પણ બોલ્યો નહિ, પણ ચાકુ લઇ જે જગ્યાએ ડાઘા પડયા હતા ત્યાંથી તે છેકી નાંખ્યા અને તેના પર રૂપેતો ઘસી તેણે ફરી લખવું શરૂ કર્યું. જ્યારે તે ફકરો પૂરો કર્યો ત્યારે કલમને કલમદાનમાં મૂકી અને કહ્યું "લતીફ-ઉલ-મુલ્ક કન્દા કયાં છે?"

શેખજીએ તેની તરફથી શિફારસ કરી કહ્યું "હઝરત સલામત! તે બહાર પડયો છે અને બેહદ રડે છે. કહે છે કે મારાથી મોટી ભૂલ થઇ છે તેટલા માટે મારો હાથ કાપી નાંખવો ઘટે છે, યાતો મને હાથીના પગ નીચે કચડાવી નાંખવો જોઇએ." સુલતાને કહ્યું "હું શું કામ તેનો હાથ કાપી નાંખું? જે આવી ગફલત કરે છે તેનો હાથ આપોઆપ કપાઇ જશે. પણ તેને કહેજો કે મારા આગળ ફરીથી મોઢું બતાવે નહિ." મલિકશેખજીએ કહ્યું "ગરદન કાપવા કરતાં પણ આ વધારે ખરાબ છે. ત્યારપછી તે બિચારાને આ દુનીઆમાં જવાની બીજી કઇ જગ્યા છે?" સુલતાને કહ્યું "ત્યારે તેને તમે કહેજો કે ફરીથી ગોળી ખાય નહિ, યાતો કેફી ચીજને અડકે નહિ." મલિકશેખજીએ કહ્યું "હઝરતા હવે તે ફરીથી એવું કામ કરશે નહિ; અને હમણાં તે પશ્ચાતાપ કરે છે." આખરે મલિકશેખજીએ તેને મજલીસમાં

બોલાવ્યો. તે આવી સુલતાનને પગે પડયો. સુલતાને તેને માફી બક્ષી, અને તે પાછો તલવાર બાંધી પહેલાની માફક પાછો સુલતાનની પાછળ ઉભો રહ્યો.

"બુરૂં કરનારને સખ્ત સજા કરવી ઘણી સહેલું છે. જો તું ખરો મર્દ હોય તો તારી સાથે જે બુરાઈ કરે છે અને ખરાબ રીતે વર્ત્તે છે તેની સાથે સારી રીતે વર્ત."

સૈયદ જલાલ બુખારી લખે છે કે હમામખાનાનો એક છોકરો નોકર ઘણોજ હોશિઆર તથા ચમરાક હતો. જ્યારે સુલતાન સવાલ પૂછતો ત્યારે બરાબર વખતને અનુસરી તે જવાબ આપતો, જેથી સુલતાન ખુશી થતો ને મોં મલકાવતો. એક દિવસ સુલતાન હાથ પગ ધોવામાં રોકાયો હતો, અને તે છોકરો પાણી રેડતો હતો. એવો રિવાજ હતો કે જ્યારે પ્રાર્થના માટે સુલતાન હાથ પગ ધોતો તે વખત એક નોકર તેની પાઘડી તેના માથાપરથી લઇ લેતો અને સુલતાન પોતાનું માથું ધોતો અને નોકર ફરી પાઘડી સુલતાનના માથા પર મૂકતો. હાથ પગ ધોઈ રહ્યા પછી સુલતાન પાઘડીના બે ત્રણ પેચ છોડી પાછો બાંધતો. એક દિવસ સુલતાને પોતાની હંમેશની આદત પ્રમાણે પોતાની પાઘડી પર હાથ ફેરવ્યો અને બે ત્રણ પેચ ખોલી ફરી વાળવા માંડયા. એક દરબારીએ કહ્યું "સુલતાન સલામત! આ પાઘડીનો કુમાસ કેવો સરસ છે?" સુલતાને કહ્યું "એનો કુમાસ એટલો બધો સરસ નથી. અમારા નોકરો આના કરતાં સારા કુમાસની પાઘડી પહેરે છે પણ તે મારી માફક બાંધી શકતા નથી. તેઓ એક વળ વધારે લે છે તેમાં ભૂલ કરે છે." પેલા છોકરાએ કહ્યું "જો તેઓ એક વળ નથી લેતા તો તે ખરાબ લાગે છે." સુલતાને પૂછ્યું "કદાચ મારી પાઘડી બાંધવાની રીત તને ખરાબ લાગે છે." તે છોકરાએ કહ્યું "સુલતાનની પાઘડી બાંધવાની લઢણ મુલ્લા તથા બોરાઓને મળતી આવે છે." અસદઉલમુલ્કે તેને મોં પર તમાચો માર્યો અને ઠપકો આપ્યો. સુલતાને પૂછ્યું "છોકરાને શા માટે તમાચો માર્યો? તે નાદાન છે અને તેના ઘરમાં તેના માબાપ બોલતા હશે તે છોકરો બોલે છે (ઘરમાં બોલે ડોકરાં બહાર બોલે છોકરાં). હું ખુશી છઉં કે લોકો મારી પાઘડી મુલ્લાઓની પાઘડી સાથે સરખાવે છે. પણ તેને વોરાની પાઘડી સાથે શું કામ સરખાવે

છે ? તેઓ " રાફ્ઝી " (શીહા). છે. અને હું સુન્ની છું. પરમેશ્વર મારૂં તેમનાથી રક્ષણ કરો." એમ કહેવાય છે કે એક કલાલે (દારૂ વેચનાર) એક દિવસે સુલતાનને પોતાની અરજી આપી. લોઢાની કડી તેના હાથની આંગળીમાં હતી અને તે સુલતાનની બાંયમાં ભરાઈ અને તેથી બાંય ફાટી ગઈ. સુલતાને અરજી ખોલી વાંચી અને તેની મતલબ સમજ્યો. તેણે હુકમ કાઢયો કે લોકોએ પોતાની અરજી સુલતાનના હાથમાં આપવી નહિ. પણ જો અરજી આપવીજ હોય તો તેને લાકડીએ બાંધવી અને પછી આપવી યાતો તેના નોકરોને આપવી કે જે પછી સુલતાનને આપે.

તવારીખ લખનારાઓ એમ લખે છે કે સુલતાન પોતે સત્તા ધરાવતો હતો તોપણ ખરચ ઉડાઉપણે કરતો નહોતો. તેથી જેઓ નકામી આશા રાખતા હતા તેવા લોભીઆઓએ તેને કંજૂસની ઉપમા આપી છે, અને જલ્સા તથા સભામાં પણ તેને વિષે એ પ્રમાણે બોલતા.

તેઓનો આ અભિપ્રાય તેઓના લોભને લીધે હતો, નહિ કે સુલતાનની દુનીઆદારીની ચીજ પરની મમતાને લીધે. કારણ કે જો સુલતાન તેવી મમતા ધરાવતો હોત તો ઉપર લખ્યા પ્રમાણે માળવાનો મુલક તથા ત્યાંની તીજોરી જે મેદનીરાય પાસેથી ઘણી મુસીબત વેઠી મેળવ્યાં હતાં તે સુલતાન મહમુદ ખીલજીને આપત નહિ. જો કે ગુજરાતના બીજા સુલતાનો જેવા કે અહમદ-શાહનો છોકરો મહમ્મદ અને સુલતાન મુઝફ્ફરનો છોકરો સુલતાન બહાદુર પૈસા આપવામાં ઘણાજ આગળ હતા તોપણ પૈસા ટકા આપવામાં અને રાજ્ય બક્ષવામાં ઘણો તફાવત છે. છતાં પૈસો એનાયત કરવામાં પણ સુલ-તાન મુઝફ્ફર ઘણોજ ઉદાર હતો. પણ જ્યાં જરૂર માલમ પડતી ત્યાંજ. મહિબ-ઉલ-મુલ્ક જે ખોજાઓનો સરદાર હતો અને જેને સુલતાન બહાદુરે પોતાના વખતમાં ખાનજહાનનો ખિતાબ બક્ષ્યો હતો તેને સુલતાન મુઝફ્ફ-રના વખતમાં અમદાવાદ શહેરની કોટવાલી તથા હકુમત સોંપવામાં આવ્યાં હતાં અને તે લાંબી મુદ્દત લગી જીવ્યો. એમ કહેવાય છે કે પોલીસના કામમાં તેનો બીજો જોડો મળી આવે એવું નહોતું. ચોરને તેના મોં પરથી તે ઓળખી કાઢતો. વળી લોકો એમ કહે છે કે એક દિવસ તે બજાર-

માંથી પસાર થતો હતો; તે વખતે તેણે એક માણસને બેઠેલો જોયો, ને ત્યાં થોભ્યો અને નાક કપાયલા જલાદ જીવણ જે તેની સાથે હતો તેને કહ્યું "જીવણ આ આદમીને પકડ." લોકો અજાએબ થયા કારણકે તેણે કાંઇપણ ગુનો કર્યો હતો નહિ, અને બીનગુનેગાર હોવા છતાં કેમ પકડયો હશે. જ્યારે તેને પકડી લાવી રજૂ કર્યો અને તેની પાઘડી તથા કમર તપાસી ત્યારે ઘોડાઓ બાંધવાની કેટલીક કુંચી તેની પાઘડી અંદરથી નીકળી અને માલમ પડયું કે તે ચોરોનો સરદાર હતો. બીજી વખતે ખાનજહાનને લાગ્યું કે ગુજરાતના સુલતાનની ચાર પેઢી થયા છતાં ધર્મ ખાતાના અથવા ધાર્મિક પુરૂષોના વઝફા (જાગીર) તેના તેજ રહ્યા હતા, અને તે અરસામાં કાંઇપણ ફેરફાર થયો હતો નહિ, અગર જો કે દરેક સુલતાને પોતાના વખતમાં તેમાં વધારો કર્યો હતો. તેટલા માટે હું તપાસ કરીશ કે કોણ કોણ ( વઝીફા ભોગવનાર ) વઝીફદાર મરી ગયા છે, અને કોણ કોણ હયાત છે. તપાસ કરતાં માલમ પડયું કે ઘણા વઝીફદાર મરી ગયા છે અને થોડાજ જીવતા છે. આગલા વખતમાં ગુજરાતના મુલકમાં એટલો તો પૈસોટકો તથા મોજમજા હતી કે જે કોઇ પરદેશી આવતો તે ફરી પાછો જતો નહિ, અને તેથી કરી ગુજરાતનો કોઇ માણસ પોતાનું વતન છોડી પરદેશ ચાલી ગયો નથી. ટુંકમાં મરી ગયલા વઝીફદારોની જાગીર સરકારમાં પાછી લીધી અને મહિખઉલમુલ્કે બેશુમાર પૈસો લાવી સુલતાન પાસે મુકયો. સુલતાને પુછ્યું "આ કોનો પૈસો છે અને કયાંથી લાવ્યા?" મહિખ-ઉલ-મુલ્કે જવાબ આપ્યો "સુલતાનનો છે. તેનું કારણ એ છે કે સુલતાન મુઝફ્ફર (પરવર દિગારની તેના પર રહેમ રહો)ના વખતથી આ વઝીફાઓ ધાર્મિક પુરૂષોને એનાયત થયેલા છે, અને ત્યારથી તે આજ લગી તેની આવક વધતી ગઈ છે. જ્યારે મેં તપાસ કરી ત્યારે માલમ પડયું કે અસલ વઝીફદારોનામાંના ઘણાક મરી ગયા છે અને મરી ગયેલા ( વઝીફદારોના ) ના વઝીફાની આવક ભેગી કરી આપની પાસ રજૂ કરી છે." સુલતાને તેને ઠપકો આપ્યો અને સખતાઇથી તેને કહ્યું "અરે બેવકુફ તથા બેશરમ માણસ! તને શું કહું. અગર તું મરદ હોત તો હું તને બાયલો કહેત. અગર તું ઓરત હોત તો

ખરાબ વર્તણુકની ઓરત કહેત. તું નથી આદમી ( મરદ )માં કે નથી ઓરતમાં, પણ બંનેના ખરાબ ગુણો તારામાં મોજૂદ છે. જે વઝીફદારો મરી ગયા છે તેમનાં છોકરાં હશે, અગર છોકરા હયાત નહિ હોય તો તેમનાં બૈરાં તથા છોકરીઓ હશે, અને જો તે પણ હયાત ન હશે તો તેની લોંડીઓ તથા ગુલામો હશે. જો તેં આ કૃત્ય તારી આપખુદીથી કર્યું છે તો ઘણુંજ બુરૂ કર્યું છે. હવેથી ફરી આવું કૃત્ય કરતો નહિ. જા જેની પાસેથી આ પૈસો લીધો છે તે તેને પાછો આપ અને તે ગરીબ આદમીઓના ઘાયલ થયલા જીગરને માફીના ગુલાબથી રૂઝાવ." ત્યારપછી સુલતાને હુકમ કાઢયો કે ગુજરાતમાં જે લોકો દેવસ્થાન રૂએ વઝીફા ભોગવે છે તેઓ જો મરી ગયા હોય તો તેમના વારસોની અંદર તે વઝીફા વહેંચી આપવા અને હવે પછી રાજ્યના કોઇપણ અમલદારે હમણાં તેમજ ભવિષ્યમાં તે વઝીફાઓના સંબંધમાં ડહાપણ કરવું નહિ. અને તે દિવસથી ખુદાઇ ફરમાન મુજબ "દરેક છોકરાનો બે છોકરી જેટલો ભાગ થશે" મરી ગયલા વઝીફદારોના વઝીફા તેના વારસોમાં વહેંચાય છે.

એવું લખવામાં આવ્યું છે કે સુલતાન મહમૂદના વખતમાં માળવાના સુલતાન મહમૂદ ખીલજીએ ગુજરાત જીતવા, ઉપર વર્ણવ્યા પ્રમાણે સવારી કરી હતી. જ્યારે તે ગુજરાતની સરહદ પર પહોંચ્યો, ત્યારે કેટલાક કારકુનો કે જેને ગુજરાતના સુલતાને નોકરીમાંથી હાંકી કાઢયા હતા તેઓ જઈ સુલતાન મહમૂદને મળ્યા, અને ગુજરાતની મહેસુલના ચોપડા બતાવ્યા. સુલતાને એક પછી એકની મતલબ સાંભળી. તેના માણસોએ કહ્યું કે "આપણા હાથમાં ગુજરાતના ચોપડા આવ્યા એ ઘણાજ સારા શુકન થયા છે. ગુજરાતનો મુલક પણ આપણા હાથમાં આવશે." સુલતાન મહમૂદે કહ્યું "આ મુલકમાં ઘણા વઝીફા દેવસ્થાનની રૂએ છે. કોઇ પણ પ્રાંત યાતો ગામ નથી કે જેની અંદર દેવસ્થાન વઝીફા તથા વકફ નથી અને આ ઘોડા તથા સવાર વગરનું એક લશ્કર છે કે જે તારાની માફક આખી રાત જાગતું જોય છે. મોટા માણસોએ કહ્યું છે કેઃ—

જો બે માણુસ એકસંપ થાય છે તો ડહાપણને પણ ભાંગી નાંખે છે,

અને મોટા ટોળાને પણ ભગાડે છે. અગર જો કે આ વાતનું ઉપર વર્ણન કરવામાં આવ્યું હતું છતાં અત્રે ફરીથી તેનું બ્યાન કરવા દુરસ્ત ધાર્યું.

મક્કા તથા મદીનાના પવિત્ર ગામોના ગરીબ માણસોને માટે પણ સાલીયાણા બાંધવામાં આવ્યા હતા અને કાંઇપણ હરકત વગર દરેક સાલ તે ત્યાં મોકલવામાં આવતા હતા. વળી ગરીબોને માટે એક વહાણુ પણ રાખવામાં આવ્યું હતું અને વહાણનો તેમજ મક્કા જવા આવવાની સફરનો ખરચ પણ સરકારી તીજોરીમાંથી અદા કરવામાં આવતો હતો. ખરચમાં સુલતાન ઉડાઉપણું દાખવતો ન હતો છતાં ખેરાત કરવામાં ઘણોજ ઉદાર હતો. એક મોટો માણસ કહે છે કે જે માણસ પોતાનો ખરચ ઉડાઉપણે કરે છે તેનાથી ખેરાત થતી નથી. મરદ આદમીએ સખાવત કરવી જોઇએ કેમકે તે આ દુનીઆમાં મોટી પદવીના દરવાજા ખુલ્લા કરે છે અને બીજી દુનીઆમાં આથી તે દસગણું આપે છે. નહિ કે ઠાલા વખાણુમાં ફસાવું યાતો ભાટના વખાણુથી ફુલાવું કારણ કે પવિત્ર કુરાનની કડી મુજબ તે આ દુનીઆમાં મુફલેસી તથા બીજી દુનીઆમાં લ્યાનતનો વરસાદ લાવે છે.

### વિજયી સુલતાનની સિપાઇગીરીનું વર્ણનઃ—

લશ્કરી વિદ્યામાં સુલતાન એકકો હતો. તલવાર ફેરવવામાં એટલી હોશિઆરી તેણે પ્રાપ્ત કરી હતી કે મરેલા બકરાની લાસ ડાબા હાથમાં ઉઠાવતો અને જમણા હાથમાં તલવાર રાખી તેના એક ઝટકે બે ભાગ કરતો. ભાલો ફેંકવામાં એટલો તો કુશળ હતો કે પોતાના ભાલા પર કડી ઉપાડી લેતો. નીચલી લીટીનો માયનો આ જગ્યાએ બંધબેસતો આવે છે:—

"જો આ પ્રમાણે ભાલાથી કડી ઉપાડે છે તો શિઆળાની લાંબી અંધારી રાત્રે હિંદુના ગાલો ઉપરથી (શબેયલદા) તલ પણ ઉપાડી શકીશ"

એવું લખાયલું છે કે સુલતાન રાતના પોતાના શહેરના ગરીબ લોકો તેમજ રૈયતની સ્થિતિની તેમજ પૈસાદાર તથા ઉમરાવોના કૃત જોવા છાનોમાનો નીકળતો અને ગલીઓ તથા બજારમાં તપાસ અર્થે ફરતો અને લોકો શું વાતચીત કરતા હતા તે સાંભળતો અને સવારમાં તેઓની ફર્યાદ દૂર કરતો તથા બદલો આપતો. એક રાત્રે સુલતાન એક મસીદમાં આવ્યો. એક

ખુણામાં કોઇ દુખીઓ આદમી રડતો હતો. સુલતાને તેનું કારણ પુછ્યું, ત્યારે તેણે કહ્યું " તેનું કારણ નહિ કહેવું વધારે સારૂં છે. તમે મને શું પુછો છો." સુલતાને કહ્યું "એકવાર તું કહે. કદાચ કારણ દૂર થઇ શકશે." તેણે કહ્યું અને સુલતાને તેનું દુઃખ ટાળ્યું.

તીર ફેંકવામાં પણ સુલતાન એટલો કુશળ હતો કે તેનો જોડો મળી આવવો મુશ્કેલ હતો. જ્યારે તે સોરઠમાં હતો ત્યારે એક દિવસ શિકાર કરવા ગયો અને હરણની પાછળ પડયો. ધીમે ધીમે તે પોતાના લશ્કરથી જુદો પડયો. એકાએક રજપુત ડાકુનું એક ટોળું નીકળી આવ્યું, સુલતાને તેના પર તીર ફેંકયા અને કેટલાકને સ્વધામ પહોંચાડયા અને કેટલાક નાસી જઇ ઘણી મુશ્કેલીથી પોતાને બચાવી શકયા. આ અરસામાં કેટલાક સિપાઇઓ જે તેની પાછળ હતા તે આવી પહોંચ્યા અને જોયું તો કેટલાક રજપુત ઘાયલ થઇ મરેલા સુલતાન આગળ પડયા હતા અને પોતે તેઓના ઉપર ઉભો હતો. સીપાઇઓ ઘોડા પરથી નીચે ઉતર્યા અને તેના હાથ પગ ચુમ્યા અને સુલતાનની મરદાન્ગી ( હિંમત ) તથા તીર અન્દાઝી ( તીર ફેંકવાની કળા ) ને માટે તેને શાબાશી આપી.

વળી કુસ્તીબાજીમાં પણ સુલતાન પોતાના વખતના ઉસ્તાદો કરતાં વધારે હોશિઆર રહેતો અને બધા કુસ્તી કરનાર કરતાં ચઢીઆતો હતો. શિકાર કરવામાં પણ એ ઘણો કુશળ હતો, તેમજ લાકડી ફેરવવામાં પણ ઘણો હોશિઆર હતો. મતલબ એ કે જે હુન્નરને એકવાર જોતો કે તરત તે હુન્નર શીખી જતો. તે એવો તો સારા સ્વભાવનો હતો અને વાકય ચાતુરી તથા હાજરજવાબીમાં એવો તો પ્રવીણ હતો કે તેની બરોબરી કોઇ કરી શકે એવું નહોતું. મુલ્લા અયુબ કે જે વિદ્યાનો શોખીન તથા મધુર કવિ હતો તે તેનો દરબારી હતો. તે અફીણ ખાતો હતો. તેણે અફીણના વખાણમાં નીચે પ્રમાણે કવિતા લખી છેઃ—

ઓ સાહેબ ! અફીણનો એક દાણો ખાઓ કે જેથી × × × × વિદ્વાનોને અફીણ ખાવું છાજે છે કેમકે વિદ્યા કેફ સાથે રહે છે.

કોઇ માણસે આ વાત સુલતાનને કહી. સુલતાન હસ્યો અને કહ્યું

"મુલ્લાએ આ અફીણુ ખાવાના બચાવમાં નથી લખ્યું પણુ તેના ખરાબ ગુણુ લોકો આગળ બતાવવા લખ્યું છે કારણુ કે લખનારે ભૂલ કરી છે. મીમના આગળ ભૂલમાં નુકતું મૂકયું છે. ( મખૂર=" નહીં ખાઓ " જોઇએ પણુ ભૂલમાં મીમ આગળ અનુસ્વાર મુકયું છે ને તેથી તમે " બખૂર " ખાઓ એમ વાંચો છો. )

ઓ સાહેબ અફીણુનો એક દાણો પણુ નહીં ખાઓ.

એમ લખવામાં આવ્યું છે કે એક વિદ્યાવિલાસી સુલતાનની સભામાં આવ્યો અને સુલતાનને આ પ્રમાણે સલામ કરી " આપને પરવરદગાર શાંતિ બક્ષો" અસ સલામુન આલેકુમ. (ખરા શબ્દ અસ સલામો આલેકુમ) સુલતાને સામી સલામ કરી. " ઓ નુનને લામ સાથે જોડનાર ! પરવરદિગાર તને શાંતિ બક્ષો " ( અલેકુમ સલામ )

વળી સુલતાન ગાયનમાં ઘણો પ્રવીણુ હતો, તથા ભુલ શોધનાર હતો અને તેનો કંઠ ઘણોજ મધુર હતો. ગમે તે સાજ હાથમાં લેતો તો તે વગાડી શકતો, પછી તે રબાબ, ચતરી, સરમન્દલ, સીતાર ગમે તે હોય. આ કળાના ઉસ્તાદો, પોતાને સુલતાનના શિષ્ય ગણવામાં મગરૂબી માનતા હતા. સુલતાન પણુ ગાયન બનાવવાની દરેક શાખામાં પ્રવીણુ હતો, જેવાકે સારંગ, દહયા, નાલહદયા, બરાગીત, સવારદા, છંદ અને દોહરા ( ગાયનકળાના રાગો તથા સૂરો. )

લોકો કહે છે કે પોતાની જુવાનીમાં એકવાર જલસામાં બેઠો હતો અને એ કળાના ઉસ્તાદોને પુછ્યું " આ જમાનામાં કોઇ સરસ્વતીનો પાઠ ભજવી શકે એવો છે એટલે આ જમાનામાં કોઇ એવી ગાનારી છે કે સરસ્વતીનો પાઠ ભજવી શકે અને પોતાની જીભથી તેનું ગાયન બતાવી શકે?" હિંદુઓના પુસ્તકમાં લખ્યું છેકે ઘણુાજ સુંદર સરોદવાળી સ્ત્રી-કવિ તથા દરેક સાજપર બેસી શકે એવી ગાનારી તથા સારીગમમાં પ્રવીણુ એવી સ્ત્રી ફક્ત સરસ્વતી દેવીના પ્રતાપથીજ થઇ શકે છે. સરસ્વતીનો સ્વાંગ તેનાથીજ ભજવાય કે ઉપર કહેલી કળાઓમાં ઘણીજ પ્રવીણુ હોય, અને સૌન્દર્ય તથા લાવણ્યમાં પણુ સરસ્વતીદેવીની બરાબરી કરી શકે. તેઓએ

સુલતાનને સલામ કરી કહ્યું, "પરવરદિગાર આપને સલામતી બક્ષો. સરસ્વતીનો સ્વાંગ ઘણોજ મુશ્કેલ છે, અને હમણાના જમાનામાં આપના રાજ્ય વારંગના ચંપાબાઇ કે જે સૌન્દર્ય તથા ગાયનકળામાં એક્કો છે તે કદાચ ભજવી શકે." સુલતાને પછી જલસા માટે બધા સાજની તૈયારી કરવા હુકમ આપ્યો. સુલતાનના દરબારીઓએ પછી તેને કહ્યું "હંસ (મોર) જે સરસ્વતીનું વાહન છે ને જેનાપર તે સવારી કરે છે તે સિવાય દરેક ચીજ તૈયાર છે." સુલતાને શહેરના બધા સોનીઓને તેડાવ્યા અને તે (હંસ) બનાવવામાં જેટલું સોનું તથા જવાહીર જોઇએ તેટલું આપવા કહ્યું. સોનીઓએ છ મહિનામાં હંસ તૈયાર કર્યો અને સુલતાન પાસે આવ્યા. સુલતાન જલસામાં બેઠા અને ચંપાબાઇ સરસ્વતીના સ્વાંગમાં ત્યાં આવી.

જો તમે તેની સીકલ તથા સુન્દરતા એકવાર જુઓ તો તમે છકજ થઈ જાઓ. કદાચ પરી પણ જો તેને સ્વાંગમાં જોય તો અજાએબ થાય.

પહેલાં તે જગ્યાપર તરત કવિતા રચી અને બોલી, અને દરેક કડીને બીજીથી જૂદી પાડી. પછી તેણે સાજ હાથમાં લીધાં અને એવાં તો વગાડયાં કે આ કળામાં પ્રવીણ ઉસ્તાદો ખરી સરસ્વતીદેવીને પણ ભુલી ગયા. ત્યાર પછી મીઠા સુરદ (કંઠે) થી ગાવું શરૂ કર્યું અને તેથી મજલીસમાં બેઠેલા આદમી મસ્ત અને ગુલતાન થઇ ગયા. ત્યાર પછી જે પ્રમાણે નૃત્ય કરવું જોઇએ તે પ્રમાણે નૃત્ય કર્યું અને જે લોકોએ નૃત્ય જોયું તે લોકો છક્ક થઇ ગયા અને તેઓએ કહ્યું "દુનીઆની શરૂઆતથી આજલગીમાં કોઇએ આવું નૃત્ય કર્યું નથી. કદાચ કોઇએ કર્યું હશે તો આવું સુંદર તથા મનરંજન તો નહિજ હશે."

ઇતિહાસ (તવારીખ) લખનારાઓ લખે છે કે સુલતાન મુઝફ્ફર ઘણોજ નમ્ર સ્વભાવનો માણસ હતો, અને તેથી સજાનેપાત્ર લોકો તેની સત્તાની દરકાર કરતા હતા નહિ અને કાંઇ પણ મુલાયઝા વગર ચોરી તથા ડાકુનું કામ કરતા હતા. એટલે લગી કે અમદાવાદની નજીકના રસ્તા પણ ભયાનક થઇ પડયા હતા અને બદમાશો શહેરની અંદર પણ કાંઇ પણ ધાસ્તી વગર લોહી રેડતા હતા. ડાહ્યા માણુસો કહે છે "જો રાજા સખતાઇ વાપરતો નથી તથા સજા ફરમાવતો નથી તો નઠ્ઠટ માણસોને બહાનું મળે છે.

જ્યારે સિંહના દાંત તથા પંજા કાપી નાંખવામાં આવે છે ત્યારે લૂલી લોંકડીઓ પણ તેને ફટકારે છે.

સુલતાનના રાજ્યનો સઘળો કારભાર કિવામ-ઉલ-મુલ્ક સારંગ તથા બ્રાહ્મણ મલિક ગોપીના હાથમાં હતો. તેઓ સુલ્તાનના હુકમને આધીન નહોતા, અને રાજાની મરજી હોય કે ન હોય તોપણ જે ધારતા તે કરતા. સુલતાન કોઇપણ વખત સજા ફરમાવતો નહિ ( સજાનો હાથ માફીની બાંયમાંથી બહાર ખેંચતો નહિ અને ગુસ્સાની ખંજર મ્યાનમાંથી બહાર કહાડતો નહિ. ) તે લોકોને જવાબ આપતો " હું પરવરદિગારની પ્રાર્થના કરૂં છું ને તમે પણ કરો કે જુલ્મી માણસને તથા તેના જુલ્મને તે દૂર કરે." આ બધી સબુરીનું કારણ એ હતું કે જ્યારે સુલતાન મહમૂદ, (પરમેશ્વર તેની કબર પર પોતાનું નુર નાખો) આ દુનીઆમાંથી સીધાવ્યો ત્યારે અમીરો વચ્ચે સલતનત પર કોણ બેસે તે વિષે તકરાર ઉઠી. કેટલાકે કહ્યું " ખલીલખાન સ્વભાવમાં મુલ્લા જેવો છે અને સુલતાનને છાજે એવો એનો મોભ્ભો નથી. તેટલા માટે તેના છોકરા બહાદુરખાનને ગાદી સોંપવી વધારે સલાહ ભરેલું છે. તેના ચહેરા પર સુલતાની નુર ચમકે છે." કેટલાક અમીરોએ ખલીલખાનની તરફેણ લીધી, અને તેમાં કિવામ-ઉલ-મુલ્ક સારંગ તથા મલિકગોપી હતા. તેઓએ કહ્યું " જ્યારે મરહૂમ સુલતાને પોતાની હયાતીમાં ખલીલખાનને તખ્તનશીન કર્યો ત્યારે આપણે સુલતાનની મરજી વિરૂદ્ધ વર્તન કરવું જોઇએ નહિ. બધાએ તે વાત કબૂલ રાખીને ખલીલખાનને તખ્તપર બેસાડયો. કેટલાક એમ કહે છે કે તેઓની આ નીમકહલાલીને લીધે સુલતાન તેઓની ભૂલ તથા દરેક ગેરવર્તણુક જે તેઓ ચલાવતા હતા તે માફ કરતો. તે એટલે લગી કે ચિતોડના રાણાને ઉપર લખ્યા પ્રમાણે નિઝામ-ઉલ-મુલ્ક પર હુમલો લાવવા તેઓએ ઉશ્કેર્યો હતો અને જો કે સુલતાનને આ વાતની ખબર હતી તો પણ તેણે તેઓને માફી આપી, અને સુલતાનની તેઓની તરફની લાગણી ઓછી થઇ નહોતી. સુલતાનના ખેરખાહોએ કહ્યું " જે માણસ રાજ્યનું બુરૂં તાકે છે તેને મારી નાંખો. કેમકે આવા નફ્ટ આદમીનું લોહી રેડવું હલાલ છે."

તે અરસામાં એક બીજી હકીકત બની. તે એ છે કે મલિકગોપી મોજીલો આદમી હતો, અને મિજબાની આપવાનો બહુ શોખીન હતો. તેણે સુંદર વારંગનાઓ ભેગી કરી હતી. પોતાને ઘેર મીજબાનીની રાત્રે દરવખત તેને બંગલે ગુલાબના ઢગલે ઢગલા લાવવામાં આવતા હતા અને જો તે રાતના કોઇને ગુલાબ જોઇએ તો તે મળી શકતા નહિ. ધાર નામની ઘણી સુંદર વારાંગના તેની પાસ હતી. ( તે વારાંગનાનું વર્ણન ઘણીજ ભપકાદાર ઝબાનમાં આપવામાં આવ્યું છે તે છોડી દીધું છે. ) દૈવયોગે અહમદખાન નામનો એક જુવાન કે જે ટાંકની જાતનો હતો અને સુલતાનનો સગો થતો હતો તે તેને જોયા વગર તેની સાથે પ્યારમાં પડયો. જલસાની એક રાત્રે મશાલચી સાથે પેરવી કરી હાથમાં મશાલ પકડી તથા મશાલચીનો સ્વાંગ ધરી તે ત્યાં આવ્યો. આખરે પહેરેલા સ્વાંગમાંથી તેનું મોઢું માલમ પડી આવ્યું.

તે ઉપરથી અહમદખાનને પકડી જલસામાંજ તેને લાતોનો માર તેણે માર્યો અને તે એટલે લગી કે તે મરવાની અણી પર આવી પહોંચ્યો. જ્યારે મલિક ગોપીએ જોયું કે તેનામાં થોડોજ જીવ બાકી રહ્યો છે ત્યારે પોતે ઢોંગ કર્યો અને પોતાના માણસને ઠપકો આપવા માંડયો. અહમદખાન પાસે આવી માફી માગી અને કહ્યું "મને આ વાતની ખબર હતી નહિ. જો આપને તમાશો જોવાનો વિચાર હતો તો મને વાત કેમ ન કરી? તમને આમંત્રણ આપતે અને તમને ગાયન સાંભળવાની તક મળતે." પછી પોતાની પાલખી મંગાવી અહમદખાનને તેમાં બેસાડી તેને ઘેર મોકલ્યો. બીજે દિવસે રાત્રીના મારની અસરને લીધે અહમદખાન મરી ગયો ને આ વાતની સુલતાનને ખબર પડી. સુલતાન ઘણોજ ગુસ્સે થયો અને અહમદખાનના સગાં વહાલાંએ તેનું વેર લેવા સુલતાનને અરજ કરી. સુલતાને તેઓને વેર લેવાનું ખાનગી રીતે કહ્યું. એક રાત્રી મલિક ગોપી સુલતાનના દરબારમાંથી પોતાને ઘેર સીધાવતો હતો; તેને તેઓએ રસ્તામાં ઘેરી લઇ કેટલાક જખમ કર્યા પણ તેમાંનો એકે કારી નહોતો. સવારમાં ખોજાઓના મુખી મહીબ ઉલ-મુલ્કે રાતની હકીકત સુલતાન આગળ બ્યાન કરી, અને કહ્યું કે મલિકગોપીનો એક પણ જખમ કારી નથી. કિવામ-ઉલ-મુલ્કે કહ્યું "ગોપી બ્રા-

હ્મણુ છે અને તે રાજ્યનો ખેરખાહ છે. બદખાહ (બુરૂં ઇચ્છનાર) ના જખમો તેને અસર કરશે નહિ." સુલતાને તે પર લક્ષ આપ્યું નહિ, પણ તેણે મન સાથે કહ્યું "જે સાપની પુંછડી કપાઈ છે તેને રાખવો સલામત ભરેલું નથી." બીજે દિવસે સુલતાને ગોપીના ઘર પર દરોરો મોકલ્યો એટલે તેનું ઘર લૂંટવાનો હુકમ આપ્યો. લોકોએ દોડી જઇ આંખ મીચીને ઉધ્ધતાની અંદર લગનના દરોરાની માફક તેનું ઘર તારાજ કર્યું અને ગોપીના હાથ જકડી તેને સુલતાન પાસ હાજર કર્યો. આવી વખતે નીચેની કહેવત બંધ બેસતી આવે છે "નરમ આદમીઓના ગુસ્સામાંથી હે પરવરદિગાર અમને બચાવ!" સુલતાને તેને ઠાર કરવાનો હુકમ ફરમાવ્યો. ગોપીએ કહ્યું હું બ્રાહ્મણુ છું અને હું ગરીબ હતો. આપના પિતાશ્રીની મહેરબાનીથી હું આ દરજ્જે પહોંચ્યો છું. જે કાંઇ મને સરકારમાંથી મળ્યું છે તે બધું લૂંટાઇ ગયું છે. તેમાં બે ચીજ ઘણીજ કિમતી હતી. જો તે લાવી આપની પાસ હાજર કરી હોત તો મને દિલગીરી તથા અફસોસની કાંઇ પણ જરૂર નહોતી. એક ઘણીજ રૂપાળી ગુલામ કન્યા હતી. તેના જેવી બીજી કોઇ સુંદરી દુનીઆમાં હસ્તી ધરાવતી નથી. વળી કેટલાક ઘણા કિમતી જવાહીરો કે જે બાદશાહી તીજોરી સિવાય બીજી કોઇ જગ્યાએ હાથ આવતા નથી. મારી પાસેથી તે બંને લૂંટાઇ ગયા છે ને નાશ થયા છે." સુલતાને કહ્યું:—

જે ચીજ પવન વેગે (ખરાબ માર્ગે) હાંસલ થાય છે તે તેજ રસ્તે ચ.લી જાય છે.

ત્યાર પછી સુલતાને કહ્યું "આ હિંદુથી મુસલમાન લોકો ત્રાહેત્રાહે પોકારતા હતા અને તેઓને તેણે ઘણા રંજાડયા છે. તેનો ઠાર કરો." આ હુકમથી લોકો રાજી થયા અને તે હિંદુને કુતરાની પેઠે મારી નાંખ્યો.

હઝરત શાહશેખજીનું બહાદુરખાન માટે દેહકષ્ટ અને તેના પ્રત્યે તેનો પ્રેમ અને તેનું આખર પરિણામ.

ગુજરાતના આબરૂદાર લોકો લખે છે કે જ્યારે સુલતાન મહમૂદે આફાની દુનીઆ છોડી આખરની દુનીઆમાં સીધાવ્યું અને સુલતાન મૂઝફ્ફર તખ્ત પર બીરાજ્યો ત્યારે હઝરત શાહશેખજીના કેટલાક સેવકોએ તેને કહ્યું

"ગયા ખલીફ મરણ પામ્યા છે અને નવા ખલીફ સલતનત પર બીરાજ્યા છે. તેટલા માટે જો મરણ પામેલા સુલતાનના ફાતીયા અને નવા સુલતાનને મુબારકબાદી માટે જો પોતે પ્રાર્થના કરશો તો ઘણી મહેરબાની થશે." તેમણે કહ્યું "અમારી તેના બાપની સાથની છેલ્લી મુલાકાત ફળદાયી નીવડી નહિ, અને નવો સુલતાન પોતે જુવાન છે અને કાચો શિષ્ય છે. વળી તે એવો આદમી છે કે જેને દરવીશો માટે લાગણી તેમજ માન નથી. તેટલા માટે ત્યાં ન જવું વધારે સારૂં છે." તેના માણસોએ કહ્યું કે "ગુજરાતનું રાજ્ય સુલતાનના વડવાઓને આપના કુટુંબ તરફથી મળેલું છે અને રૂઢી મુજબ આપના કુટુંબ તરફથી આવી સભ્યતા બતાવવામાં આવી છે. જો તેના બાપને આ આશીર્વાદની કદર નહતી તોપણ નવો સુલતાન ડાહ્યો અને વિદ્વાન છે અને તેને આ બાબત ખબર છે." આખરે પોતાના ખેરખાહોની સલાહ તથા દબાણને લીધે હઝરત શેખજી ચાંપાનેર ગયા. ઘણાખરા અમીર ઉમરાવો તેના ચેલા હતા. તેને આવકાર આપી સુલતાન પાસે લાવ્યા અને સુલતાનના ખાનગી ઓરડા આગળ બેસાડયા. હજુરીઆ દોડી પહોંચ્યા અને સુલતાનને હઝરત શેખજીની આવવાની ખબર પહોંચાડી. સુલતાનને ખબર નહતી કે શેખજી પડદા પાસે પોતાની નજીકમાંજ છે, તેથી તેણે કહ્યું "તેણે મારા પિતાશ્રીને કેવી ખરાબ દુઆ આપી હતી. જોઉં છું કે મારે માટે શું લાવ્યા છે." આ શબ્દ હઝરત શેખજીના કાન પર પડયા. પોતે ઘણો દિલગીર થયો અને ત્યાંથી ઉઠી સુલતાનની મુલાકાત લીધા વગર પોતાના મકાન તરફ વળ્યા. કેટલોક વખત વિત્યા બાદ સુલતાન અમદાવાદ ગયો. રસ્તામાં જ્યારે તે હઝરત શેખ કુતુબુલ એકતાબ કે જેનો રોઝો વટવામાં છે ત્યાં પહોંચ્યો ત્યારે પોતાના બાપદાદાના રૂઢી, રિવાજ મુજબ ઝીયારત કરી નહિ, પણ ઘોડાપર બેસી રહી ફાતીઆ ( કુરાનનું પહેલું પ્રકરણ ) પઢયો અને ચાલતો થયો. હઝરત શેખે પણ સુલતાનની પરવા રાખી નહિ. કેટલાક દિવસ પછી સુલતાન શેખ હઝરત કુતુબુલ એકતાબના ઓરસ અરસામાં માંદો પડયો. ઓરસની રાત્રે સુલતાને કહ્યું "આવતી કાલે હઝરત શેખ કુતુબ-ઉલ-આલેમના ઓરસનો દિવસ છે. તેટલા

માટે પાદશાહી રસોડું સરખેજ લઇ જવું, અને હઝરતના પવિત્ર આત્માને ખાતર રસોઇ તૈયાર કરાવવી. હું પોતે ત્યાં આવીશ." તે પ્રમાણે સુલતાનના નોકરોએ કર્યું. તે રાત્રે સુલતાને સ્વપ્નામાં હઝરતને જોયા અને તેમણે કહ્યું "મુઝફ્ફરખાન ! તું અમારા મકાન પર કેમ આવતો નથી?" સુલતાને પૂછ્યું "આપનું ઉમદા મકાન ક્યાં છે?" હઝરતશાહે કહ્યું "વટવામાં. હઝરત શેખજીને ત્યાં અને જે આદમી ત્યાં આવે છે તે અમારા મકાન પર આવે છે અને જે હઝરત શેખને ખુશ કરે છે તે અમને પણ ખુશ કરે છે. તું હઝરત શેખજીને ત્યાં આવજે ને તારી બિમારી શફા થશે." જ્યારે સુ તાન સવારમાં ઉઠયો ત્યારે પોતાની પાલખી મંગાવી સવાર થઈ વટવા તરફ સીધાવ્યો. તેજ રાત્રે હઝરતે હઝરત શેખજીને સ્વપ્નામાં દેખા દીધી અને કહ્યું "આવતી કાલે, મુઝફ્ફરખાન આપના મકાન પર પધારશે અને તેની મુલાકાત દરમ્યાન તેને મહેરબાની બતાવવાનું કહ્યું. આપનો હાથ તેના માથા તથા પીઠ પર ફેરવવો અને સારી રીતે તેને આશિર્વાદ આપવો કે જેથી આપના આશીર્વાદને લીધે પરવરદગાર તેને બીમારીને બદલે તંદુરસ્તી બક્ષે." સવારે સુલતાન પોતાના મકાન પર પધારે તે આગમચ હઝરત શેખજીએ પોતાના સાથીઓને કહ્યું "કાલે રાતના હઝરત-કુતુબુલ-એકતાબે મારી અને સુલતાનની વચ્ચે સલાહ કરી છે. સુલતાન આજે આવશે. તેટલા માટે તેને માટે ભોજનની તૈયારી કરો અને ગામના લોકોને કહ્યું કે જેને ત્યાં સરસ ભોજન બનાવનાર હોય તેવા રસોઇઆને હાજર કરો." ત્યારપછી થોડો વખત રહી હઝરત શેખજીને ખબર મળી કે સુલતાન આવે છે. જ્યારે સુલતાન આસાપુર પહોંચ્યો ત્યારે તેણે કોઇ માણસને હઝરત શેખજીને ખબર કહેવા મોકલ્યો, અને પોતે ઘણોજ ભૂખ્યો થયો હતો તેથી ભોજન તૈયાર કરાવવાનું કહેવડાવ્યું. તેની પાછળ સુલતાન પણ આવી પહોંચ્યો. જ્યારે તેમના દરબાર નજીક સુલતાન આવ્યો ત્યારે થોડે દૂર પાલખી પરથી નીચે ઉતર્યો અને હઝરત કુતુબુલ એકતાબના મકબરાલગી પગે ચાલ્યો અને ઝીયારત કર્યા પછી હઝરતની સાથે હાથ મીલાવ્યા અને બન્ને મહાપુરૂષો એક બીજા સામે જોઇ હસ્યા. હઝરતે આસ્તે રહી

કહ્યું " જેમ આપ હુકમ પ્રમાણે આ દરવીશને મળવા આવ્યા છો તેમજ મને પણ આપને મળવાનો હુકમ થયો હતો." સુલતાન હઝરતને પગે પડયો અને તેમણે તેના ( સુલતાનના ) માથા તથા મોં પર પોતાનો હાથ ફેરવ્યો, અને તેને ઉઠાડી ભેટયો. ત્યારપછી શાહઝાદાઓ પણ હઝરતને પગે પડયા, અને તેમના પગચુંબનનું માન મેળવી ભાગ્યશાળી થયા. પછી હઝરત સુલતાનને પોતાના મકાન પર તેડી ગયા અને પોતે ધર્મ તથા આસ્થાના કાનુનોમાં પ્રવીણ હોવાથી સુલતાન આગળ ધાર્મિક બાબતોનું એવી તો અસરકારક રીતે વર્ણન કર્યું કે સુલતાન તથા તેના હજૂરીઆઓ તે સાંભળી પોતાને ભૂલી ગયા અને ધર્મગાંડા (મસ્ત) થઇ ગયા. એક મોટા માણસે કહ્યું છેઃ—

બેતઃ સંતપુરૂષની ત્રણ નિશાની હોય છે જે પહેલાથીજ માલુમ પડે છે. (૧) જ્યારે તમે તેનું મોં જુઓ છો કે તરતજ તમારૂં દિલ તેની તરફ આકર્ષાય છે. (૨) જ્યારે તે સભામાં બોલે છે ત્યારે સાંભળનાર મસ્ત થઇ જાય છે અને દરેક પોતપોતાનું ભાન વીસરી જાય છે. (૩) તેના કોઇપણ અવયવને કોઇ પણ જાતની ખરાબ હરકત આવતી નથી.

આ ત્રણે નિશાનીઓ હઝરતમાં એટલે તો દરજ્જે હતી કે તેનું બ્યાન થઇ શકે એમ નથી.

ત્યાર પછી હઝરત ઉઠી પોતાના જનાનખાનામાં પધાર્યા અને સુલતાન માટે ભોજન મોકલ્યું. સુલતાને પોતાની સાથે ભોજન લેવા હઝરત શેખજીને વિનંતિ કરી. પોતાને કફ થયો છે એમ કહી માફી માગી. સુલતાને ફરી કહ્યું અને તેથી હઝરત બહાર આવ્યા અને સુલતાન સાથે ભોજન લીધું. ભોજન ઘણુંજ સ્વાદિષ્ટ હતું. સુલતાને કુરાનના ફરમાન " ખરે ! તારા કિર્તારની બક્ષીસોનું બ્યાન કર" મુજબ ભોજનની વારંવાર પ્રશંસા કરી. ભોજન લીધા પછી તેઓ ઉઠયા. સુલતાન સઇ ગયો પણ નિમાઝને વખતે ઉઠયો અને હઝરત સાથે નિમાઝ કરી. ત્યાર પછી તેઓ બેઠા અને સુલતાને પોતાની બિમારીનું બ્યાન કર્યું અને કહ્યું " કેટલોક વખત થયા મારી યાદ શક્તિ બહેર મારી ગઇ હતી. અને હું બિમારી તથા દગદગામાં

સપડાયો હતો. પણ ગઇ કાલથી મને રાહત મળી છે અને આશા રાખું છું કે આપની ખીદમતગારીથી જે કાંઇ તેમાંનું બાકી હશે તે પણ નીકળી જશે." હઝરતે તેને માટે પ્રાર્થના કરી અને સુલતાનને છેલ્લી સલામ કરી વિદાય કર્યો.

સુલતાને રસ્તામાં પોતાના નોકરોને કહ્યું "જો હઝરતની ખીદમત ઉઠાવવા ભાગ્યશાળી ન થયો હોત તો પરવરદગારના જ્ઞાનથી વિમુખ રહેતે." ત્યાર પછી પોતાની બાકીની જીંદગીમાં સુલતાન દીલોજાનથી દરવીશમાં શ્રદ્ધા રાખતો અને તેમના સહેવાસના આશિર્વાદથી ખરા જ્ઞાનની લહેઝત તથા તેનો ખરો ભાવાર્થ જાણવા પામ્યો. પરવરદિગારની તેને માટે પ્રસંશા કરીએ !

**સુલતાન મુઝફ્ફરની પોતાના છોકરા સિકંદરખાન માટે ગુજરાતની ગાદી માટે હઝરત શેખજીને અરજ:**

સુલતાન મુઝફ્ફરને આઠ છોકરા હતા. પહેલો સિકંદરખાન હતો, બીજા બહાદુરખાન, લતીફખાન, ચાંદખાન, નસીરખાન, ઇબ્રાહીમખાન વગેરે અને બે છોકરીઓ હતી. પહેલીનું નામ રાજે રૂકૈયા કે જેને આદીલશાહ બુરહાનપુરી સાથે અને બીજી રાજે અયાશા કે જેને સિંધના પાદશાહના શાહઝાદા ફતેહખાન સાથે પરણાવવામાં આવી હતી.

સિકંદરખાન, રાજેરૂકૈયા અને રાજેઅયાશા એક માના ફરઝંદો હતાં કે જેનું નામ બીબીરાણી હતું. બહાદુરખાનની મા કે જે ગોહીલ રજપુતાણી હતી તેનું નામ લક્ષ્મીબાઇ હતું. લતીફખાનની માનું નામ રાજબાઇ હતું જે રાણા મહીપતરામ જે અસલ રજપુત હતો તેની છોકરી હતી. ચાંદખાન, નસીરખાન, ઇબ્રાહીમખાન અને બે બીજા શાહઝાદા સ્ત્રી ગુલામના પેટના હતા. મહેલમાં તેમજ રાજ્ય તથા લશ્કરમાં બીબીરાણીનો અખ્તયાર ચાલતો હતો, અને બીબીરાણીના સરકારમાંથી ૭૦૦૦ માણસને પગાર મળતો હતો. સુલતાને પોતાની હયાતિમાં સિકંદરખાનને પાટવી નીમ્યો હતો. સુલતાનને પોતાના બીજા છોકરાઓમાં ભરોસો હતો નહિ. તેથી દરેકને બે ત્રણ ગામો જાગીર તરીકે આપ્યાં હતાં. અને તેની આવકમાંથી તેઓ પોતાનો ખરચ કરતા હતા. બહાદુરખાનને પણ બે ગામો જાગીર તરીકે આપવામાં આવ્યાં હતાં. તેમાંનું એક કનજ કસબો કે જે અ-

મહાવાદથી ૧૦ કોસ દૂર મહેમુદાબાદ નજીક છે, અને બીજૂં "ગોનાહ" કે જે ઉપરના ગામથી નવ કોસ દૂર છે અને વટવા ગામ કે જે હઝરત-કુતુબઉલ-એકતાલની ઓલાદને વઝીફા તરીકે આપ્યું હતું, તે ગામ તરીકે આગળ આવેલું છે તે હતું. આથી કરીને બાહાદુરખાન પોતાનો ઘણો વખત વટવા ગામમાં પસાર કરતો અને તે હઝરતના ચેલાની ગણતરીમાં ગણાતો હતો. હઝરત પોતે પણ બહાદુરખાનના પર ઘણી મહેરબાની તથા માયા બતાવતા. એમ કહેવાય છે કે બહાદુરખાનના ચેલાપત્રમાં "સુલતાન બહાદુર" એવા શબ્દો હઝરતે પોતાને હાથે લખ્યા હતા. કેટલાક એમ કહે છે કે તેણે "સુલતાન બહાદુર ગુજરાતનો પાદશાહ" એવા શબ્દો લખ્યા હતા. એક દિવસ બહાદુરખાનને પોતાના પલંગ પર બેસાડયો અને જે લોકો હાજર હતા તેમને કહ્યું "આખરે ગુજરાતનો પાદશાહ આ થશે." દરેકે પાદશાહી સલામ તે વખતે તેને કરી. આ વાત બહાર પડી અને બીબી રાણીના જાણવામાં આવી. તે ઘણી ગભરાઇ તથા વિચારમાં પડી. આ હકીકત તેણે સુલતાન મુઝફ્ફરને કહી, અને ઘણુંજ ફફડવા લાગી અને કહ્યું "સિકંદરખાનને પણ હઝરતની ખીદમતમાં લઇ જાઓ અને તેને અરજ કરો કે મેં આ શાહઝાદાને પાટવી કુંવર નીમ્યો છે. હઝરત પણ આપની ઇચ્છા મુજબ સિકંદરખાનને આશીર્વાદ આપશે અને આપણી તરફેણમાં રહેશે." સુલતાને કહ્યું "બહાદુરખાન પાસે વટવામાં જાગીર છે, અને ઘણો ખરો વખત તે ત્યાં રહે છે. વળી હમેશ તે તેમની ખીદમત ઉઠાવે છે. જે કોઇ આદમી દરવીશની સેવા ઉઠાવે છે તેને તેઓ આશીર્વાદ આપે છે. તું શાંત થા કારણ કે મારીજ હયાતીમાં મેં એને સિકંદરખાન પાટવી કુંવર નીમ્યો છે અને તેટલા માટે લોકો તથા લશ્કરની લાગણી તેની તરફેણમાં છે. બહાદુરખાન આવો નસીબદાર થઇ શકશે નહિ. હઝરત પોતે પણ આ વાત જાણે છે, અને સવારમાં હું પોતે ત્યાં જઇશ અને મારો વિચાર એમને જણાવી સિકંદરખાન માટે તેની પાસે આશીર્વાદ માગીશ.

બીબીરાણીએ પોતાની તરફથી ઘણી ભેટો લાવી સુલતાનના આગળ રજૂ કરી અને તેને કહ્યું "તમે આ લઇ હઝરત શાહ પાસે જાઓ અને

તમે પોતે હઝરત શેખજીને સિકંદરના હકમાં દુઆ તથા મદદ કરવાનું કહો." સવારમાં સુલતાન પોતાના કુટુંબ તથા ફરઝન્દો સાથે હઝરત શાહની તહેનાતમાં ગયો. પહેલાં સિકંદરખાન અને પછી પોતાનાં બીજાં ફરઝંદોને તેમના ચેલા બનાવ્યા. તે અરસામાં બહાદુરખાન આવી પહોંચ્યો અને હઝરતને સલામ કરી પોતે સુલતાન તથા સિકંદરખાનની વચ્ચે બેઠો. સુલતાન હઝરત શાહ સાથે ધાડી વાતમાં હતો તેથી તેણે બહાદુરખાનને આવતાં જોયો નહિ, તથા તેને બેસતો પણ ન જોયો. જ્યારે સિકંદરખાનની સીફારશ કરવાનો વખત આવ્યો ત્યારે સુલતાને કહ્યું "હઝરતને પોતાને પણ માલમ હશે કે સિકંદરખાન મારો સૌથી મોટો છોકરો છે, અને દરેક બાબતમાં કાબેલ અને લાયક છે. મેં એને મારો પાટવી કુંવર નીમ્યો છે." આ પ્રમાણે કહ્યું અને પોતાનો હાથ લાંબો કરી સિકંદરખાનનો હાથ સમજી બહાદુરખાનનો હાથ લીધો અને કહ્યું "હઝરત પોતે પણ પરવરદિગારની પ્રાર્થના કરો અને એવો આશીર્વાદ આપો કે મારા પછી ગુજરાતની પાદશાહી આને મળે." હઝરત સૈયદે કહ્યું "આપની આ ખાહેશ પરવરદિગારના દરબારમાં સ્વીકારાઇ છે અને આ છોકરો ગુજરાતનો પાદશાહ થશે, અને ગુજરાત સિવાય એક બીજું રાજ પણ જીતશે". સુલતાને ખુશ થઇ સિકંદરખાન તરફ જોયું અને પોતાના હાથમાં બહાદુરખાનનો હાથ જોયો. આથી સુલતાન ઘણોજ દિલગીર થયો તથા વિસ્મય પામ્યો. હઝરતે કહ્યું "આપની ખાહેશ પ્રમાણે થશે". તે મંડળીમાં જે લોકો હતા તે ઘણાજ હોશિઆર તથા દૂર અંદેશી હતા. તેઓએ જોયું કે રાજ્યની દડી બહાદુરખાનના ચોગાનમાં આવી અને સિકંદરખાન આ સારા ભાગ્યથી કમનસીબ તથા વિમુખ થયો. ત્યારપછી સુલતાન ત્યાંથી વિદાય થયો ને રસ્તામાં પોતાના હજૂરીઓને કહ્યું "આ નાના (હીચકારા) કલંદર (દરવીશ) એટલે બહાદુરખાને આજે શું કર્યું તે તમે જોયું ? પોતે આવી મોટા ભાઇ કરતાં ઉપર બેઠો." સિકંદરખાનને કહ્યું "તેં તારી ઉપર એને શું કામ બેસવા દીધો?" સિકંદરખાન કાંઇ બોલ્યો નહિ. બીજે દિવસે સુલતાને પોતાના અમીર ઉમરાવોનું દરબાર ભર્યું, અને કહ્યું "તમો બધા સાવચેત થાઓ ને

જાણો કે મારો પાટવી કુંવર સિકંદરખાન છે અને તમારે બધાએ એનો હુકમ માનવાનો છે." દરેક જણે ખુશીથી તેને (સિકંદરખાનને) રિવાજ મુજબ સલામ ભરી. આથી બીબીરાણી અને સિકંદરખાન સંતોષ પામ્યા. પરવરદિગારની મરજી તેઓ જાણુતા હતા નહિ, અને નસીબ દેવીના હુકમની ખબર નહોતી કે છેલ્લે આકાશ કોની ઇચ્છા અનુસાર ફરશે અને વખતનો દેવ કોની તરફેણ લેશે.

ટુંકમાં જોકે આ આગમચ લશ્કર તથા લોકો ધારતા હતા કે સુલતાન મુઝફ્ફરના છોકરા સિકંદરખાન વગર બીજું કોઇ તેનો પાટવી નથી તથા થશે નહિ તોપણ આ બનાવ પછી તેઓએ તે બાબત નક્કી જાણી અને દરેક માણસે પોતાની ખાંધ પર સિકંદરખાનની ખીદમતગારીનું જીન મુકયું અને પોતાની આશાના વૃક્ષને (સિકંદરખાનની) તેની ઉદારતાના ફુવારામાંથી પાણી સીંચવા માંડયું. સિકંદરખાન પણ તેની અદેખાઇ કરવા લાગ્યો અને પોતે બહાદુરખાનની જડ ખોદવા માંડી. બહાદુરખાન નાસીને તે સંત પુરૂષ (હઝરત)ના આશ્રય નીચે ગયો, કારણકે પોતાના પિતાશ્રીની મહેરબાની તેના પર કમ થઇ હતી, અને તેથી તે વટવામાં રહેવા લાગ્યો. આ દુનીઆમાં પોતાનું સુખ તે સંત પુરૂષની સેવામાં જોઇ તે રસ્તો તેણે પસંદ કર્યો. તેમણે પણ ઘણીજ મમતા શાહઝાદા તરફ બતાવી અને ઘણી મહેરબાનીથી તેના તરફ જોયું. વારંવાર બહાદુરખાન તરફથી છોકરવાદીપણું તથા મસ્તી વટવાના લોકને ખમવી પડતી. દાખલા તરીકે ઘણીવાર રમતમાં લોકની પાઘડી માથા પરથી પાડી નાંખતો અને ઘણીવાર કોઇ નાસીપાસ આદમી પાછળ પોતાના ગુરજી કુતરાઓને છોડી મેળતો.

હઝરતનો એક નોકર કાબીલ નામનો હતો. બહાદુરખાન તેને ઘણો ખીજવતો. કેટલાક આદમીઓ જે બહાદુરખાનથી દિલગીર હતા તેઓએ હઝરતને કહ્યું કે બહાદુરખાન ઘણી વખત બધાને ચીડવે છે. ફલાણે દિવસે તેણે એક આદમીની પાઘડી પાડી નાંખી. ફલાણા દિવસે બીજા માણસ પાછળ તેણે કુતરા દોડાવ્યા. જો તે માણસ નાસી જઈ પોતાના ઘરમાં ભરાઇ નહિ ગયો હોત તો તેના પગના ટૂકડે ટૂકડા કૂતરાએ કર્યા હત. આ

સાંભળી હઝરત ઘણાજ ગુસ્સે થયા અને કહ્યું "ખીસકોલી ખાનાર–એટલા ફીરંગી કુત્તાઓ–પણ એના એજ પ્રમાણે ટૂકડે ટૂકડા કરી નાંખશે, અને કુતરા જેવા સ્વભાવના ફીરંગીઓ તરફથી એની પડતી આવશે." બહાદુરખાને આ વાત સાંભળી ઘણો પશ્ચાતાપ કર્યો અને તે સંત પુરૂષના મોટા મોટા મિત્રોની સિફારસ લઇ હઝરત શેખજીની હજુરમાં આવી શકયો. આખરે સુલતાન બહાદુર ફીરંગીના હાથથી માર્યો ગયો અને તેની આબરૂ ગેર આબરૂમાં બદલાઇ ગઇ. અજાએબ જેવી વાત છે કે બહાદુરખાનના મરણનું વરસ ઘણા પંડિતો "કતલે કલાબે ફીરંગી" ફીરંગી કુત્તાઓથી કતલ થયલો એ શબ્દ પરથી ઉપજાવી કાઢે છે. કેટલાક તે વરસ નીચેના શબ્દ પરથી પણ ઉપજાવી કાઢે છે.

"કતલે બહાદુરખાન અકબરે–શહીદ–ઉલ–બહર" એટલે "બહાદુરખાન દરીઆ પર ધર્મને માટે પ્રાણ ત્યાગ કરનારમાંનો મોટો પુરૂષ–તેની કતલ" અને આ શબ્દ પરથી હિ. સ. ૯૪૨ થાય છે. પરવરદિગાર કરશે તો આ બાબત સુલતાન બહાદુરના રાજ્યના બ્યાનમાં વર્ણવામાં આવશે.

**સિકંદરખાનની દુશ્મનાઇને લીધે બહાદુરખાનનું ગુજરાતમાંથી ચાલી નીકળવું તેનું વર્ણન:—**

એમ કહેવાય છે કે હઝરત શેખજીએ જે શબ્દો બહાદુરખાનના બારામાં કહ્યા હતા તે ઉપરથી સિકંદરખાને વેર તથા કીનાને લીધે બહાદુરખાનની કતલ કરવા કમર બાંધી. બહાદુરખાનને આ વાતની ખબર પડી ને તેણે પોતાના કેટલાક વિશ્વાસુ નોકર તથા મળતીઆને લઇ નાસી જવા નક્કી કર્યું: આ વાતની ખબર તેણે હઝરત જે તેના (હાથ પકડનાર) આશ્રયદાતા હતા તેને કહી, અને કહ્યું "જ્યારે સુલતાને સિકંદરખાનની તેને મારી નાંખવાની પેરવી વિષે જાણ્યું ત્યારે તેણે કહ્યું "કે હું હવે વૃદ્ધ થયો છું અને આ ફીકરથી એટલો તો નાકૌવત થઇ ગયો છું કે વૈદોએ મને સારો કરવાની પોતાની અશક્તિ જાહેર કરી છે. પરવરદિગારની દુનીઆ મોટી છે એટલે દુનીઆ વિશાળ છે અને તારે માટે તું શું કામ તંગ બનાવે છે? કાં કોઇ ખૂણામાં ભરાઇ બેસતો નથી." આ ઉપરથી મારો

વિચાર દિલ્હી જવાનો છે, અને જો આપ હઝરત મને રજા આપશો તો હું તે તરફ સીધાવીશ. તે હઝરતે કહ્યું.

"એતઃ પરવરદગાર પર ભરોસો રાખ, કારણ જોરાવરોમાં પણ તે જોરાવર છે.

જો તારો દુશ્મન જોરાવર છે તો તારો આશ્રયદાતા તેના કરતાં વધારે જોરાવર છે.

પાદશાહના પાદશાહના દરબારમાંથી ગુજરાતની સલતનત તારા નામ પર નોંધાઇ છે અને તેને દેખાવ દેવાને માટે થોડા વખતની વાર છે. ત્યાં લગી સફરનો સરંજામ તૈયાર કર, કારણકે સફર તારે માટે મુબારક છે.

તેજ વખતે બહાદુરખાને સોગંદ લીધા કે જો પરવરદિગાર મને ગુજરાતની સલનનત આપશે તો શાહઝાદા તરીકેની અમારી જાગીર હઝરત કુતુબ–ઉલ–એકતાબના પાક રોઝાના ફકીરોને એનાયત કરીશ. પછી ટુંકમાં બહાદુરખાને પોતાના આશ્રયદાતાની રજા લઇ દિલ્હી તરફ સીધાવ્યું.

એમ કહેવાય છે કે જ્યારે તે સંત પુરૂષ પાસેથી બહાદુરખાન વિદાય થયો ત્યારે તેમણે કહ્યું "ગુજરાતની સલતનત તારા નસીબમાં લખાઇ છે. જો તે સિવાય તારી બીજી કાંઇ પણ ઇચ્છા હોય તો તે જાહેર કર, કે જેથી કરી પરવરદગાર તારી તે મરજી પણ લોકોની નજરમાં બર લાવે." બહાદુરખાને કહ્યું "ચિતોડની ફત્તેહ વિના બીજી કાંઇ પણ મારી ઇચ્છા નથી. કારણકે અહમદનગરના મુસલમાનોને ચિતોડના રાણા તરફથી ઘણી હાડમારી વેઠવી પડી છે. દાખલા તરીકે તેણે ત્યાંના ઇસલામીઓમાંના કેટલાકને મારી નાંખ્યા છે, ને કેટલાકને કેદ પકડયા છે, અને તેઓની માલમિલકત લૂંટી લીધી છે." હઝરત ઘણાજ ઉંડા વિચારમાં પડયા. બહાદુરખાને પોતાની અરજ ફરી ગુઝારી પણ હઝરતે જવાબ આપ્યો નહિ. તેણે ફરી ત્રીજી વખત તેજ ઇચ્છા દર્શાવી. તે સંત પુરૂષે કહ્યું "ચિતોડનો વિજય તારા રાજ્યની પડતી પર આધાર રાખે છે." બહાદુરખાને કહ્યું "સો વખત તે વાત કબૂલ રાખું છું." હઝરતે કહ્યું "જો આમજ છે તો નસીબદેવીનું લખાણ કોણ ફેરવી શકે." થોડા વખત પછી હઝરતે કહ્યું "મારી અને તારી વચ્ચે આ છેલ્લી મુલાકાત છે. તું અત્રે થોડા વખતમાં પાછો ફરીશ પણ અમને અત્રે

જોઇશ નહિ. તેટલા માટે સૈયદ મહમૂદ ઉર્ફે શાહબુધાના દિલને રંજન કરવામાં કાંઇ પણ પાછી પાની કરીશ નહિ કેમકે એમાંજ તારૂં ભલું સમાયલું છે."

ટુંકમાં બહાદુરખાન ચાંપાનેર તરફ ગયો, અને ત્યાંના અમલદારો પાસેથી થોડા પૈસા લઇ દિલ્હી તરફ સીધાવ્યો. આ બીના હિ. સન ૯૩૧ (ઈ. સ. ૧૫૨૪) માં બની. તેજ વરસમાં હઝરત શાહ શેખજી જેનું નામ સૈયદ જલ્લાલુદીન હતું અને જે કુતુબુલ-આલમ સૈયદ બુરહાનુદીનના છોકરા સૈયદ મહમુદના છોકરા થતા હતા તેઓ આ ફાની દુનીઆ છોડી અનંત ધામમાં સીધાવ્યા. એમની મુબારક ઉમર તે વખત ૭૫ વરસ તથા ૭ મહિનાની હતી, કે જે "હઝરત સૈયદ" શબ્દ પરથી નીકળી આવે છે.

એમ કહેવાય છે કે બહાદુરખાન ચાંપાનેરથી વાંસવાડા કસબામાં ગયો, અને ત્યાંથી ચિતોડના રાણા પાસ ગયો. ત્યાં થોડો વખત મુકામ કર્યો. રાણો ઘણા માન સાથે તેને લેવા આવ્યો. રાણાની માએ તેને પોતાનો પુત્ર કહી બોલાવ્યો અને તેના પર ઘણી મમતા બતાવી.

એમ કહેવાય છે કે એક દિવસ રાણાના ભત્રીજાએ બહાદુરખાનને જમવાને આમંત્રણ કર્યું, અને તેને પોતાને મહેલે લઇ ગયો. રાતના ગાન-તાન ચાલતા હતા તે અરસામાં એક ઘણીજ ખૂબસુરત વારંગનાએ ઘણીજ સારી રીતે નૃત્ય કર્યું. બહાદુરખાન તેના તરફ દોરાયો અને તેને ઘણી શાબાશી આપી. જયારે રાણાના ભત્રીજાએ જોયું કે બહાદુરખાન તેના તરફ ઘણો આકર્ષાયો છે ત્યારે ઇર્ષાથી કહ્યું "બહાદુરખાન, આ રામજણી કોણ છે" તે તું જાણે છે? બહાદુરખાને કહ્યું "તમે કહો." તે કમનસીબ માણસે કહ્યું "અહમદનગર શહેર જે રાણાએ થોડા વખત પર લુટયું હતું ત્યાંના એક આબરૂદાર કુટુંબની તે છોકરી છે." આ સાંભળી બહાદુરખાને તેની કમર પર તલવારનો એવો તો ઝટકો માર્યો કે તે કમનસીબ જુવાનના બે કટકા થઇ ગયા અને તેણે દોઝખનો રસ્તો લીધો. ત્યાં શોરબકોર થઈ રહ્યો. બહાદુરખાન પોતાની નાગી તલવાર જે લોહીથી નીગળતી હતી તે તો હાથમાં પકડી ઉભો થયો. રજપુતો તેની આસપાસ વીંટળાઇ વળ્યા અને તેને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. આ વાતની ખબર રાણાની માને પડી.

તે પોતે ત્યાં આવી અને હાથમાં ખંજર પકડી બોલી "જો કોઈ પણ માણસ બહાદુરખાનને ઠાર કરશે તો હું મારૂં પેટ ચીરી નાંખીશ." રાણાએ આ વાત સાંભળી અને બોલ્યો "આ મરી ગયલો માણસ (લોહીથી ખરડેલા) શું કામ ગુજરાતના શાહજાદા આગળ આવા શબ્દો બોલ્યો? પોતાના બોલવાની સજા બરાબર તેને મળી છે. હવે પછી કોઇ પણ માણસે બહાદુરખાનને મારી નાંખવાનો વિચાર કરવો નહિ." જ્યારે આટલે લગી બોલચાલ થઇ ત્યારે બહાદુરખાને ત્યાંથી નીકળી મેવાતના મુલક તરફ સીધાવ્યું. તે મુલકના અમીરોએ તેને મદદ કરવાનું તથા તેની તરફેણ લેવાનું જાહેર કર્યું, પણ તે વાત બહાદુરખાને સ્વીકારી નહિ, અને ત્યાંથી દિલ્હીના પાદશાહ સુલતાન ઇબ્રાહીમ લોદી જે સુલતાન સિકંદરનો છોકરો થતો હતો ત્યાં ગયો. તે વખતે સુલતાન હઝરત પાદશાહ બાબર કે જે બહેસ્તનતશીન થયા છે તેમની સાથે પાણીપતના મેદાનમાં યુદ્ધ ચલાવતો હતો. સુલતાને તેની તરફ ઘણીજ મમતા બતાવી અને ત્યાં શું બન્યું તેનું વર્ણન આગળ કરવામાં આવશે.



# પ્રકરણ ૧૦ મું.



## સિકંદરશાહ.

**સુલતાન મુઝફ્ફરના છોકરા સિકંદરશાહનું ગાદીએ બેસવું અને જુવાનીની અને રાજ્યની શરૂઆતમાં તેને મારી નાંખવું. (તેનું ખુન).**

આગળ વર્ણન કરી ગયા છીએ કે હિ. સ. ૯૩૨ (ઇ. સ. ૧૫૨૬)ના જમાદીઉલ આખરની ૨૨ મી તારીખ ને શુક્રવારે સુલતાન મુઝફ્ફર મરણ પામ્યો તેજ દિવસે સુલતાન મુઝફ્ફરનો છોકરો સિકંદર ગાદીએ બેઠો. થોડા વખત કેડે તેણે મેહમદાબાદ તરફ કુચ ફરમાવી. એવું કહેવામાં આવે છે કે તે વખત વટવાના પીરની ઝીયારત કર્યા વગર તેણે આગળ કુચ કરી હતી. જે વખતે તે હઝરત કુતુબુલ-આલમ કુદસ સરહુની દરગાહ આગળ આવ્યો તે વખતે તેણે ઝીયારત કરી નહિ અને કહ્યું. "તેમના પૌત્ર હઝરતમીઆંન શેખજી જેને લોકો બીજા મખદુમેજહાનીઆન કહેતા હતા તેણે શા માટે કહ્યું કે બહાદુરખાન ગુજરાતનો પાદશાહ થશે ? જો કે હાલ દુનીઆમાં તેનો પત્તો નહોતો.

ટુંકમાં ઉપર લખેલા મહિનાની ૨૫ મી તારીખે જ્યારે તે મેમદાબાદ આવ્યો ત્યારે ત્યાં પોતાના બાપદાદાના રિવાજ પ્રમાણે ગાદીએ બેઠો અને જે આદમીઓએ જુવાનીમાં તેની ખીદમત ઉઠાવી હતી તે આદમીઓને ખિતાબ આપ્યા અને પોતાના આદમીઓમાં ૨૭૦૦ ઘોડા વહેંચી દીધા. આ વેહવાર જોઇ એના બાપના અમીરો તથા વઝીરો દીલગીર થયા. ખુદ ઇમાદઉલમુલ્ક ખુશ કદમ કે જે એનો દુધભાઇ થતો હતો તેનું દિલ પણ ઉઠી ગયું. ખુદાની મહેરબાનીથી તેનું કારણ હવે પછી લખીશ.

આ વખતે એવી ખબર આવી કે સુલતાનપુર અને નઝરબારના ડુંગરી પહાડી મુલકમાં લતીફખાને મંગાના રાજા ભીમનો આશ્રય લીધો હતો. કેટલાક અમીરો વળી તેની સાથે કાગળ પત્રનો વ્યવહાર ચલાવતા હતા. સુલ-

તાને મલિક લતીફને શિરઝેખાનનો ખિતાબ આપી તથા ૩૦૦૦ બહાદુર ઘોડેસવાર સોંપી લતીફનખાને ડુંગરાના પ્રદેશમાંથી હાંકી કાઢવા મોકલ્યો. જ્યારે શિરઝેખાન આ ડુંગરી પ્રદેશોમાં દાખલ થયો ત્યારે રજપુતો અને કોળીઓએ રસ્તાઓના મોખરા તાબે કરી લડવું શરૂ કર્યું. શિરઝેખાન કેટલાક બહાદુર સરદારો સાથે મરણ પામ્યો, અને તેના લશ્કરના ૧૨૦૦ માણુસ કતલ થયા. આ ખબર સુલતાનને પડી કે તરતજ તેણે કયસરખાનને મોટું લશ્કર આપી મોકલ્યો.

આ વખતે કેટલાક અમીરો ઈમાદુલમુલ્કને મળી ગયા અને તેને કહ્યું કે સુલતાન તમને મારી નાંખવા માગે છે અને આ બાબતમાં તમારે બેદરકાર રહેવું જોઇએ નહિ. મલિકે કહ્યું " જો સુલતાન આ પ્રમાણે મને મારી નાંખવા માગે છે તો મારે તે અગાઉ તેને કેમ મારી ન નાંખવો જોઇએ ?"

એવું કહેવામાં આવે છે કે આ દરમ્યાન સુલતાન સિકંદરે એક રાતના સ્વપનામાં હુઝરતકુતુબુલ એકતાબ મખદુમે જહાનીઆન, હઝરતશાહ આલમ અને હઝરતશેખજી કુદ્દસસરહુને જોયા. સુલતાન મુઝફ્ફર પણ તેમની સાથે હતો. સુલતાને કહ્યુ " બાબા સિકંદર તું ઉભો થા ( જાગૃત થા ). અત્યાર પછી ગાદી તારે માટે નિર્માણ નથી." તેજ વખતે હઝરત શેખજીએ પણ કહ્યું "હા એમજ છે." જ્યારે સુલતાન જાગૃત થયો ત્યારે યાકુબખાન કે જેનો ખિતાબ દરીઆખાનનો હતો તેને રાતની બનેલી વાત કહી, અને કહ્યું " મારૂં અંતઃકરણ કહે છે કે બહાદુરખાન આવશે અને મારી અને એની વચ્ચે લડાઇ થશે. " તારીખે બહાદુરશાહીનો લખનાર લખે છે કે દરીઆખાને આ સ્વપનાની વાત લુતફુદત્રાના છોકરા યુસફને વાત કરી હતી અને યુસફે મને વાત કરી હતી અને આ પ્રમાણે એકથી બીજે મ્હોડેજ એ વાત પ્રસિદ્ધ થઇ હતી. તે દિવસે એક કલાક પછી સુલતાન ચોગાન બાઝી રમવા ઘોડે બેસી નીકળ્યો અને પોલો રમી એક પહોરે પોતાને મહેલ પાછો આવ્યો અને ભોજન કર્યું. ત્યારપછી બે પહોરે એટલે બપોરે એણે આરામ લીધો જેથી એના દરેક નોકર પોતપોતાને ઘેર ગયા.

સૈયદ જલાલમુનવરઉલમલિક કહે છે કે જ્યારે સુલતાન ચોગાનબાઝી રમીને આવ્યો ત્યારે હું ને મારો ભાઇ સૈયદ બુરહાન ઉલદીન બઝારમાં ઉભા હતા. તે દિવસે શહેરમાં એવા કોઈ સ્ત્રી પુરૂષ નહોતા કે જેણે પોતાના ઘરમાંથી અને દુકાનમાંથી નીકળી સુલતાનને દબાદબા સાથે પસાર થયલો જોયો ન હોય. કારણ કે તે ઘણોજ ખુબસુરત દેખાતો હતો. બલકે તે દિવસે આકાશના ફરેસ્તાઓ (પરીઓ) પણ તેની ખૂબસુરતી જોઇને હેરાન થઇ ગયા હતા.

એવું કહેવામાં આવે છે કે સુલતાન ઘણોજ ખુબસુરત હતો અને લોકો એને બીજો યુસફ કહેતા હતા. સુલતાન પાદશાહી દબદબા અને શહેનશાહને છાજે એવા ભભકાથી બજારની અંદરથી પસાર થઇને પોતાના મહેલમાં ગયો. અમીરો અને સિપાઇ સલામ કરીને પોતપોતાને ઘેર ગયા. થોડે વખતે ઇમાદ ઉલમુલક પોતાને મોંએ અને કાને કપડું લપેટી ચાલીસ પચાસ બહાદુર અને ખુની સિપાઇઓ લઇ પોતાને ઘેરથી મહેલ તરફ જવા નીકળ્યો. જ્યારે એ બઝારમાં થઇને જતો હતો ત્યારે કેટલાક લોકોએ કહ્યું કે મલિક આજે પંદર સોળ દિવસે સુલતાનને સલામ કરવા જાય છે. કલાક ન થયો, એટલામાં તો બુમ પડી કે ઇમાદુલમુલ્કે સુલતાનને મારી નાંખ્યો. આ બનાવથી શહેરમાં જાણે કયામતનો દિવસ આવ્યો હોય એમ અવાજ એકદમ થઇ રહ્યો. દરેક માણસ હેરાન અને પરેશાન થયા, અને આક્રંદ કરવા લાગ્યા કે હે ઇશ્વર આ શો બનાવ અને આ કેવી રીતે એકાએક બન્યો ? આ દિવસથી સુખ અને શાંતિ ગુજ[illegible]જ્યના તખ્તા "રથી સિકંદરના લોહીથી ધોવાએલા દેખાવા લાગી. ગુજરાતનો પહેલો સુલતાન જે કતલ થયો તે સિકંદરશાહ હતો, અને ત્યાર પછી મુઝફ્ફરશાહ ત્રીજો કે જે બીજા મહમૂદનો છોકરો હતો ત્યાં સુધીના દરેક [illegible] મોત આવી રીતે હથીઆરથી નીપજ્યું છે.

આ નીમકહરામ રાજાના મહેલમાં પેસી તેના સુવાના ઓરડા આગળ આવ્યો. તે વખતે એણે જોયું કે બે નોકરો ઓરડા બહાર બેઠેલા છે. એક સૈયદ અલીમઉદ્દીન બીન અહમદ બુખારી, જે હઝરત શાહઆલમના પૌત્ર

હતા, અને બીજો મલિક બેરામ બીન મસૂદ હતા. તેઓ શેતરંજ રમતા હતા. દરવાન મલિક સોધાં ખાસ પડદાનો છેડો પકડી ઉભો રહ્યા હતો, અને મલિક પીરમહમદ નામનો મેહેલનો નોકર સુલતાનના પગ ચાંપતો હતો. સુલતાન તે વખતે ઉંઘતો હતો. ઉપર લખેલા આદમીઓ સિવાય બીજું ત્યાં કોઇ હાજર નહોતું.

ઇમાદ ઉલમુલ્કનો વિચાર પડદાની અંદર જવાનો હતો. દરવાન મલિક-સોંધાએ કહ્યું "સુલતાન ઉંઘે છે." આથી વધારે બોલવાની તેની સત્તા નહોતી કારણ કે બધી સત્તા ( ગાંઠ બાંધવાની અને છોડવાની ) તે નીમક-હરામ નોકરના હાથમાં હતી. એણે મલિક સોંધાને જવાબ આપ્યો નહિ પણ મલિક બહારને પોતાની સાથે લઇ પડદાની અંદર દાખલ થયો, અને તેનો હાથ પકડી કહ્યું "પોર્તુગાલથી જે શીશે ( આયનો ) સુલતાનને માટે આવ્યો છે તે તમે જોયો છે?" આ આરશી પથારીને નીચલે છેડે લટકતી હતી તેની ખાસ ખૂબી એ હતી કે જ્યારે દીવો સળગાવવામાં આવતો હતો ત્યારે તેની અંદર જાણે ઘણા દીવા સળગાવ્યા હોય એમ દેખાતું. એ એક અજાએબ ચીજ હતી. હરામખોર બહારે કહ્યું "મેં જોયો નથી." તેથી તેનો હાથ પકડી તેને પલંગ પાસે ખેંચ્યો. બહાર જરાક ખંચાયો. તે લુચ્ચા આદમીએ કહ્યું "તું શા માટે ખંચાય છે. માર." બહારે તરવાર ખેંચી કે સુલતાન જાગ્રત થયો અને કહ્યું "આ શું છે" કે જેથી તરતજ બીજા હાજર થયા પણ તેઓ [redacted] થયા અગાઉ તે કમબખ્તે ઘા કર્યો અને ખુબસુરતીની વાડીના ઉગતા [redacted] કુમળા છોડના બે કકડા કરી નાંખ્યા. ત્યાર પછી પીરમહમદ મહોલદારને એક ઘાએ પૂરો કર્યો અને એજ હાલતમાં લોહીવાળી નાગી તરવાર [redacted] અને ઇમાદ ઉલમુલ્ક બંને બહાર આવ્યા.

સૈયદ [redacted]ને જ્યારે આ હાલત જોઇ ત્યારે ઈમાદઉલમુલ્ક પર તલવાર ઉગામી. ઈમાદઉલમુલ્કે કહ્યું "સૈયદ હરામખોર ન થાઓ." સૈયદે કહ્યું "અરે મર્દ તું પોતે હરામખોર છે કે તેં તારા માલીકને મારી નાંખ્યો." સૈયદે પોતાની તરવાર તેને મારી પણ તે છાપરાને વાગવાથી ભાંગી ગઈ,

સૈયદે આગળ વધીને ભાંગેલી તરવાર મલિકના માથા પર મારી અને એક નાનો ઘા પડ્યો. તેઓએ સૈયદ અને મલિક બેરામને ત્યાંજ મારી નાંખ્યા. આ બીના હિ. સ. ૯૩૨ (ઈ. સ. ૧૫૨૬) ના શબ્બાન મહિનાની ચોથી તારીખે બની. સુબ્હાનઅલ્લા સુલતાનને બાદશાહી દબદબાથી બઝારમાંથી પોતાને મહેલ ગયાને એક કલાક પણ ન થયો હતો.

ત્યાંથી તેઓ એક નાનો ભાંગેલો ખાટલો કે જેના પાયા લટકતા હતા તેના પર તેને સુવાડી હાલોલ કે જે ચાંપાનેરથી દસ કોસ હતું ત્યાં સુલતાનને લઇ ગયા ને તેને ત્યાં દાટ્યો.

આની બે કલાક આગળ ચોગાનના મેદાનમાં હઝારો લોકો સુલતાનનું મોં જોવાને ઇંતેઝાર હતા, ને દરેક જણ પતંગીઆની માફક સુલતાનને માન આપવા આતુર હતા. કોઇપણ જગ્યાએ સુલતાન પોતાના હલકામાં હલકા ગુલામ સાથે કોઇને મોકલવા માગતો તો તે પોતાને ભાગ્યશાળી સમજી જતો. આ વખતે ચાળીસ આદમી પણ સિકંદરના મુડદા પર પ્રાર્થના કરવાને આ બદકારની બીક અને ભયને લીધે ભેગા થઇ શકયા નહિ.

સુલતાન સિકંદરને આ પ્રમાણે મારી નાંખ્યા પછી ઇમાદુલમુલ્ક સુલતાનના જનાનખાનામાં ગયો અને સુલતાન [illegible]ફરના નાના પાંચ વર્ષના છોકરા નસીરખાનને લીધો અને તેને [illegible]ળામાં બેસાડી પોતે ગાદી પર બેઠો. તે છોકરાનું નામ મહમુદશાહ પાડયું. લશ્કરપણ તેના વિચારનું હતું. અમીરો, ઉમરાવો, સિપાહીઓ અને નોકરોએ આવી તેને સલામ કરી. માત્ર ત્રણ અમીરોએ સલામ ન કરી. તેમાંનો એક ખુદાવંદખાન (મોટી પદવીનો ) કે જે મુઝફ્ફરશાહનો વજીર હતો અને જેને સિકંદરશાહે પણ વઝીર તરીકે રાખ્યો હતો. બીજો આદમી ફતેહખાન બુધુમજલીસો સામી કે જે સિંધનો એક શાહઝાદો હતો અને વળી મુઝફ્ફરશાહનો જમાઇ હતો એ. ટલે સુલતાન સિકંદરની બેનની સાથે પરણ્યો હતો. ત્રીજો આદમી તાજખાન બરનાની કે જેણે હઝરતશાહ આલમ કુદસસરહુનો રોઝો બંધાવ્યો છે.

**સુલતાન સિકંદર તરફ ઇમાદઉલ-મુલ્કે જે કૃતઘ્નતા બતાવી તેનું વર્ણન:—**

ગુજરાતના કેટલાક વિશ્વાસ લાયક માણુસના કહેવા ઉપરથી લખવામાં આવે છે કે જે દિવસે સુલતાન સિકંદર ગાદીએ બેઠો તે દિવસે, બીબી રાણીનો ખુશકદમના નામનો ગુલામ જેને ઇમાદ ઉલ-મુલ્કનો ખિતાબ આપ્યો હતો તે લાકડી હાથમાં લઇ વઝીર તરીકે સુલતાનને સલામ કરવા આવ્યો. કારણ કે બીબીરાણી કે જે સિકંદરની મા થતી હતી તેના મરણ વખતે સુલતાનને તેને સોંપવામાં આવ્યો હતો. આ કારણને લીધે આ પાપી નીમકહરામના મનમાં એમ હતું કે સિકંદરના વખતમાં તેને વઝીરની જગા મળશે. આ ઉપરથી ગાદીનશીન થવાને દિવસે જ્યારે શહેરના કેટલાક વેપારીઓ મુબારકબાદી આપવા આવ્યા તે વખતે તેઓની જતી વખતે તેણે સુલતાનને કહ્યું કે આપ હુકમ આપશો તો એ લોકોને ઝબ્બા તથા ઇનામ વગેરે અપાવું. સુલતાને કહ્યું કે ખુદાવંદખાન કે જે ગયા રાજ્યમાં મુખ્ય વજીર હતો તેને બોલાવો કે તે દરેકને તેના દરજ્જા પ્રમાણે ઇનામ અકરામ આપે. આ હુકમ સાંભળતાં આ બદબખ્ત ગુલામના મનમાં અદેખાઇ ઉત્પન્ન થઈ. આ વખતે તે કંઇ બોલ્યો નહિ. સુલતાને ખુદાવંદખાનને બોલાવ્યો. તે આવીને સરાપરદે બહાર ઉભો રહ્યો. સુલતાનના એક નોકરે સુલતાનને કહ્યું "ખુદાવંદખાન બહાર ઉભો છે." સુલતાને કહ્યું "બોલાવો" આ વખતે ઇમાદ–ઉલ–મુલ્કે એવું ડોળ ક[illegible] એને ખુદાવંદખાનના આવ્યાની ખબર ન[illegible] માટે અવાજે અને [illegible] સુલતાને બુમ પાડી કે ખાનજી અંદર આવો. ખુદાવંદખાન આવ્યો, ને સુલતાનને પગે માથું મુકી આંખમાં આંસુ લાવ્યો. સુલતાનને પણ આંખમાં પાણી આવ્યા અને ખાનને ભેટી કહ્યું "જુના રિવાજ પ્રમાણે વઝીરની જગ્યા હું તમને આપું છું." ખાને કહ્યું "આપનો ગુલામ ઘરડો થયો છે તેથી આશા રાખે છે કે આપ તેને છુટો કરશો કે જેથી તે શાંત એકાંત જગ્યાએ બેસી આપનું રાજ્ય લાંબા વખત ટકે એવી ખુદાની પ્રાર્થના કરે." સુલતાને કહ્યું "તમારા સિવાય આ જગ્યાને માટે કોઇ લાયક નથી." તેથી વઝીરાત તેને સોંપવામાં આવી. આ કારણને લીધે પણ આ કમબખ્તના મગજમાં વધારે અદેખાઇ ઉત્પન્ન થતી ગઈ.

કેટલેક દિવસે ખાજે સરાઇ કે જે અમદાવાદનો કોટવાલ હતો તેને ઇમાદ-ઉલ-મુલ્કે સુલતાનની રજા સિવાય અને ખુદાવંદખાનની પસંદગી વગર પોતાની મેળે મુહીબ-ઉલ-મુલ્કનો ખિતાબ આપ્યો અને તેની જગ્યાના પગારમાં વધારો કરી તેને સુલતાનની આગળ હાજર કર્યો, અને કહ્યું “ આ ખાજે સરાએ સારી નોકરી બજાવી છે તેથી મેં તેને મુહીબ-ઉલ-મુલ્કનો ખિતાબ આપ્યો છે અને તેના પગારમાં વધારો કર્યો છે.” સુલતાને પૂછ્યું “ આ ખિતાબ તેં આપ્યો ? હું કંઇ નાદાન નથી. હું પણ અક્કલવાળો અને વળી પુખ્ત ઉમરે પહોંચેલો છું. જે કોઇ માણસ મારા હુકમ વિના કંઇ કામ કરે છે તે ઘણુંજ ખોટું કામ કરે છે. પગાર વધારવાની સત્તા તેમજ ખિતાબ આપવાની સત્તા ખુદાવંદખાન કે જે રાજ્યનો વઝીર છે તેની છે. જે કોઇ વચ્ચે પડે છે તેની મહેનત ફોકટ છે. ” અને તેની માગણી રદ કરી. આ ગુલામ ફરેલા મગજનો હતો અને લશ્કર તેના કાબુમાં હતું. તેથી ખુદાવંદખાનને વધારે સલાહ ભરેલું લાગ્યું કે ઇમાદ-ઉલ-મુલ્કની ખાતર આ વખતનો ખિતાબ તેને આપવો જોઇએ પણ પગાર વધારવાની બાબત બીજી વખત જોવામાં આવશે. સુલતાન ચુપ રહ્યો એટલે તે પરથી એવો અર્થ નીકળ્યો કે સુલતાનની પણ અડધી મરજી છે. આથી પણ તે નીચ હલકો ગુલામ ઘણો ગુસ્સે થયો અને ત્યાર પછી તેણે સુલતાનનું કાટલું કરવાનો પ્રયાસ કરવા માંડ્યો. એના પક્ષના દરેક ઉમરાવ તથા સરદાર આ કામની પેરવીજમાં રહ્યા. જે લોકો સાથે એને દોસ્તી નહોતી તેવા આદમીઓ પર એહસાન કરી તથા મહેરબાની બતાવી તેને એ પોતાના પક્ષમાં લેતો. એવું કહેવામાં આવે છે કે તેવા એક એકને પોતાને ઘેર બોલાવતો અને તેના કુટુંબ વિષે સવાલ પૂછતો “તમને કેટલાં છોકરાં છે ?” તે આદમી જવાબ આપતો ત્યારે ફરી પૂછતો, “તેમનાં લગ્ન કરેલાં છે કે નહિ ?” તે આદમી ખરી હકીકત કહેતો અગર એમ કહેતો કે પૈસાની તાણ છે, તો કહેતો “ મારી પાસે પૈસા લો અને છોકરાંનું ભલું કરો, ” અને તેટલા માટે તેઓને પૈસા આપતો અને તેઓની પાસે ખત લખાવી તરતજ તેની હજુરમાં ફાડી નાંખતો એટલે કે પોતાના કરેલા એહસાનથી તેઓની ગરદન પોતાના ફાંસામાં રા-

ખતો અને તેમની સાથે દોસ્તી બાંધતો. સુલતાન સિકંદર આ બાબતથી જુવાનીની, પૈસાની અને સત્તાની મગરૂરીને લીધે બેખબર રહ્યો હતો. તે એટલો તો મોજશોખમાં પોતાના દિવસ ગાળતો કે દહાડો તો તેના મનને ઈદ હતી અને રાતો તો તેના મનને શબેરાત હતી. દરરોજ નવી નવી તરેહની મોજ શોધી કહાડતો. એણે સિકંદરશાહી જામો અને સિકંદરશાહી દાઢી દાખલ કરી. જે જે મોજશોખનો વિચાર થતો કે તે તૈયાર કરાવતો. તેના જનાનામાં નાઝુકલહર નામની એક સ્ત્રી હતી જે સુલતાનને ઘણીજ પ્યારી હતી. એવું કહેવામાં આવે છે કે આ વખતે ગુજરાતની બધી સ્ત્રીઓ એક અવાજે કહેતી હતી કે નાઝુકલહર જેવી સ્ત્રી ગુજરાતના કોઇ પણ પાદશાહના જનાનખાનામાં નહોતી. બલકે આખા ગુજરાતમાં એના જેવી ખુબસુરત ખુશખુશાલી અને સારાગુણોની કોઇ સ્ત્રી પેદા થઇ નથી. તેમજ તે વખતે સુલતાન સિકંદર જેવો કોઇ પણ જવાન ખુબસુરત નહોતો.

સુલતાન સિકંદરના મરણ પછી નાઝુકલહર સુલતાન બહાદુરશાહના જનાનખાનામાં દાખલ થઇ અને એ સુલતાન પણ તેના પર ઘણોજ પ્યાર રાખતો. જે વખતે સુલતાન બહાદુરે મંદુનો કિલ્લો જીત્યો અને તમામ માળવા કબજે કર્યું તે વખતે એક દિવસ હુકમ કર્યો કે મંદુ શહેરમાં ડોમીની, પાતર, કમાચીની, પરીશાન અને લોલી જાતની જેટલી રામજણી હોય તે સર્વે એની છાવણીમાં આવી હાજર થાય. દરેક જાતની અને દરેક જગાએથી આશરે એક હજાર સ્ત્રીઓ સુંદર કપડાઓ પહેરી તથા શણગાર સજી એક બીજાથી સરસ દેખાવ પ્રયત્ન કરતી આવી. એવું કહેવામાં આવે છે કે કેટલીક તો ઘણીજ ખૂબસુરત હતી અને બધા સામાન્ય રીતે કહેતા કે કેટલીક તો અતિશય ખૂબસુરત હતી. સુલતાન બહાદુરે એક બીજીને બોલાવી તેને ઇનામો આપ્યા અને તેમને રજા આપી. તે વખતે સુલતાનના એક ખાસ ઉમરાવ અને સગા શુજાઅખાને કહ્યું " દુનીઆની આ સઘળી ખૂબસુરત સ્ત્રીઓ કે જે એકઠી થઇ હતી, તેની પાંપણો તીર જેવી હતી અને ભવાં કામઠાં જેવાં હતાં અને જે દરેક ચીજ જોઇ શકે એવી અને બરાબર તીર ફેંકનારી છે. આમાંની કોઈનું બાણુ તમારા અંતઃકરણને લાગ્યું

છે કે નહિ? આમાંની કોઇ પણ તમને પસંદ પડી કે નહિ?" સુલતાને જવાબ દીધો "શુજાઅખાન મારા જનાનખાનામાં એવી એક સ્ત્રી છે કે જેની ખૂબસુરતી આગળ આવી નાની સ્ત્રીઓની ખૂબસુરતી કંઇ હિસાબમાં નથી. કોઇ વખત વળી તે તને બતલાવીશ." ત્યાર પછી કેટલેક દિવસે સુલતાન દારૂ પીને મસ્ત થયો હતો તે દિવસ નાઝુકલહરથી એવી ભૂલ થઇ કે જેથી સુલતાન નાપસંદ થયો અને તે એટલે સુધી કે એકદમ તરવાર કાઢીને સુલતાને તેના બે કટકા કર્યા. તે વખતે શુજાઅખાનને જે વચન આપ્યું હતું તે યાદ આવ્યું. નાઝુકલહરને ચાદર ઓઢાડી શુજાઅખાનને બોલાવી કહ્યું "મેં તમને વચન આપ્યું હતું કે સૂર્ય જેવી ખૂબસુરત સ્ત્રી તને બતાવીશ. ઇશ્વરના હુકમથી આજે તે મરણ પામી છે. જીવતી હતી ત્યારે તો તેં ન જોઇ પણ હાલ મોત વખતે તું તેને જો કે તે કેવી હતી." એમ કહી તેના મોં પરથી ચાદર ઉઠાવી. શુજાઅખાને જોઇ તો તે અતિશય ખૂબસુરત માલમ પડી. સવારના સૂર્યની આજુબાજુ જેમ રતાશ જોવામાં આવે છે તેમ તેની આસપાસ પડેલું લોહી માલમ પડતું હતું અને ચંદ્રની માફક તે ફીક્કી પડી ગઇ હતી. પોતે પગે લાગ્યો અને કહ્યું "અરે આ શો બનાવ બન્યો?" સુલતાન પણ ઘણો દિલગીર થયો અને માથું જમીન પર પટક્યું પણ તેથી કંઇ ફાયદો થાય એમ નહોતું. તે ઉપરથી કવિઓએ કહ્યું છે કે ઝાડ કાપેલું ફરી ઉગે છે પણ કપાયલો માણસ ફરી જીવતો થતો નથી.

એવું કહેવામાં આવે છે કે જ્યારે સુલતાન સવાર થઈ ફરવા નીકળતો ત્યારે દરેક સ્ત્રી પુરૂષ તેની પછાડી ગાંડું થઈ કામ છોડી દેતું. પણ વિવેકની ખાતર કોઈની સત્તા ન હતી કે જાહેરમાં બોલે કે હું સુલતાનને ચાહું છું. એક દિવસ એક આદમી જે સુલતાન પર આશક હતો તેણે કહ્યું "હું સુલતાન પર આશક છું." આ ખબર સુલતાનને પહોંચી એટલે સુલતાને તેને બોલાવ્યો. સુલતાને કહ્યું "એ સારો માણસ છે પણ બેશરમ છે. તેને કહો કે હું તેને સો અશરફી આપીશ, પણ આવું બોલવું હવેથી છોડી દેવું. નહિ તો હું તેનું માથું અને દાઢી છોલાવી ગધેડે બેસાડી દરેક મહોલે અને દરેક ગલીએ તેની આબરૂ લેવડાવીશ." આ આશક પૈસાથી

રાજી થયો. સુલતાને પૈસા મંગાવી કહ્યુ "એ અશરફી કોથળીમાં મુકો અને તે કોથળી એને ગળે બાંધો. વળી એનું માથું અને દાઢી છોલી ગધેડે બેસાડી ગલીએ અને શેરીએ ફેરવો કે જેથી બીજો કોઇ આવો ખોટો દાવો કરે નહિ. જો રૂશવાઇમાં તે રાજી થયો હોત તો આવો દિવસ આવત નહિ. જે રૂશવાઇથી નાશી જાય છે તેની આબરૂ ઇશ્ક નાબુદ કરેછે."

એવું કહેવામાં આવે છે કે જ્યારે સુલતાન સિકંદર ગાદીએ બેઠા ત્યારે સૈયદો, ઉમરાવો અને અમલદારો દરેક તેને મુબારકબાદી આપવા આવ્યા. તે વખતે શાહ બદુ હઝરત શાહ શેખજીના છોકરા જે વટવાની ગાદીએ હતા તેને સિકંદર જોડે કંઇ તકરાર થઇ હતી તેને લીધે આવ્યા નહોતા. તે તકરાર એ હતી કે બહાદુરખાન ગુજરાતમાંથી નાશી દિલ્હી ગયો, ત્યાર પછી થોડે દિવસે હઝરત શાહ શેખજી મરણ પામ્યા. તે વખતે સુલતાન સિકંદરે શાહ બદુને કહ્યું "પીર મુવા મુરીદ જોગી હુવા" એટલે પીર મરી ગયા અને તેના ચેલાઓ રખડતા થયા. શાહ બદુએ જવાબ દીધો "યાદ રાખ પીર મરી ગયા નથી કારણ કે ખુદાના દોસ્ત તો એક ઘરમાંથી બીજા ઘરમાં જાય છે અને તેનો ચેલો પણ રખડતો નથી. વળી મોટા માણસના શબ્દ ખોટા પડતા નથી. તમારી સલતનત એક પાણીનું ઝાંઝવું છે અને તેને પાયો નથી તેમજ જાવેદાની પણ નથી." આ સાંભળી, સુલતાનના મનમાં ઘણો ગુસ્સો આવ્યો અને વટ્વાના જે પૈસા સૈયદોને મળતા હતા તે બદલીને હઝરત શાહઆલમના છોકરાઓમાંના એક સૈયદ મહમદ બુખારી કે જેને સાદાતખાનનો ખિતાબ હતો તેને આપ્યા. તેણે તે લેવા ના કહી. આખરે તેના શબ્દો ખરા પડયા. જ્યારે ઇમાદ-ઉલ-મુલક ખુશકદ સુલતાન સિકંદરને મારી નાંખ્યો ત્યારે તેને ગાદીએ બેઠાને બે મહિના ને સોળ દિવસ થયા હતા. ડાહ્યા માણસોએ કહ્યું છે કે ઇશ્વર જેને ફેંકી દે છે તેને દરવીશમાં ફેંકી દે છે. ઇશ્વર પાસેથી અમે સંરક્ષણ ઇચ્છીએ છીએ. સુલતાન હઝરત શાહ આલમના છોકરા હઝરત સૈયદ સુલતાનના શિષ્ય હતા.

# પ્રકરણ ૧૧ મું.

## મહમૂદ બીજો.

નસીરખાન જેને ઇમાદ-ઉલ-મુલ્કે સુલતાન મહમૂદનો ખિતાબ આપી ગાદીએ બેસાડયો. તેણે રાજ્યાભિષેકને દિવસે ખીલઅતો, ઘોડા, અને ખિતાબો અમીરો ને સીપાઇઓને આપ્યા, પણ જાગીરો જે ખિતાબોની જોડે આપવી જોઇએ તે આપી નહિ. લોકોએ કહ્યું જાગીર વિનાના ખિતાબો શરમ છે. આખરે ઘણા સિપાઇઓ અને ઉમરાવો તેના આવા ખરાબ કૃત્યથી ( સુલતાન સિકંદરને મારી નાંખવાથી ) ઘણાજ દિલગીર થઇ તેને મારી નાખવાને આતુર થયા. પણ કોઇ સરદાર વિના તે કામ કરવાને નાશક્તિ-વાન હતા તેથી દરેક જણ પોતપોતાને મુકામે ગયા.

જ્યારે રાજ્યનાં બધાં કામોએ દેશમાં અસંતોષ પેદા કર્યો ત્યારે તેમાંથી બચવાના ઇરાદાથી ઇમાદ-ઉલ-મુલ્કે ઇલીચપુરના ઇમાદ-ઉલ-મુલ્કને લખ્યું કે આ વખત દોસ્તીના હકે જો તું નંદરબાર અને સુલતાનપૂર પર ( ચઢાઇ કરશો ) આવશે તો મુસાફરીનો ખરચ આપવામાં આવશે. એવીજ રીતનું વળી એણે રાણા સંગને પણ લખ્યું. વળી જમીનદારોને એકઠા કર્યા અને બાબર પાદશાહને પણ લખી તેની મદદ માગી.

તારીખે બહાદુરશાહીનો લખનાર લખે છે કે તે વખતે એ વડનગરમાં હતો અને તેણે તાજખાનને ધંધુકે સંદેશો મોકલ્યો કે ઇમાદ-ઉલ-મુલ્ક પાદ-શાહની મદદ માગે છે અને આથી ગુજરાતની સલતનતનો નાશ થશે. તેણે તાજખાનને આ બાબત પર પુખ્ત વિચાર કરવા લખ્યું અને બહાદુરખાનને પણ એક કાગળ આ બાબતનો લખ્યો અને તે એક કાસદ જોડે જલદી રવાને કર્યો. આ વખતે બહાદુરખાન જુવાનપુરના ઉમરાવો અને ત્યાંના મુખ્ય આદમીઓના તેડવાથી સુલતાન ઇબ્રાહીમ લોદી કે જે તે વખતે પાણીપતના મેદાનમાં બાબર સાથે લડતો હતો તેની રજા લીધા વગર જુવાનપુર તરફ

ચાલ્યો અને રસ્તામાં પાણીપતના બાગમાં આવી ત્યાં મુકામ કર્યો. તે વખતે ઉપલા ઉમરાવો તરફથી પાયંદખાન અફઘાન બહાદુરખાન પાસે આવ્યો, અને કહ્યું "જુવાનપુરના સઘળા ઉમરાવો તમને પાદશાહ ગણે છે, અને આપની રાહ જુએ છે અને મને આપની ખીદમતમાં મોકલ્યો છે કે જેથી આપની રૂબરૂ ખરી બાબત કહી આપને ત્યાં લઇ જાઉં. એ ઘણી સારી બાબત છે ને આપે ઢીલ કરવી ન જોઇએ." સુલતાને ઇચ્છયું કે તે તરફ જાઉં. તે વખતે ખુરમખાનનો સુલતાન મુજફ્ફરના મરણનો અને સુલતાન સિકંદરની ગાદીએ બેસવાની ખબરનો કાગળ મળ્યો. વળી તેમાં લખ્યું હતું "ઉમરાવો અને સિપાઇઓ તમારા આવવાની રાહ જુએ છે. જો ઝડપથી આવશો તો ખાત્રી છે કે રાજ્ય તમારા હાથમાં આવશે કારણકે રૈયત અને સિપાઇ સુલતાન સિકંદરથી નારાજ છે." કાગળ આવ્યા પછી બહાદુરખાન ત્રણ દિવસ ત્યાંજ રહ્યો. ત્યાં રીતરિવાજ મુજબ શોક પાળ્યો અને ચોથે દિવસે પાયંદખાનને રજા આપી અને ગુજરાત તરફ સવારી કરતો હોય તેમ કૂચ કરી. જ્યારે તે ચિતોડ આવ્યો ત્યારે અલીશેર, મયનુદ્દીન અફઘાનનો છોકરો જે સુલતાન સિકંદરના મરણ પછી બહાદુરખાનને શોધવા ગુજરાત છોડી નીકળ્યો હતો તે તેને મળ્યો. તેણે સુલતાન સિકંદરનું મરણ, ઇમાદ-ઉલ-મુલ્કની હરામખોરી તથા નસીરખાનનું ગાદીએ બેસવું વગેરે વગેરે બાબતો એક પછી એક વર્ણન કરી. બહાદુરખાને કહ્યું કે ઇશ્વરની મરજી. જ્યારે હું અમદાવાદ જઇશ ત્યારે આ નીમકહરામને ફાંસી દઇશ." આમ બોલી શાહઝાદો ચાન્દખાન કે જે તેની સાથે હતો તે ત્યાંથી જુદો પડી માંડુના સુલતાન મહમૂદ પાસે ગયો અને તેનો ભાઇ ઇબ્રાહીમખાન તેની સાથે (બહાદુરખાન સાથે) ગયો. સુલતાન કૂચ કરતો કરતો ડુંગરપુર આવી પહોંચ્યો. બહાદુરખાનના આવવાની ખબર સાંભળી તાજખાન ધંધુકેથી તેને મળવા નીકળ્યો. આ વખતે શાહઝાદા લતીફખાને ધંધુકાની પડોશમાં આવી તાજખાનને સંદેશો કહાવ્યો "જો ખાન મારી સાથે દોસ્તી રાખશે (મને મળશે) તો ગુજરાતનો તમામ વહીવટ તેને સોંપવામાં આવશે. તાજખાને લતીફખાનના ખરચ માટે નાણું મોકલ્યું અને લખ્યું "આની અગાઉ બહાદુરખાન સાથે

કરાર કર્યો છે અને હવે તેથી ઉલટો જઇ શકતો નથી. વાજબી તો એ છે કે તારે હવે એકાંત જગાએ જઇ રહેવું જોઇએ."

ટુંકમાં બહાદુરખાનના આવવાની ખબર સાંભળી ઇમાદ-ઉલ-મુલ્કના પક્ષના અમીરો અને તેના પક્ષવાળા ધ્રૂજવા લાગ્યા. ઇમાદ-ઉલ-મુલ્કે અઝદ-ઉલ-મુલ્ક બર્ઝીને સુલતાની પાયેગાહમાંથી છસે ઘોડેસ્વાર અને હાથીખાનામાંથી પચાસ હાથી આપી મોડાસાનો થાણુદાર નીમ્યો કે જેથી તે તે જગાએ રહીને કોઇને આવવા દે નહિ અને જેથી કોઇ બહાદુરખાનને મળી શકે નહિ. અઝદ-ઉલ-મુલ્ક તે બાજુએ ગયો. તે વખતે રઝી-ઉલ-મુલ્ક અને ખુરમખાન મહેમદાવાદથી આવ્યા ને બહાદુરખાનને મળવા ગયા. બહાદુરખાન કપડવંજ ઉરફે મહમુદનગર તરફ આવ્યો. બહાદુરખાનના પક્ષના કેટલાક માણસો અઝમખાન બીન પીરૂ, મલિક યુસફ બીન લુતફુદ્દલા, રાજીમહમદ બીન ફરીદ અને મલિકમસુદ વગેરે જે ઇમાદ-ઉલ-મુલ્કના ત્રાસથી સંતાઇ ગયા હતા તેઓ ત્યાં આવ્યા અને બહાદુરખાનની ખીદમતમાં ઉભા રહ્યા. બહાદુરખાન ત્યાંથી મોડાસા આવ્યો ને મોડાસાથી હરસોલ ને હરસોલથી સીંગારગામ આવ્યો. તે વખતે ખુરમખાન તથા રઝી-ઉલ-મુલ્ક અને મુઝફ્ફરશાહના કેટલાક ઉમરાવોએ આવીને સુલતાનના પગનું ચુંબન કર્યું. બીજે દિવસે તેણે પોતાના તંબુ નહરવાલામાં ઠોકયા.



# प्रकरण १२ मुं.

## બહાદુરશાહનું ગાદીએ બેસવું અને ઇશ્વરની કૃપાથી તેના તખ્ત અને રાજ્યની કીર્તી.

તારીખે બહાદુરશાહીનો કર્તા લખે છે કે હિ. સ. ૯૩૨ ( ઈ. સ. ૧૫૨૬ ) ના રમઝાન મહીનાની ૨૬ મી તારીખે ઉપલે મુકામે તાજખાન, મુજાહીદ-ઉલ-મુલ્ક, બહાદુરશાહીનો કર્તા ને અમદાવાદના મોટા અને નાના આદમીઓ સુલતાનની શેતરંજીનું ચુંબન કરવા ભાગ્યશાળી થયા. આ જગ્યાએથી બાદશાહી છત્ર અને દબદબા અને રસાલા સાથે બહાદુરખાને અમદાવાદ તરફ કૂચ કરી, ને કાલુપુર દરવાજે થઇ શહેરમાં દાખલ થયો. સૌથી પહેલાં પોતાના દાદાઓ મહમદશાહ, અહમદશાહ, અને સુલતાન કુતુબુદ્દીનના હઝીરા જે માણેકચોકમાં છે ત્યાં જઇ તેની ઝીયારત કરી, અને ત્યાંથી પછી બાદશાહી મહેલ કે જે શહેરમાં ભદ્રને નામે ઓળખાય છે, ત્યાં રહેવા ગયો. મજકુર રમઝાન ઉલ મુબારકની ૨૭ મી તારીખે સુલતાનના પક્ષના સઘળા ઉમરાવો હાજર થયા. સુલતાન મુઝફ્ફરના રીતરિવાજ પ્રમાણે તેણે દરેકને તેના મરતબા પ્રમાણે જગા આપી અને તેમની જોડે બેસીને નાસ્તો કીધો. દરેક આદમીઓ સુલતાનના આવવાથી ખુશી થયા અને તેઓએ ઇશ્વરનો ઉપકાર માન્યો, બહાદુરખાનના આવવાથી અમદાવાદ શહેરને નવી રોનક ઉત્પન્ન થઇ. ગુજરાતનો મુલક જે સુલતાનની ગેરહાજરીને લીધે શ્યામ થઇ ગયો હતો તે બહાદુરશાહની હાજરીના સૂર્યના ઉગવાથી ઝગઝળી રહ્યા ને ગુજરાતના લોકોના દિલમાં તફરકે થઇ જવાનું જે દુઃખ હતું તે નાશ થઇ ગયું.

આ ખબર સાંભળીને ઈમાદ-ઉલ-મુલ્કે પોતાના પક્ષવાળાઓને એક વર્ષનો અગાઉથી રોકડ પગાર આપ્યો અને કુરાન આપી સમ ખવડાવ્યા કે તેઓએ મહમૂદશાહનો પક્ષ છોડવો નહિ. ઉમરાવો નાણું લઇ મહેમદાબાદ છોડી બહાદુરશાહના પક્ષમાં જતા રહ્યા. બહા-ઉલ-મુલ્ક અને દાવર-ઉલ-મુલ્ક જે ઇમાદ-ઉલ-મુલ્કના પક્ષના મોટા ઉમરાવો હતા અને જેણે સિકંદરશાહને મારી નાંખવામાં ભાગ પણ લીધો હતો, તેઓ પણ બહાદુરશાહના પક્ષમાં ગયા.

તારીખે બહાદુરશાહીનો કર્ત્તા લખે છે કે ઇદને દિવસે સવારે મને સુલતાને હુકમ કર્યો કે બધા હાથીઓને શણગારી અને સજી દરબારમાં લાવો. હુકમ પ્રમાણે બધાને તૈયાર કરી હઝુરમાં હું લાવ્યો. સુલતાન નાહીને બાદશાહી કપડાં પહેરી બહાર આવ્યો અને સીંગાર મંડપ કે જેનાં બારણાં અને દિવાલો સોનેથી મઢેલાં હતાં તેની અંદર આવી બેઠો, અને તાજખાન અને ઉમરાવોને તેઓના મરતબા પ્રમાણે ઇનામ અને ખિતાબો આપ્યા. આ દિવસે નીચે બતાવેલા પ્રમાણે આદમીઓને ખિતાબો આપવામાં આવ્યા.

| નામો. | ખિતાબો. |
|---|---|
| ( ૧ ) ખુરમખાન બીન સિકંદરખાન | ખાનખાનાન |
| ( ૨ ) સફ્દરખાન | આલમખાન |
| ( ૩ ) ખાનખાનાનનો છોકરો | શઆદ-ઉલ-મુલ્ક |
| ( ૪ ) નિઝામખાન | શમ્સખાન |
| ( ૫ ) પિસરે નિઝામખાન | મુબારીઝ-ઉલ-મુલ્ક |
| ( ૬ ) પિસરે શમ્સખાન | નિઝામખાન |
| ( ૭ ) મલિક તાજખાન | વઝીહ-ઉલ-મુલ્ક |
| ( ૮ ) મલિક કુત્બસમાજી | બહા-ઉલ-મુલ્ક |
| ( ૯ ) ઉલઘખાન મુજાહિદ-ઉલ-મુલ્ક | ઇકબાલખાન |
| (૧૦) નાસિર-ઉલ-મુલ્ક | કતલકખાન |
| (૧૧) પિસરે મુઝાહિદખાન | મુજાહિદ-ઉલ-મુલ્ક |
| (૧૨) પિસરે કતલકખાન | નસિર-ઉલ-મુલ્ક |
| (૧૩) મલિક બદરૂલદીન | મુદુદ-ઉલ-મુલ્ક |
| (૧૪) મલિક રાયન બીન મુજાહિદ-ઉલ-મુલ્ક | નસીરખાન |
| (૧૫) મલિક શીર | નુસરત-ઉલ-મુલ્ક |
| (૧૬) મલિક મુસતફે | શેર અન્દાઝખાન |
| (૧૭) મલિક મુઝફ્ફર | અસદ-ઉલ-મુલ્ક |
| (૧૮) પિસરે અસદ-ઉલ-મુલ્ક | શાયસ્તેખાન |
| (૧૯) પિસરે મલિક તુઘલક | સયેફખાન |

| | | |
|---|---|---|
| (૨૦) | સુલેમાન બીન મુજાહીદ-ઉલ-મુલ્ક | મનસુરખાન |
| (૨૧) | અબુ બીન ઓરખાન | અઝદરખાન |
| (૨૨) | પિસરે લતીફખાન બારબવાદલ | શરઝેખાન |
| (૨૩) | શમ્સખાન | દરીઆખાન |
| (૨૪) | શમસખાન બીન તુગ્લખખાન | હુસીનખાન |
| (૨૫) | ચાંદખાન ભંડારી | હઝબરખાન |
| (૨૬) | કુંભા ગોહેલ | રાનારાવ |
| (૨૭) | મલિક સાહેબ બીન મુજાહિદ-ઉલ-મુલ્ક | જેબખાન |

ત્યારપછી હાથી ઉપર બેસી ઇદગાહ તરફ સુલતાન ગયો અને શહેરના બધા લોકો ખુશી થઇને સુલતાન બહાદુર લાંબુ આયુષ્ય ભોગવે એમ બોલવા લાગ્યા, તથા એનાં વખાણુ કરવા લાગ્યા. પછી શવાલ મહિનાની બીજી તારીખે સવારી ઉપાડી કહમદ્રોલના પોતાના મહેલમાં ગયો, ને ત્યાંથી મહમુદાબાદ ગયો. આ શહેરમાં મુઆઝમખાન અને બીજા કેટલાક અમીરો આવીને મળ્યા ને તાબે થયા.

શેઢી નદીમાં રેલ આવવાને લીધે સુલતાનને સીવજમાં એક દિવસ રહેવું પડયું હતું અને ત્યાંથી નડીઆદ આવી બે દિવસ રહ્યો. મેહમદાબાદના ઘણા આદમીઓએ આવીને વફાદારીના સોગન ખાધા. જે જે માણસો ઇમાદ-ઉલ-મુલ્ક પાસેથી નાણું લઈ આવ્યા હતા, તે બધાને માફ કીધા. એજ મહિનાની અગીઆરમી તારીખે નડીઆદથી નીકળી ખાનપુરને રસ્તે સુલતાને મહી નદી ઓળંગી. ઇમાદ-ઉલ-મુલ્કે અઝદ-ઉલ-મુલ્કને વડોદરે મોકલ્યો અને મુફાશીઝખાન બક્કાલને દેહજનો થાણેદાર નીમ્યો. આમ કરવામાં તેની મતલબ એ હતી કે આ બે અમીરો કે જે મારા ખાસ સલાહકાર હતા તે મારાથી જુદા થયલા જોઇને સુલતાન બહાદુર આ બાબતમાં મને કંઇ કહેશે નહિ.

જ્યારે માણસનો સિતારો વાંકો હોય છે ત્યારે જે કંઇ સારૂં કામ કરવા જાય છે તે પણ ખોટું થાય છે.

ઇમાદ-ઉલ-મુલ્કે લતીફખાનને છાનો બોલાવ્યો કારણ કે લતીફખાન ડાહ્યો અને ઉમરે પહોંચેલો હતો. જો લડાઇ થાય તો લતીફખાન પર તે

બાદશાહી છત્ર ધરે અને સુલતાન બહાદુર સાથે લડે. લતીફખાન દેહ-જ આવ્યો. ઇમાદ-ઉલ-મુલ્ક વિચારમાં પડ્યો કે હવે શું કરવું. એ દરમ્યાન બહાદુરશાહ લશ્કર લઇને અમદાવાદમાં દાખલ થયો.

એવું કહેવામાં આવે છે કે શવાલની અગીઆરમી તારીખે ઇમાદ-ઉલ-મુલ્કે નસીરખાન સાથેનો પોતાનો સંબંધ તોડી નાંખ્યો ને પોતાને મકાને ગયો અને પછી નસીરખાન સંબંધી કંઇ ખર ખબર રાખી નહિ. સુલતાનના મેહેલનો સરદાર નસીરખાનને એક બાદશાહી બંદીવાન તરીકે જોવા લાગ્યો. ઇમાદ-ઉલ-મુલ્કના પાંચ હજાર નોકરો એને ઘેર એકઠા થયા અને તેઓએ નિશ્ચય કર્યો કે જો સુલતાન બહાદુર ઇમાદ-ઉલ-મુલ્ક પર ગુસ્સે થાય તો આપણે આપણો જાન ઇમાદ-ઉલ-મુલ્કની જીંદગી બચાવવા અર્પણ કરવો. જે વખતે બહાદુરશાહનો વાવટો શેહેરમાં ઉડવા લાગ્યો તે વખતે બસેં ત્રણસો માણસો ઇમાદુલમુલ્કના પક્ષમાં રહ્યા અને બીજાઓ પોતાને ઘેર નાસી ગયા ને જે મુખ્ય માણસો હતા તેતો શેહેર છોડી ચાલ્યા ગયા. જ્યારે સુલતાને મહીંદ્રી (મહી) નદી ઓળંગી ત્યારે એણે લશ્કરની રાહ જોઇ નહિ. આખા લશ્કરે નદી ઓળંગી નહિ હતી એટલામાં તો ચારસો સવાર અને કેટલાક હાથી કે જેણે નદી ઓળંગી હતી તે લઈ સુલતાન હાલોલ તરફ ગયો. પહેલ વહેલી સિકંદર સુલતાનની કબરની ઝીયારત કરી અને તાજખાનને ત્રણસો સવાર આપી આગળ મોકલ્યો કે જે ત્યાં જઇ હરામખોર ઇમાદ-ઉલ-મુલ્કનું મકાન ઘેરી લે. જ્યારે ઇમાદ-ઉલ-મુલ્કને ખબર પડી કે સુલતાન હાલોલ આવી પહોંચ્યો છે, ત્યારે જલાલના છોકરા ખાજેહ માનક અને મુબારિઝ ઉલ-મુલ્કના છોકરા યુસફે તેને કહ્યું "ઇમામ-ઉલ-મુલ્ક થોભવા કરતાં નાશી જવું વધારે સારૂં છે. સુલતાન બહાદુર તને જીવતો રહેવા દેશે નહિ." ઇમાદ-ઉલ-મુલ્કે જવાબ દીધો "હું કેવી રીતે નાશી જાઉં, કારણ કે આગળ અને પાછળથી નાગી તલવાર મારા પર ઝઝુમી રહી છે. અહીંથી ખસી શકાતું નથી તો નાશી તો કેમજ શકું ?" સિકંદર સુલતાનના ખુને એના મગજ પર એવી તો અસર કરી હતી કે તેનાથી પગલું ભરાઇ શકે એમજ નહોતું.

કેટલાકો કહે છે કે એણે જવાબ આપ્યો " મેં સુલતાન બહાદુરના હકમાં શું ખોટું કર્યું છે કે હું નાશી જાઉં. જો સુલતાન સિકંદરને મેં મારી નાંખ્યો નહોત તો સુલતાન બહાદુર આ પદવી પર પહોંચતજ નહિ." ટુંકમાં તાજખાન ૩૦૦ સવાર લઇને ઇમાદ-ઉલ-મુલ્કને ઘેર આવ્યો. આ હરામખોર ઘરત્રરથી નાસતાં આખરે શીદીકના છોકરા શાહજી કે જે શેહેરનો કોટવાળ હતો તેના ઘરમાં ભરાયો. શહેરના બધા લોકોએ તેના ઘર પર ટુટી પડી તેનું ઘર તારાજ કરી દીધું. તેની સ્ત્રી, છોકરીઓ અને ગુલામડીઓ સત્રળાને ઘરમાંથી લઇ ગયા. આ વખતે સુલતાન શહેરમાં દાખલ થયો અને મોટા ઓહ્વાવાળા ખુદાવંદખાન વઝીરના ઘર આગળ આવ્યો. ખુદાવંદખાને રાજાના પગને ચુંબન કર્યું અને રાજાના ઘોડા સાથે ચાલ્યો. જ્યારે સુલતાન બાદશાહી મહેલમાં દાખલ થયો ત્યારે તાજખાને આવી કહ્યું " હરામખોર ઇમાદ-ઉલ-મુલ્કનું ઘર લુટાવી દીધું છે પણ હરામખોર ઘરમાંથી પકડાયો નથી. કદાચ શહેરમાં કોઇ જગાએ ભરાઇ ગયો છે. " સુલતાને કૈસર–ઉલ–મુલ્ક તથા કબીર–ઉલ–મુલ્કને હુકમ કર્યો કે શોધ કરી એને પકડી લાવો. સુલતાન ભપકાથી અને દબદબાથી સુલતાની મહેલમાં ઉતર્યાને અડધી ઘડી થઈ નહિ, એટલામાં ખુદાવંદખાનનો ગુલામ ઇમાદ-ઉલ-મુલ્કને પકડીને લાવ્યો. તે વખતે તેના હાથ તેના ખભા પર બાંધ્યા હતા અને તેનું માથું ખુલ્લું હતુ અને તેને હઝાર રીતે શરમ લાગે એવી હાલતમાં દરબારમાં ખડો કર્યો. હુકમ કર્યો કે એને દીલકુશા નામના મેહેલમાં એક એકાંત ઓરડામાં કેદ કરો. પછી તાજખાનને કહ્યું " તું એ હરામખોરને પૂછ કે તેં મારા ભાઇને શા માટે મારી નાંખ્યો ?" જ્યારે તાજખાને પૂછ્યું ત્યારે એણે જવાબ દીધો "હું શું કરૂં ? બધા ઉમરાવોએ સિકંદરશાહને મારી નાંખવાનો નિશ્ચય કર્યો હતો." તાજખાને કહ્યું " તું સુલતાન સિકંદરનો ગુલામ હતો. તું શા માટે સામા પક્ષવાળા સાથે મળી ગયો ?" ઇમાદ–ઉલ–મુલ્કે કંઇ જવાબ ન આપ્યો. જેટલા હાજર હતા તે બધાએ લેઆનતનો તે વખત તેના પર વરસાદ વરસાવ્યો. જે જગ્યાએ સુલતાન સિકંદરને મારી નાંખવામાં આવ્યો તે જગા જોવા સુલતાન ગયો. તારીખે બહાદુરશાહીનો કર્તા લખે છે કે સુલતાને મને કહ્યું. "તું તાજખાનને દીલકુશા મેહેલમાંથી બોલાવી લાવ," ને તે પરથી હું તેને બોલાવી લાવ્યો.

સુલતાન બહાદુરે જે જગ્યાએ સુલતાન સિકંદરને મારી નાંખવામાં આવ્યો હતો તે જગ્યા તાજખાનને બતાવીને રડયો અને હુકમ કર્યો કે આવતી કાલે બદકદમ ગુલામને દરબાર આગળ ફાંસીએ ચઢાવવો અને સેઇફુદીન અને અલી જે એના મળતીઆ હતા તેના ટુકડા કરી નાંખવા. એવું કહેવામાં આવે છે કે જ્યારે ઇમાદ-ઉલ-મુલ્કને ફાંસી આગળ લાવી હુકમ કરવામાં આવ્યો ત્યારે એકે કહ્યું "કલમે તોહીદ (ઇશ્વરનું નામ) ભણી જા." એણે જવાબ દીધો. "કેવી રીતે બોલું? મારી જીભજ હાલતી નથી." અરે જે માણસ પોતાના ભલા કરનાર જોડે આવી રીતે વર્ત્તે છે તેના આવા હાલ થાય છે એટલે કે આ દુનીઆ અને પેલી દુનીઆ બંનેમાં ખરાબ થાય છે. શવાલ મહિનાની ૧૩ મી તારીખે ઇમાદ-ઉલ-મુલ્ક, સેઇફુદીન અને અલીને ફાંસી દેવામાં આવ્યા એજ દિવસે મલિક તવકુલનો છોકરો ફતેહ-ઉલ-મુલ્ક કે જે મહમુદશાહનો ઉમરાવ ગુલામ હતો તેને ઇમાદ-ઉલ-મુલ્કનો ખિતાબ આપી તેને વઝીર બનાવવામાં આવ્યો.

ટુંક વખતમાં જે બદબખ્તોએ સિકંદરશાહને મારી નાંખવામાં ભાગ લીધો હતો તે બધાને દુ:ખી કરી મારી નાંખવામાં આવ્યા. બહાર હરામખોર જેણે સુલતાન સિકંદરનું ખરૂં ખુન કર્યું હતું અને જેણે સૈયદ બુરહાને તે દિવસે ઘાયલ કર્યો હતો તે થોડા દિવસ સંતાઇ રહ્યો. તેને પણ પકડી લાવવામાં આવ્યો. સુલતાને હુકમ કર્યો કે એની ચામડી ઉખેડી નાંખી એને ફાંસી દેવી. અઝદ ઉલ-મુલ્ક અને મુહાફીઝખાન કે જે પાલના ડુંગરમાં નાશી ભરાયા હતા તેઓ લતીફખાનને મળ્યા અને તે ભાગના જમીનદારોને એકઠા કરી વિચાર કર્યો કે તેઓએ બળવો ઉઠાવવો. પણ બહાદુરશાહનું સારૂં નસીબ ચઢતું હતું અને તેથી તેઓ બળવો ઉઠાવી શકયા નહિ. સુલતાનની સખાવત રાત અને દિવસ વરસાદની માફક સોનું અને જવાહિર ખેરાત કરતી હતી. સિપાઈ અને ઉમરાવો સુલતાનની બક્ષિસની ઉમેદથી પોતાને ઘેર પણ જતા નહિ અને આખો દિવસ તેની ખીદમતમાં રહેતા. તે વરસ દુકાળ પડયો હતો. જ્યાં જ્યાં એ જતો ત્યાં ત્યાં દરેક ફકીરને એક અશરફીથી ઓછું આપતો નહિ. આ પ્રમાણે શહેરના ગરીબ અને તવંગર પોતાના દિવસો મોજશોખમાં ગાળતા, અને

થોડા વખતમાં એની સખાવત એવી ગણાવા લાગી કે હાતમનું નામ ઢંકાઇ જવા લાગ્યું.

હિ. સ. ૯૩૨ ઇ. સ. ૧૫૨૬ ના ઝીલકદની ૧૪ મી તારીખે પોતાના ઘરડા વરડાના રિવાજ પ્રમાણે તે ગાદીનશીન થયો ને તે દિવસે વઝીરો અને ઉમરાવોને કીમતી પોશાકો આપ્યા, અને સિપાઇને ત્રીજોરીમાંથી એક વર્ષનો પગાર અપાવ્યો અને ૧૫૦ માણસને ખિતાબો આપ્યા. લંબાણ ન થાય માટે તેનાં નામ આ સ્થળે આપ્યાં નથી.

ત્યાર પછી સુલતાને દરબારમાંથી ઉઠી ઉમરાવો તથા મોટા માણસો-ની મુલાકાત લીધી અને તેમની જોડે ખાધા પછી દરેક માણસને તેના મરતબા પ્રમાણે ઇનામો આપ્યા. દરેક આદમી ખૂશ થઇ પોત પોતાને ઘેર ગયા. અને તેઓ સુલતાન બહાદુરના વખાણ કરવા લાગ્યા અને તેને આશીર્વાદ દીધો. વઝીરાતની જગ્યા તાજખાનને સોંપવામાં આવી.

કેટલેક વખતે એવી ખબર આવી કે અઝદ-ઉલ-મુલ્ક અને મુહાફીઝ-ખાન શાહઝાદા લતીફખાનને મળી ગયા છે અને નંદરબાર તરફ બળવો ઉઠાવવા ઇચ્છે છે. સુલતાને તાજખાનને હુકમ કર્યો કે એ લોકોનો બળવો બેસાડી દેવા ફોજ તૈયાર કરવી. તાજખાને અરજ કરી કે આ કામને લાયક અહમદખાનનો છોકરો ઘાઝીખાન છે. સુલતાને કહ્યું “ જે દિવસ હું ગાદીએ બેઠો તે દિવસ મેં ઘાઝીખાનનો પગાર બમણો કીધો હતો. આજે હું તેનો પણ બમણો કરૂં છું.” ત્યાર પછી એક જોરાવર લશ્કર આપી ઘાઝીખાનને નંદરબાર તરફ મોકલ્યો. ઇદ-ઉલ-ઝહી ( બકરી ઇદ ) ને દિવસે શુજા-ઉલ-મુલ્ક જેનું બીજું નામ હાજી મહમદ હતું તે નાશી ગયો ને પાલના ડુંગરમાં શાહઝાદા લતીફખાન પાસે ગયો. તાજખાને ઝાહેર કર્યું કે કૈસરખાનના કહેવાથી ( ઉશ્કેરવાથી ) શુજા-ઉલ-મુલ્ક નાશી ગયો છે. સુલતાને કહ્યું “ જ્યારે હાલ એમજ છે તો કૈસરખાનને પકડવો જોઇએ.” તાજખાને કહ્યું “ કૈસરખાન એકલાજ નહિ પણ તેના જોડે અલિફખાન અને દાવરખાન કે જેણે ઇમાદ-ઉલ-મુલ્ક જોડે સિકંદરને મારી નાંખવામાં

ભાગ લીધો હતો અને જે હાલ લતીફ્ખાન સાથે કાગળપત્રનો વહેવાર ચલાવે છે, તેને પણ પકડવા જોઇએ." જ્યારે આ બાબતની સુલતાનની ખાતરી થઇ ત્યારે અલિફ્ખાન કે જેને લતીફ્ખાન સામા મોકલવાનો ઇરાદો હતો તેને અને બીજા બે આદમીને પકડીને મારી નાંખવામાં આવ્યા. આ બીના સુલતાન જે વર્ષ ગાદીએ બેઠો તે વર્ષ એટલે હિ. સ. ૯૩૨ ઇ. સ. (૧૫૨૬) માં બની.

થોડે દિવસે ધાઝીખાને લખી મોકલ્યું કે અઝદ-ઉલ-મુલ્ક, મુહાફીઝખાન અને પાલનો રાજા ભીમ લતીફ્ખાન સાથે મળી ગયા છે ને તેઓએ સુલતાનપુરનું એક ગામડું લુટી તારાજ કર્યું છે, જ્યારે એ ખબર ધાઝીખાનને પડી ત્યારે એણે તેમના પર ચઢાઇ કરી અને મોટી લઢાઇ થઇ; પાદશાહના સારા નસીબે અઝદ–ઉલ–મુલ્ક અને મુહાફીઝખાન નાશી ગયા અને રાજા ભીમ અને તેના ભાઈ લડાઇમાં મરી ગયા, અને લતીફ્ખાન ઘાયલ થઇ પકડાયો. સુલતાને મુહિબ–ઉલ–મુલ્કને જલદીથી લતીફ્ખાનને પકડી લાવવા મોકલ્યો. મુહિબ–ઉલ–મુલ્ક લતીફ્ખાનને પકડી સુલતાનને મળવા નીકળ્યો. રસ્તામાં મુરધદરેહ આગળ લતીફ્ખાન મરણ પામ્યો, અને તે જગ્યાએ તેને દાટવામાં આવ્યો.

થોડે વખતે ત્યાંથી તેનું મુડદું લઇ હાલોલમાં જ્યાં સિકંદર સુલતાનને દાટવામાં આવ્યો છે તેની પાસેના ઘુમટમાં દાટવામાં આવ્યો. ત્યાર પછી થોડે વખતે નસીરખાન અને બીજા ત્રણ શાહજાદાને બહાદુરશાહની અદેખાઇને લીધે ઝેરથી મારી નાખવામાં આવ્યા, અને તેમને પણ સિકંદરશાહની પાસે દાટવામાં આવ્યા. કૈસરખાન અને બીજા ઉમરાવોને પણ આ પ્રમાણે મારી નાંખવામાં આવ્યા ત્યારે આખા ગુજરાતમાં હાહાકાર થઇ રહ્યો. આ વખતે પાલના રાજા રાયસીંહે દાહોદ લુટયું. આ ખબર જ્યારે સુલતાન બહાદુરશાહને મળી, ત્યારે એણે પાલનો આખો મુલક ઉજડ કરવાનો તાજખાનને હુકમ કર્યો. આ વખતે સુલતાનના ખિદમતદાર અશરફ–ઉલ–મુલ્ક કે જેને ઇકબાલખાને મંદુના કિલ્લામાં કેદ કર્યો હતો તેને છુટો કરવામાં આવ્યો.

તાજખાને પાલના ડુંગરામાં જઇ રાયસીંહનો મુલક તારાજ કર્યો, અને જે કિલ્લામાં એ ભરાઇ જતો હતો તે કિલ્લો તોડી નાંખ્યો. એક મહિનો તાજખાન પાલના મુલકમાં રહ્યો. તે કિલ્લામાં તાજખાનનો માત્ર એકજ સિપાઇ નામે હસન મહમદ મરણ પામ્યો. બાકીનું લશ્કર સહીસલામત લૂંટ લઈ પાછું ફર્યું હતું, અને પાદશાહના દરબારમાં પાગેબોસીનું માન પામ્યા.

હિ. સ. ૯૩૩ ના રબીઉલઅવ્વલની ૧૫ મી તારીખે સુલતાન ખંભાત તરફ શિકાર કરવા ગયો. જ્યારે તે ખંભાત પહોંચ્યો ત્યારે મલિક અયાઝના છોકરામાંનો એક જેનું નામ ઇલીઆસ હતું અને જેનું વર્ણન આગળ આવી ગયું છે તે આવીને સુલતાન આગળ હાજર થયો. તેણે અરજ કરી કે તેનો મોટો ભાઈ ઇસહાક સોરઠના હિંદુ સરદારોની ઉશ્કેરણીથી બળવાખોર થયો હતો, અને પોતાનું નામ બોળી નવાનગરથી પાંચ હજાર ઘોડેસ્વાર લઈ દીવ બંદરે આવી પહોંચ્યો છે. તેનો ઇરાદો એવો હતો કે લુચ્ચાઇ અને યુક્તિથી બેટની અંદર દાખલ થવું અને પછી મુસલમાન સિપાઇ અથવા સોદાગરને તેમાંથી હાંકી કાઢી ફીરંગીઓને તેનો હવાલો સોંપી દેવો. મહમૂદઆકા જે નૌકા સૈન્યનો ઉપરી હતો, તેને આ વાત ખબર પડવાથી તેણે લડવૈયા બહાદુર સિપાઇઓ અને બંદુક અને તોપથી વહાણો ભર્યા અને લડાઇ શરૂ કરી.

એક વખત તોપો ફોડી બેશુમાર હિંદુઓને તેણે મારી નાંખ્યા. આ ખબર સાંભળી સુલતાન બહાદુર કૂચ પર કૂચ કરતો ત્યાંથી ( ખંભાતથી નીકળ્યો. પહેલે દિવસે તેણે મનીલી આગળ મુકામ કર્યો. ત્યાંથી બીજે દિવસે ગોંદી, ત્યાંથી ધંધુકે અને ત્યાંથી રાનપુર અને ત્યાંથી જસદન આવ્યો. જ્યારે ઇસહાકે સાંભળ્યું કે સુલતાન ખૂદ આવે છે ત્યારે તે નાસી ગયો અને સોરઠની સરહદ ઓળંગી રણુ કે જે ખારા પાણીની ખાડી છે તે તરફ ગયો. ટુંકમાં સુલતાન જસદનથી વસાવર અને ત્યાંથી દેવલી આવ્યો. દેવલી કસબો જુનાગઢથી પંદર કોસ પર આવેલો છે. આ મુકામે ખબર મળી કે ઇસહાક રણુ તરફ નાસી ગયો છે. ખાનખાનાનને હુકમ કરવામાં આવ્યો કે તમારે આ બળવાખોર પાછળ લશ્કર લઇ જવું. એવું કહેવામાં આવે છે કે જ્યારે

ઇસહાક રણુ નજીક આવ્યો ત્યારે તુઘલખખાન કે જેને મોરબી ગામની કિલ્લેદારી આપી હતી તે ઇસહાક પર તુટી પડયો. ઇસહાકે ફરીને તેની સાથે લડાઇ કરી અને તેમાં તુઘલખખાન હારી ગયો. આ વખતે એવી બુમ આવી કે ખાનખાનાન આવે છે તેથી ઇસહાક નાસી રણુ બહાર ચાલ્યો ગયો અને ખાનખાનાને રણુના કિનારા પર મુકામ કર્યો.

સુલતાન બહાદુર ખાનખાનાનના ગયા પછી દસ દિવસ આ જગ્યાએ રહ્યો, અને ત્યાંથી ફરીને સુલતાન પાછો માંગરોલ આવ્યો. માંગરોલથી ચોરવાર, ત્યાંથી દેલવારાના પાટણ, ત્યાંથી કોડીનાર અને ત્યાંથી કોરબાર સુલતાન આવ્યો. સુલતાને હુકમ કર્યો કે લશ્કરે દેલવારામાં મુકામ કરવો અને પોતે દીવ ગયો. મલિક અયાઝનો બીજો દીકરો કે જેનું નામ મલીકતોઘા હતું અને જે દીવમાં હતો તે સુલતાનની પાસે આવી સલામ ( બસાત બોસી કરી ગયો ). સુલતાન એક માસ દીવમાં રહ્યો. પછી કિવામ–ઉલ–મુલ્કને દીવ અને જુનાગઢ મુજાહિદખાનને સોંપી સુલતાન પોતે અમદાવાદ આવ્યો. તે વખતે એણે સાંભળ્યું કે રાણાએ પોતાના છોકરા વિક્રમાજીતને પાદશાહને લાયક બક્ષીસો આપી અહીં મોકલ્યો છે. દીવથી સુલતાન તલાજે ગામે આવ્યો અને ત્યાંથી ઘોઘા બંદરે અને ત્યાંથી ઉતાવળ કરી અમદાવાદ આવ્યો. આ વખતે રસ્તામાં કોઇ જગ્યાએ એણે મુકામ કર્યો નહિ.

રાણા સંગના છોકરાને સુલતાને પાઇબોસી લેવા દીધી અને સુલતાને પોતે એક મહિનો એશઆરામમાં પોતાની રાજધાનીમાં ગાળ્યો.

સુલતાન પાછો ત્યાંથી ખંભાત ગયો અને ત્યાં ત્રણ દિવસ મુકામ કર્યો. ત્યાંથી સુલતાન મહેમદાવાદ આવ્યો. ત્યાં કેટલાક દિવસ ગાળ્યા પછી નાંદોદ તરફ શિકાર કરવા ગયો. આ ભાગના રાજાએ આવી તેની તાબેદારી કબૂલ કરી. ત્યાંથી પછી સુલતાન સુરત બંદરે આવ્યો, અને સુરતથી હોડીમાં બેસી રાંદેર ગયો અને ત્યાંથી ઉતાવળ કરી એક રાત અને એક દહાડામાં મહેમદાબાદ આવ્યો અને ત્યાં ચાર માસ વરસાદના ગાળ્યા.

ચોમાસા પછી રાણાના છોકરાને સુલતાને રજા આપી જેથી તે ચિતોડ

ગયો. હિ. સ. ૯૩૪ ( ઇ. સ. ૧૫૨૭ ) માં પાછો તે દીવ ગયો અને અહીં થોડા દિવસ એશઆરામમાં ગુજાર્યા. ત્યાર પછી એક આખી રાત ઘોડે મુસાફરી કરી સવારે ખંભાત આવ્યો. એ વખતમાં સુલતાનની ઝડપ એક કહેવત થઇ પડી હતી. કોઇ માણસ થોડા વખતમાં લાંબી મુસાફરી કરતો તો લોકો કહેતા કે બહાદુરશાહની ઝડપથી મુસાફરી કરે છે.

થોડા દિવસ ખંભાતમાં રહી સુલતાન ત્યાંથી હોડીમાં બેસી ઘોઘે ગયો ને ઘોઘેથી પાછો દીવ ગયો. ત્યાં બે દિવસ રહ્યો ને પાછો હોડીમાં બેસી ખંભાત આવ્યો ને ખંભાતથી પોતાની રાજધાની અમદાવાદ તરફ ગયો. રસ્તે ભરૂચના કોટની દિવાલ બાંધવાનો હુકમ કર્યો. ત્યારપછી વાગરામાં લશ્કર લઇ ગયો ને થોડા દિવસ ત્યાં રહ્યો ને ત્યાંથી નીકળી સુલતાન કપડવંજ આવી રહ્યો. ત્યાં આગળ ડુંગરપુરનો રાજા આવી ખીદમતમાં હાજર થયો. અહીંથી સુલતાન ડુંગરપુર ગયો ને કેટલા દિવસ ડુંગરપુરના સરોવરમાં માછલાનો શિકાર કરી આજુ બાજુના જમીનદારોના મુલકમાં લુટફાટ કરવા તથા મુલક તારાજ કરવા લશ્કર મોકલ્યું. ત્યાર પછી સુલતાન ત્યાંથી પાછો ફર્યો અને અહમદનગર આવ્યો. ત્યાંથી પોતાના મોટા દાદા સુલતાન મુઝફર ઉર્ફે ઝફરખાનની કબરની ઝીયારત કરવા પાટણ આવ્યો. તે વખતે એણે ત્યાં વિદ્વાનોને તથા ધર્મિષ્ટ પુરૂષોને ઈનામો અને અકરામ આપ્યા અને ત્યાંથી અમદાવાદ આવ્યો.

પછી ત્યાંથી ઉતાવળ કરી શઅબાન મહિનાની પહેલી તારીખે એક દિવસમાં મહમદાબાદ ઉર્ફે ચાંપાનેર ગયો. મજકુર સાલના રમજાનની પહેલી તારીખે તમામ લશ્કરને શહેરમાં રાખી કેટલાક બહાદુર સિપાઇઓને સાથે લઇ ભરૂચના કોટની દિવાલ જોવાને ગયો કે જે દિવાલ નવી બાંધવામાં આવી હતી. એજ મહિનાની નવમી તારીખે ત્યાંથી સુલતાન ખંભાત આવ્યો. અહીં એક દિવસ દરીઆ કિનારે ફરતો હતો તે વખતે દીવથી એક વહાણ આવ્યું. વહાણના લોકોએ કહ્યું કે ફીરંગીઓના થોડા વહાણો દીવ આવ્યા છે અને કિવામ-ઉલ-મુલ્કે તમામ ફીરંગીઓને કેદ કરી તેઓની માલ મીલ્કત કબજે કરી છે. સુલતાન ત્યાંથી દીવ ગયો. કિવામ-

ઉલ-મુલ્કે ફીરંગીઓને હાજર કર્યા. સુલતાને તેમને ઇસલામી ધર્મ કબુલ કરવાનું કહ્યું અને તે ઉપરથી તેઓ મુસલમાન થયા. ત્યાર પછી સુલતાન મેહમદાબાદ જવાના વિચારથી ખંભાત આવ્યો અને ત્યાંથી મેહમદાબાદ આવી એશઆરામમાં વખત ગાળ્યો.

તે વખતે એવી ખબર આવી કે સુલતાનની બેનનો છોકરો મહમદખાન જે આદીલખાનનો છોકરો હતો તે ૨૫૦૦ ઘોડેસ્વાર લઈ ઇમાદ-ઉલ-મુલ્ક કાવીલીની (ગવલી) મદદે ગયો છે. (કાવીલી એ નામનો કિલ્લા બીરારમાં હતો.) નિઝામ-ઉલ-મુલ્ક અને દખણના બીજા અમલદારો જેવા કે બરીદ, બીડર શહેરનો રાજ્ય કરનાર, ખુદાવંદ ખાન અંતરી (બાનહરી) અને ઐન-ઉલ-મુલ્ક ભેગા થઇ ઇમાદ-ઉલ-મુલ્ક સાથે લડયા પણ તે લડાઇમાં ઇમાદ-ઉલ-મુલ્ક પરાજય પામ્યો. ત્યાર પછી આદીલખાનની અરજી સુલતાનને મલી. તેનો મતલબ એ હતી કે "ઇમાદ-ઉલ-મુલ્ક મરહુમ સુલતાન મુઝફ્ફરના વખતથી તે આજ લગી આપના રાજ્યનો એક નીમકહલાલ નોકર છે. દરેક વર્ષે તે લડાઇ લાયક હાથીઓ ખંડણી તરીકે મોકલે છે. દખણના ઉમરાવોએ ભેગા થઇ તેને તેના મુલકમાંથી હાંકી કાઢયો છે, અને હમણાંના સંજોગો જોતાં તેને સુલતાનની દરબાર વગર બીજી કોઇ પણ આશ્રયની જગ્યા નથી." ઇમાદ-ઉલ-મુલ્કે પણ એક બીજી અરજી મોકલી આપી અને તેમાં પોતાની બધી હકીકત દર્શાવી. આ સાંભળી સુલતાને કહ્યું "દખણના ઉમરાવો જુલમગારો છે, અને તેઓએ ઇમાદ-ઉલ-મુલ્ક પર જુલમ ગુજાર્યો છે અને ધાર્મિક પાદશાહોની જુલમ ગુજરાયલા માણસને મદદ કરવાની ફરજ છે." આ અરજીઓ મળતાંની સાથે મજકુર વર્ષના ઝીલહજ મહિનાની ચૌદમી તારીખે ચોમાસાની ઋતુની વચમાં સુલતાને કૂચ કરી અને હાલોલ મુકામ નાંખ્યો અને ત્યાંથી દરેક બાજુએ લશ્કર મોકલવાને માટે પાદશાહી ફરમાન મોકલી પોતે ત્યાં ઠેર્યો. તે અરસામાં ઇમાદ-ઉલ-મુલ્ક તરફથી વળી એક બીજી અરજી મળી અને તેમાં લખ્યું હતું કે મારા આદમીઓ "બનહરી" કિલ્લામાં ઘેરાયલા છે અને આખરે કિલ્લો દુશ્મનોને હસ્ત થયો છે" આ સાંભળી સુલતાને એકદમ પ્રયાણ

કર્યું અને હિ. સન ૯૩૫ (ઇ. સ. ૧૫૨૮)ના મોહરમ મહિનામાં વડોદરે આવ્યો અને ત્યાં એક મહિનો મુકામ કર્યો.

તારીખે બહાદુરશાહીનો લખનાર લખે છે કે "હું તે વખતે ખંભાતનો "**દારોગો**" હતો. મને પણ સામેલ થવાનો શાહી ફરમાન મળ્યો હતો અને હું લશ્કર સાથે સામેલ થયો, અને એક નજરે જોનાર તરીકેનો મેં નીચે પ્રમાણેનો વૃત્તાંત લખ્યો છે. જ્યારે લશ્કર ભેગું થયું ત્યારે સુલતાન વડોદરેથી નીકળ્યો. તે અરસામાં ઇમાદ-ઉલ-મુલ્કનો બેટો જાફરખાન ત્યાં આવ્યો અને સુલતાનના કદમનું ચૂંબન કરવાનું માન તેને મળ્યું. સુલતાને તેના પર ઘણી મહેરબાની બતાવી અને તેને દિલાસો આપ્યો. જ્યારે વિજયવંત લશ્કર નંદરબાર પહોંચ્યું ત્યારે ઇમાદ-ઉલ-મુલ્ક અને મહમદખાન તહેનાતમાં હાજર થયા. સુલતાને તેમના પર ઘણી મહેરબાની બતાવી અને ઇમાદ-ઉલ-મુલ્કને કમરપટો તથા હીરાજડીત તલવાર તથા નાનું છત્ર આપ્યાં અને ત્યાંથી કૂચ કરી ગાલનાના કિલ્લામાં આવ્યા અને ત્યાંથી દેવગઢ કે જેને દોલતાબાદ પણ કહે છે તે તરફ સુલતાન ગયો અને રબી-ઉલ-આખર મહિનાની બીજી તારીખે દોલતાબાદના કિલ્લાની નજદીકમાં સુલતાની તંબુ ઠોકાયા. એમ કહેવાય છે કે આ લડાઈમાં સુલતાનની સાથે એક લાખ સવાર અને પહાડ જેવા મજબુત ૯૦૦ હાથી હતા. જ્યારે દોલતાબાદના કિલ્લાની અંદરના આદમીઓએ કિલ્લાની ઉપરથી સુલતાનનું લશ્કર જોયું ત્યારે તેઓ ભયથી કાંપવા લાગ્યા. એકાએક નિઝામ-ઉલ-મુલ્કનું લશ્કર જે પહાડની અંદર છુપાઇ રહ્યું હતું તેની એક ટુકડીએ સુલતાનના લશ્કરના આગલા ભાગ સાથે લડાઇ::શરૂ કરી. આ સાંભળી સુલતાનના લશ્કરે તોફાની દરીઆના મોજાની માફક દુશ્મનનો હુમલો ઝીલ્યો. દખણી લશ્કરનો પરાજ્ય થયો અને આ લડાઈમાં સુલતાનના લશ્કરના ત્રણ સરદારો માર્યા ગયા. તેમાંનો એક મુખલીસ-ઉલ-મુલ્ક, બીજો મુહિબ-બુલ મુલ્ક અને ત્રીજો મુહિબ-બુલ-મુલ્કનો છોકરો હતો. (કોઇ એને મુખલીસ-ઉલ-મુલ્કનો છોકરો લખે છે) ટુંકમાં જ્યારે નિઝામ-ઉલ-મુલ્કનું લશ્કર હાર્યું ત્યારે સુલતાન બહાદુરે દોલતાબાદને ઘેરો ઘાલ્યો. એ અરસામાં નિઝામશાહનો એલચી આવ્યો અને

તેણે સુલતાનને જાહેર કર્યું "નિઝામ–ઉલ–મુલ્કને સુલતાનની ખીદમત ઉઠાવ્યા વગર હવે બીજો રસ્તો ખુલો નથી. આપ આપનો કોલ (વચન) આપો અને તે આવી તહેનાતમાં હાજર થશે." સુલતાને પોતાનો કોલ આપ્યો અને એલચી ત્યાંથી વિદાય થયો, અને જતી વખત કહ્યું "દસ દિવસની મુદ્દતમાં નિઝામ–ઉલ–મુલ્ક આપની તહેનાતમાં હાજર થશે." જ્યારે દસ દિવસ પૂરા થયા ત્યારે તેની તરફથી બીજો એલચી આવ્યો અને બીજા દસ દિવસની મહેતલ માગી અને તે પણ સુલતાને આપી કારણ કે એલચીએ ઘણી નમ્રતા તથા આજીજી બતાવી. પણ સુલતાને કહ્યું "જો આ વખત નિઝામ–ઉલ–મુલ્ક પોતાનો વાયદો ચુકશે તો હું દોલતાબાદને જમીન દોસ્ત કરીશ." જ્યારે બીજી વખત પણ નિઝામ–ઉલ–મુલ્કે પોતાનું વચન પાળ્યું નહિ ત્યારે સુલતાન ઘણો જ ગુસ્સે થયો અને કિલ્લાને બધી તરફથી ઘેરી લઇ તેના પર હુમલો કરવાનો લશ્કરને હુકમ આપ્યો અને તોપો તથા ગોફણનો મારો શરૂ થયો. વીસ દિવસ લગી જબરી લડાઇ મચી. આખરે જ્યારે કિલ્લાની ઘણી મજબુતાઇને લીધે ફતેહની આશા ઘણી દૂર માલમ પડી ત્યારે સુલતાને ત્યાંથી કૂચ કરી બીડર શહેર તરફ પ્રયાણ કર્યું. એ અરસામાં અહમદનગરના નિઝામ–ઉલ–મુલ્ક, બીડરના બરીદ, બીજાપુરના આદીલખાન અને ખુદાવંદખાન બંતરી [ બાનહરી ] ના એલચીઓ સુલતાન પાસે રાજવંશી ભેટો લઈ આવ્યા અને ખંડણી રજુ કરી અને સુલતાનને અરજી આપી. તેની મતલબ એ હતી કે "નિઝામ–ઉલ–મુલ્કે ઇમાદ–ઉલ–મુલ્ક ઉપર જૂલમ ગુજાર્યો છે એ વાત ખરી નથી. કારણ કે પહેલાં ઇમાદ–ઉલ–મુલ્ક તરફથી ઉશ્કેરણી શરૂ થઇ હતી. તેણે નિઝામ–ઉલ–મુલ્કના અમલદારો પાસેથી માહુરનો કિલ્લો ખૂંચી લીધો હતો અને આ કારણને લીધે નિઝામ-ઉલ–મુલ્કે તેના પર પોતાનું વેર લીધું. અત્યારે સુલતાન જે હુકમ કરશે તે ઉઠાવવા અમે તૈયાર છીએ." જ્યારે ખરી વાત આ પ્રમાણે નીકળી ત્યારે સુલતાને અમીરોને સજા કરવાનો પોતાનો વિચાર ફેરવી નાંખ્યો અને ઇમાદ-ઉલ–મુલ્ક કાવીલી સાથ તેઓને સલાહ કરાવી, અને પોતે પોતાની રાજધાની તરફ પાછો ફર્યો, અને મજકૂર વર્ષના શઅબાન મહિનાની છેલ્લી તારીખે

પોતે મેહેમદાવાદ આવ્યો. આ વખતે દખણના ઘણા લોકો તેની સાથે આવ્યા અને થોડા તેની પછી પણ આવ્યા. તેની ગણત્રી કરીએ તો બાર હજાર સવાર હતા. દરેકને સુલનાને વર્ષાશન બાંધી આપ્યું અને ઘણાંને મનપસંદ જાગીર તથા લાયક નોકરી આપી માન આપ્યું. પછી રમઝાન મહિનામાં પોતાના વડવાઓની કબરની પોતે ઝીયારત કરવા પોતે અમદાવાદ ગયો. ત્યાંથી ઝીયારત કરી ખંભાત ગયો અને પોતે નવી મનવારો બાંધવાનો હુકમ આપ્યો હતો તે તૈયાર થયેલી હોવાથી તે તપાસી. ખંભાતથી રમઝાન મહિનાની ઇદને દિવસે નીકળી પોતે મહેમદાવાદ પાછો આવ્યો. શઅવાળ મહિનામાં સિંધનો પાદશાહ જામ ફીરોઝ કે જેણે મુગલ લશ્કરથી હારી જઇ સુલતાનનો આશ્રય લીધો હતો તેને આવકાર આપ્યો અને દિલાસો દીધો કે " આપનો મુલક આપના દુશ્મનો પાસેથી પાછો લઇ આપને સ્વાધિન કરીશ. " આ અરસામાં ગ્વાલિયરનાં રાજા નરસીંગનો ભત્રીજો નરસીંગદેવ પોતાના થોડા રસાલા સાથે સુલતાનની તહેનાતમાં હાજર થયો અને સુલતાને તેને પોતાનો એક અમલદાર બનાવી તેના દરજ્જાલાયક જાગીર આપી. રાણા સંગનો ભાઇ પૃથ્વીરાજ પણ સુલતાન પાસે આવ્યો અને તેણે પણ સુલતાનની તાબેદારી અખ્ત્યાર કરી.

ત્યારપછી હિ. સન ૯૩૬ (ઇ. સ. ૧૫૨૯) ના મોહરમ મહિનામાં ઇમાદ–ઉલ–મુલ્ક કાવીલીનો છોકરો જાફરખાન પોતાના બાપની અરજી લઇ સુલતાન પાસે આવ્યો. તેની મતલબ એ હતી કે " નિઝામ–ઉલ–મુલ્કે પોતાનું વચન પાળ્યું નથી. અમારા હાથીઓ અમને પાછા આપ્યા નથી અને અમારી પાસેથી બંથરી (બનહરી) કસબો તેની આસપાસના ગામો સાથે લઇ લીધેલો તે પણ અમને પાછો આપ્યો નથી. ફરીથી એકવાર જો સુલતાન બહાદુરશાહનો સૂર્ય દખણ તરફ ઉગશે ( આપ ત્યાં લશ્કર સાથે પધારશો ) તો અમારી મુરાદ હાસલ થશે." સુલતાને પોતાના બક્ષીઓને લશ્કર ભેગું કરવાનો હુકમ આપ્યો અને કહ્યું "અમારો વિચાર ફરી દક્ષિણમાં સવારી લઇ જવાનો છે." હિ. સન ૯૩૬ ( ઇ. સ. ૧૫૨૯ ) ના મોહરમ મહિનાની બીજી તારીખે સુલતાને મહેમદાવાદથી કૂચ કરી દક્ષિણના રસ્તામ

વચ્ચે ડભોઇ આગળ પડાવ નાંખ્યો અને ત્યાંથી ધારાવલી તરફ પ્રયાણ કર્યું અને ત્યાં મહમદખાન આસીરી આવી સુલતાનને મલ્યો. જ્યારે ત્યાંથી થોડા મનઝલ આગળ ગયો ત્યારે ઇમાદ-ઉલ-મુલ્ક કાવીલી પણ ત્યાં આવ્યો અને સુલતાનના લશ્કર સાથે જોડાયો. જ્યારે બહાદુરશાહ સુલતાનના સૂર્યનો પરતવ (પ્રકાશ) મુલરના કિલ્લા પર પડયો ત્યારે બાગલાણનો રાજા બહરજોર સુલતાનની તેહનાતમાં હાજર થયો અને તેને સુલતાનની જાજમ ચુંબનનું માન પ્રાપ્ત થયું. સુલતાને તેના પર ઘણી જ મહેરબાની બતાવી અને તેને કાનના વાળાને માટે બે કીંમતી લાલ આપ્યાં. બહરજીએ પોતાની વફાદારી બતાવવા પોતાની એક બેનને સુલતાન સાથે પરણાવી અને બીજે દિવસે સુલતાનની ખાએશથી મહમદખાન આસીરી સાથે બીજી બેન પરણાવી. સુલતાને ત્યાંથી આગળ કુચ કરી. બહરજોરના મુલકની હદ છોડી દખણમાં સુલતાને પોતાના મુબારક કદમ મુક્યા ત્યારે તેણે બહેરજીને બહરખાનનો ખિતાબ એનાયત કરી ચૌલના બંદર તરફ તેને મોકલ્યો અને તે દેશને વેરાન તથા તારાજ કરવાનો હુકમ તેને આપ્યો. ત્યાંથી ઉતાવળી કુચે સુલતાન અહમદનગર આવ્યો.

સુલતાનના આવ્યા આગમચ દક્ષણીઓ શહેર છોડી નાસી ગયા હતા. સુલતાને તે શહેરની મોટી મોટી ઇમારતો જમીનદોસ્ત કરવાનો તથા વાડીઓ વેરાન કરવાનો હુકમ કાઢયો. પોતે ત્યાં બાર દિવસ મુકામ રાખ્યો અને ત્યાંથી બાલાઘાટ તરફ કુચ કરી અને મુજાહિદખાનને "આવસા" શહેર તરફ મોકલ્યો. આ અરસામાં ઇમાદ-ઉલ-મુલ્કે સુલતાનને જાહેર કર્યું કે "ખાજે જહાનના રાજ્યમાં "પરંદે" કરીને એક શહેર છે તે ઘણું જ ફળદ્રૂપ છે અને ત્યાંના લોકો ઘણા પૈસાદાર છે." સુલતાને મલિક અમીનને તે શહેર તરફ એક મોટા લશ્કર સાથે મોકલ્યો. મલિક તે તરફ એકદમ ગયો અને શહેર પરંદે લૂટયું અને તેના લશ્કરના હાથમાં ઘણી મતા તથા અગણિત દ્રવ્ય આવ્યું.

એ અરસામાં સુલતાનને ખબર મળી કે નિઝામ-ઉલ-મુલ્ક બહરી, બરીદ, ખાજેજાન, ઐન-ઉલ-મુલક તથા ખુદાવંદ ખાને ભેગા થઇ બુરહાન-

-પુર તથા આસીર તરફ ચ કરી છે. આ ખબર સાંભળતાની સાથે સુલ-તાને કૈયસરખાનને એક મોટું લશ્કર આપી તેમની પૂંઠે મોકલ્યા.

બીજે દિવસે મહમદખાન આસીરીને પણ વિજયની નિશાનીવાળું લશ્કર તથા પહાડ જેવા હાથીઓ સાથે તેમની મદદે મોકલ્યો. દખણના ઉમરાવોના ભેગા લશ્કરને આ લશ્કર બુરહાનપુરમાં મળ્યું અને ત્યાં એક જંગી લડાઇ થઇ. લડાઇમાં બંને તરફનાં ત્રાજવાં સરખાં હતાં. એટલામાં બહાદુરશાહના લશ્કરના લડવૈયાઓએ બૂમ મારી કે બહાદુરશાહ આવે છે. સુલતાન બહાદુરનું નામ સાંભળી દખણીઓએ નાસવા માંડયું અને લશ્કર છૂટુંછવાયું થઇ ગયું અને સુલતાનનું લશ્કર વિજય મેળવી પાછું ફર્યું.

લડાઇને બીજે દિવસે, બીડર શહેરના હાકેમ બરીદે ઇમાદ–ઉલ–મુલ્ક સાથે સલાહ કરી. ઇમાદ–ઉલ–મુલ્કે બીડરના બરીદની છોકરીની માગણી કરી અને બંને વચ્ચે સલાહ થઇ. ઇમાદ–ઉલ–મુલ્કે બરીદની ભૂલ માફ કરવા સુલતાનને કહ્યું ને તે ઉપરથી સુલતાને તેની ભૂલ માફ કરી. બરીદે સુલતાનના નામની શુક્રવારની પ્રાર્થના તથા તેના નામના સિક્કા પાડવાનું કબુલ કર્યું. દખણના ઘણા શહેરોમાં સુલતાનના નામનો “ખુતબા” વંચાયો. સુલતાને બીરથી બંથરી કસબા તરફ કૂચ કરી અને દખણના લશ્કરે બંથરી કિલ્લાને મજબુત કરી તેમાં આશ્રય લીધો. સુલતાને લશ્કરને તે કિલ્લાને ઘેરો ઘાલવા હુકમ આપ્યો અને થોડા દિવસ લડાઈ તથા મારામારી ચાલી. આખરે સુલતાને ઇમાદ–ઉલ–મુલ્ક કાવીલીને ત્યાં રાખ્યો અને અલફખાન (અલપખાન) ને તેની મદદમાં રહેવા નીમ્યો અને પોતે પોતાના મુલક તરફ સીધાવ્યો. હિ. સન ૯૩૬ (ઇ. સ. ૧૫૩૧) ના શઅબાન મહિ-નાની પહેલી તારીખે સુલતાન પોતાના મુખ્ય સરદારો લઇને ઉતાવલી કૂચે મહેમદાવાદ પહોચ્યો અને તેજ મહિનાની બારમી તારીખે તેનું લશ્કર પણ ત્યાં આવી પ્હોચ્યું. સુલતાને પોતાની રાજ્યધાનીમાં મોજમજા તથા એશઆરામમાં ચોમાસાની ઋતુ પસાર કરી. દેશ જીતી લેવાને હિ. સન ૯૩૭ માં સુલતાને “વાઘર” દેશ જીતી લેવાને લશ્કર તૈયાર કર્યું. જ્યારે મહી નદીને કાંઠે આવેલા ખાનપુર શહેર આગળ આવ્યો ત્યારે તેણે વાઘર સામે ખાનઆઝમ, આસ-

ફ્ખાન, અને વઝીર ખુદાવંદખાનને મોકલ્યા. સુલતાન પોતે થોડા લશ્કર સાથે ખંભાત અને દીવ તરફ ગયો અને મોહરમ મહિનાની ૨૦ મી તારીખે ખંભાત પહોંચ્યો, અને ત્યાંથી વહાણને રસ્તે દીવ આવ્યો. પરદેશી જહાજોમાં જે સુંદર કાપડ તથા પરચુરણ માલ આવ્યો હતો તે સરકાર ખાતે પોતે ખરીદી લીધો. એમ કહે છે કે બીજા માલ ઉપરાંત તેમાં ૧૩૦૦ મણ ગુલાબજળ હતું. જે તુર્કો તુર્ક મૂસતફા સાથ આવ્યા હતા તેમના પર સુલતાને ઘણીજ મહેરબાની બતાવી અને દીવ તેઓના રહેઠાણની જગ્યા તરીકે મુકરર કર્યું. પછી સુલતાન અયાઝના છોકરા મલિકતુઘાને દીવની હકુમત સોંપી સુલતાન ખંભાત પાછો ફર્યો અને સફર મહિનાની પાંચમી તારીખે ત્યાં પહોંચ્યો. એક દિવસ ત્યાં મુકામ કરી સુલતાને મહમદાબાદ તરફ કૂચ કરી અને મજકુર મહિનાની ૨૭ મી તારીખે મજકૂર શહેરમાં પોતે દાખલ થયો. લોદી કોમના અફઘાનો ફતેહખાન, કુતુબખાન, ઉમરખાન અને સુલતાન બહલોલના સગાંવહાલાં જેઓએ મુઘલોની બીકથી ગુજરાતમાં આશ્રય લીધો હતો તેમની સુલતાને મુલાકાત લીધી. પહેલે દિવસે સોનેરી સાજવાલા ૩૦૦ ઝભ્ભાઓ, ૫૫ ઘોડા, થોડા લાખ તનખા તેઓને ઇનામ તરીકે આપવામાં આવ્યા. ત્યારપછી સુલતાન "વાઘર" તરફ ગયો અને પોતાના લશ્કરને મોડાસા નજીક મળ્યો અને ત્યાંથી ઉતાવળી કૂચ કરી "વાઘર" દેશમાં દાખલ થયો. ડુંગરપુરના રાજા પૃથ્વીરાજે સમબલ આવી સુલતાનના કદમ ચૂંબનનું માન મેળવ્યું અને તેના કુંવરે ઇસલામી ધર્મ સ્વીકાર્યો. સુલતાને પોતાના લશ્કરને આ જગ્યાએ રહેવા દીધું અને વાંસવાડા તરફ પોતે એકલો શિકાર કરવા ગયો અને કરજીઘાટ લગી શિકાર કરતો કરતો પહોંચ્યો. આ મુકામે જયપુરના રાજા રતનસીના એલચીઓ ડુંગરસી અને જાજરસી આવ્યા અને તેઓએ સુલતાનના કદમનું ચુંબન કરી નજરાણું મુકયું. ત્યારપછી સુલતાન પોતાની છાવણી તરફ ગયો અને પૃથ્વીરાજના મુસલમાન કુંવરને સમબલ પરગણું, અડધો વાઘર મુલક પૃથ્વીરાજને અને બાકીનો અડધો ચગાને આપ્યો.

એમ કહેવામાં આવે છે કે જ્યારે સુલતાન ઉપર કહેલી જગ્યા પર હતો ત્યારે વાઘનો શિકાર કરવા પોતે એક દિવસ ગયો. એકાએક એક ઝનુની વાઘ

આવ્યો. સુલતાને આલમખાનને ઈશારત કરી. ઘણી બહાદુરીથી આલમખાન વ઼ધ્ર પર ધસ્યો અને તેને મારી નાંખ્યો, પણ સાથે પોતે પણ ઘવાણો. ચાર દિવસ પછી આલમખાન પોતાની પાછળ ચાર બેટા—સફદરખાન તથા બીજા ત્રણ મુકી મરણ પામ્યો. સુલતાને તેની જાગીર તેના છોકરાઓને આપી અને તેમની સાથે ઘણુંજ મમતાથી વર્તયો. આ મુકામ પર રાજા રતનસીના એલચીઓએ સુલતાનને જાહેર કર્યું કે "સુલતાન મહમુદ ખીલજીના છોકરાની મદદ લઇને શરઝાહખાને રાણાના મુલક પર લૂંટફાટ શરૂ કરી છે. આ ઉપરથી રાણાએ પણ માળવાની હકુમત નીચે સારંગપુર નજીક આવેલા સમબલ પ્રાંત પર લૂંટફાટ ચલાવી છે અને અત્યારે તે ઉજ્જન નજીક સુલતાન મહમુદ ખીલજી સાથે લડવામાં રોકાયો છે." આ અરસામાં એવી ખબર મળી કે સુલતાન મહમુદ, સીવાસના હાકેમ સિકંદરખાનને અને રેયસીનના રાજા સીલહદીને મારી નાંખવા વિચાર રાખે છે. બંને જણે નાસી જઇ રાણાના દરબારમાં આશ્રય લીધો છે અને સિકંદરખાન અને સીલહદીનો છોકરો ભૂપતરાય સુલતાનના દરબારમાં આવે છે. જમાદી–ઉલ–અવલ મહિનાની ૨૭ મી તારીખે તેઓ બંને આવ્યા અને સુલતાનના કદમબોસીનું માન તેમને મળ્યું. તેઓએ પોતાના અહેવાલ સુલતાન આગળ જાહેર કર્યા. આ અરસામાં સુલતાન મહમુદના વકીલો દરીઆખાન તથા કુરેશીખાન આવ્યા અને જાહેર કર્યું કે "સુલતાન મહમુદ ખીલજી સુલતાનની મુલાકાતની ખાએશ રાખે છે, અને સુલતાનના ફરમાનની રાહ જુએ છે." સુલતાને કહ્યું "સુલતાન મહમુદે ઘણીવાર લખ્યું છે કે હું આવું છું પણ હાજર થતો નથી. જો એ આવશે તો બંને બાજુને ખુશાલીનું કારણ થઇ પડશે. અમે કરજીઘાટને રસ્તે જવા ઇરાદો રાખીએ છીએ. તેમને પણ તે તરફ આવવાનું કહો." એલચીઓ આ સાંભળી પાછા ફર્યા.

ટુંકમાં જ્યારે સુલતાન કરજીઘાટ તરફથી પસાર થયો ત્યારે રાણા રતનસી તથા સીલહદી આવ્યા અને તેમને સુલતાનની મુલાકાતનું માન મળ્યું. તે બંને રાજવીઓને સુલતાને ૩૦ હાથી, ઘણા ઘોડા, અને ૧૫૦૦ જરીના ઝભ્ભા આપ્યા. ત્યાર પછી થોડા દિવસ રહી રાણો રતનસી વિદાય થયો

અને પોતાની રાજ્યધાનીમાં આવ્યો અને સિકંદરખાન, સીલહદી, દનસ્તરાય, ઇડરનો રાજા, વાઘરનો રાજા, અને રાણા રતનસીના એલચીઓ ડુંગરસી અને જાજરસી સુલતાનની સાથે ગયા. સુલતાને પોતાના અમીરોને કહ્યું "સુલતાન મહમૂદ ખીલજી આવે છે અને અમે પણ સમબલ જઇશું, અને સુલતાન મહમૂદની મુલાકાત કરી પાછા ફરીશું." મહમ્મદખાન આસીરી સુલતાન બહાદુર સાથે ગયો. તારીખે બહાદુરશાહીનો લખનાર લખે છે કે "આ સવારીમાં હું પોતે સુલતાન સાથે હતો અને જે કાંઇ મેં લખ્યું છે તે જાતે જોયેલું છે."

ટુંકમાં જ્યારે સુલતાન સમબલ ગામ પહોંચ્યો તે વખત એક બે દિવસમાં સુલતાન મહમૂદ ખીલજી આવશે એવી પોતે આશા રાખતો હતો. તે અરસામાં સુલતાન મહમૂદનો એલચી આવ્યો અને અરજ કરી કે "સનવાન્સ" માં શિકાર કરતાં સુલતાન મહમૂદ ઘોડા પરથી પડી ગયો છે અને તેનો હાથ ભાંગી ગયો છે, અને તેટલા માટે થોડા દિવસ તેના આવવામાં ઢીલ થશે." સુલતાને કહ્યું "અમે તેને મળવા માંન્ડૂ આવીશું અને ત્યાં અમે બીજાને પણ મળીશું."

ત્યારે તેઓએ ફરી અરજ કરી કે "ચાંદખાન શાહઝાદાને અમારી પાસેથી માગો છો તો તેના જવાબમાં સુલતાન મહમૂદ એવી અરજ કરે છે કે તે અમારા મુરબ્બી સુલતાનનો છોકરો છે અને અમારે ત્યાં તેણે આશ્રય લીધો છે, તેટલા માટે તે શાહઝાદાને તમને આપવાનું વાજબી લાગતું નથી." સુલતાન બહાદુરે કહ્યું "હું સુલતાન મહમૂદ પાસે શાહઝાદો ચાંદખાન માગતો નથી. તેમને કહો કે તે હાજર થાય." એલચી પાછો ફર્યો. સુલતાને ત્યાંથી કૂચ કરી અને દિબાલપુર (દીયાલપૂર) આવ્યો. તે અરસામાં એવી ખબર મળી કે સુલતાન મહમૂદે પોતાના મોટા છોકરાને સુલતાન ઘ્યાસુદીનનો ખિતાબ આપ્યો છે અને તેને માંન્ડૂ મોકલી ત્યાંના કિલ્લાને મજબુત કર્યો છે. વળી પોતે લુટફાટ કરવાનો અને એક જગ્યાએથી બીજી જગ્યાએ નાશી જવાનો ઇરાદો રાખે છે, કે જેથી ફરીને પોતાનું વચન પાળવામાંથી છુટા રહી શકાય. આથી સુલતાન ઘણોજ ગુસ્સે થયો.

થોડા વખતમાં સુલતાન મહમૂદના ઉમરાવો, ફતેહખાન શીરવાની તથા આલમખાન પોતાના સુલતાનની નોકરી છોડી સુલતાન બહાદુરની નોકરીમાં જોડાયા અને મંદેશ્વર લેવાને માટે તેને ઉશ્કેર્યો. જ્યારે સુલતાન ધાર આવ્યો ત્યારે માન્ડૂના કિલ્લામાંથી શરઝાખાન પણ નીચે આવી સુલતાનની તહેનાતમાં જોડાયો. તેણે કહ્યું કે "સુલતાન મહમૂદે મને મારી નાંખવાનો વિચાર કર્યો છે. નાસી જવામાં પોતાનો છૂટકો મેં જોયો અને આપ હઝરતના આશ્રયમાં આવ્યો છું." સુલતાને તેના પર મહેરબાની બતાવી અને દીલવારા તરફ કૂચ કરી, અને ત્યાંથી નીકળી "નાલચા" ગામમાં પોતાના તંબુ ઠોકયા. કિલ્લાની પશ્ચિમ તરફની શાહપુરના મોરચાના ખાઇ મહમ્મદખાન આસીરીની દેખરેખ નીચે રાખવામાં આવી હતી, અને બહલોલપુર તરફની અલફખાનની દેખરેખ નીચે, અને જે હિંદુ લોકો આ સવારીમાં સુલતાનની સાથે હતા તેઓની તોપો દક્ષિણ તરફ ભાલવારા તરફ રાખવામાં આવી. સુલતાને પોતે ટુંક મંજલ કરી ખૂશી તથા નસીબદારી સાથે રજબ મહિનાની ૨૦ મી તારીખે મેહમદપુર આગળ મુકામ નાંખ્યો. કિલ્લાના ઘેરા માટે બધી જોઇતી સંતોષકારક સગવડો પુરી થવાથી બંને તરફના વીરમર્દોએ લડાઈ શરૂ કરી અને બંને તરફથી તોપ તથા ગોફણુનો મારો ચાલ્યો. થોડો વખત આ પ્રમાણે ચાલ્યું.

એક દિવસ સુલતાને બહાદુર અને હિંમતવાન વીરોને કિલ્લાની આસપાસ તપાસ કરવા મોકલ્યા, અને કહ્યું "કિલ્લાની કઈ બાજુ તરફના ડુંગર તરફની ઉંચાઈ ઘણીજ છે તેની ખબર કાઢી લાવો." તેઓએ તજવીજ તથા તપાસ કર્યા પછી જાહેર કર્યું કે સોનગડ ચિતોરા તરફ એક મોટી ટેકરી આવેલી છે. સુલતાને કહ્યું "પરમેશ્વર કરશે તો અમે તેજ રસ્તે થઇ કિલ્લા ઉપર ચઢીશું." તેનું લશ્કર અજાએબીમાં ગરકાવ થયું અને કહ્યું કે કિલ્લાપર જવાને માટે સૌથી ઉંચામાં ઉંચો ઢોળાવ એ છે અને એ રસ્તે થઇ જવામાં સુલતાન ફતેહ કેવી રીતે મેળવી શકશે?" ટુંકમાં શઅબાન મહિનાની ૨૯ મી તારીખે સુલતાને ખાનખાનાન તથા બીજા પોતાના ચુનંદા દરબારીઓ સાથ મશલત કરી અને રાતમાં વહેલો સવાર થઇ સોન-

ગઢ ચિતોરી તરફ ગયો. લશ્કરના મોટા ભાગને સુલતાનના આ પરાક્રમની ખબર હતી નહિ. એમ કહેવાય છે કે કિલ્લાની સૌનગઢ ચિતોરી તરફની બાજુ ઘણીજ ઉભી હતી, અને ત્યાંથી ચઢવાનો રસ્તો બહુજ કઠણ હતો. તેથી કિલ્લામાંનું લશ્કરે, તે તરફની બાજુ તરફથી નિશ્ચિંત રહી તેના બચાવને માટે ઘણી બેપરવાઇ બતાવી હતી. બહાદુરશાહના બહાદુર લડવૈયાઓ રાતમાં તે તરફની બાજુ ઉપર ચડી ગયા અને સવારમાં " અલ્લા અલ્લા " ની બુમ મારતાં ચોગાનમાં ઉભેલા લશ્કર પર ધસારો કરી બુમ પાડી કે સુલતાન બહાદુર પોતે પણ આવ્યો છે. સુલતાન બહાદુરનું નામ સાંભળી લેતાંજ લશ્કર નાસી ગયું. સવારમાં સુલતાન બહાદુર પોતાના લશ્કરની એક ટુકડી લઇ સોનગઢ ચિતોરીની દિવાલ ઉપર ચઢી ગયો. જ્યારે બહાદુરશાહના લશ્કરે આ બનાવ નજરે જોયો ત્યારે તેઓ કિલ્લા ઉપર કીડી તથા તીડની માફક દોડી ગયા. સુલતાન મહમૂદનો પ્રખ્યાત ઉમરાવ હબીબખાન ત્યાં આવ્યો. અને તેણે લડાઇ શરૂ કરી, પણ પહેલા હુમલામાંજ બહાદુરશાહના બહાદુર લડવૈયાઓએ તેને હરાવ્યો. સુલતાન મહમૂદ કેટલાક હાથીઓ સાથે તે ઉમરાવની મદદે દોડી આવ્યો, પણ સુલતાન બહાદુરશાહનું રાજવી છત્ર જોતાં તેની સામે થવા તેનામાં તાકાત રહી નહિ, અને ત્યાંથી ૧૦૦૦ સવાર સાથે નાસી જઈ પોતાના મહેલમાં આશ્રય લીધો. એક કલાક લગી ખુનરેજી લડાઇ ચાલી તથા કેદ પકડમપકડી ચાલી. ત્યાર પછી સહીસલામતી તથા સલાહ જાહેર કરવામાં આવી. આ બનાવ હિ. સન ૯૩૭ ( ઈ. સ. ૧૫૨૯–૩૦ ) ના શઅબાન મહિનાની ૨૯ મી તારીખે બન્યો.

સુલતાન મહમૂદ પોતાના મેહેલમાં ઘેરાયો હતો અને તેણે પોતાનો છુટકારો સુલતાનની મહેરબાની અને માફી માગવામાં જોયો. તેથી પોતાના સાત છોકરાઓને લઇ સુલતાનની આગળ રજૂ થઇ ખીદમત બજાવી. સુલતાને તેને અને તેના સાત છોકરાઓને પોતાના વિશ્વાસુ રખેવાળોને સોંપ્યા. ત્યાર પછી મોહરમ મહિનાની ૧૨ મી તારીખે સુલતાને સુલતાન મહમૂદ અને તેના છોકરાઓને અલીફખાન, એકબાલખાન, અને આસફખાનના હવાલામાં સોંપ્યા અને તેમને ગુજરાત લઇ જવાનો હુકમ આપ્યો. જ્યારે

મજકુર ઉમરાવો તેમને લઇ દાહોદ જે ગુજરાતની સરહદ પર આવેલું છે ત્યાં આગળ આવ્યા ત્યારે પાલનો રાયસીંગ રાજા પોતાના કોળીઓ સાથ આવ્યો અને તેમના પર એવા ઇરાદાથી ટુટી પડયો કે સુલતાન મહમૂદને અમીરોના હવાલામાંથી છોડવે. જે પાસબાનો સુલતાન મહમૂદની પાલખી આગળ હત તેઓએ આ ધોંધાટમાં સુલતાનને મારી નાંખ્યો અને તેના છોકરાઓને મહેમદાવાદ લઇ જઇ ત્યાં કેદ કર્યા.

ટુંકમાં માંદુનો તમામ મુલક સુલતાન બહાદુરના કબજામાં આવ્યો. તેણે માંદુના ઉમરાવો ઉપર મહેરબાની બતાવી અને તેઓની જાગીર તેમની પાસે રહેવા દીધી. અલીફખાનના ભાણેજ મલિક કાલુને તેઓનો સરદાર બનાવ્યો અને શહેરનો ફોજદાર પણ તેનેજ બનાવવામાં આવ્યો કે જેથી કરીને તેનું રક્ષણ કરે તથા તે મુલકને ફળદ્રૂપ તથા આબાદ કરવાને માટે પ્રયત્ન કરે.

મજકુર સનના શવ્વાલ મહિનાની બારમી તારીખે ગુજરાતથી એવી ખબર મળી કે ઝાલાવાડ કે જે ગુજરાત દેશના તાબાનો મુલક છે અને જેની અંદર વીરમગામ, માન્ડલ, વઢવાણ તથા બીજા શહેરો આવેલા છે ત્યાંના રાજા માનસીંગે શઇખાન સલાહદારના છોકરા શાહજીવના મુલક પર ચઢાઇ લઇ ગયો હતો અને તેની સાથે લડાઇમાં ઉતરી શાહજીવને મારી નાંખ્યો છે. સુલતાને ખાનખાનાનને કહ્યું “ ઝાલાવાડ પ્રાંત તમારી હકુમત નીચે છે, અને માનસીંગ સજાને પાત્ર થયો છે. તેને સજા કરવાનું કામ તમારે માથે છે તેટલા માટે તમે ગુજરાત જાઓ. ” ખાનખાનાન સુલતાનના ફરમાન મુજબ ગુજરાત તરફ રવાના થયો. મજકુર મહિનાની ૯ મી તારીખે આદીલખાન આસીરીને રજા મળી અને ઝીકદેહ મહિનામાં સીલહદીએ પણ પોતાને વતન રાયસીન જવાને રજા લીધી. ત્યારપછી ચોમાસાની મોસમ શરૂ થઇ અને સુલતાને ખુશી તથા સંતોષથી ચોમાસાની મોસમ માન્ડૂના કિલ્લામાં પસાર કરી, અને એશઆરામમાં તેટલો વખત ત્યાં પસાર કર્યો. ચોમાસાની મોસમ પૂરી થતાં એટલે હિ. સન ૯૩૮ ( ઈ. સ. ૧૫૩૧ ) ના સફર મહિનાની ૯ મી તારીખે સુલતાને બુરહાનપુર તથા

આસીર તરફ સીધાવ્યું. જ્યારે તે બુરહાનપુર ગયો ત્યારે શાહ તાહીર દખણી કે જે કવિતામાં દક્ષિણમાં ઘણોજ મશહુર હતો તથા જેના બારામાં નીચેની કવિતા બંધબેસતી છે,

કવિતા તથા દરબારી કુશળતા તથા વિદ્યા તથા સારી રીતભાતમાં અજમ (ઇરાન)માં મારો કોઇ જોડીદાર નથી તેમજ અરબસ્તાનમાં પણ નથી.

તે નિઝામ-ઉલ-મુલ્ક તરફથી સુલતાનની તહેનાતમાં હાજર થયો. તે અરસામાં સુલતાન બહાદુરના દરબારમાં પણ શાહ તાહીર જેવા કવિતામાં પ્રવીણ પુરૂષો જેવા કે શાહમીર શાહ કમાલુદ્દીન અસલાફ, શાહ અબુતુરાબ કવિ હતા અને તેમને સુલતાનની મીજલસમાં ખાસ જગ્યા આપવામાં આવતી હતી. શાહતાહિરે પણ તે મીજલસમાં આવી જગ્યાની આશા દેખાડી. સુલતાને પોતાના વઝીરો તથા દરબારીઓની ભલામણથી આ વાત કબુલ રાખી પણ એવી શરતે કે રાજવી દરબારમાં પહેલીવાર દાખલ થતી વખત નિઝામ-ઉલ-મુલ્કનો સંદેશો તેણે ઉભા ઉભા જાહેર કરવો અને ત્યારપછી પોતાની બેઠક લેવી. શાહતાહિરે તે પ્રમાણે કર્યું.

નિઝામ-ઉલ-મુલ્ક તરફથી શાહતાહીર જે પેગામ (સંદેશો) લાવ્યો હતો તેની મતલબ એ હતી કે "નિઝામ-ઉલ-મુલ્ક નિઝામ શાહના ખિતાબને માટે ઘણો ઇંતેઝાર છે. જો તેને આ ખિતાબ આપવામાં આવશે તો તે ગુજરાતના સુલતાનની સર્વોપરી સત્તા માન્ય રાખશે અને એ ઈશારાની સાથે તેના (સુલતાનના) બોલ ઉઠાવવા તૈયાર રહેશે." આ પ્રમાણેની અરજ શાહ તાહીરે રજૂ કરી ત્યારે સુલતાન બોલ્યો "જો નિઝામ-ઉલ-મુલ્કને નિઝામશાહનો ખિતાબ આપીએ તો પછી અમારામાં અને તેનામાં શું ફરક?" શાહ તાહીરે કહ્યું "ફરક તો ઘણો છે. અત્યાર લગી બહાદુરશાહ અમીરોનો શાહ છે, પણ હવેથી તે શાહના પણ શાહ (રાજાનો પણ રાજા) તરીકે ઓળખાશે." સુલતાનને આ બોલ ઘણા પસંદ પડયા અને નિઝામ-ઉલ-મુલ્કને રાજવી છત્ર બક્ષ્યું અને ત્યારપછી અહમદનગરની ગાદી પર જે જે દક્ષિણના હાકેમો થઇ ગયા છે તે બધા નિઝામશાહ કહેવાવા લાગ્યા.

એમ કહેવાય છે કે જ્યારે શાહ તાહીરને સુલતાનની શેતરંજી ચુંબન કરવાનું માન મળ્યું ત્યારે ખુરાસનના કેટલાક વેપારીઓ કે જે ગુજરાતના બંદરોમાં આવજા કરતા હતા તેઓએ તેને કહ્યું "અમારી તરફથી મલિક તુધા બીન અયાઝ કે જે સુલતાનનો ગુલામ છે અને ગુજરાતના બંદરોનો "મીરે બહર" મુખ્ય નાવીક સરદાર છે તેમને શીફારસ કરો કે અમારા માલ પરની જકાત કે જે લગભગ રૂ. ૩૦,૦૦૦ થવા જાય છે તે મલિક તુધા અમને માફ કરે." શાહે કહ્યું "તે એક મગરૂર ગુલામ છે, અને હું તેની પાસે જવા ખુશી નથી." વેપારીઓએ કહ્યું "જ્યારે આપના એકવાર તેની પાસે જવાથી તથા આપના એક શબ્દથી અમારૂં કામ થાય એમ લાગે છે તો ઢીલ કરવી વાજબી નથી." શાહ મને કમને મલિક તુધા પાસ ગયો. મલિક શાહને આવકાર આપવા ઉઠયો નહિ અને બેઠાં બેઠાં શાહને બેસવાની ઇશારત કરી. શાહની નઝરમાં મલિકમાં ઘણી મધરૂરી તથા રૂઆબ માલમ પડયાં. છતાં તે વેપારીઓને ખાતર તેઓની અરજ ઉભા ઉભા તેને જાહેર કરી. મલિકે તે વાત કબુલ રાખી અને કહ્યું "હવેથી હું દફતરમાં તેઓની જકાત માફ તરીકે નોંધું છું કે જેથી જ્યારે તેઓ બીજો માલ લાવે ત્યારે તેમને કોઇ સતાવે નહિ." તે મીજલસમાં શાહ તાહીરને રૂપીઆ ૧૦,૦૦૦ (રોકડ) તથા કેટલાક કિંમતી મોતી કે જે ઘણાજ ઉમદા તથા પાણીદાર હતા તે મલિકે તેને આપ્યા. એમ કહેવાય છે કે જ્યારે સુલતાનને આ વાતની ખબર પડી ત્યારે તે મલિક તુધા પર ઘણો ગુસ્સે થયો અને તેને ઠપકો આપી કહ્યું "એ કમનસીબ આદમી શાહ તાહીરને માન આપવાને ઉભો કેમ નહિ થયો?" મલિકે કહ્યું "જ્યારે તે નીમકહરામ ગુલામ નિઝામ–ઉલ–મુલ્ક તેને માન આપવા ઉભો થતો નથી ત્યારે આપનો નીમકહલાલ નોકર હું તેને માન આપવા શું કામ ઉભો થાઉં?" નીમકહરામ શબ્દની ઉપમા આપવાનું કારણ એ હતું કે નિઝામ–ઉલ–મુલ્ક અને તેના વડવાઓ મહમદ બહમનીના ગુલામો હતા અને તેઓએ તેની સામે બળવો ઉઠાવી તથા ધાંધલ મચાવી રાજ્યગાદીનું સુખ પ્રાપ્ત કર્યું હતું.

ત્યાર પછી નિઝામ–ઉલ–મુલ્ક દખણી સુલતાનની તહેનાતમાં હાજર

થયો. સુલતાને તેના પર ઘણી મહેરબાની બતાવી, અને તેને શાહનો ખિતાબ આપ્યો. આ અરસામાં મહમદખાન આસીરીને પણ મહમદ શાહનો ખિતાબ આપ્યો અને સુલતાન પોતે માન્દુ તરફ સીધાવ્યો. ત્યાંથી મલિક અમીનને સીલહદીને રાયસીન બોલાવવા મોકલ્યો. મલિકે ગમે તેટલો તેને સમજાવ્યો તો પણ તેણે આવવા ખુશી બતાવી નહિ. મજકુર મલિકે સુલતાનને લખ્યું "આટલી બધી બક્ષીશો જેવી કે ૩ કરોડ તનખા રોકડા--ઉજ્જન જેવું શહેર અને તેની સાથેનું આસ્તા પ્રગણું, ભીલ શાહની જાગીરો, અને હાથી તથા ઘોડા કે જેવા કોઇ દિવસે પણ તેણે નજરે ન જોયા હશે એવા–આટલું આટલું તેને બક્ષીશમાં આપવા છતાં તે સુલતાન સામે દ્રોહ રચે છે અને આવવા નાખુશ છે. બલ્કે મેવાડ તરફ નાસી જવાનો ઇરાદો રાખે છે. આ મઅલુન મોતની સજાને લાયક છે કેમકે તેણે કેટલાક ઇસલામીઓ પાસેથી તેમની ઔરત પડાવી લીધી છે ને તેને પોતાને ત્યાં રખાત તરીકે રાખેલી છે." આ સાંભળી સુલતાનના ગુસ્સાની આગનો ભડકો ભભક્યો અને તેજ વખતે એખત્યારખાનના ભાઇ મુકબિલખાનને ઉતાવળી કૂચે મહેમદાવાદ જવાનો હુકમ સુલતાને કર્યો. એખત્યારખાન એક એવો વઝીર હતો કે જે ઇરાનના વઝીર અમીરઅલી શેર જેટલો બાહોશ તથા કુશળ હતો અને તેને રાજધાનીની હકુમત સુલતાને સોંપી હતી. વળી એખત્યારખાનને ત્યાંથી લશ્કર તથા ખજાનો લઇ નીકળી સુલતાન બહાદુરને માળવા મુકામે મળવા હુકમ આપ્યો. સુલતાને પોતે નાલચા મુકામ રાખી ત્યાંથી એવી ખબર ફેલાવી કે પોતે ગુજરાત જતો હતો કે જેથી સીહલદી પોતાની ઘોર ઉંઘમાંથી જાગી, સુલતાનના વિચાર જાણી નાસી જાય નહિ.

**નોટ**:—જ્યારે સિકંદર પાદશાહ પૂર્વ દિશાના લોક સાથે લડવા લશ્કર લઇ જતો ત્યારે પશ્ચિમ દિશા તરફ પોતાના તંબુ ઠોકતો.

સીલહદીનો છોકરો ભૂપતરાય જે સુલતાનની તહેનાતમાં હતો તે સુલતાનનો ખરો ઇરાદો પામી ગયો કે તે રાયસીન તરફ જવા વિચાર રાખે છે અને દર પળે પોતે સુલતાનના ગુસ્સાની બીકને લીધે ત્યાંથી ચાલી જવા ઇરાદો રાખતો હતો. આ ઉપરથી તેણે સુલતાનને અરજ કરી કે જો આપ

મને રજા આપશો તો સીલહદીને આપની પાસે રજૂ કરીશ. સુલતાને તેને રજા આપી અને "નાલચા" પોતાનું લશ્કર રાખી દીબાલપુર તરફ શિકાર કરવા પોતે સીધાવ્યો. સીહલદીએ નક્કી જાણ્યું કે સુલતાન ગુજરાત જાય છે તેથી તેણે કહ્યું "હું સુલતાનની તહેનાતમાં હાજર થઇ સુલતાન તરફથી ઇનામ લઇશ" અને પોતાના છોકરાને ઉજ્જન રહેવા દઇ પોતે આવી સુલતાનના કદમ ચુંબનનું માન મેળવ્યું. મલિક અમીન નસે સુલતાનને કહ્યું "જ્યારે સીલહદીની ખાતરી થઇ કે સુલતાન ગુજરાત તરફ સીધાવે છે અને મેં તેને સુલતાન પાસેથી એક લાખ તનખા (સોનાના) અને ખંભાત બંદરની મહેસુલ તથા ૧૦૦ આરબ ઘોડા અપાવવાનું વચન આપ્યું ત્યારે જ તે આવવા તૈયાર થયો. જો મેં આમ ન કર્યું હોત તો તેનો વિચાર આ તરફ આવવાનો બીલકુલ હતો નહિ." સુલતાને કહ્યું "આ કમબખ્ત પોતાના ઘરમાં ઇસલામી ઓરતો રાખે છે તેથી હઝરત પેગમ્બરના પાક કાયદા પ્રમાણે તે મોતને લાયક છે. જો તે મુસલમાન થશે તોજ હું એને જીવતો રહેવા દઇશ." નાલચાથી કૂચ કરી સુલતાન પોતે ધાર આવ્યો અને મજકુર વરસ હિ. સ. ૯૩૮ (ઈ. સ. ૧૫૩૧) ના રબી–ઉલ–આખર મહિનાની ૨૦ મી તારીખે એખત્યારખાન એક મોટા લશ્કર તથા કેટલીક તોપ તથા થોડા ખજાનો લઇ મજકુર જગ્યા પર આવ્યો અને સુલતાનના કદમ ચુંબનનું માન મેળવ્યું. જમાદી–ઉલ–અવલ મહિનાની ૧૭ મી તારીખે સીલહદી અને તેના બે માણસોને મજકુર મુકામ (નાલચા)ના મહેલમાં કેદ કરવામાં આવ્યા. સીલહદીનું લશ્કર નાસી ગયું અને તેના છોકરાને ઉજ્જન મળ્યું. તેના તંબુને લોકોએ તથા લશ્કરે લુટયાં અને તેના કેટલા માણસને મારી નાખી તેના બધા હાથીઓ સુલતાન પાસે લાવ્યા. તેજ દિવસે સૂર્ય આથમતી વખતે ઇમાદ–ઉલ–મુલ્કને સીલહદીના છોકરા સામે મોકલવામાં આવ્યો અને તેજ રાતના પહેલા ચોઘડીઆના સુમારે સુલતાને પોતે ઉજ્જન તરફ કૂચ કરી. જ્યારે પોતે સાદલપુર પહોંચ્યો ત્યારે ખુદાવંદખાનને તેની સાથે રસાલો તથા લશ્કર લાવવા હુકમ આપ્યો અને ઉતાવલી કૂચે પોતે ઉજ્જન પહોંચ્યો. ઇમાદ–ઉલ–મુલ્કે સુલતાનની તહેનાતમાં આવી અરજ કરી

"કે લશ્કરના ઉજ્જન પહોંચ્યા આગમચ સીલહદીનો છોકરો નાસી ગયો હતો." મજકુર મહિનાની ૧૮ મી તારીખે માન્દુના હસનખાનને આસ્તા પરગણું જે તેની જુની જાગીર હતી તે સુલતાન તરફથી બક્ષીશ મળી અને માન્દુના દરીઆખાનના હવાલામાં ઉજ્જન સોંપવામાં આવ્યું. ઉતાવલી કુચ કરી સુલતાન સારંગપુર આવ્યો અને ત્યાં બે દિવસ મુકામ કર્યો એટલામાં સુલતાનનું લશ્કર તથા રસાલો ત્યાં આવી પહોંચ્યા. સુલતાને સારંગપુર મલ્લુખાનને આપ્યું કારણ કે સુલતાન ગુજરાતની સલતનત પર તખ્તનસીન થયો ત્યારથી તે આજ લગી ખાન તેનીજ તહેનાતમાં રહ્યો હતો.

ત્યાર પછી તે સારંગપુરથી ભીલસા પ્રદેશ કે જ્યાંના લોકોએ સુલતાન સમ્સુદીન ( અલતમ્શ ) દિલ્હીના પાદશાહના વખતમાં ઇસલામી ધર્મ એખત્યાર કર્યો હતો ત્યાં સુલતાન ગયો. અઢાર વર્ષ થયાં ભીલસા પ્રદેશ સીલહદીના કબજામાં હતો અને ત્યાં ઇસલામી ધર્મના કાનુનોને બદલે હિંદુ ધર્મના કાનુનો ચાલતા હતા. જ્યારે સુલતાન ત્યાં પહોંચ્યો ત્યારે તેણે હિંદુ ધર્મના રીત-રીવાજો કાઢી નાંખ્યા અને ઇસ્લામી ધર્મના કાનુનો દાખલ કર્યા. વળી ત્યાંના મૂર્તિપુજકોને મારી નાંખ્યા અને તેઓનાં દહેરાંઓ પણ તોડી નાંખ્યાં. જમાદી-ઉલ-આખીર મહિનાની ૧૭ મી તારીખે સુલતાને ભીલસાથી કુચ કરી અને રાયસીન કિલ્લા તરફ સીધાવ્યો. ઉતાવલી કુચ કરી રાયસીનથી બે કોસ દૂર એક નદી છે તેના કિનારા ઉપર સુલતાને મુકામ કર્યો અને ૧૮ મી તારીખે તે મુકામથી પણ કુચ કરી અને રાયસીન નજીક એક હોઝ છે ત્યાં મુકામ કર્યો. આ અરસામાં કિલ્લામાંથી લશ્કર નીચે આવતું માલમ પડ્યું. સુલતાન સવાર થયો અને લશ્કરને આ બાબત ખબર પડે તે પહેલાં થોડા આદમી લઇ તેઓના પર હલ્લો કર્યો. એમ કહેવાય છે કે તે દિવસે હિંદુ લોકોમાંના કેટલાક સુલતાનની તલવારથી એવા તો પટકાઇ ગયા કે તે દરેકના બબે ટુકડા થયા. હિંદુ લોકો નાસી ગયા અને કિલ્લા ઉપર ચઢી ગયા. લશ્કરે ચારે તરફથી કિલ્લા પર હુમલો કર્યો અને તીર તથા બંદુક તથા ઉંટ પર લાધેલી તોપોનો મારો તેપર શરૂ કર્યો. જ્યારે સૂર્ય આથમ્યો ત્યારે સુલતાને દરેકને પોતાની જગ્યા પરથી નીચે આવવાનો હુકમ ફરમાવ્યો

અને કહ્યું " પરવરદિગાર કરશે તો આવતી કાલે આ કિલ્લાને પાયમાલ કરીશું. કિલ્લાના પાયાને પાયમાલીના પવનને સોંપીશું, અને અંદરના લશ્કરને જહાનમના રસ્તા ભેગા કરીશું." લશ્કરે રાતના આસાયેશ લીધી. જ્યારે સૂર્યોદય થયો ત્યારે સુલતાને દરેક મોરચા પર ઉમરાવોની નીમણુક કરી. રૂમીખાન કે જે તોપખાનાની કળામાં જોડી વિનાનો હતો તેણે તોપના મારાથી એક મીનીટમાં બુરજ તોડી પાડયો. પણ હિંદુ લોકોએ તે ગાબડું તરત સમારી લીધું. સુલતાને પોતાની નોકરીમાં ૧૦૦૦ દખણી પાયદલ હતું તેને એક બુરજ પર મોકલ્યું અને ફરમાવ્યું કે તેને મુળમાંથી ઉખેડી કાઢવો અને કિલ્લાની દરેક બાજુએ સુરંગો ખોદવાનો તથા તેમાં દારૂગોળો ભરી તેને ફોડવાનો હુકમ આપ્યો. જે જે માણસને જે જે ફરજો બજાવવાની સોંપવામાં આવી હતી તે દરેકે આતુરતાથી પોતાની ફરજો બજાવી અને તેઓએ દિવાલ ફોડી તોડીપાડી અને એક તીરના માપ જેટલું અંદર ગાબડું પાડયું. જ્યારે સીલહદીએ આ જોયું ત્યારે તેણે સુલતાનને અરજ કરી " હું ઇસલામી ધર્મ એખત્યાર કરીશ અને કિલ્લો ખાલી કરૂં છું અને સુલતાનના નોકરોના હવાલામાં સોંપું છું." સુલતાને તે વાત કબુલ રાખી. સીલહદી મુસલમાન થયો અને તેનો ભાઇ લખમનસેન કે જે કિલ્લામાં હતો તેને બોલાવવામાં આવ્યો. તે આવ્યો અને તેણે સુલતાનના કદમ ચુમ્યા. ત્યારપછી બંને ભાઇઓ મશલત કરવા લાગ્યા. લખમનસેને કહ્યું "શું કામ કિલ્લો આપી દો છો ? ભૂપત રાણા પાસે ગયો છે અને તે રાણાના છોકરા વિક્રમાજીતની સરદારી નીચે ૪૦,૦૦૦ સવાર અને અગણિત પાયદળ લઇ આપણી કુમકે આવે છે. તું જાતે મુસલમાન થયો છે, અને તેથી સુલતાન તને કાંઇ પણ કહેશે નહિ, અને મદદ આવશે ત્યાંલગી અમે કિલ્લાની ચોકી કરીશું." સીલહદીને આ સલાહ ઠીક લાગી અને લખમનસેનને સુલતાન પાસે લઇ ગયો અને અરજ કરી " આજે લખમણસેનને કિલ્લામાં વિદાય થવાની રજા આપો. આવતી કાલે એ કિલ્લો ખાલી કરશે." સુલતાને તેને રજા આપી. સવાર થઈ અને બે પહોર વીતી ગયા તો પણ લખમણસેન આવ્યો નહિ. સીલહદીએ કહ્યું " જો આપ હુકમ આપશો તો

હુ કિલ્લાની નીચે જોઉં અને ખબર કાઢું કે લખમનસેનને આવતાં ઢીલ કેમ થઇ ?" સુલતાને તેની સાથે કેટલાક માણસો મોકલ્યાં. સીલહદી તે પહાડની કિનાર લગી ગયો અને કિલ્લામાંથી કોઇપણ માણસ સીલહદી પાસ આવ્યું નહિ. સીલહદીએ નીચેથી બુમ મારી "અરે રજપૂતો ? તમે શું કામ નાહક મરવા તૈયાર થયા છો ! આવતી કાલે સુલતાનનું લશ્કર આ તુટેલી દિવાલ આગળથી ઉપર આવશે અને તમને દરેકને ઠાર કરશે એટલે આ દિવાલ તુટી ગઇ છે માટે તેની મરામત કરો અને મજબુત બનાવો કારણ કે આ રસ્તો તમારા મોતને આવવા માટે છે." આવા બીજા થોડા શબ્દો કહ્યા અને સીલહદી પાછો ફર્યો. આ વાત સાથેના આદમીઓએ સુલતાનને જાહેર કરી. સુલતાન ઘણોજ ગુસ્સે થયો. આ અરસામાં સીલહદીનો નાનો છોકરો ૨,૦૦૦ સવાર લઇ આવ્યો અને સુલતાનનું થાણું જે બીરસાહ કસબામાં હતું તેના પર તેણે હુમલો કર્યો. આખરે મુસલમાનોનો વિજય થયો. પરાજય પામી પોતાના મોટા ભાઇ ભૂપત તથા વિક્રમાજીત પાસે તે ગયો. તેના લશ્કરના કેટલાક પ્રખ્યાત માણસો માર્યા ગયા અને તેઓના માથા કાપી સુલતાન પાસે લાવ્યા. એ અરસામાં એવી બૂમ પડી કે સીલહદીનો નાનો છોકરો માર્યો ગયો છે અને તેનું માથુ પણ સુલતાન પાસે રજૂ થયું છે. આ સાંભળી સીલહદી ઘણોજ દીલગીર થયો અને તે પ્રમાણમાં સુલતાનનો ગુસ્સો વધ્યો. બુરહાન-ઉલ-મુલ્ક તરફ સુલતાને જોયું અને તેને કહ્યું "જો સીલહદીએ ઇસલામી ધર્મ એખત્યાર ન કર્યો હોત તો આજ તેના ટુકડે ટુકડા કરવા હુકમ આપ્યો હોત. એને માન્ડૂ લઇ જાઓ અને ત્યાં કેદ રાખો કારણ કે એનું હજુ કામ છે." સુલતાને મહમદશાહ આસીરી અને ઇમાદ-ઉલ-મુલ્કને રાણાના છોકરાની સામે મોકલ્યા. તેઓ કુચ કરતા આગળ વધ્યા. જ્યારે તેઓ બરસીઆના કસબા આગળ આવ્યા ત્યારે તેઓને ખબર મળી કે રાણો એક મોટા લશ્કર સાથે આવે છે. બીજે દિવસે ત્યાંથી કુચ કરી તેઓ ખેરદ આવ્યા અને ત્યાં મુકામ કર્યો. સીલહદીનો છોકરો પુરનમલ જે તે ગામમાં ૨૦૦૦ સવાર સાથે હતો તે લડાઇ ન કરતાં ત્યાંથી નાસી ગયો. ઇમાદ-ઉલ-મુલ્કે બરસીઆ મુકામથી રાણાના ગંજાવર લશ્કરનું

ખાન સુલતાનને લખી મોકલ્યું, અને લખ્યું "આપ જેના ઉપર ગુસ્સે થયા છો તેને મદદ કરવા રાણો મોટું લશ્કર લઇ આવે છે." આ સાંભળી સુલતાને કહ્યું "જો કે મહમદશાહ તથા ઇમાદ-ઉલ-મુલ્ક પાસે રાણાની સામે થઇ શકાય એટલું મોટું લશ્કર છે તો પણ જો હું તે લડાઇમાં હાજર હોઇશ તો વધારે સારૂં. જો પરવરદિગાર કરશે તો આ હિંદુઓને હું જીવતા પકડીશ." આ પ્રમાણે એખત્યારખાનને રાયસીનના કિલ્લાના ઘેરાની સરદારી સોંપી અને પોતે ઉતાવલી કૂચ કરી ૭૦ કોસ કાપ્યા અને એક દિવસ તથા રાતમાં ૩૦ ઘોડે સવાર લઇ પોતાના લશ્કરને મળ્યો. રાણાના જાસુસોએ તેને આ વાતની ખબર કરી. રાણામાં તેની સામા થવા (સુલતાન બહાદુરની) તાકાત હતી નહિ તેથી પોતે જે મુકામે હતો ત્યાંથી એક દિવસની મજલ જેટલો પાછો હઠયો અને પોતાના વકીલોને જાસુસ તરીકે સુલતાનની તહેનાતમાં મોકલ્યા. તેઓએ રાણા તરફથી અરજ કરી કે "મેં (રાણાએ) એવું સાંભળ્યું છે કે સીલહદી કેદમાં છે, અને તેના ચોકીદારો તેને બરાબર ખવાપીવા આપતા નથી અને તેના ઉપર ઘણી સખતાઇ કરે છે. મેં મારા છોકરા વિક્રમાજીતને તેથી સુલતાનની તહેનામતમાં મોકલ્યો છે જેથી તે સીલહદીના બારામાં સુલતાનને દરખાસ્ત કરે અને કદાચ સુલતાન તેના પર મહેરબાની બતાવે. જો આપનો હુકમ હોય તો વિક્રમાજીત આપની તહેનાતમાં હાજર થશે." સુલતાને કહ્યું "તેને આવવા દો." આ ઉપરથી રાણાના વકીલો રાણા પાસે આવ્યા અને કહ્યું "અમે તમારી આંખે સુલતાન બહાદુરને તથા તેના લશ્કરને જોયું છે. આપનું લશ્કર સુલતાન સાથે બરાબરીમાં ઉતરી શકે એમ નથી." આ સાંભળી રાણો રાતોરાત ત્યાંથી ભાગી ગયો.

આ અરસામાં એવી ખબર મળી કે અલફખાન ગુજરાતથી ૩૬,૦૦૦ સવાર તથા તોપો તથા હાથીઓ લઈ નીકળી નજીકમાં આવી લાગ્યો છે. સુલતાને તેને ફરમાન (હુકમ) મોકલ્યો કે "નિર્માલ્ય રાણો ધુમાડાના ગોટા માફક નાસી ગયોછે, અને અમે મોટા લશ્કર સાથે તેની પુંઠ પકડી છે." તે પણ (અલફખાન) ઘણીજ ઝડપથી પુંઠે પડેલા લશ્કર

સાથે જોડાઇ ગયો. એમ કહેવાય છે કે એક રાત અને દિવસમાં સુલતાને ૭૦ કોસ કાપ્યા અને ચિતોડ આવી પહોંચ્યો. તેના આવવા આગમચ રાણો કિલ્લામાં દાખલ થઇ ગયો હતો. સુલતાને કહ્યું "પરવરદિગાર કરશે તો રાયસીન સંબંધી દીલ સંતોષ કરી ચિતોડના કિલ્લાની ફતેહ શરૂ કરીશું." ચિતોડથી સુલતાન પાછો ફર્યો અને રાયસીન આવ્યો. જ્યારે કિલ્લામાંનું લશ્કર મદદ ન આવ્યાથી નિરાશ થયું ત્યારે લશ્કરે અરજ કરી "સીલહદીને માન્દૂથી બોલાવો અને અમે બહાર આવી કિલ્લો આપને સ્વાધીન કરી આપના કદમ ચુમવાનું માન મેળવીશું." જે મુસલમાન ઓરતો કિલ્લામાં હતી તેમને હિન્દુઓ જુહારમાં હોમી દે તે બીકથી સુલતાન કિલ્લો સલાહ સંપથી લેવા માગતો હતો. ટુંકમાં તેઓની ખાહેશ મુજબ સીલહદીને માન્દુથી બોલાવ્યો. સીલહદી આવ્યો અને સુલતાન પાસે પોતાના ભાઇ લખમનસેનની સલામતી માટે કોલ લીધો અને પોતાના ભાઇને કિલ્લામાંથી બોલાવ્યો. તેને સુલતાનના કદમ ચુંબનનું માન પ્રાપ્ત થયું. ત્યાર પછી તે પાછો કિલ્લામાં ગયો અને આસ્તેથી જે રજપુતો ઉપર કિલ્લામાં હતા તેમને નીચે લાવ્યો અને અરજી કરી "સીલહદીના ઝનાનામાં ૭૦૦ અથવા ૮૦૦ ઓરતો છે અને તેમાંની મુખ્ય ભૂપતની મા દુરગા છે. તેની ખાસ ખાહેશ છે કે સીલહદી ત્યાં આવે અને તેમને નીચે લઈ જાય." સુલતાને મલિક અલીશેર જે કિવામ-ઉલ-મુલ્કનો છોકરો થતો હતો તેને સીલહદીને ઉપર લઈ જઇ આસ્તેથી પાછો લાવવા હુકમ આપ્યો. મલિક અલીશેર અને સીલહદી કિલ્લા ઉપર ગયા. મલિકે જોયું કે સીલહદીની હવેલીમાં ઘણા રજપુતો ભેગા થયા હતા. સીલહદી ત્યાં ગયો અને તેઓ સાથે મશ્વરતમાં બેઠો. તેઓએ (સીલહદીને) તેને પૂછ્યું "સુલતાન તને શું આપે છે"? તેણે કહ્યું "વડોદરા પ્રાંત આપવા માગે છે." તેઓએ કહ્યું "ઓ સીલહદી, તારી ઉમ્મર ખતમ થવા આવી છે. શું કામ તું તારી આબરૂ ગુમાવે છે.? અમે એવો નિશ્ચય કર્યો છે કે પુરૂષોએ તલવાર હાથમાં લઇ મરવું અને બૈરાંઓએ જુહારમાં એટલે કે તેઓએ પોતાની મેળે અગ્નિમાં બળી મળવું. જો તને હજૂ કાંઇ પણ શરમ હોય તો અમારી સાથે આમાં સામેલ થા." તેઓએ આ બાબતનું

એવું તો અસરકારક બયાન કર્યું કે સીલહદીએ પણ તેઓની વાત માન્ય રાખી. ત્યારપછી તેણે મલિકશેરને બોલાવ્યો અને પોતાના ઘરની ભવ્યતા તેને બતાવી. આ જોઈ મલિક તાજુબ થયો. ત્યાર પછી સીલહદીએ કહ્યું "મારી તમામ ઓરતો તથા સગાંવહાલાંએ મરવા તથા બળવા નિશ્ચય કર્યો છે. મને શરમ આવે છે કે તે બધા બળીને મરી જાય ને હું જીવતો રહું. આપ પાછા ફરો કારણકે અમારો આ નિશ્ચય છે." મલિકે ગમે તેટલું તેને સમજાવવા મહેનત કરી તોપણ તેણે ( સીલહદીએ ) તે વાત માન્ય રાખી નહિ. જ્યારે મલિક અલીશેર કિલ્લાની નીચે પહોંચ્યો ત્યારે હિંદુઓએ જુહારની અગ્નિ સળગાવી અને પોતે તલવાર લઇ લડવા નીકળી પડયા. બધા હિન્દુઓ કેટલાક દખણીના હાથે તથા કેટલાક બીજા સીપાઇઓ જે કિલ્લા ઉપર ચઢયા હતા તેઓને હાથે માર્યા ગયા. એમ કહેવાય છે કે સીલહદીની ૭૦૦ ઓરતો, રાણાની છોકરી, સીલહદીના છોકરા ભૂપતની સ્ત્રી તથા બીજા રજપુતોની ઓરતો તથા છોકરીઓ કે જે કિલ્લાની અંદર હતા તેઓ જોતે જોતામાં જૂહારની અગ્નિમાં બળી ભસ્મભૂત થઇ ગયાં. આ લડાઇમાં ઇસલામી લશ્કરના ચાર માણસો માર્યા ગયા. ઘણા રજપુતોની ઓરતો તથા છોકરીઓ મુસલમાનના હાથમાં કેદ પકડાઇ. આ બીના હિ. સન ૯૩૮ ના ( ઇ. સ. ૧૫૩૧ ) રમઝાન મહિનાની આખરમાં બની. એમ કહેવાય છે કે સીલહદીની મુખ્ય સ્ત્રી દુરગાએ ( સીલહદીની ) તેની દરેક મુસલમાન રખાતને જુહારના અગ્નિમાં પ્રવેશ કરવાની ફરજ પાડી અને તે બધી અગ્નિમાં બળી ભસ્મભૂત થઇ ગઇ. ફક્ત એકજ ઓરત અગ્નિમાં બળી નહિ અને પરવરદિગારે તેને બચાવી અને તે બળતામાંથી જીવતી નીકળી આવી. એમ કહેવાય છે કે સુલતાન બહાદુરે આ બધી ભસ્મભૂત થયલી ઓરતોનું જર જવાહીર બુરહાન–ઉલ–મુલ્ક બુનયાની કે જે એક પ્રખ્યાત ઉમરાવ હતો તેને બક્ષીશ આપ્યું અને તે ઉમરાવે તે કબુલ રાખ્યું. તે વખતના સખીદીલના માણસોએ તે ઉમરાવનું આ કૃત્ય સ્તુતિપાત્ર ગણ્યું નહિ અને કહ્યું "આ મત્તા કબુલ કરવી એક સખી ગ્રહસ્થને છાજતું નથી." પણ મલિકે તે મતા હલાલ ગણી અને લડાઇમાં મેળવેલી લૂંટ ગણી કાઢી.

ગુજરાતના ભરોસાદાર માણસો એમ કહે છે કે જ્યારે સીલહદી કેદમાં હતો અને ઇસલામી ધર્મ એખત્યાર કરવાનું કહેવામાં આવ્યું ત્યારે તેણે જરાક પણ તે માન્ય રાખ્યું નહિ. આખરે ઘણા પ્રયત્નથી અને બેશુમાર કોશીશથી તેને ઇસલામી ધર્મનું માન મળ્યું અને તેને "સલાહ–ઉદ–દીન" નામ આપવામાં આવ્યું. મલિક બુરહાન ઉલ મુલ્ક બુનયાની કે જે ધર્મની રીત રિવાજોમાં તથા ધર્મનિષ્ટામાં સર્વોપરી હતો તેને સલાહઉદ્દીનના ધાર્મિક શિક્ષણ તરફ નજર આપવાનું તથા ઇસલામી ધર્મના કાનુનો તેના મન પર ઠસાવવાનું ફરમાવવામાં આવ્યું. એમ કહેવાય છે કે જ્યારે સીલહદીએ રમઝાન મહિનાના રોજા પાળવા માંડયા ત્યારે તે ઘણોજ ખૂશ થયો અને કહ્યું "રોજા છોડયા પછી ખાનું પીનું એટલું લેહઝતદાર મને લાગતું હતું કે ખાના પીનામાંથી આવી લેહઝત મારી આખી ઉમ્મરમાં મને મળી નથી." એક દિવસ તેણે મલિક બુરહાન-ઉલ-મુલ્કને કહ્યું "મારા ગુન્હાઓ હદ ઉપરાંત છે. મારા થોડા ગુન્હાનું બ્યાન બ્રાહ્મણ, જોગી તથા સન્યાસી આગળ મેં કર્યું અને મેં તેમને પૂછ્યું કે મારા ગુના મને માફ થશે? ત્યારે તેઓએ કહ્યું આવા ગુનાહના કરનારને માટે માફીની આશા વૃથા છે. નાસીપાસીને લીધે હું અજાએબ થયો. એક દિવસ એક મુલ્લાને પૂછ્યું "કોઇ માણસ કે જેણે આવા ગુન્હા કર્યા છે તેને માફી મળશે કે કેમ? તેના બારામાં આપ શું કહો છો?" મુલ્લાએ કહ્યું "તેને માફી મળશે પણ કઇ રીતે તે બીકને લીધે હું કહી શકતો નથી." સીલહદીએ કહ્યું "તું જે જાણતો હોય તે કહે." ત્યારે તે મુલ્લાએ કહ્યું "જો તે માણસ ઇસલામી ધર્મ એખત્યાર કરે તો એવો તો પાક થઇ જાય છે કે જાણે પોતાની માના પેટમાંથીજ તે વખતે નીકળ્યો હોય (પાપ કર્યા વગરનો). તે દિવસથી મારૂં વળણ ઇસલામી ધર્મ તરફ ચોંટયું. અને જે નસીબમાં લખ્યું હતું તે પ્રમાણે બન્યું છે."

એમ કહેવાય છે કે તેની તિજોરીમાં એવાં તો વાસણો, કપડાં અને અત્તરો હતાં કે તે વખતના કોઇપણ પાદશાહની સરકારમાં તેવાં મોજૂદ હતાં નહિ. તેની પાસે ચાર વારંગનાઓની ટુકડી હતી કે જેમાંની દરેક પોતાની ખાસ વિદ્યામાં કુશળ હતી. જ્યારે આ વારંગનાઓ ગાતી તથા બજાવતી ત્યારે તેમાંની

ચાલીસ પોતાના હાથમાં બત્તી પકડી ઉભી રહેતી. આ ચાલીસમાંની દરેક રામીશગર પાસ બબ્બે નોકર રહેતી કે જેમાંના એકના હાથમાં પાનની પટ્ટી તથા બીજાના હાથમાં બતીમાં પુરવાનું મઘમઘતું તેલ રહેતું. તે નોકરને પણ સોનાના દાગીના તથા કસબી કપડાં તથા બીજા જવાહીરથી સજ્જ કરવામાં આવતી. તે અરસાના ડાહ્યા માણસો હઝરત મહમદ પેગંબર કે જેના ઉપર શાન્તિ રહો—તેના કોલનો આબેહુબ દાખલો સીલહદીના વિલાસસુખમાં જોતા. "કાફરોને માટે દુનીઆ સ્વર્ગ છે અને ખરા ધાર્મિકોને માટે કેદખાનું છે." આ કોલ સીલહદીને બરાબર બંધબેસતો હતો. રાયસેનના વિજય પછી તે તથા સીલહદીની હકુમત નીચેના સઘળા પરગણા જેવા કે ભીલસા પરગણું ચંદેરી તથા બીજાં પરગણાં, તે સુલતાન આલમ લોદી કે જે સુલતાન સિકંદર લોદીનો સગો થતો હતો અને જેને કાલપી સરકારમાંથી આ અરસામાં બહેસ્તમાં વાસો કરેલા હઝરત નાસીરૂદ્દીન હુમાયુન પાદશાહના લશ્કરે કાઢી મૂક્યો હતો અને જેણે બારસો સવાર તથા ઘણા હાથીઓ સાથે આવી ગુજરાતના સુલતાનની દરબારમાં આશ્રય લીધો હતો તેને સુલતાને સોંપ્યા. સુલતાન આલમને કાલપીમાંથી હાંકી કાઢવાનું કારણ નીચે પ્રમાણે હતું:— "મીર નિઝામુદ્દીન અલીખલીફા કે જે સ્વર્ગના મકાનમાં રહેલા બાબર પાદશાહનો વઝીર હતો તેણે સુલતાન આલમને પોતાનો દત્તક તરીકે સ્વીકાર્યો હતો, અને તેના સારામાં ઘણુંજ હીત ધરાવતો હતો.વળી કાલપીની હકુમત તેમણે તેને સ્વાધીન કરી હતી. આ પ્રમાણે થોડા વરસ પસાર થયાં અને પરવરદિગારના હુકમ પ્રમાણે સ્વર્ગના રહેઠાણવાળા હઝરત બાબર આ ફાની દુનીઆ છોડી અનંત ધામમાં પધાર્યા, અને પરવરદિગારના હુકમ પ્રમાણે રાજ્યનો કારોબાર હઝરત હુમાયુન પાદશાહના હાથમાં આવ્યો. સુલતાન આલમના મનમાં બળવાનો વિચાર સ્ફુરવા લાગ્યો. આ વાતની સુલતાન હુમાયુનને ખબર પડી અને તેણે મિરઝા હિન્દાલને થોડા પ્રખ્યાત અમીરો સાથે સુલતાન આલમના હવાઇ વિચારના અગ્નિપર સજાનું પાણી રેડવા મોકલ્યો. મિરઝાની સાથે કાલપીની નજદીક ક્રાનપુર (લગામપુર) ગામ આગળ લડાઇમાં તે ઉતર્યો અને પોતાની પાસ ઘણા માણસો હોવા છતાં પરાજય પામ્યો. ત્યાર પછી તે સુલતાન બહાદુરની તહેનાતમાં આવ્યો અને તેની નોકરીમાં જોડાયો.

ટુંકમાં રાયસેનના કિલ્લાના વિજય પછી સુલતાને મહમદશાહ આસીરીને હુકમ મોકલ્યો કે તેણે ગાગરૂન કસબો કે જ્યાં મીયાં મીઠાની કબર છે અને જે રાણાએ સુલતાન મહમૂદ્‌ખીલજી પાસેથી પડાવી લીધો છે તે તરફ કુચ કરવી અને તે કસબો પોતાને કબજે કરવો. સુલતાન પોતે હાથીઓનો શિકાર કરવા ગૌંદવાના તરફ સીધાવ્યો. તેણે ઘણા હાથીઓ પકડયા અને કાનુરનો કિલ્લો—કે જે દિલ્હીના પાદશાહ સુલતાન નાસીરૂદ્દીન (હિ. સ. ૧૩૧૬–૧૩૨૦) ના વખતમાં હિંદુઓના હાથમાં ગયો હતો અને જે સીલહદીએ ઘણી વખત જીતી લેવાને પ્રયત્ન કર્યો હતો, તે કિલ્લો એક દિવસમાં પોતાને હસ્તક કર્યો. અલફખાનને સુલતાને તે કિલ્લો સોંપ્યો, અને ઇસલામાબાદ, હોશંગાબાદ અને માળવાના બીજા મુલકો કે જે માળવાની હકુમત નીચે હતા અને ત્યાંની આસપાસના સરદારોના હાથમાં ગયા હતા તે બધા પોતે જીતી લીધાં અને પછી સારંગપુર શહેર તરફ (સુલતાન) ગયો. ત્યાંથી અકરૂ થઈ સુલતાન ગાગરૂન સીધાવ્યો. સુલતાનના આવતા લગી આ કિલ્લાની અંદરના લશ્કરે કિલ્લાનો બચાવ કર્યો, પણ તેના આવતાની સાથે કિલ્લો ઇસલામી લશ્કરે સર કર્યો. સુલતાને ગાગરૂનની નજીકમાં ચાર દિવસ લગી મુકામ રાખ્યો અને ત્યાંથી ઇમાદ–ઉલ–મુલ્કને મન્દેશ્વર મોકલ્યો અને થોડા દિવસ પછી વજીર એખત્યાર ખાનને મહમદશાહ આસીરી સાથે તે જગ્યાની હકુમત પર નીમી સુલતાન પોતે માન્ડુ આવ્યો. ઇમાદ–ઉલ–મુલ્કના નીકળવા પછી તરતજ રાણાના વકીલ નકુએ મન્દેશ્વર છોડયું અને ઇમાદ–ઉલ–મુલ્કે શવાલ મહિનામાં મન્દેશ્વર જીતી લીધું. એ અરસામાં ચોમાસાની ઋતુ આવી અને મહમદશાહ, એખત્યારખાન, અને મલિક ઇમાદ ઉલ–મુલ્કે–મન્દેશ્વરમાં અઝાઝ–ઉલ–મુલ્કના છોકરા પીરને મોટા લશ્કર સાથે રાખી માન્ડુ તરફ ગયા અને ત્યાં ઝીકઅદ મહિનામાં પહોંચ્યા અને સુલતાનના કદમ ચુંબનનું માન તેઓને પ્રાપ્ત થયું. ત્યાર પછી શાહે (મહમદ) આસીર જવાની રજા લીધી અને સુલતાન પોતાની રાજ્યધાની તરફ સીધાવ્યો અને સફર મહિનાની ૧૬ મી તારીખે મહેમદાવાદ આવ્યો. ત્યાર પછી થોડા દિવસે દીવથી ખબર મળી કે ફીરંગી લોકો કેટલાંક જહાઝ લઈ દીવ લેવા આવે છે. આ સાંભળી તરત

સુલતાને ઉતાવળી કૂચ કરી અને રાતોરાત મહેમદાવાદથી નીકલી ખંભાત સુલતાન આવ્યો. સુલતાનના આવ્યાની ખબર સાંભલી ફીરંગી લોકો નાસી ગયા. સુલતાને પોતે દીવની મુલાકાત લીધી અને મીસર દેશની મોટી તોપ કે જે રૂમીખાન લાવ્યો હતો તે મીસરી તોપ અને બીજી એકસો નાની તોપો ચિતોડનો કિલ્લો જીતી લેવાના કામમાં મદદરૂપ થઇ પડે એવા ઇરાદાથી મહેમદાવાદ મોકલી આપી. એમ કહેવાય છે કે આ તોપને લઇ જવા ઘણા બળદો જોડવામાં આવ્યા હતા અને તે ઉપરાંત તેને ખેંચવાને બીજા ૩૦૦ ખલાસીઓ રાખ્યા હતા.

ત્યાર પછી સુલતાન ખંભાત ગયો અને ત્યાંથી અમદાવાદ સીધાવ્યો. અને ત્યાં પોતાના વડવાઓના રોજાની ઝીયારાત કરી અને ત્યાંથી પોતાના ગુરૂ શાહશેખજી જે કૂતુબ–ઉલ–એકતાબ બુરહાન ( કે જેનો રોજો પવિત્ર રહો ) ના છોકરા હઝરત સૈયદ મહમદના છોકરા થતા હતા તેના રોજાની ઝીયારાત કરવા વટવા ગયો. અત્રે ઘણા હજાર લડવૈયા માણસોને પોતાના લશ્કરમાં દાખલ કર્યા, અને ઘણા હથીઆર ભેગા કરી માન્ડૂ તરફ મોકલ્યાં. વળી મહમદશાહને આસીરથી ચિતોડનો કિલ્લો જીતવા જવા અને વઝીર ખુદાવંદખાનને જે લશ્કર માન્ડૂ હતું તે લશ્કર લઇ મહમદશાહને જોડાઇ જવાને હુકમ મળ્યો. જ્યારે તોપો તથા હથિઆરો માન્ડૂ પહોંચ્યા ત્યારે રબીઉલ આખીર મહિનાની ૧૭ મી તારીખે સુલતાન ઉતાવળી કૂચથી માન્ડૂ તરફ રવાના થયો અને ત્રીજે દિવસે તે શહેરમાં પહોંચ્યો. ત્યાંથી સુલતાને મહમદશાહ આસીરી અને ખુદાવંદખાનને ચિતોડ તરફ કૂચ કરવાનો હુકમ મોકલ્યો. જ્યારે મજકુર ઉમરાવો મન્દેશ્વર પહોંચ્યા ત્યારે રાણાના એલચીઓએ આવી અરજ કરી "માળવા પ્રાંતમાંનો જે દેશ રાણાની હકુમત નીચે છે તે આપવા તે તૈયાર છે, અને તે ઉપરાંત સુલતાન જે ખીદમત ઉઠાવવા રાણાને ફરમાવશે તે ઉઠાવવા તે તૈયાર છે. વળી રાણો પોતાને સુલતાનના ખંડીઆ રાજા તરીકે જાહેર કરવા અને સુલતાન જે કહેશે તે પડતો બોલ ઉચકવા તૈયાર છે." મહમદશાહે રાણાની અરજ સુલતાનને વાકેફ કરવા શાહ શુજાઅતખાનને મોકલ્યો. શુજાઅતખાન માન્ડૂ આવ્યો અને રાણાની અરજ સુલતાનને

જણાવી. સીલહદીની મદદે રાણો અગાઉ આવ્યો હતો તેથી સુલતાનને ઘણું ખોટું લાગ્યું હતું અને ચિતોડ જીતી લેવાનો પોતે નિશ્ચય કર્યો હતો તેથી રાણાની અરજી સુલતાને સ્વિકારી નહિ. મહમદશાહ તથા ખુદાવંદખાનને હુકમ કરવામાં આવ્યો કે તેઓએ સુલતાન બહલોલ લોદીના છોકરા અલાઉદીનના છોકરા તાતારખાનને ગુજરાતીઓનું મોટું લશ્કર આપી આગળ મોકલવો કે જેથી તે આગળ જઇ કિલ્લાને ઘેરો ઘાલે અને ત્યારપછી તે બે ઉમરાવોએ તેની પાછળ તોપો લઇ રવાના થવું. હુકમ મળતાંની સાથે ગુજરાતના લશ્કર સાથે તાતારખાન ચિતોડ તરફ ધસ્યો. બહાદુરશાહીનો ઇતિહાસ લખનાર લખે છે કે તે પોતે પણ તે વખત લશ્કર સાથે હતો. ટુંકમાં તાતારખાન એવી આશા રાખતો હતો કે રાણો કે જેની પાસે મોટું લશ્કર સજ્જ હતું તે લડવા આવશે, પણ રાણો સામો બહાર પડયો નહિ. હિ. સન ૯૩૯ (ઇ. સ. ૧૫૩૨) ના રજબ મહિનાની ચૌદમી તારીખે તાતારખાને કિલ્લાનો નીચલો ભાગ જીતી લીધો અને તે તારાજ કર્યો. બીજે દિવસે કિલ્લાના "કોઠા" ભાગ તરફ હુમલો કર્યો અને તેને પણ જીતી લીધો અને પછી ચિતોડ કિલ્લાના સાત દરવાજામાંના બે દરવાજા પણ જીતી લીધા, અને સુલતાનને આ વિગતનો એક કાગળ મોકલ્યો. આઠમે દિવસે મહમદશાહ અને ખુદાવંદખાન મોટી તોપો તથા ઘણા દારૂગોળા સાથે આવી પહોંચ્યા અને કિલ્લાને ચારે તરફથી ઘેરી લીધો. ત્યારપછી સુલતાન ઘણી ઉતાવળી કુચ કરતો એક રાત અને દિવસની અંદર માન્દૂથી ૫૦૦ સવાર લઇ ચિતોડ આવી પહોંચ્યો અને તેની પાછળ લશ્કર કીડી તથા તીડના ટોળા માફક ઉભરાઈ આવ્યું. સુલતાન ચિતોડના ડુંગર ઉપર ચઢયો અને તોપોને ઉપર લાવવાનો હુકમ આપ્યો કે જેથી કરી તોપના મારાથી કિલ્લાની દિવાલ તુટી પડે. તોપના દરેક મારાની સાથે કિલ્લાની દિવાલ તુટી પડતી, અને આખા ફળીઆના ફળીઆ જમીન દોસ્ત થતાં. એમ કહેવાય છે કે ચિતોડના કિલ્લાની ફતેહના કામમાં સુલતાને જાતે એટલી તો ઝેહમત ઉઠાવી હતી કે તેટલી હિંમત (તાકાત) લશ્કરના કોઇ પણ સિપાઇમાં નહોતી. લખોટા દરવાજાના મોરચા પર અલફખાનને

ત્રીસ હજાર સવાર સાથે અને હનુમાન દરવાજાના મોરચા પર તાતારખાન, મેદનીરાય અને બીજા અફઘાનોને સુલતાને નીમ્યા અને મલ્લુખાન તથા સિકંદરખાન તથા માળવાના કેટલાક ઉમરાવો અને દખણના સિપાઇઓને સફેદ બુરજ સોંપ્યો અને ભૂપતરાવ તથા અલફખાનને તેનો બીજો ભાગ સોંપ્યો.

બહાદુરશાહીનો લખનાર લખે છે કે આ લડાઇમાં સુલતાન પાસે એવું તો જબરજસ્ત લશ્કર તથા કિલ્લો જીતવાનો લશ્કરી સરંજામ હતો કે જો ચિતોડ જેવા ચાર કિલ્લાને એકેકી વખતે ઘેરો ઘાલ્યો હોત તો તેને માટે પણ લશ્કર તથા અસબાબ પુરા પડી શકતે. ટુંકમાં કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને દરેક બાજુ તરફ રાણાના મુલક પર લુંટફાટ ચલાવવા ટુકડીઓ મોકલી.

એમ કહેવાય છે કે ચિતોડના કિલ્લાના ઘેરામાં રૂમીખાને જે હીકમતો બતાવી હતી તે અત્યારલગીમાં કોઇએ જોઇ હતી નહિ તેમજ સાંભળી પણ હતી નહિ. તોપોને કિલ્લાની સામે ઉંચી ટેકરીઓ પર લઇ જવી, તેની નેમ બરાબર લેવી, સુરંગ ફોડવી અને ટુંક મુદ્દતમાં ખાઇઓ તૈયાર કરવી એ બધું એવી તો હીકમતથી કરવામાં આવ્યું હતું કે જેથી ઘેરાયલા હિંદુઓ તદન નાસીપાસ તથા નાઇલાજ થઇ ગયા હતા.

જ્યારે ચારે બાજુના તોપના મારાથી કિલ્લાની દિવાલમાં ગાબડા પડવા માંડયા ત્યારે લશ્કરે જાણ્યું કે ટુંક વખતમાં ઇસલામી લશ્કર કિલ્લો જીતી લેશે. વિક્રમાજીતની મા કે જે મોટા રાણાસંગની મુખ્ય પટરાણી હતી તેણે પોતાના એલચીઓ સુલતાન પાસે મોકલ્યા અને અરજ કરી “ મારો છોકરો સુલતાનનો જુનો નોકર છે, અને તેથી કરી તે ગુજરાતમાં રહેતો અને સુલતાનની તાબેદારી ત્યાં ઘણીવાર ઉઠાવતો. માટે આ વૃદ્ધ ડોશી ઘણી આજીજી સાથ અરજ કરે છે કે સુલતાન તેનો ગુનોહ માફ કરશે અને તેને માફી બક્ષી અને નવી જીંદગી બક્ષે. હવે પછી તે સુલતાનની તાબેદારી ઉઠાવશે અને તેનો કોઇ પણ હુકમ બજાવી લાવવામાં ચુકશે નહિ, અને પોતાના તનમનથી સુલતાન જે ખીદમત ઉઠાવવાનું કહેશે તે કરશે. વળી માન્ડુ પ્રાંતનો જે મુલક સુલતાન મહમુદ ખીલજીના હવાલામાંથી લીધો છે તે પણ આપવા તૈયાર છે, અને ખંડણી તરીકે સોનાનો જડાવ કમરપટો તથા તાજ

કે જે સુલતાન મહમુદ ખીલજી પાસેથી રાણાના કબજામાં આવ્યા હતા તે તથા કેટલુંક અમૂલ્ય ઝવેરાત કે જેની કિંમત પણ ઝવેરીઓ કરી શકતા નથી અને જે સુલતાન મહમુદ ખીલજીના પરાજયને દિવસે રાણાના હાથમાં આવ્યા હતા તે બધાં અમૂલ્ય ઝવેરાતો તથા તે ઉપરાંત સો લાખ તનખા સો ઘોડા તથા દસ હાથી નજરાણા તરીકે આપવા તૈયાર છે.

વિક્રમાજીતની મા તરફની આ અરજી સુલતાનને દુરસ્ત તથા વ્યાજબી લાગવાથી તેણે તે કબુલ રાખી અને શઅબાન મહિનાની ૨૭ મી તારીખે ઉપર કહેલું નજરાણું લઇ સુલતાન ચિતોડથી સીધાવ્યો અને ત્યાંથી એક કોસ પર મુકામ કરી ત્યાંથી બુરહાન-ઉલ-મુલ્ક તથા મુજાહિદખાનને એક મોટું લશ્કર આપી રણસ્થંભોરનો કિલ્લો તથા તેની આસપાસના શહેરો જીતી લેવા, અને મલિક શમશેર-ઉલ-મુલ્કને બાર ઉમરાવો સાથે અજમેરનો કિલ્લો સર કરવા મોકલ્યા અને રમજાનના મુબારક મહિનાની પાંચમી તારીખે પોતે મન્દેશ્વર તરફ કૂચ કરી અને મજકુર કસબામાં ચોથે દિવસે આવ્યો. ત્યાં એક દિવસ મુકામ કરી મજકુર મહિનાની દસમી તારીખે પોતાનો રસાલો માન્ડૂ તરફ રવાના કર્યો. પોતે બે દિવસ પછી ત્યાંથી નીકળી ઉતાવળી કૂચે એક રાત અને દિવસમાં ૮૦ માઇલની મજલ કાપતો માન્ડૂ આવ્યો. તે મહિનાની ૧૮ મી તારીખે તેનું લશ્કર તેની પાછળ ત્યાં આવી પહોંચ્યું. સુલતાને ત્યાં થોડો વખત એશઆરામ તથા ખુશ ખુશાલીમાં પસાર કર્યો. થોડા વખત પછી મહમદશાહ આસીરીને ગુજરાતના કેટલાક પ્રખ્યાત ઉમરાવો સાથ નિઝામ-ઉલ-મુલ્ક દખણી સામા મોકલ્યો અને તેને હુકમ કર્યો કે તેણે ઇમાદ-ઉલ-મુલ્ક કાવીલી (ગવલી) સાથે જોડાઈ જવું અને નિઝામ-ઉલ-મુલ્કને તેના દેશમાંથી હાંકી કાઢી તે જગ્યા પોતાને સ્વગત કરવી. જો તે લડાઇમાં ઉતરે તો લડાઇ થોડો વખત થોભાવવી અને તેઓએ સુલતાનને તે બાબત ખબર કરવી કે જેથી તે ઉતાવળી કૂચે આવી પોતાના કપટી દુશ્મનને જીવતો કેદ કરે. મહમદશાહે ત્યાંથી કુચ કરી. જ્યારે તે બીર કસબાની નજીકમાં આવ્યો ત્યારે નિઝામ–ઉલ–મુલ્ક તથા મલિક બરીદ એક મોટા લશ્કર સાથે તેની સામા થયા. મહમદશાહે જલદ કાસદો ( ચાબુક-

સવાર) સાથે સુલતાનને આ બાબતનો પેગામ મોકલ્યો. આ પેગામ મળતાંની સાથે સુલતાન "કૂચક" નામનો ઘોડો કે જે ઉતાવળી ચાલમાં પવનની બરોબરી કરી શકે એવો હતો તેના પર સવાર થયો અને પોતાના લશ્કરમાંના ૧૨,૦૦૦ ચુન્દા સવારો સાથ ઉતાવલી કૂચ કરતો નીકળી પડ્યો. ટુંકમાં સુલતાન બીર કસબામાં આવી પહોંચ્યો અને તે એવે વખતે કે જ્યારે બંને લશ્કરો સામાસામા હારબંધ ગોઠવાઇ ગયા હતા અને પહાડ જેવા મજબુત હાથીઓ આગળ રાખી એક બીજા પર તોપનો મારો ચલાવતા હતા. સુલતાનના લશ્કરના આગળના પાસબાનના ડંકાનો અવાજ લશ્કરના કાન પર પડ્યો. ગુજરાતીઓએ એક બીજાને વધાવી લીધા અને સુલતાનના આવવાની ખબર ઝાહેર કરી. જ્યારે દખણના લશ્કરે આ અવાજ સાંભળ્યો કે તરતજ તેઓ નાસી ગયા અને તેઓના લશ્કરના ઘણા માણસો ગુજરાતી શૂરવીરોના ભાલા તથા તલવારના ભોગ થઇ પડયા. સુલતાનના લશ્કરના ઉમરાવોમાંથી દરીઆખાનના છોકરાઓ જખમી થઈ લડાઈના મેદાનમાં પડયા. તેઓ બંનેને જીવતા ઉંચકી લેવામાં આવ્યા. સુલતાને તેઓ ઉપર ઘણીજ મહેરબાની બતાવી અને બાપનો ખિતાબ મોટા છોકરાને એનાયત કરી તેઓની જાગીર બમણી કરી આપી અને કહ્યું "જે પોતાના બાપના ખિતાબની આશા રાખે છે તેઓએ આ છોકરાઓની માફક ખિતાબ લેવા જોઇએ."

ટુંકમાં થોડા દિવસ પછી નિઝામશાહ આવ્યો અને સુલતાનને મળ્યો અને સુલતાનની તાબેદારી કબુલ રાખી. તેનો મુલક તેને પાછો આપવામાં આવ્યો અને જ્યારે સુલતાન માન્ડૂ તરફ રવાને થયો ત્યારે નિઝામશાહ થોડી મંઝલ બહાદુરશાહના રસાલા સાથે ગયો અને પછી પોતે રજા લીધી.

જ્યારે સુલતાન માન્ડૂ પહોંચ્યો ત્યારે ચિતોડના કિલ્લાની ફતેહના વિચારે ફરી સુલતાનના હૃદયમાં ઘર ઘાલ્યું. આ અરસામાં મહમદ ઝમાન મીરઝા જે સુલતાન હુસેન મીરઝા બાયેકરા ખોરાસાનના પાદશાહના છોકરાનો છોકરો થતો હતો અને જેની સાદી માસુમાબેગમ કે જે "ફીરદોસ મકાની" (સ્વર્ગનિવાસી) હઝરત બાબર પાદશાહની છોકરી તથા સ્વર્ગમાં વાસો કરેલા હુમાયુન પાદશાહની બહેન થતી હતી, તેની સાથે થઇ હતી તે ગુજરાત

આવ્યો અને સુલતાન બહાદુર આગળ રજૂ થયો. પોતે રાજવંશી કુટુંબનો હોવાનો દાવો કરતો હતો અને રાજ્યની આશા રાખતો હતો તેથી સ્વર્ગ નિવાસી હજરત હુમાયુન પાદશાહે તેને આગ્રાના કિલ્લામાં કેદ રાખ્યો હતો. જ્યારે હુમાયુએ પૂર્વ તરફ પટણા જીતવાને પહેલી સવારી કરી ત્યારે બાયઝીદ અફઘાન તથા મહમદ ઝમાન મીરઝા ત્યાંથી નાસી ગયા અને સુલતાન બહાદુર પાસે પોતે હાઝર થયા. સુલતાન બહાદુર તથા સ્વર્ગ નિવાસી હઝરત હુમાયુન પાદશાહ વચ્ચે તકરારનું આ પ્રમાણે બી રોપાયું. બંને તરફથી પત્ર વહેવાર શરૂ થયો કે જેની મતલબ એ હતી કે મહમદ ઝમાન મીરઝાને બહાદુરશાહે આશ્રય આપવો નહિ. સ્વર્ગ નિવાસી હઝરત હુમાયુન પાદશાહના પહેલા કાગળમાં જે કવિતા લખેલી હતી તે નીચે પ્રમાણે હતીઃ—

બેત. મિત્રતાઇનું ઝાડ વાવો ( રોપો ) કારણ કે મનવાંછિત ફળ તેમાંથી મળશે.

દુશ્મનાઇનો રોપો ખોદી નાંખો કારણ કે તે અગણિત દુઃખ લાવે છે.

હુમાયુનના સુલતાન બહાદુરશાહ પરના બીજા કાગળની મતલબ નીચે પ્રમાણે હતીઃ—

ખુદાના શુક્રના કાયદા કાનુન બજાવી તથા પરવર દિગારના કે જેની નવાઝેશો માટે તેની કીર્તિ અમર રહો તથા હઝરત મહમદ પેગંબરના વખાણ પછી લખીએ છીએ કે જ્યારે કાઝી અબદુલકાદર અને મહમદ મુકીમે અમારા રાજવી ઉમરા પર પગ મૂક્યો અને આપણા રાજ્ય વચ્ચેની એક સંપી તથા સલાહ વિષેની ખબર આપી ત્યારથી આપણુ બંને વચ્ચેની સલુકાઇ કે જે પરવરદિગારના પ્રાણીઓના ભલા માટે તથા શહેરોની આબાદાની માટે સલાહનો ખરો રસ્તો છે તેણે અમારા દીલમાં કરાર લીધો હતો. આપની બુદ્ધિ કે જે સૂર્ય જેવી પ્રકાશિત છે અને જેની અંદર કાંઇ પણ ખામી નથી તેને રોશન થયું હશે કે દરેક આદમીએ શાસ્ત્રનું વચન પાળવું જોઇએ. “ઓ ખરા મુસલમાનો તમારૂં વચન તમે પાળો” અને પેગંબરનું વચન “વચન પાળવું તે ધર્મનો સરસ નમુનો છે” તે કોઇએ

ઉથાપવું જોઇએ નહિ. તે ઉપરથી અમે અસલાહ–ઉલ–મુલ્ક મૌલાના કાસમઅલી સદર તથા ધ્યાસુદ્દીન કુરચીને આપની તરફ પેઘામ સાથે મોકલ્યા કે જો દોસ્તીના રીતરિવાજમાં આપ, જે કાંઇ થઇ ગયું છે તે છતાં હજુ પણ ચુસ્ત રહેવા માગતા હો તો લાયક એ છે કે જે નીચ મનુષ્યો પોતા પરના ઉપકાર ભૂલી જઇ નીમકહરામ થયલા છે અને અમારે ત્યાંથી નાસી આવી આપની પાસે આશ્રય લીધો છે તેમને અમારી દુની-આને આશ્રય આપતી દરબારમાં પાછા મોકલી આપો, યાતો તેમને આપના મુલકમાંથી હાંકી કાઢો અને હવે પછી અમારા નોકરોને તથા મળતીઆ-ઓને આવી રીતે આશ્રય આપશો નહિ કે જેથી બીજાઓને તે દાખલારૂપ થઇ પડે. અમે આશા રાખતા હતા કે ઉપર કહેલા ઉમરાવો આપની તર-ફથી આનો બરાબર જવાબ લાવશે કે જેથી કરી અસંતોષની ધુળ દોસ્તીના પાણીથી ધોવાઇ જશે અને દોસ્તીના બાગમાં દોસ્તીનું ઝાડ ફળદ્રૂપ થશે. જ્યારે મજકુર અમીરો અને નુરમહમદ ખલીલ અમારા તખ્ત આગળ રજૂ થયા અને આપની તરફનો પત્ર અમારા આગળ ધર્યો ત્યારે પત્રમાંના જવાબથી અમે સંતોષ થયા નહિ અને પત્રમાં જોઇએ તે મતલબની ઇબા-રત નહિ હતી. અમે ઘણા આશ્ચર્ય પામ્યા. વળી તમે મહમદઝમાન મીરઝાના બારામાં લખો છો કે આગળના દિલ્હીના સુલતાનના અને માફી પામેલા સુલતાન મુઝફ્ફરના વખતમાં બંને રાજ્યો વચ્ચે સલાહસંપ તથા દોસ્તી ભરેલા કોલકરાર હોવા છતાં સુલતાન સિકંદર, સુલતાન અલાઉદ્દીન, અને બીજા ઘણા સુલતાનો આગ્રાથી દિલ્હી આવ્યા હતા અને તેઓએ પોતપોતાના દરજ્જાને અનુસરતી આગતાસ્વાગતા તથા મહેરબાની ગુજરાતના સુલતાન તરફથી અનુભવેલી છે અને તેથી કરી ગુજરાતના સુલતાન તથા દિલ્હીના પાદશાહ વચ્ચેની દોસ્તીમાં કાંઇ પણ ભંગાણ પડયું નહોતું. તેજ પ્રમાણે જો મીરઝા મહમદ આપની પાસે રહેવા માગતો હોય અને આપની તરફની મહેરબાની અનુભવે તો તેમાં અમને કાંઇ પણ હરકત નથી. એનું પરિણામ શું આવશે તે સહેલાઇથી કયાસ થઇ શકે છે તે કહેવાની જરૂર નથી. આપે આ વાત પણ ધ્યાનમાં લીધીજ હશે. વળી એ પણ ભૂલી જવું

જોઇએ નહિ કે આપણા બંને વચ્ચે વચન તથા દોસ્તી જાળવી રાખવાનો ફક્ત એજ રસ્તો છે કે આપે અમારી મજકુર માગણીઓ કબુલ રાખવી જોઇએ અને ખરાબ રસ્તે દોરવાયલા તે માણસોને અમારા દરબારમાં પાછા મોકલી આપવા જોઇએ યાતો તેમને આશ્રય આપવામાંથી દૂર રહેવું જોઇએ યાતો આપના મુલકમાં રહેવા દેવા જોઇએ નહિ. જો આપ આ પ્રમાણે ચાલશો તો બપોરના સૂર્યની માફક આપનો ઇમાન જાહેર થશે. જો આપના વિચાર આપના બોલ સાથે મળતા હશે અને આપના કૃત્ય આપના કોલ સાથે બંધબેસતા હશે તો આપ આજ પ્રમાણે કરશો. નહિતર કયી દલીલથી આપના કોલનામા પર ભરોસો રાખી શકાય ?

બેત:—અરે ઓ પુરૂષ ! જે પોતાના દીલમાંથી એવી મગરૂબાંથી બુમ મારે છે કે હું ખરો દોસ્ત છું,

ખાતરી કર કે તારી જીભ તારા દીલ સાથે મળતી છે. (કદાચ એમ ન હોય કે તારા દીલમાં કાંઇ હોય ને તું ઝબાનથી બકતો બીજું હોય.)

આપ નામદારને માલૂમ હશે કે દુનીઆ જીતનાર હઝરત તૈમુર (પરવર દિગાર તેનું કીર્તિવંત નામ અમર રાખો) પાદશાહને જો કે રૂમ (કોન્સ્ટાન્ટીનોપલ) ના સુલતાન ઇલદરીમ બાયઝીદ સાથે કેટલોક વાંધો હતો અને તે સુલતાન તરફથી દુશ્મનાઇની નિશાનીઓ માલમ પડી હતી તોપણ જ્યારે બાયઝીદ કાફર ફીરંગીઓ સાથ લડવામાં રોકાયો હતો ત્યારે રૂમના મુલકને પાયમાલ કરવા તૈમુરે વળણ બતાવ્યું નહિ. જ્યારે કરાયુસફ તુર્કોમન અને સુલતાન અહમદ જલાઇરે તૈમુરના વિજયી લશ્કરથી નાસી બાયઝીદ ઇલદરીમ–કયસરે રૂમ–ની દરબારમાં આશ્રય લીધો ત્યારે સુલતાન તૈમુરે કેટલાક કાગળ કયસર પર લખ્યા અને તેમાં તેઓને કાંઇ પણ મહેરબાની નહિ બતાવવા લખ્યું તથા પોતાના મુલકમાંથી તેમને હાંકી કાઢવા ઇશારો કર્યો. ત્યારે ઇલદરીમ બાયઝીદે આ વાત કબુલ રાખી નહિ અને જે તેના તકદીરમાં લખાયું હતું તે બન્યું.

બેત:—જો સુખના મકાનમાં કોઇ વસે છે તો તેને "સઆદીના બોલમાંથી એક શબ્દ બસ છે.

આથી વધારે શું લખીએ.

હુમાયુન પાદશાહના કાગળનો જવાબ સુલતાન બહાદુરે લખેલો તે નીચે પ્રમાણે છેઃ—

સર્વજ્ઞ પાદશાહના નામના શુકરાના ગાયા પછી અને હઝરત મહમદ પેગંબરની સ્તુતિ ગાયા પછી ભવ્ય દરબારના ચુનંદા ઉમરાવ નુરમહમદ ખલીલ સાથે જે મોકલ્યું હતું તેને ગાલીચા ચુંબન કરવાનું માન મળ્યું છે, અને અજાએબી ઉપજાવે એવો કાગળ પણ મળ્યો છે, અને તેનો મગરૂર માઇનો પણ આ દરબારના દરબારીઓને તથા અમને રોશન થયો છે. એમાં બીજી બાબતો ઉપરાંત એમ પણ લખ્યું છે કે કાસમઅલી અને ધ્યાસુદ્દીનને અમારા દરબારમાં મોકલ્યા હતા કે જેથી તેઓ અમને જણાવે કે જે લોકોએ આ દરબારમાં આશ્રય લીધો છે તેને ગુજરાતની સરહદમાંથી હાંકી મૂકવામાં આવે તો સચ્ચાઇ અને દોસ્તીની નિશાનીઓ ઝાહેર થાય, તો તે વાત તદન ગલત છે. કારણકે આપના આરસુલોએ એ બાબત ઉપર ઇશારો પણ કર્યો નથી. ફક્ત આપણા રાજ્ય વચ્ચે દોસ્તી અને સલાહ અને તે બાબતના કરાર નામા પરજ તેઓ બોલ્યા હતા. જો તેઓની આ મકસદ અમને માલમ પડી હત તો આટલે લગી વાત આવવા પામતે પણ નહિ, કે આપને ગ્વાલીયર લગી આવવાની તકલીફ ઉઠાવવી પડતે.–આપનો આ વિચાર ખરાબ તેમજ કાચો લોભ છે. ખાસ એ આમ-બધાં નાના મોટાં–જાણે છે કે આપ હઝરત અને રાજવી ખાનદાનના નબીરા ( જલ્લાલ ઉલદોલત, ઉલદુનીયા જલદીન) સુલતાન મહમદ ઝમાન મીરઝા વચ્ચે કેવા સખત કોલકરાર તથા સંધીઓ થઇ છે અને આપે તે બજા લાવવાનું કેવું વચન આપ્યું હતું. પણ જ્યારે આપ નામદારનો સીતારો બુલંદ થયો ત્યારે તે વચનો આપે તોડયા, અને વફાદારી તથા સાચવટ તરફથી મોં ફેરવી આપ દુશ્મનાઇ તથા વેરના રસ્તા તરફ ઝડપથી સીધાવ્યા. મજકુર સુલતાની ખાનદાનના નબીરાએ લોકો તરફથી આ ખાનદાનની તખ્ત આપવાની તથા મુલક જીતી લેવાની કીર્તિ સાંભળેલી અને સાંભળેલું કે સુલતાન મહમૂદ ખીલજીએ હિંદુઓની બેવફાઇ તથા સીતમ પછી આ દરબારમાં આશ્રય લીધેલો અને સ્વર્ગવાસી સુલતાન મુઝ-

ફ્ફરે ( પરવર દિગાર તેના પર મહેરબાન રહો અને બહેશત તેનું રહેઠાણુ રહો) તેનો પક્ષ લીધેલો અને તેનું કેટલું રક્ષણુ તથા પરવશી કરી હતી. તેજ પ્રમાણે જ્યારે મહમદ ઝમાન મીરઝાએ અમારા દરબારનો આશ્રય લીધો ત્યારે અમે વચન તોડનારા તરફથી જે જે હાડમારી તેને ખમવી પડેલી છે તે બાબતની તેની ફરીઆદ ધ્યાનમાં લીધી અને મુશ્કેલીમાં આવી પડેલા ઇસલામીને મદદ કરવી તે હઝરત પેગંબર મહમદના કોલ પ્રમાણે ( તારા-બંધુને મુશ્કેલીમાં મદદ કર ) અમારા ઉપર જરૂરતું ધારી અમારી મહેર-બાની અને આશ્રયનો છાંયો અમે તેમના પર નાંખ્યો છે. એવી આશા રાખીએ છીએ કે પરવરદિગારની મહેરબાનીથી તેની ઉમેદો તથા પ્રયત્નો સફળ થાવ. જો કે આપના વચનનું યકીનપણું ઝાહેર તથા રોશન હતું તો પણુ કાઝી અબદુલકાદર તથા ખુરાસાનના મુઆમીન-ઉઝ-ઝમાનની રૂબરૂ અમે કુરાન પર સોગંદ લીધા કારણુ કે અમારા વિચાર પવિત્ર હતા અને દરેક ઇસલામીના બારામાં મારા મનની લાગણી સાફ તથા દોસ્તીનીજ છે. અમારા વિચાર પ્રમાણે તે બસ તેમજ પુરતી બંધન કારક હતી. ફીરંગી-ઓની નસલ (જડમૂળ) કાઢવાની તેમજ તેમનો દીવમાં બાંધેલો કિલ્લો તોડી પાડવાની જરૂર લાગવાથી અમે તે તરફ સીધાવ્યા. આવી અમૂલ્ય તકનો લાભ લઇ તથા કુરાને શરીફમાંના નીચલા પવિત્ર કોલને આપના મગજના પાનામાંથી ધોઇ નાંખી "કોલકરાર મંજૂર કર્યા પછી તેને તોડશો નહિ" આપ પુખ્ત વિચાર કર્યા વગર બે ધડક "ગ્વાલીયર" તરફ સીધાવ્યા. ત્યારપછી નવાબ કામયાબે જ્યારે આપની નાપાક હીલચાલ વિષે સાંભળ્યું ત્યારે પોતે દીવ કે જેની સામે તે ગયો હતો તેના પર હલ્લો કરવાનો વિચાર તેણે માંડી વાળ્યો કારણુ કે તેણે આવા સંજોગોમાં તેનાપર હલ્લો કરવાને પોતા પાસે પુરતા સાધનો જોયા નહિ અને તે કિલ્લાની ફતેહ પોતાની તાકાત ઉપરાંત લાગતાં તે પાછો પોતાની અસલ જગ્યા પર આવ્યો. વચન તોડવાનો એક તો એ નતીજો કે ઘણાખરા શહેરના "ખુતબાઓ" જે અત્યાર લગી અમારા નામમાં વંચાતા હતા તે તે શહેરોનો લોકોએ આપના નજીક આવ-વવાને લીધે અમારા નામમાં વાંચવાના માંડી વાળ્યા અને તેઓ જુઠા બહાના

કાઢે છે. જો કે લોકાએ દેખીતી રીતે બળવો કર્યો નથી તોપણ તેમના હૃદયમાં તે વિચારજ ઘોળાયા કરે છે ને તે પ્રમાણે કાગળો લખે છે. તેઓના મકસુદ તદ્દન બીહુદા તથા બાતીલ છે, અને તેઓ તરફથી એવું કાંઇ પણ બન્યું નથી કે જેથી કરી તેઓ તે વિષે લખવાની યાતો બોલવાની હિંમત ધરે, તોપણ ઘણી મગરૂરીના વાકયોમાં પત્ર વ્યવહાર ચલાવે છે અને પોતાના વિચાર દર્શાવે છે. વળી આપ આપની સાત પેઢીના તૈમુર પાદશાહ વિષે લખોછો તે આપની બધી રીતભાતને અનુસરતુંજ છે. જો આપે આપની બહાદુરી વિષે લખ્યું હોત તો જૂદી વાત હતી. આપથી એવું કોઇ પણ બહાદુરીનું કૃત્ય બન્યું નથી કે જે વિષે આપ લખો યાતો બોલી શકો. ફક્ત ખાલી લાંબુ દાસ્તાન રજૂ કરવાનોજ આપનો ઇરાદો હશે. અમારી તરફથી ટુંક વખતમાં જે બહાદુરીના કૃત્યો થયાં છે તેનો તો આપે ખ્યાલ પણ નહિ કર્યો હોય એ ઘણી દિલ્લગીરીની વાત છે, અને તેવાં બહાદુર કૃત્યો અત્યાર લગી કોઇ પણ તવારીખમાં નોંધાયલા પણ નથી.

બેત:—જો તારી તલવારમાં લડવાનું પાણી નથી તો તારી જીભની તલવારને છાંટ મારી તસ્દી આપ નહિ.

અરે છોકરા! જો તારી તલવાર પાણીહીણુ છે તો પછી તારા બાપની પાણીદાર તલવારની છાંટ માર નાહ.

અરે, જો તું દેખાવમાં ઠીંગણો છે તો પછી નાના છોકરાઓની આંખમાં મોટા દેખાવા પાવડી પહેર નહિ.

પરવરદિગારની મહેરબાનીથી બધાને રોશન થાઓ કે જ્યાં લગી આ સલતનત અમારાથી શણુગારયલી છે ત્યાં લગી કોઇ પણ રાજાને અમારી સાથે લડાઇના તાપમાં તથા તકરારમાં માથું ઉઠાવવાની તાકાત નથી. આપ તો એક હલકા અફઘાન સાથ લડાઇમાં મશગુલ થયલા છો. આપના માથા પર આવા દરદની ઝહેમત શું કામ ઉઠાવો છો!

કુરાનના કોલ પ્રમાણે "શેયતાન તમને ખરાબ રસ્તે દોરે નહિ." આપે મગરૂરીને જગ્યા આપવી જોઇએ નહિ, અને તેને આપના મગજમાંથી હાંકી કાઢવી જોઇએ. કારણ કે

મગરૂરી માથા પરથી ટોપી દૂર કરે છે (સ્થાન ભ્રષ્ટ કરે છે); કોઇએ પોતાના જોરથી મગરૂર થવું નહિ. ખરેખર ટુંક વખતમાં પરમેશ્વરની જે મરજી હશે તે જાહેર થશે.

બેતઃ—વાનપ્રસ્થ આદમીએ "કોસર" ઝરાનું પીણું (શરાબ) તથા હાફિઝે દારૂનો પ્યાલો માગ્યો.

કીરતારની મરજી બંનેના બારામાં શું છે તે તેનું છેવટ બતાવશે.

એમ કહેવાય છે કે સુલતાન બહાદુર ભણેલો (લખી તેમજ વાંચી શકતો હતો નહિ) હતો નહિ તેથી કરી મુનશી મહમૂદ મુલ્લાએ કાગળ જે ઇબારતમાં લખ્યો હતો તેના ગુણ દોષથી વાકેફ થયા વગર તેના કહેવા મુજબ તે કાગળ તેણે સુલતાન હુમાયુન પર મોકલ્યો. વળી એમ પણ કહેવાય છે કે આ મુલ્લા અગાઉ સુલતાન હુમાયુનની નોકરીમાં હતો. તેનાથી દેખીતી રીતે કાંઈ અપકૃત્ય થયું હતું કે જેથી હુમાયુન પાદશાહ તેના પર ખફા હતો અને તેની અસર મુલ્લા પર હતી અને તે સબબથી તે સુલતાન બહાદુરની નોકરીમાં દાખલ થયો હતો. આ કમનસીબ મૂર્ખે આ કારણને લીધે આવો વિચિત્ર કાગળ લખ્યો કે જે કાગળે બંને સુલતાનો વચ્ચે તકરારની અગ્નિ પ્રદીપ્ત કરી. સુલતાન બહાદુરના ચહેરા પર જે કાંઇ ઝાંખ લાગી છે તે આ મૂર્ખના કલમના છોતરા હતા અને જે આફતો તેના પર પડી તે પણ તે કમનસીબ મુલ્લાની કલમના છંટકાવની રેલછેલ હતી.

ભરોંસાપાત્ર આદમીઓ તરફથી એમ સંભળાય છે કે જ્યારે મુલ્લા મહમૂદે કાગળ લખ્યો અને સુલતાન પાસ લાવ્યો ત્યારે સુલતાન દારૂના નિશાની ઘેનમાં હતો. તેજ હાલતમાં આ દગાખોર તોફાન સળગાવનાર મુલ્લાએ સુલતાનને તે કાગળ વાંચી સંભળાવ્યો અને સુલતાને પોતાના વઝીરોની સલાહ લીધા વગર અને કાગળના ગુણ દોષથી વાકેફ થયા વગર તે કાગળ મોકલી આપવા હુકમ આપ્યો. સવારમાં જ્યારે વઝીરો તે કાગળ તથા તેની મતલબથી વાકેફગાર થયા ત્યારે તેઓ મોટા વિચારમાં પડયા (વિચારના હાથને મગજની જાંગ પર માર્યો) અને સુલતાનને તે કાગળની સખત

ભાષાથી વાકેફ કર્યો. સુલતાન પર તેની ઘણી અસર થઇ અને તેણે મલિક અમીન નસ જે સુલતાનના વઝીરનો એક દોસ્ત હતો તેને તેણે કહ્યું કે તમે જલદીથી સવારી કરી કાસદને પકડી પાડી પાછો લાવો. મજકુર મલિકે અણુજીનાયક (નાનક) કે જેને સુલતાન અહમદ બીજાના વખતમાં વઝીહ-ઉલ-મુલ્કનો ખિતાબ આપવામાં આવ્યો હતો તથા જે ગુજરાતના વઝીરની પદવીએ પહોંચ્યો હતો તેને સુલતાન પાસે રજૂ કર્યો. સુલતાને કહ્યું " તું અમારી કોમનો આદમી (ટાંક જાતનો) છે. તું એટલી ઝડપથી અત્રેથી કુચ કર કે કાગળ લઇ જનાર કાસદો " નીરર " ઘાટ પર પહોંચે તે આગમચ તું ત્યાં પહોંચી જાય અને તેમને પાછા ફેરવી લાવે." અણુજી પવનવેગી ઘોડા પર સવાર થયો અને તે ઘાટ તરફ નીકળ્યો અને અતિશય ઝડપથી તે ઘાટ આગળ આવી પહોંચ્યો અને ત્યાંના જાસુસોને કાસદો આવી ગયાનું પૂછ્યું. તેઓએ કહ્યું " અત્યાર લગી તેઓ અત્રેથી પસાર થયા નથી." આથી અણુજી ખુશ થયો અને તે રસ્તા પર ત્રણ દિવસ લગી બેસી રહ્યો, અને ત્યાંથી પસાર થનારાઓ તરફ જોયા કર્યું પણ કાસદો આવ્યા નહિ. તેને લાગ્યું કે તેઓ બીજે રસ્તે ગયા હશે એમ ધારી સુલતાન બહાદુરની તહેનાતમાં જઇ જે બન્યું હતું તે નિવેદન કર્યું. લોકોએ કહ્યું હવે શું થઇ શકે. જે નસીબમાં લખાયું છે તે પ્રમાણે થાય છે.

ટુંકમાં ત્યાર પછી સુલતાન માન્ડૂથી ફરીથી ચિતોડના કિલ્લાનો વિજય કરવાના ઇરાદાથી નીકળ્યો, અને આ કામની સરદારી રૂમીખાનને આપી અને તેને વચન આપ્યું કે ચિતોડના કિલ્લાના વિજય પછી તેની હકુમત તેને સોંપવામાં આવશે. તે કિલ્લાની ફતેહ માટે રૂમીખાને એવી તો અજાયબ તદબીરો કરી કે દુનીઆએ તેવી તદબીરો કોઇપણ દિવસ જોઈ નથી.

લોકો કહે છે કે જ્યારે સ્વર્ગનિવાસી હુમાયુન બાદશાહે સુલતાન બહાદુરનો કાગળ વાંચ્યો ત્યારે તેને ઘણું માઠું લાગ્યું અને પોતાના લશ્કર સાથે આગ્રાથી નીકળી ચિતોડ તરફ ગયો. જ્યારે ગ્વાલીયરમાં પોતાનો વિજયી વાવટો ઉરાડયો ત્યારે મોટા મનવાળા હુમાયુનને લાગ્યું કે સુલતાન બહાદુરે ચિતોડને

ઘેરો ઘાલ્યો છે અને હમણાં જો હું એની સાથે લડીશ તો ઇસ્લામ સામે હિંદુઓને મદદ કરવા જેવું થઇ પડશે અને એ કૃત્ય કુરાને શરીફના કાનુનથી પણ વિરૂદ્ધ લાગશે. તેટલા માટે તે ઘેરાનું શું પરિણામ આવે છે ત્યાં લગી થોભી જવું વધારે સારૂં છે અને આ વિચારથી પોતાના વિજયવંત લશ્કર સાથે પોતાનો મૂકામ ગ્વાલીયરમાં કર્યો, અને શું થાય છે તે અંદરખાખાનેથી જોવા લાગ્યો.

ટુંકમાં જ્યારે સુલતાન બહાદુરે હુમાયુન પાદશાહના આવવાની વાત સાંભળી ત્યારે તેણે તાતારખાન લોદીને ૩૦ હજાર લડવૈયા સવારો આપી બ્યાનાને રસ્તે દિલ્હી શહેર કે જે હિંદુસ્તાનનું પાયતખ્ત છે તે તરફ મોકલ્યો અને તે શહેરને પોતાને કબજે કરવા હુકમ આપ્યો કે જેથી કરી હુમાયુન લાચાર થઇ પોતાના પાયતખ્તના બચાવ માટે પાછો ફરે, યાતો તાતારખાન દિલ્હી શહેરનો કબજો પોતાને હસ્તક લે અને મોટું લશ્કર ભેગું કરે અને જ્યારે સુલતાન હુમાયુન તે તરફ જવાનો ઇરાદો કરે ત્યારે તાતારખાન બીજી દિશામાંથી ઉતરી આવે. આથી પોતાના લશ્કરને સંતોષનું કારણ તથા હુમાયુન પાદશાહને જંજાળ તથા ફીકરનું તેમજ તેના લશ્કરને વેરાન થવાનું કારણ થઇ પડે. તાતારખાનને ફરમાવ્યું "જો સુલતાન હુમાયુન તારી સામો થાય યાતો તારી સામા લશ્કર મોકલે તો તારા લશ્કરની આસપાસ કોટ બાંધી લેવો અને અમારા આવવાની રાહ જોવી, કારણ કે અમે ઘણી ઝડપથી આવી પહોંચીશું અને ત્યાં લગી તારે કદી પણ લડાઇમાં ઉતરવું નહિ."

એમ કહેવાય છે કે જ્યારે તાતારખાન બ્યાનાની નજીક પહોંચ્યો ત્યારે મિરઝાહીન્દાલ પોતાની સાથે ૫૦૦૦ બહાદુર સવાર કે જે સુલતાન હુમાયુને તાતારખાનની સાથે લડાઇમાં ઉતરવા તેને આપ્યા હતા તે સાથે ત્યાં આવી પહોંચ્યો અને તેની સામા થયો. જો કે તાતારખાનને પોતાના સુલતાન તરફથી લડાઇમાં નહિ ઉતરવાનો મોટા મોટા શબ્દોમાં ફરમાન થયો હતો તો પણ તે એકદમ લડાઇમાં ઉતર્યો અને પરાજય પામ્યો અને તેનું લશ્કર વિખરાઇ ગયું. તાતરખાને લડાઇના મેદાન બહાર પગ મુકયો નહિ,

અને જ્યાં લગી પોતાના દેહમાં જીવ રહ્યો ત્યાં લગી બહાદૂરીથી લડયો. આખરે ધુળ તથા લોહીથી ખરડાઇ ગયો અને આ દુનીઆ છોડી ચાલ્યો ગયો.

કેટલાક એમ કહે છે ક તાતારખાનનો ઇરાદો આ લડાઇમાં એવો હતો કે હું ( તાતારખાન ) દિલ્હીના પાદશાહી કુટુંબનો નબીરો છું અને આ લડાઇમાં દિલ્હી શહેર મારા કબજામાં આવશે અને અફઘાનોનું મોટું લશ્કર મારી આસપાસ ભેગું થશે અને જ્યારે સુલતાન બહાદુર તથા સુલતાન હુમાયુન બંને લડશે ત્યારે એમાંથી એક પરાજ્ય પામશે અને બીજાનું જોર અડધું ભાંગી પડશે. પછી હું મારાં વચનોમાંથી મુક્ત થઇશ અને દિલ્હીની સલતનતની લગામ મારા હાથમાં આવશે. આ વિચારથી સુલતાન બહાદુરના ફરમાન મુજબ તે વર્ત્યો નહિ અને લડાઈમાં ઉતર્યો અને પોતાનીજ ખરાબ નૈયતથી તેની પડતી આવી અને માર્યો ગયો.

એમ કહેવામાં આવે છે કે જ્યારે ચિતોડના કિલ્લાના ઘેરાયલા હિંદૂઓ ઘણીજ મુશીબતમાં આવી પડયા અને કિલ્લાની ફતેહ સુલતાન બહાદુરની નજરમાં નજીક માલમ પડી ત્યારે તેણે ઘણીજ મગરૂરીમાં પૂછયું “ આ જમાનામાં કોઇ માણસ મારી સામા થવા અથવા તો મારી સામે લડાઇમાં ઉતરવા તાકાત ધરાવે છે ? ” હઝરત મોલવી કાઝી મહમૂદ જાલંધર વીરપુરી તે મીજલસમાં હાજર હતા અને કાંઇપણ બીક વગર તે નીચેની કવિતા બોલ્યા.

બેત:—“ જ્યારે બીડમાં કોઇ પણ સિંહ હોતો નથી ત્યારે લુલું શિઆળ ત્યાં શિકાર કરવા માંડે છે. ”

આ સાંભળી સુલતાન બહાદુર ઘણો ગુસ્સે થયો અને કહ્યું “ એમણે મારા રાજ્યમાં રહેવું જોઇએ નહિ. ” કાઝીએ કહ્યું “ પૃથ્વી પરવરદિગારની છે. હું પણ ન રહીશ અને તું પણ રહેવાનો નથી. ” હઝરત કાઝી હજ્જ કરવા જવાના ઇરાદાથી ત્યાંથી પોતે વીરપુર આવ્યા, અને તેજ વરસમાં એટલે હિ. (ઇ. સ. ૧૫૩૪) સન ૯૪૧ માં આ ફાની દુનીઆ છોડી અનંત ધામ સીધાર્યા. તે પોતાના બાપને પગલે ધર્મના રીતરિવાજમાં ચાલતા હતા અને પોતાના બાપના શિષ્ય હતા. તેણે પોતાના કાકા કાઝી ઇમાદ તરફથી કાઝીની (સાધુની) પદવી મેળવી હતી. કાઝી ઇમાદ હઝરતશાહ આલમપનાહ

જે કુતુબ–ઉલ–આલેમ સૈયદ બુરહાનુદ્દીન બુખારીના છોકરા થતા હતા તેમના ચેલા હતા. કાઝી મહમૂદને શાહ શેખજી ને હઝરત કુતબ–ઉલ–આલેમના છોકરા હઝરત સૈયદ મહમૂદના છોકરા થતા હતા તેમની સાથે ધાડી દોસ્તી અને સંબંધ હતો.

ટુંકમાં તાતારખાનના પરાજયથી સુલતાન ઘણોજ મુશ્કેલીમાં આવી પડયો હતો અને તેની તુંદાઇ તથા મધરૂરી દહેશત અને દુ:ખની સરદીમાં બદલાઇ ગઈ. એ અરસામાં ચિતોડના કિલ્લાનો વિજય થયો. (તામે થયો.) સુલતાને રૂમીખાનને જે વચન આપ્યું હતું તે પુરૂં કરવાનું અને કિલ્લો તેને સોંપવાની ઇચ્છા દર્શાવી. તેના વઝીરોએ તેને અરજ કરી કે જો રૂમીખાન જેવા શખ્સને ચિતોડ જેવા કિલ્લાની હકુમત આપશો તો પછી તેની તરફથી તાબેદારીની આશા રાખવી મુશ્કેલ છે. આ ઉપરથી સુલતાનનો વિચાર ફેરવાઇ ગયો અને સુલતાને પોતાનું વચન પાળ્યું નહિ. રૂમીખાન ખરા દીલથી ઘણોજ દીલગીર થયો અને તેણે એક છાનો કાગળ સુલતાન હુમાયુન પર લખ્યો અને તેમાં દર્શાવ્યું "જો આ અરસામાં આપ આ તરફ આવશો તો ઘણી સહેલાઇથી સુલતાન બહાદુરનો પરાજય થશે કારણ કે લડાઇની બધી બાબતો આ ગુલામને સોંપવામાં આવી છે અને જો મારી સલાહ પ્રમાણે ચાલશો તો આપ વિજયી નિવડશો."

હઝરત હુમાયુન પાદશાહ ગ્વાલીયરના કિલ્લા તરફથી ચિતોડ તરફ રવાના થયો. સુલતાને રૂમીખાનને પૂછ્યું "હુમાયુન પાદશાહ સાથે શી રીતે લડવું ?" રૂમીખાને કહ્યું "રૂમના સુલતાનની માફક આપણે આપણા લશ્કરની આસપાસ તોપની ગાડીઓથી કિલ્લો બાંધીશું અને જ્યારે મોટું લશ્કર આપણી સામે લડવા આવશે ત્યારે આપણે તોપનો મારો ચલાવીશું, અને સામે જો લોઢાનો પહાડ હશે તો પણ રાખની માફક થઇ જશે." સુલતાન રૂમીખાનની સલાહ પ્રમાણે વર્ત્યો અને જો કે અમીર ઉમરાવોએ સુલતાનને અરજ કરી કે તે પ્રમાણેની લડાઇ આપણને ફાવશે નહિ તોપણ તે વાત પર સુલતાને ધ્યાન આપ્યું નહિ. જ્યારે તોપની ગાડીઓના કિલ્લાની અંદર આવ્યા ત્યારે સુલતાનના લશ્કરના સીપાઇઓની હીંમત ઠંડી થઇ ગઇ

અને સુલતાન હુમાયુનના લશ્કરનો ખરો ભાગ્યોદય થયો. રૂમીખાને પાદશાહ હુમાયુનને લખ્યું “ સુલતાન બહાદુર તોપના ગાડાના કિલ્લામાં પુરાયો છે. તમારા લશ્કરને એવો હુકમ આપવો જોઇએ કે તેઓએ (સુલતાન બહાદુર) તેના મુકામને ઘેરી લેવો અને કોઇને અંદર જવા દેવો અથવા બહાર આવવા દેવો નહિ.” સુલતાન હુમાયુને આવો હુકમ આપ્યો અને મુગલ લશ્કરે બધી તરફથી સુલતાન બહાદુરની છાવણીને ઘેરી લીધી. બધા આવવા જવાના રસ્તા બંધ થઇ ગયા. સુલતાનની છાવણીમાં અનાજ ઘટવા માંડયું અને આખરે અનાજ બીલકુલ રહ્યું નહિ ત્યારે લશ્કરે બળદ, ગાય, ઘોડા તથા ઉંટ પર રહેવા માંડયું. આ પ્રમાણે થોડા દિવસ મામલો ચાલ્યો. સુલતાન બહાદુરના લશ્કરની સ્થિતિ ઘણીજ લાચાર થઇ ગઇ અને ચાર ઘોડાને મારી નાંખતા તોપણ તેનું ગોસ્ત બે માણસને પુરતું થતું નહિ. ઘી તથા એવી બીજી ચીજો “ ઉનકા ” (એક કલ્પિત પક્ષી, સ્વભક્ષ્ય પક્ષી.) માફક દુર્લભ થઇ પડી.

ઘોડાઓ એક બીજાની પુંછડી તથા બાલ ખાવા લાગ્યા તથા મરણ પામવા લાગ્યા. સુલતાન ઘણોજ ગુંચવાયો. આ અરસામાં વણજારાનો એક શેઠ આવ્યો અને તેણે સુલતાનને અરજ કરી કે એક લાખ અનાજની પોઠ લઇ અમે આવ્યા છઇએ, પણ મુગલ લોકોની ઘાસ ચારાને માટે ભમતી ટુકડીઓની બીકને લીધે અમે અત્રે લાવી શકતા નથી. જો અમને લાવવા માટે ટુકડીઓ આપશો તો તે અનાજ અત્રે લાવીશું અને બીજું વધારે અનાજ પણ ફરી મંગાવીશું. સુલતાને રાતોરાત પાંચ હજાર સવાર તે પોઠ લાવવા મોકલ્યા. રૂમીખાને આ વાત સુલતાન હુમાયુનને લખી મોકલી, અને પેગામ મોકલ્યો કે જો આ અનાજ સુલતાન બહાદુરની છાવણીમાં પહોંચશે તો વાત લંબાશે. સુલતાન હુમાયુને એક બહાદુર ટૂકડી મોકલી, તેઓને સુલતાન બહાદુરની ટુકડી સાથે લડાઇ થઇ, સુલતાન બહાદુરની ટુકડી પરાજય પામી અને બધું અનાજ સુલતાન હુમાયુનની ટુકડી પોતાની છાવણીમાં લઇ ગઇ. આ વાત સાંભળી સુલતાન બહાદુરના લશ્કરે પોતાની જીંદગી માટે પોતાના હાથ ધોઇ નાંખ્યા, ( જીવવાની આશા છોડી ) અને

નાઉમેદીમાં ધમધ્રીન થયા. સુલતાનને અત્યાર લગી રૂમીખાન પર પૂરો ભરોસો હતો અને તે એટલે લગી કે તેને પૂછ્યા વગર સુલતાન પાણી પીતો નહિ, પણ હવે તેનો દ્રોહ ઝાહેર થયો. રૂમીખાનને પણ આ વાતની ખબર પડી અને તેથી તે નાસી ગયો અને હઝરત હુમાયુન પાદશાહની નોકરીમાં જોડાયો. આ બનાવથી સુલતાન બહાદુરનું લશ્કર જાણે “ કયામત ” નો સૂર્યોદય થયો હોય એમ ધ્રૂજવા લાગ્યું. એમ કહેવાય છે કે એક દિવસ મોગલ છાવણીમાંથી કેટલાક સવાર પોતાની આગળ એક નાના હોદ્દા વાળો હાથી લઇ સુલતાન બહાદુરની છાવણી આગળ આવ્યા. સુલતાન બહાદુરના લશ્કરમાંના કેટલાક લડવૈયાઓ તેના પર ધસ્યા અને હુમલો કર્યો. આ સામી ટોળી લડયા વગર નાસી ગઇ અને હોદ્દા વાળો નાનો હાથી તેઓના હાથમાં સપડાયો. જ્યારે તેને સુલતાન આગળ લાવ્યા ત્યારે હોદ્દામાં બે નાની પેટી માલમ પડી. વઝીરો તથા અમીર ઉમરાવોએ તથા ડાહ્યા માણસોએ સુલતાનને તે પેટી નહિ ખોલવાનું કહ્યું, અને કહ્યું “ તે લોકો લડાઇમાં ઉતર્યા નહિ અને નાસી ગયા અને હાથી મૂકી ગયા તેથી તેમાં કાંઈ પણ દગો ફટકો હોવો જોઇએ. તેટલા માટે પેટીઓ ખોલવી સલાહ ભરેલું નથી.” સુલતાને આ અરજ સાંભળી નહિ, અને તેને ઉઘાડવા હુકમ કર્યો. પેટીની અંદર “થોડું મીઠું અને આંગળપુર ગળીમાં બોળેલો કટકો હતો.” જ્યારે સુલતાનની નજર આ ઉપર પડી ત્યારે સુલતાન તથા તેના લશ્કરના દીલમાં વહેમ તથા ભીતિએ વાસો કર્યો. તે એટલે તો દરજ્જે કે રાતના પોતાની તિજોરીમાં જે કીંમતી લાલ તથા જવાહીરો હતા તે બાળી ભસ્મ કરવા હુકમ આપ્યો અને લડાઇ વખતના મોટા જંગી હાથીઓ—કે જે ( અસબાબે હશમત ) રૂબાબના બધા સાધનોમાં સુલતાનને સૌથી વધારે પ્રિય હતા તેની સુંઢ કપાવી નાંખી. સુલતાન તથા તેની મજલીસમાં હાજર રહેલા લોકોની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. પોતાની પાસે દારૂખાનું ભરવાના બે જંગી ખળ (દેધડા) હતા કે જેમાંના એકનું નામ લેલી તથા બીજાનું નામ મજનુન હતું, તેમાં દારૂ ભરી સુલતાને તેને ઉડાવી નાંખ્યા. પછી પોતે ઘોડો મંગાવ્યો અને તેના પર સવાર થઇ લશ્કરને ખબર આપ્યા

વગર થોડા રસાલા સાથે માન્દૂ તરફ સિધાવ્યો. આ બનાવ હિ. સન ૯૪૧ ઇ. સ. ૧૫૩૪ ના મુબારક રમઝાન મહીનાની ૨૦ મી તારીખે બન્યો.

ટુંકમાં બીજી સવારે સુલતાન બહાદુરના લશ્કરમાં " કયામત "ના દિવસ જેવી ધાંધલ થઇ રહી. સુલતાન ચાલ્યો ગયો હતો અને લશ્કરને ત્યાં રહેવાનો અથવા તો બહાર નીકળવાનો કાંઇપણ રસ્તો નહિ દેખાયાથી નાસીપાસ થઇ ગયું. તેટલામાં હુમાયુન પાદશાહનું લશ્કર ત્યાં આવી પહોંચ્યું અને લશ્કરના ડાહ્યા માણસોને કુરાને શરીફની નીચેની **આયા** (કવિતા)નું સત્ય જાહેર થયું.

" તારી મરજીમાં આવે તેને રાજ્ય બક્ષે છે. અને તારી મરજીમાં આવે તેની પાસેથી છીનવી લે છે. " આ પ્રમાણે સુલતાન બહાદુરે હુમાયુન પર લખેલા કાગળમાંની હાફિઝમાંથી ટાંકેલી છેલ્લી કડી બંધ બેસ્તી થઇ પડી.

સુલતાન બહાદુરની આખી છાવણી લુંટાઇ ગઇ અને તેના લશ્કરમાંના કેટલાક માર્યા ગયા. કેટલાક કેદ પકડાયા અને કેટલાક ખુલ્લા પગે તથા ખુલ્લા માથે નાસી ગયા.

જ્યારે હુમાયુન પાદશાહે ગુજરાતના સુલતાનના તંબુ જોયા ત્યારે તેણે કહ્યું " આ બધો સામાન દરીઆની માલેકી ભોગવતા સુલતાનનો છે કેમકે તે ઘણીજ જાડી મખમલના હતા તથા અંદર ઝરકસબનું વણાટ હતું. "

એમ કહેવાય છે કે બહુલોલ લોદીનો છોકરો સિકંદર સુલતાન ઘણીવાર કહે તો કે દિલ્હીના પાદશાહની આવક ઘઉં તથા જુવાર પર આધાર રાખે છે અને ગુજરાતના સુલતાનની જાહોજલાલી કે જેના તાબામાં ગુજરાતના ૮૪ બંદરો છે તે પરવાળા તથા મોતી પર આધાર રાખે છે.

મિરાતે સિકંદરીના લખનાર ગરીબ સિકંદરને તેના બાપે વાત કરી હતી કે " આ લડાઇમાં હું (સિકંદરના બાપ) હુમાયુન પાદશાહનો દરબારી હતો, અને તેના કિતાબખાનાનો મુકાદમ હતો. બાદશાહ ઘણીવાર વાંચવામાં રોકાતો અને તેથી કરી મને ઘડીભરની ફુરસદ મળતી નહિ. જે દિવસે સુલતાન હુમાયુનને વિજય મળ્યો તે દિવસે ખુશાલીના તખ્તપર પોતે બેઠો હતો અને લોકો માટે દરબાર ખુલ્લો હતો. દરેક ઉમરાવો અને સિપાઇઓ

પોતાના હાથની અદબ વાળી પોતપોતાના દરજ્જાને છાજતી જગ્યા પર ઉભા હતા. સુલતાન બહાદુરની છાવણીની લૂંટમાંથી મળેલો એક બોલતો પોપટ ત્યાં આગળ લાવ્યા હતા, અને તેનું પાંજરૂં સુલતાનના ભવ્ય તખ્ત આગળ મૂક્યું હતું, અને તે જે બોલતો હતો તેથી સુલતાન વિસ્મય પામતો હતો, અને જે કોઇ કાંઇ બોલતું તેની આબેહુબ નકલ કરતો. એમ કહેવાય છે કે તે એવો પોપટ હતો કે જો તુતી નામનો પોપટ તે વખતમાં હોત તો તે પણ તેની પાસેથી શિક્ષણ લેતે. સમજશકિત તથા બોલવામાં એવો તો સ્પષ્ટ હતો કે ગમે તે ભાષામાં કોઇ બોલતો તો તેની આબેહુબ નકલ કરતો, અને એવું તો સ્પષ્ટ બોલતો કે જાણે જેની નકલ પોપટ કરતો હોય તેજ માણસ બોલે છે એમ લાગતું. એમ કહેવાય છે કે તે અરસામાં રૂમીખાન આવ્યો. પાદશાહે પોતાને મોઢે તેને આવવાની રજા આપી. તે પોપટે રૂમીખાનનું નામ સાંભળતાની સાથે કહ્યું, " શરમ છે રૂમીખાન હરામખોર ! શરમ છે રૂમીખાન હરામખોર ", અને આ પ્રમાણે દસ વખત તે ફરી ફરી આ શબ્દો બોલ્યો. રૂમીખાન નીચે જોઇ રહ્યો અને ભોંઠો પડયો. જ્યારે હઝરત હુમાયુન પાદશાહે પોતાના દુભાષીઆ પાસેથી આ વાકયનો માયનો જાણ્યો અને રૂમીખાનને શરમીંદો થયેલો જોયો ત્યારે તેણે કહ્યુ " રૂમીખાન ! જો કોઇ ઇનસાન ( આદમી આવા શબ્દો બોલ્યો હોત તો તેની જીભ કાપી નાંખવા હુકમ ફરમાવતે. પણ આતો અક્કલ વગરનું જાનવર છે માટે શું કરૂં ?" સભામાં હાજર રહેલા લોકોએ ધાર્યું કે જ્યારે રૂમીખાન સુલતાન બહાદુરની દરબારમાંથી નાસી ગયો ત્યારે ઝાહેરમાં લોકો તેના પર આ પ્રમાણે લ્યાતન (ફીટકાર ) નાંખતા હશે અને આ પક્ષીને તેઓની માફક ઉદગાર કાઢવાની ટેવ પડી હશે, અને જ્યારે રૂમીખાનનું નામ તેના કાન પર પડયું ત્યારે તે શબ્દો તેને યાદ આવ્યા હશે. કદાચ પરવરદિગારે આ શબ્દો તે સભામાં હાજર રહેલા બધા માણસને દૃષ્ટાંતરૂપ થઇ પડે એમ જાણી તે પક્ષી પાસ બોલાવ્યા હશે, કારણ કે ખરી તારીર એ હતી કે તે સભામાં રૂમીખાનના બારામાં આવા શબ્દો કહેવાની કોઇની તાકાત તે વખત નહોતી.

ᐩ લ્યાનત

ટુંકમાં હઝરત હુમાયુન પાદશાહ ત્યાંથી આગળ ચાલ્યો અને માન્દૂના કિલ્લાને ઘેરો ઘાલ્યો. સુલતાન બહાદુર ઘેરાઇ ગયો અને ફરી તકરાર તથા ધાંધલની અગ્નિ પ્રદીપ્ત થઇ, અને લડાઇ શરૂ થઇ. તે અરસામાં રૂમીખાને સીલહદીના છોકરા ભૂપતરાયને લખ્યું " સુલતાને તારા કુટુંબ પર જે કેર વર્તાવ્યો છે તે તો તને માલુમ છે. તો આવા જુલમગારને માટે તારી પ્યારી જીંદગી પવનને સ્વાધીન કરવી એ અક્કલથી ઘણું દૂર છે. ( અક્કલવાળો આદમી એ પ્રમાણે જાન ખોવા તૈયાર થશે નહિ. ) બલકે વેર લેવાનું આ સારૂં ટાંકણું છે, અને તેટલા માટે બહેતર એ રસ્તો છે કે લડાઇની વખતે જે દરવાજો આપને સોંપવામાં આવે તેના દ્વાર ખુલ્લા કરવા. પાદશાહે તારા બાપની જગ્યા તને પાછી આપવાનું કબુલ કર્યું છે અને તે સિવાય તારા પર બીજી પણ ઘણી મહેરબાની બતાવવા કહ્યું છે." ભૂપતરાયે રૂમીખાનની સલાહથી દોરવઇ જઇ દરવાજા ખોલી નાંખ્યા અને પોતે દૂર ઉભો રહ્યો અને હુમાયુનનું લશ્કર કિલ્લા પર ચઢી ગયું. જ્યારે સુલતાન બહાદુરને આ વાતની ખબર પડી ત્યારે તેણે કહ્યું " ડાહ્યા માણસોનું કહેવું ખોટું નથી કે સાપને મારી નાંખવો અને તેના બચ્ચાંને પાળવું ડાહ્યા માણસનું કામ નથી. તેમ નહિ કરવાથી આવું ફળ મળે છે. " પછી સુલતાને મલિકરાજને પોતાને ઠેકાણે રાખી માન્દૂનો સોનગઢ નામનો બુરજ સુલતાન આલમ લોદીને સોંપ્યો અને પોતે બીજે દરવાજેથી નીકળી જઇ ગુજરાત તરફનો રસ્તો લીધો. સુલતાન હુમાયુનના કેટલાક લશ્કરીઓ તેની પાછળ પડયા અને તેને પકડી પાડયો. સુલતાન પાછો ફર્યો અને તેમની સાથ લડયો અને પોતે તરવાર એવી તો ચલાવી કે દુશ્મનોને મારી હઠાવ્યા અને પોતે ત્યાંથી આગળ ચાલ્યો. કિલ્લો જીતાયો અને સફદરખાન જીવતો પકડાયો અને માર્યો ગયો. ત્યાર પછી હુમાયુનના લશ્કરે કોટ પર હલ્લો કર્યો અને અંદરના આદમીઓની સ્થિતિ ઘણી મુશ્કેલીમાં આવી પડી. સુલતાન આલમ-લોદી બહાર આવ્યો અને હુમાયુન પાદશાહને શરણ થયો. હુમાયુને તેના ત્રણસો આદમીઓ સાથે તેને કતલ કરવા હુકમ કર્યો. એમ કહેવાય છે કે મંગળવારને દિવસે હુમાયુને લાલ કપડાં પહેર્યાં અને દરબાર ભરી કતલનો

હુકમ કાઢયો. એક કલાકમાં લોહીની નદીઓ માન્દૂના દરેક મહોલ્લા તથા બજારમાં વહેવા લાગી.

તે અરસામાં મનજહુ જે સુલતાન બહાદુરનો ગવૈયો હતો તે એક મુઘલના હાથમાં કેદ પકડાયો. તેણે મનજહુને મારી નાંખવાનો વિચાર કર્યો અને પોતાની તલવારની મુઠ પર હાથ મૂકયો. મનજહુએ કહ્યું “ મને મારી નાંખ્યાથી તને શું ફળ મળવાનું છે ? મને બચાવ અને મારા વજન જેટલું હું તને સોનું આપીશ. હું સુલતાન બહાદુરનો મિત્ર છું. મારી પાસે ખોટ નથી.” મુઘલે મનજહુની પાઘડી તેના માથા પરથી ઉતારી તેના બંને હાથ તેણેવતી બાંધ્યા, અને ખુણામાં બેઠો. દૈવયોગે તે અરસામાં એક રાજા કે જે સુલતાન હુમાયુન પાદશાહના રસાલામાં હતો અને જે મનજહુને ઓળખતો હતો તે ત્યાંથી ઘોડા પરથી નીચે ઉતર્યો અને મનજહુનો હાથ પકડી ચાલતો થયો. મુઘલે કહ્યું “ મારી તલવાર મેં ખેંચેલી છે અને પાદશાહે કતલે આમનો હુકમ આપ્યો છે અને હું આ આદમીને જીવતો જવા દઇશ નહિ.” રાજા પાસે ઘણા માણસ હતા અને મુઘલ પોતે એકલો હતો તેથી તેની મરજી અનુસાર યાતો વિરૂદ્ધ તેને પણ મનજહુની સાથે સુલતાનની દરબારમાં પાછળ પાછળ જવાની જરૂર પડી. તેઓ પાદશાહ પાસે આવ્યા ત્યારે તેઓએ તેને (પાદશાહને) એટલો તો ગુસ્સે જોયો કે જેણી તરફ તે નજર કરતો તે તરફ (આતશ) અગ્નિનો વરસાદ વરસતો અને “ કતલ ” સિવાય તેના મોંમાંથી બીજા કાંઇ પણ શબ્દ નીકળતા નહોતા. તે મુઘલે ફરિઆદ કરી કે આ મારો કેદી છે, અને તે સુલતાન બહાદુરનો દરબારી છે. આ હિંદુ જોર જુલમથી તેને મારા હાથમાંથી પડાવી લઇ અત્રે લાવ્યો છે.”

ખુશાલબેગ કૂરચી કે જેને આ લડાઇ આગમચ સુલતાન બહાદૂર પાસે મોકલવામાં આવ્યો હતો તેણે બહાદુરશાહના દરબારમાં મનજહુ જે દરજ્જો ભોગવતો હતો તે પોતે જાતે જોયો હતો અને તેથી તેણે પાદશાહને કહ્યું “ અરે મારા પાદશાહ ! આ મનજહુ ગવૈયાનો પાદશાહ છે.” પાદશાહે તેની તરફ કરડી નજરથી જોયું. તેણે તે પ્રમાણે ફરીથી કહ્યું અને કહ્યું “ પાદશાહ સલામત ! આખા હિંદુસ્તાનમાં આના જેવો ગવૈયો હ-

ચાતી ભોગવતો નથી." પાદશાહના ગુસ્સાની અગ્નિ બુઝાઈ ગઇ અને તેજ વખતે ત્યાં ને ત્યાં સુલતાને તેને કોઇ ચીજ ગાવાનું ફરમાવ્યું. ફારસી ગાયનમાં તેનો કોઇ બરોબરીઓ હતો નહિ, અને તેણે એવું તો અછી રીતે ગાયું કે તે ગાયન સાંભળી પાદશાહનો મીઝાજ બદલાઇ ગયો અને દયાનો દરીઓ ઉછળવા લાગ્યો. પોતે પોતાનાં લાલ કપડાં તરત બદલી નાંખી લીલાં (સબ્ઝ) કપડાં પહેર્યાં અને મનજહુને ખાસ ઇનામ આપ્યું અને કહ્યું "મનજહુ તારી મરજીમાં આવે તે માગ ને તે હું તને આપીશ." મનજહુએ પાદશાહને અરજ કરી "મારાં ઘણાં સગાં વહાલાં કેદ પકડાયાં છે, અને તેઓનો કેદમાંથી છુટકારો માગું છું." પાદશાહે પોતાનું ખાસ ભાથું (તીર રાખવાનું ખાનું) મનજહુના કમરપટા પર બાંધ્યું અને એક ખાસ ઘોડો તેને આપ્યો. વળી પોતાના થોડા નોકરોને તેની સાથે મોકલ્યા અને તેમને કહ્યું "જેને મનજહુ કેદમાંથી છોડવે તેને કોઇએ પણ અટકાવવો નહિ." મનજહુ ઘોડા પર સવાર થયો અને પોતાના જે ઓળખીતાઓ કેદમાં જણાતા તેને પોતાના સગાં કહી છોડવ્યા. એમ કહેવાય છે કે કેટલાક આદમીએ જઇ આ વાત હુમાયુન પાદશાહને કહી અને કહ્યું કે મનજહુ ફક્ત સગાઓને કેદમાંથી છોડવે છે એટલુંજ નહિ, પણ બહારના માણસોને પણ પોતાના સગા કહી છોડવે છે. પાદશાહે કહ્યું "એ બહુ નજીવી વાત છે, કારણ કે જો આજે એણે મારી પાસેથી મારી સલતનત માગી હતે તો હું તે માગણી કબુલ રાખતે અને મારા દીલથી એની હોંસ પુરી પાડતે." ધીમે ધીમે મનજહુ પાદશાહ સાથ ઘણોજ નીકટનો સંબંધ ધરાવતો થયો. ટુંકામાં એમ કહેવાય છે કે મનજહુને પાદશાહ તરફથી જે કાંઇ ઇનામો તેને મળતાં તે પેલા મુઘલને આપતો અને એમ કહેતો કે "એણે મને જીવતદાન આપ્યું છે, અને તેનો બદલો હું તેને કેવી રીતે વાળી આપું?" આ ઇતિહાસ લખનારે આ વાત પોતાના બાપ કે જે તે વખતે સુલતાન હુમાયુનના દરબારમાં હાજર હતા અને તેની હઝુરની મનસબ ધરાવતા હતા તેની પાસેથી સાંભળી હતી. આખરે મનજહુ નાસી ગયો અને સુલતાન બહાદુરની ખીદમતમાં જોડાયો. સુલતાન હુમાયુન કહેતો કે એના કમ-

નસીબે એની પાસે આ પગલું ભરાવ્યું, નહિતર હું એને એટલો તો ન્યાલ કરી દેતે કે તે સુલતાન બહાદુરને પણ કોઇ વખત યાદ કરતે નહિ." એમ કહેવાય છે કે જ્યારે મનજાહુ સુલતાન બહાદુરની ખીદમતમાં જોડાયો ત્યારે સુલતાને કહ્યું "જે કાંઇ મેં ખોયું છે તે બધું મને પાછું મળ્યું છે એટલે મનજાહુને જોયાથી મારા દીલમાંની બધી દીલગીરી તથા બધો ગુસ્સો ચાલ્યા ગયા છે. હવે મને બીજા કશાની ઇચ્છા નથી. હું જે પરવરદિગાર પાસેથી યાચતો હતો તે તેણે મને મેળવી આપ્યું છે."

ટુંકમાં જ્યારે સુલતાન બહાદુર માન્દૂથી ચાંપાનેર કે જે ગુજરાતનો એક મોટો: કિલ્લો છે ત્યાં આવ્યો ત્યારે એખ્ત્યારખાન વઝીર તથા રાજા નરસીંગદેવ કે જેને ખાનજહાનનો ખિતાબ એનાયત કરવામાં આવ્યો હતો તે બંનેને તે જગ્યાની સરદારી સોંપી અને પોતે ખંભાતને રસ્તે થઇ સોરઠપ્રાંત તરફ ગયો અને દીવમાં પોતાનો મુકામ રાખ્યો. હુમાયુન પાદશાહે પણ માન્દૂથી ગુજરાત તરફ નીકળી ચાંપાનેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લામાંના સિપાઇઓ તે વખતે બહાદુરશાહી નામની મોટી તોપ કિલ્લા પર લઇ જવાને માટે બહુ મથ્યા પણ ઉપર લઇ જઇ શકયા નહિ, અને ઘણી મુશ્કેલીથી અડધે રસ્તે લઇ ગયા હશે એટલામાં પાદશાહ હુમાયુનના વિજયી વાવટાએ ત્યાં દેખા દીધી અને લશ્કરે તે તોપની અંદર ત્રણ જગ્યાએ કાણા પાડયા અને તેને તેમની તેમ ત્યાં રહેવા દીધી. જ્યારે રૂમીખાને તે તોપ જોઇ ત્યારે તેણે કહ્યું "હું તેને સમારી શકીશ" અને તે કાણાઓમાં સાત જાતની ધાતુનું મિશ્રણ ભર્યું. આથી તેમાં થોડા દારૂગોળો રહેવા લાગ્યો અને તેની નેમ થોડી ઘણી ઓછી થઇ તો પણ તેમાં જેટલી શક્તિ રહી હતી તેટલાથી પણ તે પરવરદિગારનો ખોફ તથા આફત ગણાતી હતી. એમ કહેવાય છે કે જ્યારે તોપમાંથી રૂમીખાને દારૂગોળો છોડયો ત્યારે પહેલેજ સપાટે કિલ્લાના દરવાજા તુટી પડયા અને બીજે સપાટે દરવાજા પાસેના એક ઝાડને જડ મુળથી ઉખેડી નાંખ્યું. આ જોઇ કિલ્લામાંનું લશ્કર કાંપવા તથા ધ્રૂજવા લાગ્યું. કિલ્લામાં સકતા નામનો એક ફીરંગી હતો કે જેને સુલતાન બહાદુરે મુસલમાન બનાવ્યો હતો, અને જેને ફીરંગીખાનનો ખિતાબ આપ્યો

હતો. તેણે એખત્યારખાનને કહ્યું “ હું પણ ગોળાનો મારો ચલાવીશ અને તે તોપની નળી ફાડી નાંખીશ ” એખત્યારખાને કહ્યું. “ જો તું કહે છે તે પ્રમાણે કરીશ તો હું તને ન્યાલ કરીશ. ” ફીરંગીખાને પહેલાજ મારામાં તે તોપની નળીમાં એવો તો દારૂગોળો મોકલ્યો કે તેના ફુડચે ફુડચા થઇ ગયા. આથી કિલ્લાનું લશ્કર ખૂશ થયું. એખત્યારખાને પોતે કહ્યું હતું તેના કરતાં કાંઇક ઓછું ફીરંગીખાનને આપ્યું પણ રાજા નરસીંગદેવે તેને સાત મણ સોનું આપ્યું. એમ કહેવાય છે કે રાજા નરસીંગદેવ જખમી થયો હતો અને તેથી કરી સુલતાન બહાદુરે તેને કિલ્લામાં રહેવા દીધો હતો અને પોતે ચાલી ગયો હતો. જ્યારે તોપના ધડાકા પર ધડાકાના અવાજ ઉપર તથા નીચેથી રાજાના કાન પર અથડાવા લાગ્યા ત્યારે તેના ઝખમોમાંથી ફરી લોહી વહ્યું અને તે મરણ પામ્યો. જ્યારે સુલતાન બહાદુરને આ વાતની ખબર પડી ત્યારે સુલતાને કહ્યું “ અફસોસ ! ચાંપાનેરનો કિલ્લો હવે આપણા હાથમાંથી ગયો ! ” અફઝલખાન વઝીરે કહ્યું “ શું કાંઇ તે વિષે કાંઇ ખબર આવી છે ? ” સુલતાને કહ્યું “ નહિ. પણ રાજા નરસીંગદેવે દેહ છોડયો છે અને આ મુલ્લા એટલે એખત્યારખાનમાં કિલ્લો ટકાવી રાખવા જેટલી હિમત ક્યાં છે ? ”

એમ કહેવાય છે કે પરવરદિગારના પ્રિય સૈયદ જલાલુદ્દીન બુખારી કે જેનો મુન્વર–ઉલ–મુલ્કનો ખિતાબ હતો તેઓ વારંવાર કહેતા કે ચાંપાનેરનો કિલ્લો એવો હતો કે જો તેની ટોચ પરથી એક ઘરડી ડોસી પણ પત્થર ફેંકે તો ( ઘેરો ઘાલનારમાંના ) ઘણાને ધૂળ ચાટતા કરે. હુમાયુન પાદશાહનું નસીબ ઘણું જોરાવર હતું કે જેણે આવો કિલ્લો આટલી સહેલાઇથી જીતી લીધો. ફતેહનું કારણ નીચે પ્રમાણે હતું:—કિલ્લાની અંદરના આદમીઓએ એક રાત્રે ૨૦૦ કોળીઓને નીચે અનાજ લેવા મોકલ્યા, અને હકીકત એ પ્રમાણે હતી કે જો કિલ્લાનો ઘેરો દસ વરસ લગી પણ કાયમ રહે તો પણ લશ્કરને ચાલે એટલું અનાજ હતું.

બેયત. જ્યારે માણસનું નસીબ અવળું થવા બેસે છે ત્યારે જે કામ કરે છે તે પાર ઉતરતું નથી.

ટુંકમાં જ્યારે કોળીઓ કિલ્લા નીચે આવ્યા અને મોરચા આગળ પહોંચ્યા ત્યારે બધા કેદ પકડાયા. જ્યારે તેઓને સુલતાન પાસે લઇ જવામાં આવ્યા ત્યારે તેણે તેમને ઠાર કરવાનો હુકમ આપ્યો. જ્યારે ૭૦ અથવા તો ૮૦ માણુસ ઠાર થયા ત્યારે બાકી રહેલામાંનો એક આદમી બોલી ઉઠયો "જો અમને મારી નહિ નાંખશો તો અમે તમને એવે રસ્તે થઇને કિલ્લા ઉપર લઇ જઇશું કે કિલ્લામાંના કોઇ પણુ માણુસને તે વાતની ખબર પડશે નહિ." આ વાત સુલતાનને કાને નાંખવામાં આવી અને તેણે તેઓને બોલાવ્યા અને તેના મુખ્ય માણુસોને ઉત્તેજન આપ્યું અને તેની સાથે પોતાના કેટલાક બહાદુર માણુસોને મોકલ્યા. તે કોળીઓ રાતોરાત તેઓને એક એવે રસ્તેથી કિલ્લાની ઉપર લઇ ગયા કે જે રસ્તા વિષે હુમાયુન પાદશાહના લશ્કરના આદમીઓ તો શું પણુ કિલ્લાની અંદરના લશ્કરને ખબર નહોતી. જેવા તેઓ પહોંચ્યા કે તરત "અલ્લાહ અલ્લાહ" ની બૂમ મારતાં તેઓએ ઘેરાયલા લશ્કર પર હલ્લો કર્યો. અંદરનું લશ્કર વિસ્મય પામ્યું અને તેઓએ કહ્યું "કદાચ આકાશમાંથી આફત આવી પડી કે શું ?" કેટલાઓએ કિલ્લા પરથી પડતું મેલ્યું, કેટલાક માર્યા ગયા, અને કેટલાક એખત્યારખાન સાથે જઇ અને "મૌલીયા" નામના કોટમાં આશ્રય લીધો. આ કિલ્લાની ફતેહ આ પ્રમાણે થઇ. આ બનાવ હિ. સન ૯૪૨ ( ઇ. સ. ૧૫૩૫ ) ના સફર મહીનાની સાતમી તારીખે બન્યો.

ટુંકમાં પાદશાહનું લશ્કર કિલ્લા પર ચઢી આવ્યું અને આખરે એખત્યારખાન તદન લાચાર થઇ ગયો અને લાચારીથી "સહીસલામતી" માટે માગણી કરી. કિલ્લાના વિજયને બીજે દિવસે તે હુમાયુન પાદશાહની ખીદમતમાં હાજર થયો. મજકુરખાન પોતે વિદ્વાન, સારા મિઝાજનો, ખગોળવેત્તા, અને કવિ હતો તથા દરેક કળા કૌશલ્યમાં પ્રવીણુ હતો. તેથી તેની સોબત હુમાયુન પાદશાહને ઘણી પસંદ પડી અને તેના પર એટલી તો મહેરબાની બતાવી કે તેનું બ્યાન થઇ શકે એમ નથી.

એમ કહેવાય છે કે એક દિવસ શેખ જમાલ કમ્બુ કવિ કે જેને બીજા ખુસરૂની ઉપમા આપવામાં આવી હતી અને જેણે નીચલી બેયત લખી છેઃ—

બેચલ-તારી ગલીની ધૂળનું પહેરણ મેં પહેર્યું છે. તે પણ વળી આંખનાં આંસુથી સો જગ્યાએ ચિરાયું છે, તે પણ આ લડાઇમાં સુલતાન હુમાયુન સાથે હતો. તેણે એખત્યારખાનને કહ્યું "અમે સાંભળ્યું છે કે આપ ઉખાણામાં બહુજ પ્રવીણ છો તો અમારૂં નામ પવિત્ર કુરાનમાંથી શોધી આપો." ખાન તરતજ બોલ્યો "જમામાલન"-તેણે પૈસો ભેગો કર્યો. શેખે કહ્યું "મારૂં નામ જમાલ છે." ખાને તે આયા વાંચી બતાવી અને "અબજદ પદ્ધતિ" પ્રમાણે જે આયા વાંચી બતાવી તેની સંખ્યા જમાલના નામ સાથે બરાબર આવી અને શેખે તેને શાબાશી આપી.

(શેખ જમાલે પોતાનું નામ પવિત્ર કુરાનમાંથી કાઢી બતાવવા એખત્યારખાનને કહ્યું. શેખનું નામ 'જમાલ" હતું. ખાને "જમામાલન" ની આયા વાંચી બતાવી. જમામાલન એટલે તેણે પૈસો ભેગો કર્યો. આ પ્રમાણે ખાને તેના લોભ તથા પ્રશંસાનું ઠાલું માન જે જમાલને પ્રિય હતા તે વિષે ઈસારો કર્યો છે.)

એમ કહેવાય છે કે એક દિવસ હુમાયુન પાદશાહ ઘોડે બેસી બહાર ફરવા નીકળ્યો હતો ત્યારે તેણે એખત્યારખાનને યાદ કર્યો અને પાદશાહને છાજે એવી સભ્યતાથી તેને બોલાવવા માણસ મોકલ્યો. મુઘલ દરબારના રીતરિવાજ પ્રમાણે ખાને તે સભ્યતા સામા જે સભ્યતા બતાવવી જોઇએ તે બતાવી નહિ. જે લોકો હાઝર હતા તેઓએ ખાનને ઠપકો આપવા માંડયો. પાદશાહે તેઓને આંખના અણસારાથી વાર્યા અને કહ્યું "એખત્યારખાન મારા શબ્દથી ખોટું લગાડશો નહિ." ખાને અરજ કરી "આપ જે કહેશો તેને માટે હું આપનો આભારી થઈશ." હુમાયુન પાદશાહે કહ્યું "અમારા કુટુંબના પાદશાહોની એવી રૂઢી છે કે જો કોઇ પાદશાહ કોઇને આ પ્રમાણે બોલાવવાનું માન આપે છે ત્યારે તેણે ઘોડા પરથી ઉતરી છાજતી આદાબ બંદગી કરવી અને પાછું પોતાની જગ્યાએ ચાલ્યા જવું. જો આપના જેવા તરફ આવું માન પાદશાહ તરફથી આપવામાં આવે તો તેણે નરમાસ બતાવી પોતાનું માથું સુલતાનના રેકાબ (પાવડા) સાથે ઘસવું જોઇએ, અને તેટલું બસ છે. પવિત્ર કુરાનની નીચલી આયા

તમને યાદ હશે "જ્યારે સુલતાનો શહેરમાં પ્રવેશ કરે છે ત્યારે તેનું ચકર ફેરવી નાંખે છે" અને બાકી તો તમને ખબર છે." એખત્યારખાન ઘોડા પરથી નીચે આવ્યો, અને તેણે ધુંટણીએ પડી સુલતાનના રેકાબને ચુંબન કર્યું, અને અરજ ગુજારી "આપના દરબારનો આ ગુલામ ગુજરાત પ્રાંતમાં ઉછર્યો છે અને તેણે ત્યાંની રસમો રિવાજ એખત્યાર કરેલી છે, અને તેથી કરી ઇરાની પાદશાહના દરબારની રસમો રિવાજથી માહીતગાર નથી. પાદશાહે તેની માફી આપવી જોઇએ."

એમ કહેવાય છે કે એક દિવસ એક મુલ્લા, એખત્યારખાન સાથે હુમાયુન પાદસાહની મીજલસમાં શાસ્ત્રાર્થના વિવેચન પર ઉતર્યો. કેટલોક વાદ વિવાદ થયા પછી એખત્યારખાનનો મુદ્દો ખરો પડયો. મુલ્લાએ તે સ્વિકાર્યું નહિ. હુમાયુન પાદશાહે કહ્યું "ખાનનો મુદ્દો બરાબર છે અને તેટલા માટે ખોટો વિવાદ નહિ કર." ખાને હુમાયુનના નામ પર એક ઉખાણું સમયસૂચક ઉપજાવી કાઢયું અને પાદશાહે તેને શાબાશી આપી અને મજલીસમાંના હાજર લોકોએ તેની ઘણી પ્રશંસા કરી.

ચાંપાનેર કિલ્લાના વિજય પછી હુમાયુન પાદશાહ ખંભાત તરફ સીધાવ્યો, અને ખંભાત દેશ જોઇ પોતે અમદાવાદ આવ્યો. અમદાવાદ શહેરથી દક્ષિણુ તરફ બે માઇલ દૂર ધ્યાસપુર ગામ છે તે ગામમાં પછી પાદશાહે પોતાની છાવણી નાંખી. ત્યાંથી પોતે હઝરત કુતુબ—ઉલ—એકતાબ સૈયદ બુરહાનુદ્દીન, જે સૈયદ જલાલ બુખારી મખદુમે જહાનીયાનના છોકરા સૈયદ મહમૂદના છોકરા થતા હતા અને જેમનો રોજો અમદાવાદથી બે માઇલ દૂર વટવા ગામે આવેલો છે તેની ઝીયારત કરવા ગયો. ત્યાંનો "લોહ લક્કર" (હજુ પણ એ પત્થર વટવામાં બતાવવામાં આવે છે.) પત્થર જોઇ કહ્યું "આવી જાતની વિચિત્ર વસ્તુ કોઇ પણ દિવસ અમે જોઇ નથી. એ પથ્થર વિષે નીચે પ્રમાણે હકીકત છેઃ—

એક રાતના હઝરત કુતુબ-ઉલ-એકતાબ "તહજ્જૂદ" અથવા મધરાતની નિમાઝના વખત જંગલ (જાજરૂ) જતા હતા. તે અરસામાં રસ્તામાં એકાએક તેમનો મુબારક પગ લાકડા અગર પત્થર સાથે અથડાયો અને

તેમાં દરદ થવા લાગ્યું. પોતે તે ઉપરથી એકદમ બોલી ઉઠયા " શું તે લોઢું યાતો પત્થર યા લાકડું યા કયા હય ? એટલે શું તે લોઢું છે ? યાતો લાકડું યાતો પથ્થર અથવા તો શું છે ?" પરવરદિગારે એક રાતમાં ત્રણે ચીજને એકમાં ભેગી કરી દીધી. સવારમાં તે જોવા આદમીનું એક ટોળું ભેગું થયું. હઝરતે તેને એક ખાડામાં ડાટી દેવાનો હુકમ કર્યો અને તેને ખોદી કાઢવા લોકોને મના કરી અને કહ્યું " જે આને બહાર કાઢશે તેને ઓલાદ થશે નહિ. " આખરે તેમના મરી ગયા પછી કેટલાક વરસ કેડે તેમના શિષ્યોમાંથી એક વેપારીએ તે જગ્યામાંથી તેને બહાર ખોદી કાઢયો અને કહ્યું "હઝરતની કરામત દુનીઆમાં ઝાહેર કરવાને ખાતર હું ઓલાદ વગર રહેવાનું પસંદ કરૂં છું કે જેથી તેમની બીજી કરામતો પણ ઝાહેર થાય." ત્યાર પછી તેને લાકડાના પાટ ઉપર મૂકયો અને નાનાં મોટાં સૌ તેને નિહાળે છે. જ્યારે અકબરશાહ પાદશાહના વાવટાએ અમદાવાદની નજીદીકના મુલકમાં પરતવ નાંખ્યો ત્યારે તે પાદશાહે તેના બે ભાગ કર્યા અને તેમાંનો એક આગ્રા શહેરમાં લઈ ગયા અને બાકીનો ભાગ તેની અસલ જગ્યા પર કાયમ રાખ્યો. એક મુબારક જુની વસ્તુની યાદ તરીકે તેની સંભાળ લેવામાં આવે છે. કેટલાક વિદ્વાન માણસો તથા કવિઓએ આ બીના કવિતામાં લખી છે:—

એક રાત્રીએ તેમનો મુબારક પગ એક લાકડાના ટુકડા પર પડયો કે જે પત્થર કરતાં સો ગણો મજબુત હતો.

જે ઝબાનથી પરવરદિગારના નામ સિવાય બીજા શબ્દો ભાગ્યેજ ઉચ્ચારાતા તેણે પોકાર કર્યો કે શું તુ પત્થર, યાતો લોઢું અથવા તો લાકડું યાતો ત્રણમાંથી શું છે ? હઝરતના હુકમથી તે પત્થર લાકડું તથા લોઢું એક ચીજમાં સમાઇ ગયાં.

ટુંકામાં જ્યારે પાદશાહે શેરખાન અફઘાન કે જે પાછળથી એક મોટો પાદશાહ થયો અને શેરશાહ કહેવાયો તેના બંડ ઉઠાવ્યાની અને બહાર તથા જોનપુર પર હુમલો કર્યાની હકીકત સાંભળી ત્યારે પોતાના સાવકા ભાઇ મીરઝા હીંદાલને અમદાવાદ, કાસમબેગને ભરૂચ, યાદગાર નાસીર મીરઝાંને પાટણ અને શાહમખાન જલાઇરના બાપ બાબાબેગ જલાઇરને ચાંપાનેરના

કિલ્લામાં મૂકી પોતે આસીર તથા બુરહાનપુરને રસ્તે થઇ પોતાના પાયતખ્ત આગ્રા ગયો. તે અરસામાં સુલતાન બહાદુરના ઉમરાવો મલિક અમીનનસ જે રણથંભોરના કિલ્લાનો હાકેમ હતો તે, મલિક બુરહાન–ઉલ મુલ્ક બુનયાની જે અજમેરનો હાકેમ હતો તે અને મલિક શમશિર–ઉલ–મુલ્ક જે ચિતોડના કિલ્લાનો હાકેમ થતો હતો તે બધા ભેગા થઇ ગયા અને સાથે ૨૦,૦૦૦ સવાર લઇ પાટણ શહેર નજીક આવ્યા અને સુલતાન બહાદુરને કહેવડાવ્યું "જો આપ હુકમ આપશો તો યાદગાર નાસીર મીરઝા સાથે અમે લડાઇમાં ઉતરીશું." સુલતાને પોતે તેમને મળે ત્યાં લગી થોભવાનું તેમને કહેવડાવ્યું. જ્યારે સુલતાન પોતે તે હદમાં ગયો ત્યારે યાદગાર મીરઝા તેની સામે થયો નહિ અને પોતે અમદાવાદ સીધાવ્યો. સુલતાન પોતે પાટણ આવ્યો અને ત્યાંથી અમદાવાદ ગયો. દુશ્મનોએ ત્યાંથી નીકળી ધ્યાસપુર કે જેનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે, ત્યાં છાવણી નાંખી. સુલતાને પણ નદીના કિનારાની સામી તરફ ધ્યાસપુર ગામની સામા પોતાની છાવણી નાંખી. આખી રાત તેઓ લડાઇની તૈયારીમાં રહ્યા કારણ કે તેઓને ખાત્રી હતી કે સવારમાં લડાઇ થશે. દુશ્મનના લશ્કરે આખી રાત પોતાની છાવણીમાં મોટા તાપણાં સળગાવ્યાં અને તેને તેમ રહેવા દઇ રાતો રાત મહેમૂદાબાદ તરફ કૂચ કરી ગયા. મળસકામાં સુલતાનને આ વાતની ખબર પડી, અને તેઓની પુંઠે પડી તેજ દિવસે કનીજ ગામ જે મહેમૂદાવાદથી ત્રણ કોસ દૂર છે ત્યાં મૂકામ કર્યો. આ મૂકામ પર એવી ખબર મળી કે દુશ્મનનું જે લશ્કર ભરૂચમાં હતું તે આવી મહેમુદાબાદના લશ્કર સાથે જોડાઇ ગયું છે અને સવારમાં તેઓએ રણસંગ્રામમાં ઉતરવાનો નિશ્ચય કર્યો છે. બીજે દિવસે પહો ફાટતાં બંને લશ્કરો હારબંધ ગોઠવાઇ ગયા અને બહાદુર લડવૈયાઓએ આગળ આવી લડાઇ શરૂ કરી. શરૂઆતમાં મુઘલ લશ્કરે તોફાની પવનની માફક સુલતાનના લશ્કરને પાછું હઠાવ્યું. પણ સુલતાનના કેટલા બહાદુર યોદ્ધાઓ જેવા કે, મીરાન સૈયદ મુબારક બુખારી, ઇમાદ–ઉલ–મુલ્ક અને મલિકજી પહાડની માફક મેદાનમાં ટકી રહ્યા અને જો કે તીરનો વરસાદ તથા તલવારની વિજળી તેમના માથા પર વરસ્યા તો પણ જરા પણ

તેઓ ડગ્યા નહિ. આખરે મુઘલ લશ્કરે લુંટ શરૂ કરી કે તરતજ સુલતાનનું વિખરાયલું લશ્કર પાછું ભેગું થઇ ગયું અને તેઓએ તેમના પર બહાદુરીથી હુમલો કર્યો, અને એકાએક સુલતાનના વાવટા પર પરવરદિગારના હુકમથી વિજયની મીઠી લહેર ઉડવા લાગી. એમ કહેવાય છે કે તે વખતે મહી નદીમાં પૂર હતું અને દુશ્મનના લશ્કરના ઘણા માણસો ડુબી ગયા. સુલતાને તેમની પાછળ પડી તેમને ગુજરાતની સરહદમાંથી હાંકી કાઢ્યા, અને પોતે ત્યાંથી ચાંપાનેર ગયો અને ત્યાં મૂકામ રાખ્યો. પછી સુલતાને મહમદશાહ અસીરી જે તેની (સુલતાનની) બહેનનો છોકરો થતો હતો તેને મોટું લશ્કર આપી નાસતા દુશ્મનની પાછળ મોકલ્યો. દુશ્મનો માળવામાં પણ ટકી શકવા હિમત કરી શકયા નહિ.

મહમદશાહ માન્ડૂમાંથી પસાર થઈ ઉજ્જન ગયો અને કાલીયાવાન નદીના કિનારા પર માન્ડૂના સુલતાન નાસીર-ઉદ્દીનના બંધાવેલા મહેલમાં મૂકામ કર્યો. સુલતાન બહાદૂર આ પ્રમાણે ફતેહ તથા વીજયનો ડંકો વગાડતો અમદાવાદ તરફ પાછો ફર્યો.

મીરઝા અસકરી તથા ઉપર વર્ણવેલા બીજા મુઘલ ઉમરાવોનો વાસ ગુજરાતના મુલકમાં નવ મહીના અને થોડા દિવસ રહ્યો.

ફીરંગી લોકોએ દીવના બંદરમાં પગ પેસારો કર્યો હતો અને પોતાને માટે ત્યાં કિલ્લો બાંધ્યો હતો તેટલોજ કાંટો સુલતાન બહાદુરને હવે સાલતો હતો. તેઓને ત્યાંથી કેવી રીતે હાંકી કાઢવા તે પ્રયત્નમાં રાત દિવસ સુલતાન કાઢવા લાગ્યો (એટલે તેના વિચારમાં).

**દગા ફટકાથી ફીરંગી લોકોનું દીવ બંદરમાં દાખલ થવું અને ફીરંગી સરદારની દગાબાજ મજલીસમાં સુલતાન બહાદુરનું માર્યા જવું તે વિષેની હકીકત:—**

એમ લખવામાં આવે છે કે જ્યારે નસીબના પૈડાના ચક્રથી બહાદુરશાહ હારી ગયો કે જેનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે ત્યારે તે દીવ બંદરમાં આવ્યો. ફીરંગીઓએ તેની તહેનાત દેખીતી રીતે ઉઠાવી અને તેના તરફ દીલદારીની લાગણી બતાવી અને કહ્યું " અમારા હાથમાં બંદરો છે અને

સુલતાન આપ જે બંદર જવા માગતો હોય ત્યાં અમો તમારી તાબેદારી ઉઠાવવા તૈયાર છઇએ." સુલતાને પણ વખતને અનુસરી તેઓ સાથે નરમાસથી કામ લીધું. એક દિવસે ફીરંગીઓએ સુલતાનને જાહેર કર્યું "અમારી જાતના વેપારી કે જેઓ દીવમાં આવતા હતા તેમનો માલ છુટો છવાયો પડી રહે છે. જો સુલતાન એક ગાયના ચામડા જેટલી જમીન આ ટાપુમાં અમને આપશે તો તેની આસપાસ અમે ચાર દિવાલ બાંધીશું કે જેથી અમારો માલ ત્યાં પડી રહેશે અને અમારા દીલને કરાર મળશે." સુલતાને તેઓની અરજ સ્વીકારી. ત્યારપછી જ્યારે સુલતાન દીવથી દુશ્મનોની સામે ગયો ત્યારે તે અરસામાં ફીરંગીઓએ ગાયના ચામડાની ચીપીઓ બનાવી અને તે ચીપીના માપ જેટલી જમીન બંધ કરી તે પર મજબુત કિલ્લો બાંધ્યો અને તેના ઉપર તોપો ગોઠવી દાધી અને કિલ્લામાં મૂકામ કર્યો. જ્યારે સુલતાનને આ વાતની ખબર પડી ત્યારે તે ઘણોજ ચિંતાતુર થયો અને કાફર ફીરંગીઓને ત્યાંથી કાઢી મુકવાના વિચારમાં રોકાયો. પણ પોતાની મતલબ કાંઇ તદબીર તથા દાવ પેચથી હાંસલ કરવા તેનો ઇરાદો હતો, કે જેથી કામ સહેલાઇથી પાર ઉતરે. પોતે અમદાવાદથી ખંભાત સીધાવ્યો અને ત્યાંથી દીવનો રસ્તો લીધો. ફીરંગીઓ પામી ગયા કે સુલતાનનો ઇરાદો કાંઇ દાવપેચમાંજ છે અને જો કે સુલતાને ઘણીજ નરમાસથી તેમની સાથે કામ લીધું હતું તોપણ ફીરંગીઓએ તેનો ઉંધોજ અર્થ કર્યો હતો. જ્યારે દીવના કિનારાપર ઘોઘા નજીક સુલતાને મૂકામ કર્યો ત્યારે નૂરમહમદ ખલીલ કે જે સુલતાનનો દરબારી હતો તેને ફીરંગીના કપતાન પાસે મોકલ્યો અને કહ્યું "ગમે તે કપટ કળા કરી કપતાનને મારી પાસે લાવ." કેટલાક એમ કહે છે કે જ્યારે તે મૂર્ખ નૂરમહમદ ખલીલે કપતાનની મુલાકાત લીધી ત્યારે તે તેની ઘણીજ સભ્યતા તથા બીજી મહેરબાનીઓથી એવો તો અંજાઇ ગયો કે દારૂના નિશામાં કપતાન તેની પાસેથી સુલતાનના છુપા વિચાર શું હતા તે પામી ગયો, અને જે ન કહેવું જોઇએ તે બધું તે ઉમરાવે ભસી માર્યું. ટુંકમાં આખી રાત આ પ્રમાણે પસાર થઇ. સવારમાં કપતાને કહ્યું "હું સુલતાનનો તાબેદાર સેવક છું. પણ બીમારીને લીધે તેમની ખીદમતમાં હું

હાજર થઇ શકતો નથી." નૂરમહમદે આવી આ હકીકત સુલતાનને કહી. સુલતાને કહ્યું "કદાચ તેના મનમાં ભય પેઠો હશે. હું જાતે તેની તબીએતની ખબર લેવા જઇશ અને તેનો વહેમ કાઢી નાંખી તેને અત્રે લાવીશ." સુલતાને પોતાના દરબારના પાંચ છ ઉમરાવોને પોતાની સાથે લીધા. તેમનાં નામ (૧) મલિક અમીન નસફારૂકી, (૨) શુજાઅતખાન, (૩) લંગરખાન જે માન્દૂના કાદીરશાહનો છોકરો થતો હતો (૪) શેખ ખત્રીનો છોકરો અલફખાન, (૫) સનવાસનો હાકેમ સિકંદરખાન (૬) અને મેદનીરાયનો ભાઇ ગણેશરાવ. સુલતાને તેઓને પોતાની સાથે હથિઆર ન લેવા એવો હુકમ ફરમાવ્યો. વઝીરોએ અરજ કરી કે સુલતાને પોતે ત્યાં જવું તે તેની પદવીને છાજતું નથી તોપણ તેની તેના પર કાંઈ અસર થઇ નહિ, અને પોતે કુરાનમાંની આયા "જ્યારે તેઓનો વખત નજીક આવે છે ત્યારે તેઓ કલાક પણ થોભતા નથી અથવા તો તેઓ ઉતાવળ કરતા નથી" અનુસાર પોતાના મોત તરફ સીધાવ્યો. સુલતાને કદમ વહાણ પર મૂકયા અને ત્યાંથી આગળ વધ્યો. કપતાન કિનારા લગી સુલતાનને લેવા આવ્યો, અને પોતાના મુકામ પર તેને તેડી ગયો, અને દગાથી સુલતાન તરફ ઘણીજ સભ્યતા બતાવવા લાગ્યો. સુલતાને પણ તેજ પ્રમાણે કપતાન સાથે કામ લીધું. પણ તકદીરે તેને મદદ આપી નહિ તેથી તેનું કાંઇ વળ્યું નહિ. જ્યારે વાતચીતથી ફારેક થયા ત્યારે ફીરંગીઓએ જે ઇશારતો આગમચથી નક્કી કરી રાખી હતી તે એક બીજા તરફ કરવા માંડી. સુલતાનને માલમ પડયું કે બાજી હાથમાંથી ગઇ છે અને નસીબે પલટો માર્યો છે. અમીરોએ કહ્યું. "અમે કહ્યું હતું કે આપ અમારા ખાના ખરાબ કરશો (અમારૂં સત્યાનાશ વાળશો.)" સુલતાને કહ્યું "તકદીરમાં એવું લખાયું હતું." સુલતાન ઉઠયો. ફીરંગીઓ ચારે તરફથી તુટી પડયા. એમ કહેવાય છે કે સુલતાન બહાદુર એક વહાણ નજીક પહોંચી ચૂકયો હતો પણ એટલામાં એક ફીરંગી આવી પહોંચ્યો અને તેણે સુલતાનને પોતાની તલવારના ફટકાથી ઠાર કરી દરીઆમાં ફેંકી દીધો. તેની સાથે તેના (સુલતાનના) સાથીઓ પણ માર્યા ગયા.

મૂર્ખોને મહેરબાની બતાવનાર દગલબાજ નસીબ તરફ ધિક્કાર છે! કે જે સિંહોને કુતરાના ખોરાક બનાવે છે.

હિ. સન ૯૪૩ (ઇ. સ. ૧૫૩૬) ના મુબારક રમઝાન મહીનાની ૩ જી (ત્રીજી) તારીખે આ હકીકત બની. વળી આ વરસ વઝીર એખત્યાર ખાનના બનાવેલા અલફાઝ સુલતાન ઉલબરવ શહીદ ઉલબહર ઉપરથી પણ નીકળી આવે છે; "જમીનનો સુલતાન તથા દરીઆમાં ધર્મને માટે પ્રાણ સમર્પણ કરનાર." વળી "કતલે સુલતાન બહાદુર" શબ્દ પરથી પણ વરસ નીપજાવી શકાય છે. જ્યારે સુલતાન તખ્તનશીન થયો ત્યારે તેની ઉમ્મર વીસ (૨૦) વરસની હતી અને તેણે અગિઆર વરસ રાજ્ય કર્યું અને જ્યારે એ માર્યો ગયો ત્યારે તેની ઉમ્મર એકત્રીસ (૩૧) વરસની હતી.

ટુંકમાં ગુજરાતના ઘણા લોકો એમ કહે છે કે ફીરંગી સરદાર એટલે તેઓના બંદરોના હાકેમે ૧૫૦ વહાણ સાથ તરક બંદર કે જે સાંકલકોટ નજીક છે ત્યાં આવી વહાણ લંગાર્યા હતા. સુલતાન પોતાની ખાસ લાગણી બતાવવા તેઓના જહાઝો જોવા ગયો. જ્યારે સુલતાનનું જહાઝ ફીરંગી લોકોના જહાઝ નજીક આવ્યું ત્યારે તેઓ તેની આસપાસ વીંટળાઇ વળ્યા અને ભાલાથી સુલતાનને તથા તેની સાથના દરબારીઓને મારી નાંખી તેઓને દરીઆમાં ફેંકી દીધા. ગુજરાતના લોકોના કહેવા પ્રમાણેની હકીકત આ છે. એમ કહેવાય છે કે ફીરંગી તથા સુલતાન વચ્ચે દુશ્મનાઇનું કારણ એ હતું કે સુલતાને દખણના સુલતાનોને લખ્યું હતું કે તમે તે તરફથી મદદ કરો અને આ તરફથી હું આવીશ કે જેથી કરી ગુજરાતના જે જે બંદરો ફીરંગીઓના હાથમાં છે તે બધા પડાવી લઇએ. આ કાગળ ફીરંગીઓના હાથમાં આવ્યો અને આ બનાવને લીધે તેઓએ આ કૃત્ય કર્યું. પરવરદિગાર ખરી હકીકત જાણે છે.

એમ કહે છે કે જ્યારે સુલતાન દીવ ગયો અને માંગરોલ કે જે દીવથી ૬૦ માઇલ દૂર છે ત્યાં પહોંચ્યો ત્યારે કાઝી મહમુદ કે જે તે શહેરનો ધર્મના કાનુન બાબતનો હાકેમ હતો તેણે સુલતાનને કહ્યુ "આ માંગરોલ કસબામાં એક મુબતદેઅ આદમી છે અને તેનું નામ 'શેખ યસીનસુરી' છે. જ્યારે તેને કોઇ કલમા પઢવાનું કહે છે ત્યારે તે ના કહે છે." સુલતાને કહ્યું "તેને બોલાવો." તેને બોલાવી સુલતાન આગળ હાજર કર્યો. જ્યારે તે

દરબારમાં આવ્યો ત્યારે સુલતાને તેને કલમા પઢવા કહેવડાવ્યું. તેણે કહ્યું કે તે કલમા પઢશે નહિ. સુલતાને કહ્યું "તેનું શું કારણ." તેણે કહ્યું "હું જાણું છું અને મારો પરવરદિગાર. કલમા પડવાનું કહેનાર તમે કોણ? અને મારે શું કામ તેનો ઉચ્ચાર કરવો જોઇએ." સુલતાને કહ્યું "એને બહાર લઇ જાઓ. જો તે કલમાનો ઉચ્ચાર કરે તો એને જવા દેજો નહિ-તર એને ઠાર કરજો." લોકોએ તેને કલમાનો ઉચ્ચાર કરવાનું કહ્યું તો પણ તેણે તે માન્યું નહિ. તેઓએ સુલતાનને અરજ કરી કે અમે ગમે તેટલું તેને કલમાનો ઉચ્ચાર કરવાનું કહ્યું તો પણ તે માનતો નથી. સુલ-તાને તેને મારી નાંખવાનો હુકમ આપ્યો. જલાદે (મારાએ) તલવાર ખેંચી ત્યારે શેખે કહ્યું "તારા સુલતાનને કહેજે કે મારા મોત ને તારા મોત વચ્ચે એક અઠવાડીઆ કરતાં વધારે વખત પસાર થશે નહિ." અને પરવરદિગા-રના હુકમથી શેખે કહ્યું હતું તે પ્રમાણે બન્યું.

બેત—આ ઉંડા દરીઆમાં પત્થર યાતો અકીક એ બેમાંથી વધારે કિંમતી શું છે તેની કોને ખબર છે.



# प्रकरण १२ मुं.



## મહમદ ત્રીજો.

ઇ. સ. ૧૫૩૬.

ટુંકમાં આ બનાવ પછી મોટા મરતબાવાળા વઝીરો, તથા પ્રખ્યાત ઉમરાવો જેવા કે ઇમાદ-ઉલ-મુલ્ક, મલિકજી, દરીઆખાન, એખત્યારખાન, અને બીજાઓએ સુલતાનના માર્યા ગયાની ખબર મહમદશાહ ફારૂખીને મોકલી. મહમદશાહ ફારૂખી સુલતાન બહાદુરની બેનનો છોકરો થતો હતો અને આસીર તથા બુરહાનપુરનો હાકેમ હતો અને આ વખતે ૬૦ અથવા ૭૦ હજાર સવાર લઇ માળવાની હકુમત નીચેના ઉજ્જન શહેર આગળ છાવણી નાંખી પડયો હતો. મજકુર ઉમરાવોએ તેને ગુજરાત આવવાનું આમંત્રણ મોકલ્યું. સુલતાને પોતાની હયાતીમાં પાટવી તરીકે તેને કહ્યો હતો અને એક દિવસ તેને પોતાના તખ્ત પર બેસાડયો હતો અને તમામ અમીર ઉમરાવોને તેને સલામ ભરવાનું ફરમાવ્યું હતું અને દરેકે તે હુકમને માન આપ્યું હતું. આ પ્રમાણે કરવામાં સુલતાનની મતલબ એ હતી કે બધા અમીર ઉમરાવ તથા લશ્કરને ખબર પડે કે તેના મોત પછી તે શાહઝાદો ગાદી પર બેસે. વળી મહમદશાહને ગાદી પર બેસાડવાનું કારણ એ હતું કે સુલતાને તેને દખણના લશ્કરની સુબેદારી આપી હતી અને ઘણા પ્રખ્યાત ઉમરાવોને તેના હાથ નીચે મૂકયા હતા. તેમાંના કેટલાક તેના બરાબરીઆ હતા અને કેટલાક પોતાને શાહઝાદા કરતાં ઉચ્ચા દરજ્જાના ગણતા હતા જેવા કે માળવાનો હાકેમ મલ્લુખાન, સનવાસનો હાકેમ સિકંદરખાન, અને રાયસીનનો રજપુત હાકેમ સીલહદી. આ લોકો મહમદશાહના હાથ નીચે રહેવા રાજી નહોતા. સુલતાનને આ વાતની ખબર પડી અને તેથી તેણે મહમદશાહને ગાદી પર બેસાડયો હતો અને પોતે તેને સલામ કરી હતી કે જેથી કોઇપણ તેને સલામ ભરવા વાંધો લે નહિ.

ટુંકમાં જ્યારે સુલતાન બહાદુર શહીદ થયો ત્યારે એખત્યારખાન અને અફઝલખાન વઝીર અમદાવાદમાં હતા. ઇમાદ-ઉલ-મુલ્ક અને મલિકજી કે જે પાદશાહી ગુલામ ઉમરાવોનો સરદાર હતો અને બહાદુરી તથા હિંમતમાં એકકો હતો તે વડોદરા શહેરમાં હતા. આ હકીકત સાંભળી તે લોકો પણ અમદાવાદ આવ્યા. એ અરસામાં એવી ખબર મળી કે ખુરાસાનના પાદશાહ સુલતાન હુસેન બાયકરાના છોકરા બદીઉઝમાનનો છોકરો મીરઝામહમદ ઝમાન કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે તે દીવ બંદરેથી બાર માઇલ દૂર ઉના ગામ આગળ સુલતાનના માર્યા ગયા પછી મુકામ નાંખી પડ્યો છે અને ગાદી પર દાવો કરવાનો વિચાર રાખે છે. તે સુલતાનની મુખ્ય પટરાણી પાસ ગયો હતો અને તેણે ઘણીજ નરમાસ તથા આજીજીથી અરજ કરી હતી કે "મરહુમ સુલતાનને (પરવરદિગાર તેને માફ કરો) છોકરો નથી અને મને ભાઇ કહીને તેણે બોલાવ્યો છે. જો મને આપ છોકરા તરીકે કબુલ રાખશો અને મદદ કરશો તો ગુજરાતના રાજ્યની હકુમત જેવી ચલાવવી જોઇએ તે પ્રમાણે ચલાવીશ અને મારા ખાનદાન પ્રમાણે તો હું આને માટે ઘણોજ લાયક છું." તેની મતલબ એ હતી કે જો તે આ પ્રમાણે કબુલ રાખે તો તેઓનાં ઘરેણાંગાંઠા પોતાના હાથમાં લઇ તે લશ્કર ઉભું કરવામાં વાપરે. સુલતાનના "જનાનખાનાની" ઓરતોએ જવાબ આપ્યો "ઇરાન દરબારની રાણીઓને રાજ્યકારભારમાં હાથ ઘાલવાની સત્તા છે તેટલી સત્તા અમને નથી એ તમારે જાણવું જોઇએ. અમારા ખોરાક પોશાકને માટે અમુક રકમ બંધાયલી છે અને અમારે રાજ્યની બીજી બાબતો સાથે કાંઇ પણ નીસબત નથી. આ વાત તમે વઝીરોને ઝાહેર કરો, અને તે લોકોની સલાહ લો."

ટુંકમાં જ્યારે મહમદ ઝમાન મીરઝાના દાવાની વાત ખબર પડી ત્યારે જે વઝીરો તથા ઉમરાવો અમદાવાદમાં હતા તેઓએ મહમદ ઝમાન મીરઝાની બદી દુર કરવાનું બીજી બધી બાબતો કરતાં વધારે અગત્યનું ધાર્યું અને આ કામ ઇમાદ-ઉલ-મુલ્કથી થઇ શકશે એમ ધારી તેઓએ મલિકને જાતે જવાનું કહ્યું. ખાસ કરી આ બાબતમાં વઝીર એખત્યારખાન ઘણુંજ મીઠું

લાગે એવું બોલ્યો અને મલિકને એટલે લગી કહ્યું કે “અમે કલમના માણસો છઇએ (લખી શકીએ, કલમ ચલાવી શકીએ) અને મલિક ઇમાદ-ઉલ-મુલ્ક તલવારનો માણસ છે (વાપરી શકે એવો), અને અત્યારે ગુજરાતમાં ઇમાદ-ઉલ-મુલ્ક જેવો બીજો કોઇ આદમી નથી.” આ શબ્દો વઝીર અફ્ઝલખાનને પસંદ પડયા નહિ અને તેણે કહ્યું “હા, ખાન બરાબર કહે છે. સુલતાનના દરબારીઓમાં ઇમાદ-ઉલ-મુલ્ક જેવો બીજો કોઈ ઉમરાવ નથી. પણ તે કોઇ દિવસ લડાઇ લડયો નથી અને તેણે દુશ્મનોની હાર તોડી નથી.” ઇમાદ-ઉલ-મુલ્કને આથી ખોટું લાગ્યું અને મીરઝા મહમદ ઝમાનને હાંકી કાઢવા જોરાવર લશ્કર લઇ સોરઠ તરફ સીધાવ્યો અને ઉતાવળી કૂચ કરી ઉન કસબાની નજીક આવી પહોંચ્યો. મહમદ ઝમાન મીરઝા બહાર આવ્યો અને તે ખાન સાથે લડાઇમાં ઉતર્યો પણ પરાજય પામ્યો અને રખડતો આગળ નીકળી ગયો.

એમ કહેવાય છે કે જ્યારે હુમાયુન પાદશાહને સુલતાન બહાદુરના માર્યા ગયા વિષે તથા મહમદઝમાન મીરઝાના ગાદી પર દાવો કર્યા વિષેની ખબર પડી ત્યારે તેણે કહ્યું “આ કાળો ગુલામ એટલે ઇમાદ-ઉલ-મુલ્ક જીવતો રહેશે ત્યાં લગી મીરઝા મહમદ ઝમાનનો પ્રયાસ ફતેહમંદ નીવડશે નહિ.”

ટુંકમાં ઇમાદ-ઉલ-મુલ્ક વિજયવંત થઇ અમદાવાદ તરફ પુર ભભકા તથા ઠાઠમાઠથી આવ્યો. અફ્ઝલખાન અને એખત્યારખાન કે જે બંને ડાહ્યા, હોશિઆર, પ્રવીણ તથા કુશળ હતા તેઓએ એક બીજાને કહ્યું “આ ફત્તેહ મેળવી તે આગમચ આ ગુલામનું માથું ફરી ગયું હતું, અને હવે આપણી સલાહ તથા મશવરત તેને કેમ પસંદ પડશે એટલે આપણને જે સલાહ ભરેલું માલમ પડશે તે કેમ કરશે? સૌથી સરસ રસ્તો એજ છે કે આપણે વઝીરની મનસબ છોડી દેવી જોઇએ, રાજ્ય કારોબારમાં માથું મારવું નહિ (એક શબ્દ પણ બોલવો જોઇએ નહિ) અને ઉચા બેસી જવું જોઇએ, કારણ કે રાજ્ય કારભારમાં એક દિવસ એમ બને કે અમારે અથવા તમારે સલાહ આપવી પડે અને તે પોતે માન્ય રાખે નહિ. તેટલા માટે વધારે સારૂં એ છે કે આપણી વચ્ચે તકરાર ઉઠે યા તો એક બીજાને માટે

ખરાબ લાગણી પેદા થાય તે આગમચ તેનો બંદોબસ્ત અને વિચાર કરવો જોઇએ.

બેયત—જે પતંગીઉં દીવા તરફ જાય છે તે બળી ભસ્મ થાય છે.

જો કે તે પોતાની પ્રિયાને (દીવાને) ચુંબન કરવા ભાગ્યશાળી થાય તોપણ ભસ્મ થાય છે."

એખત્યારખાને કહ્યું "અત્યાર લગી મારી અને એની વચ્ચે કાંઇ પણ મતભેદ પડયો નથી અને એ મારા મતની સામા થશે નહિ." અફ્ઝલખાને કહ્યુ " આપણે તેને ખૂશ રાખવાનું કરીશું તો પણ આપણી હાજરીજ તેને દીલગીરીનું કારણ થઇ પડશે." અફ્ઝલખાનના બોલે એખત્યારખાનના પર કાંઇ પણ અસર કરી નહિ. અફ્ઝલખાને કહ્યું " ખાન વૃદ્ધ થયો છે, અને વૃદ્ધાવસ્થાની નબળાઇએ તેના મગજ પર અસર કરી છે. એ પોતાની વાત પોતે જાણે, અને મારે મારા કામ પર ધ્યાન આપવું જોઇએ." તે પોતાને ઘેર ગયો અને દુનીઆદારીનો બધો સામાન દૂર કર્યો અને ઘરમાં આવી પોતાના બારણાને તાળું વાસી પોતાના પાયજામાના નાડા સાથે કુંચી બાંધી અને પોતે પોતાના કામ પર નજર રાખી. તેણે એક આદમી (નોકર) સિવાય બીજા કોઇને પોતાની પાસે રાખ્યો નહિ. તે માણસ વખતસર તેને ખોરાક રાંધી આપતો. એમ કહેવાય છે કે જે દિવસે સુલતાન મહમુદે આલમખાનનું ઘર લૂંટી લેવાનો હુકમ કાઢયો અને પોતે અશ્વઆરૂઢ થઇ આલમખાનના મકાન તરફ જતો હતો ત્યારે અફ્ઝલખાનનું ઘર રસ્તામાં હતું. જ્યારે સુલતાન ત્યાં આવ્યો ત્યારેજ ફક્ત અફ્ઝલખાન પોતાના ઘરમાંથી બહાર આવ્યો અને સુલતાનને સલામ કરી. ત્યાં લગી તેણે કોઇપણ માણસની મુલાકાત લીધી નહોતી, અને પોતાના ઘર બહાર પગ પણ મૂકયો નહોતો. ફક્ત એક દરવીશ કે જેનામાં તેને ભરોસો હતો તે કોઇ કોઇવાર ખાનની મુલાકાતે આવતો અને પોતે તાળું ઉઘાડી તેમને અંદર બોલાવતો અને તેની સાથે થોડો વખત પસાર કરતો. ત્યારપછી તેને વિદાય કરી પાછો પેહેલાની માફક એકાંતમાં બેસતો.

એખત્યારખાન ( તેના માથા પર શું શું પસાર થઇ ગયું ) પર શું શું

જીત્યું તેની તથા આલમખાનના ઘરની લૂંટની હકીકત પરવરદિગાર કરશે તો આગળ વર્ણવામાં આવશે.

આપણે જે બાબતનું બ્યાન કરતા હતા તેની સાંકળી બીજી તરફ ઉતરી ગઇ હતી તેથી પાછલી બાબત ફરી હાથમાં લઇ શરૂ કરીએ છીએ.

જ્યારે વઝીરો તથા અમીરોનો કાગળ કે જેની અંદર સુલતાન બહાદુરના માર્યા ગયાની વાત લખી હતી અને મહમદશાહને અમદાવાદ આવવા આમંત્રણ કર્યું હતું તે કાગળ મહમદશાહને મલ્યો ત્યારે તે બાબત તેણે પોતાના લશ્કરના કોઇપણ માણસને જણાવી નહિ અને બહાદુરશાહ તરફ પોતે જે અતિશય પ્રેમ રાખતો હતો તેને લીધે કરી આ વિશાળ દુનીઆ તેને નાની લાગવા માંડી. તે દિવસથી દુનીઆની મોજશોખ તથા ભપકો તેને ખોટા ભાસ્યા.

આખો દિવસ તેણે રોજો રાખવા માંડયો અને સાંજના થોડી છાસવતી પોતાનો રોજો ખોલતો. વળી આખી રાત તે પ્રાર્થનામાં ગુજારતો અને કોઇની સાથે વાત પણ કરતો નહિ. જ્યારે બોલતો ત્યારે કહેતો “ હું બળ્યો છું—બળ્યો છું.” એમ કહેવાય છે કે આ વખતે મહમદશાહ પાસે ૬૦ થી ૭૦ હજાર સવાર હતા. કેટલાક ઉમરાવોએ તેને ગુજરાતની સલ્તનત મળી તે માટે મુબારકબાદી આપી, ત્યારે તેણે કહ્યું “ જો દુનીઆના ચોથા ભાગની હકુમત મને આપવામાં આવે તો પણ મારા કાકા એટલે બહાદુરશાહ સુલતાન વગર મને તે નકામી છે.” સુલતાન બહાદુરના મરણ પછી સીતેરમે (૭૦) દિવસે તેણે દેહ છોડી અને જીંદગીનો સામન ફનાની પેટીમાં મૂકયો ( એટલે આ ફાની દુનીઆ છોડી અનંત ધામમાં સીધાવ્યો).

જ્યારે મહમદશાહના મરણની ખબર ગુજરાતના વઝીર તથા ઉમરાવોને પહોંચી ત્યારે તેઓએ કહ્યું, “ હવે રાજ્યનો માલીક (વારસ) લતીફખાનના છોકરા મહમૂદખાન સિવાય બીજો કોઇ નથી, કારણ કે તે સુલતાન બહાદુરનો ભત્રીજો છે. ” આ વખતે મજકુર મહમૂદખાન અને મહમદશાહનો ભાઇ મુબારકશાહ બંને ખાનદેશ પ્રાંત (વિલાયત)ની હકુમત નીચેના બીઆવલ ગામમાં કેદમાં હતા.

એમ કહેવાય છે કે જ્યારે સુલતાન બહાદુરે પાદશાહી અદેખાઇને લીધે પોતાના બધા ભાઇઓ તથા સગાં વહાલાંને અનંત ધામમાં મોકલી દીધા ત્યારે ફક્ત મહમૂદખાન બાકી રહ્યો હતો કે જે તે વખતે ધાવતો બાળક હતો (ઘણીજ નાની ઉમ્મરનો હતો). એક દિવસે તેણે તે શાહઝાદાને પણ મારી નાંખવા માટે પોતાની પાસે મંગાવ્યો.

જ્યારે સુલતાનની નઝર ખાન ઉપર પડી ત્યારે તેની દયાનું ઝાડ હાલવા લાગ્યું (તેને દયા આવી), અને ખાનને પોતાના હાથમાં લીધો. નાનાં બચ્ચાંઓની આદત પ્રમાણે ખાન પોતાના હાથ પગ ઉંચા નીચા કરતો અને પાછા સમેટતો. અચાનક ખાનનો હાથ સુલતાનની દાઢી ઉપર પહોંચ્યો. સુલતાને કહ્યું "તું અમારી દાઢીનો આશ્રય માંગે છે. અમે તને મારી નાંખવાનો વિચાર માંડી વાલીએ છીએ." તેણે ખાનને તેના પાસબાનોને પાછો સોંપ્યો, અને તેને કેદમાં પુરવાનો તથા ત્યાં તેની સંભાળ લેવાનો હુકમ આપ્યો. થોડા દિવસ પછી પાછો સુલતાને મહમૂદખાનને પોતાની પાસે મંગાવ્યો. તેના પાસબાનો તેને નિશાળમાંથી જે કપડાં પહેરેલાં હતાં તે કપડાં સાથે સુલતાન પાસે લાવ્યા. જ્યારે સુલતાને તે શાહજાદાનાં કપડાં ગંદાં જોયાં ત્યારે તેણે પાસબાનોને કહ્યું "આવી રીતે તમે શાહજાદાની સંભાળ લો છો? હમણા તમારી તરફથી આવે છે તેવાં કપડાંમાં બહાર લઇ જાઓ છો? કાલે એ પાદશાહ થશે અને તમારા પર પોતાનું વેર લેશે." મહમદશાહ પણ તે સભામાં હાજર હતો. આ બનાવ અગાઉ સુલતાને મહમદશાહને પોતાનો પાટવી જાહેર કર્યો હતો કે જેનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે. જ્યારે સુલતાનની નજર મહમદશાહપર પડી ત્યારે તેણે કહ્યું "મારા પછી મહમદશાહ સુલતાન થશે એ વાત નક્કી છે." પછી તેણે મહમદશાહને કહ્યું "મહમદશાહ! મહમૂદખાનને હું તને સોંપું છું અને એના બારામાં જે સલાહ ભરેલું લાગે તે કરજે." મહમદશાહે મહમૂદખાન તથા મુબારકશાહને શમસુદ્દીનના હવાલામાં સોંપ્યા અને બીઆવલ કે જે કસબો બુરહાનપુરની હકુમત નીચે છે ત્યાં તેમના પર નજર રાખવાનું કહ્યું (કેદમાં રાખવાનું ફરમાવ્યું). મહમૂદખાન તથા મુબારકશાહ

બીઆવલમાં એકજ ઘરમાં રહેતા. મહમદશાહના મરણ પછી તેનો છોકરો જે નાની ઉમરનો હતો તે ખાનદેશની ગાદી પર બેઠો. તેના વઝીરોને એવું સલાહ ભરેલું લાગ્યું કે મહમદશાહનો ભાઇ મુબારકશાહ જુવાન તથા હોશિઆર છે. તે કોઇ દિવસ ટંટોફીસાદ કરે તેટલા માટે મુબારકશાહના નામને હયાતીના પત્તા પરથી ભુસી નાંખવું વધારે સારૂં છે. તે ઉપરથી તેઓએ કેટલાક માણસને તેને બુરહાનપુર જે પાયતખ્ત શહેર હતું ( રાજધાનીનું શહેર હતું ) ત્યાં લાવવા તથા ત્યાં તેને ઠાર કરવા મોકલ્યા. પરવરદિગારની મરજી હશે તો તેનું વર્ણન આગળ કરવામાં આવશે.

જ્યારે મહમદશાહના મરણની ખબર ગુજરાતના ઉમરાવો તથા વઝીરોને પડી ત્યારે તેઓએ કહ્યું કે મહમૂદખાન વગર હવે ગાદીનો બીજો કોઇ વારસ નથી. તે ઉપરથી તેઓએ બીઆવલના દારોગા શમસુદ્દીનને લખ્યું “ સુલતાન બહાદુરના મરણ પછી ગુજરાતના લોકો મહમદશાહને પોતાનો સુલતાન બનાવવા ઇંતેઝારી રાખતા હતા, પણ પરવરદિગારની મરજી જુદીજ હતી. હવે ગુજરાતની ગાદીનો વારસ મહમૂદખાન સિવાય બીજો કોઇ નથી. તેટલા માટે તમે તેને જલદીથી મોકલી આપો, કે જેથી કરી તે પોતાના વડવાઓની ગાદી સંભાળી લે.” તેઓએ ( વઝીરોએ ) એખત્યારખાનના ભાઇ મુકબિલખાનને ઉતાવળી કૂચે શાહઝાદાને લાવવા મોકલ્યો. મલિક શમસુદ્દીને શાહજાદાને મુકબિલખાનને સોંપ્યો, અને મજકુર ખાન ગુજરાત તરફ પાછો ફર્યો અને મુબારકખાનને બુરહાનપુર મોકલ્યો. એમ કહેવાય છે કે બુરહાનપુરના વઝીરોએ મુબારકશાહને ઇબરતખાન નામના અમીરના હવાલામાં સોંપ્યો, અને કહ્યું કે આજની રાત તેના પર નજર રાખજો અને આવતી કાલે તેનું શું કરવું તેનો વિચાર કરી તે પ્રમાણે કરીશું.” ઇબરતખાન મુબારકશાહને પોતાને ઘેર તેડી ગયો અને કહ્યું, “ આજની રાત તારી મરજીમાં આવે તે તું માગ. આવતી કાલે શું બનવાનું છે તે તને માલમ છે.” મુબારકશાહની આંખમાં પાણી ભરાઇ આવ્યાં અને કહ્યું “ હું એ માગું છું કે આજની રાત મારી બેડીઓ મારા હાથ પગ ઉપરથી દૂર કર અને મારી સાથે તું પણ સામીલ થા અને હું શું કરૂં છું તે તું જો. જો

હું માર્યો જઇશ તો મારૂં નામ અમર રહેશે અને જો હું જીવતો રહીશ અને આસમાન મને મદદ કરશે તો હું તને એવો બદલો વાળી આપીશ કે તે દુનીઆના પત્તા પર કાયમ રહેશે." પરવરદિગારે ઇબરતખાનનું હૃદય પીગળાવ્યું અને તેના (મુબારકશાહના) પગ પરથી બેડી દૂર કરી તેને મદદ કરવા ઉઠયો. મુબારકશાહ અને ઇબરતખાન, ખાનના થોડા માણસો લઇને સવાર થતાની લગભગ પાદશાહના મહેલે ગયા અને કેદ પકડવાનું શરૂ કર્યું. ચોકીદારો આ વખતે પોતાને ઘેર ગયા હતા અને કોઇ હાજર નહોતું. ફક્ત થોડા ખીદમતગારો હાજર હતા. તેમાંના કેટલાક માર્યા ગયા અને કેટલાક નાસી ગયા. મુબારકશાહે પોતાના ભત્રીજાને ખોળામાં લીધો અને તખ્ત પર બેઠો અને અમીરોને કહેણુ મોકલ્યું "મારા ભત્રીજાની નાની ઉમરને લીધે રાજ્યની નયાબત મારે હસ્તક છે, અને તમે નિરાંત મનથી તાબેદારી ઉઠાવવામાં દ્રઢ રહેજો." દરેક અમીર ઉમરાવ તેને તાબે થયા. તે દિવસ આ પ્રમાણે પસાર થયો. રાત્રે મુબારકશાહે પોતાના ભત્રીજાને ઠાર કર્યો, અને સવારમાં બહાર નીકળી પોતે ગાદી પર બેઠો. દરેક અમીરે આવી તેને સલામ ભરી અને અદબ વાળી પોતપોતાની જગ્યા પર ઉભા. મુબારકશાહના નામના સિક્કા પાડવામાં આવ્યા અને તેનો ખાનનો ખિતાબ શાહમાં બદલાઇ ગયો.

નીચેની કવિતાનો અર્થ આ જગ્યાએ બંધબેસતો આવે છે.

બેયતઃ—એક આદમી આખી રાત એક બિમારના બિછાના આગળ રડતો હતો.

સવાર થઇ ત્યારે તે (સાચવનાર) મરી ગયો અને બિમાર સાજો થયો.

# प्रकरण १४ मुं.

## સુલતાન મહમૂદ ત્રીજો. (ઇ. સ. ૧૫૩૬-૧૫૫૩).

**સુલતાન મહમૂદ ત્રીજાનું નસીબ દેવીની મદદથી ગુજરાતના તખ્ત પર બેસવું. તેની જુવાનીની શરૂઆતમાં અમીરોએ તેના પર જુલમ કરવો-અને પરવરદિગારની મદદથી સુલતાનનો તેઓના પર વિજય મેળવવો તે વિષેનો વૃતાંત:—**

બેયત:—માળી (બાગબાન) આવ અને ખુશાલીનો સાજ તૈયાર કર!

ગુલાબનું ફૂલ ખીલ્યું છે. બાગનો દરવાજો ખુલ્લો કર!

ઇતિહાસ લખનારાઓ લખે છે કે હિ. સન. ૯૪૩ (ઇ. સ. ૧૫૩૬) માં સુલતાન મહમૂદ ગુજરાતની ગાદી પર બેઠો. તે વખત તેની ઉમ્મર ૧૧ વરસની હતી. તેની મા સિંધના પાદશાહ બહેરામખાનની છોકરી થતી હતી કે જે બહેરામખાન તમીમ અનસારી (પરવરદિગાર તેના પર મહેરબાન રહો) ની ઓલાદનો હતો. સુલતાન મહમૂદનો જન્મ મરહુમ સુલતાન મુઝફ્ફરની હયાતીમાં હિ. સ. ૯૩૨ (ઇ. સ. ૧૫૨૫)માં સોરઠમાં થયો હતો. એમ કહેવાય છે કે જ્યારે સુલતાન મહમૂદનો જન્મ થયો ત્યારે મુઝફ્ફરશાહે જોશીઓને બોલાવી તેના ભવિષ્ય વિષે પૂછ્યું. બધાએ એકજ મતે કહ્યું "તેનું નસીબ એમ બતાવે છે કે એક મોટા રાજ્યનો માલિક થશે. પણ એક બુરજ (ગ્રહ) બહુજ ભારે છે." સુલતાન મુઝફ્ફરનો વખત આવી રહ્યો હતો અને થોડા વખતમાં તે મરણ પામ્યો.

ટુંકમાં સુલતાન મહમૂદના નામનો "ખુતબો" (શુક્રવારનો ધાર્મિક બોધ.) વંચાયો અને તેના નામના સિક્કા પડયા ત્યારે વઝીરની મનસબ ઇમાદ-ઉલ-મુલ્ક કે જેનું નામ મલિક જીવણ બીન તવક્કુલ હતું તેને સોંપવામાં આવી, અને દરીઆખાન કે જેનું નામ હુસેન હતું તેને "મજલીસે ગરામી" નો ખિતાબ મળ્યો. બંને જણે ભેગા વઝીરનું કામકાજ ચલાવવા

અને રાજ્યના કારોબાર પર નજર રાખવા માંડી. સુલતાન પર દેખરેખ રાખવા મરહુમ સુલતાન બહાદુરના વઝીર એખત્યારખાન, મુકબિલખાનનો ભાઈ, અને મુકબિલખાનના છોકરા દીલાવરખાનને નીમ્યા. તેઓએ સુલતાનને નજર કેદ રાખવા માંડ્યો અને મજકુર અમીરો તેની પાસે બીજા કોઇને આવવા દેતા નહિ. ફક્ત તેમના ભરોસાના કેટલાક નોકરોને તેની પાસે રહેવા દીધા. તેઓ જે ખોરાક તથા ખાનું મોકલતાં તે સુલતાન ખાતો અને તેઓ જે કપડાં મોકલતા તે સુલતાન પહેરતો. આવી રીતભાતથી સુલતાન ઘણોજ ગુસ્સે હતો. પણ પોતાની હોશિઆરી તથા દૂર અંદેશીને લીધે પોતાનો ગુસ્સો ઝાહેર કરતો નહિ, અને રમત ગમતમાં અને શિકારમાં એટલો તો મશગુલ રહેતો કે બહારથી પોતાના રાજ્યની પરવા બતાવતો નહિ તથા લશ્કરને પણ કોઇ દિવસ યાદ કરતો નહિ. તે બહાર એમ કહેતો “ જે પાદશાહને ઇમાદ–ઉલ–મુલ્ક તથા દરીઆખાન જેવા વઝીરો છે તે રાજ્ય કારોબારથી પોતાનું માથું શું કામ દુઃખવે ? પાદશાહ થવાનો હેતુ મોજમજા છે, અને મેં તે પુરેપૂરી પ્રાપ્ત કરી છે. રાજ્યને માટે શું સલાહ ભરેલું છે તે અમીરો તથા વઝીરે જાણે છે અને તે પ્રમાણે તેઓ કરશે.” કોઇ કોઇવાર મકકેશરીફની જાત્રા જવાનો હોય એવા વિચારથી મક્કા કેવા પ્રકારની જગ્યા છે, અને મદીના કેવું છે એવા સવાલ પૂછતો. આવા શબ્દો સાંભળી વઝીરો ખૂશ થતા અને પોતાની મરજી પ્રમાણે રાજ્ય ચલાવવા લાગ્યા. એક દિવસ મુકબિલખાનના છોકરા લાદખાને કહ્યું “ જો સુલતાન ફરમાવે તો એવું કામ કરૂં કે દરીઆખાન તથા ઇમાદ–ઉલ-મુલ્ક મોતના પડદામાં બેસી જાય.” સુલતાને મનમાં ધાર્યું કે આ શબ્દો છુપા રહેવાના નથી. બધા હાજર આદમીઓ તે બંને અમીરોના ભરોસાના છે. તેથી તરતજ સવાર થયો અને ઇમાદ–ઉલ–મુલ્કના મકાન પર ગયો, અને મુકબિલખાનના છોકરાના બોલેલા બોલ કહ્યા. ઇમાદ–ઉલ–મુલ્કે દરીઆખાનને પોતાને ઘેર બોલાવ્યો અને સુલતાને કહેલી વાત તેને કહી. ત્યાંથી બંને જણા ભેગા સુલતાનના દરબારમાં આવ્યા. તેઓએ એખત્યારખાન, મુકબિલખાન અને મુકબિલખાનના છોકરા લાદખાનને બોલાવી ભર દરબા-

રમાં ગુંગળાવી મારી નાંખ્યા. આ બીના હિ. સન ૯૪૪ (ઇ. સ. ૧૫૩૭) માં બની. "બનાહક કુશ્તે" ગેર ઇનસાફથી માર્યા ગયા તે શબ્દ પરથી તેમના મોતનું વરસ નીકળી આવે છે.

એમ કહેવાય છે કે જ્યારે ગુંગળાવી મારતી વખત એખત્યારખાનની ગરદનની આસપાસ દોરડું ગોઠવ્યું ત્યારે તેણે પોતાનો હાથ ઉંચો કર્યો અને કહ્યું "હે પરવરદિગાર ! તને તો ખબર છે કે હું બીનગુન્હેગાર છું. તેઓ મારે માથે જે આળ મૂકે છે તેની મને ખબર નથી, અને મારા પર જુલમ કરી મને મારી નાંખે છે." જલ્લાદે તેના ગળાની આસપાસ દોરડું ગોઠવ્યું તે અગાઉ કલમા બોલવા તેણે શરૂ કર્યું હતું. ત્યાર પછી તેનું શરીર ઠંડું થયું ત્યારે તેને ઉતાર્યો અને તેના ગળાની આસપાસથી દોરડું દૂર કર્યું ત્યારે તેની આંખ પોતાની જગ્યાપર પાછી આવી અને તેણે કલમાના બાકીના શબ્દો પુરા કર્યા "મહમદ અલ્લાહનો રસુલ છે." અને અનંત ધામ સીધાવ્યો. આ બનાવ એખત્યારખાનના બારામાં બને તેમાં આશ્ચર્ય થવા જેવું કાંઈ નથી. કારણકે તે ધાર્મિક તથા પહરેજગાર આદમી હતો. જ્યારે ઇમાદ-ઉલ-મૂલ્કે આ બનાવ જોયો ત્યારે તેણે કહ્યું "એ દરીઆખાન ! આ માણસની છેલ્લી વખતની હાલત તે બીનગુન્હેગાર હતો એમ સાબીત કરે છે. આપણે તેના પર જુલમ કરી તેને ઠાર કર્યો છે. આ માણસનું લોહી (ખુન) કોઈ દિવસ આપણા માથા પર આફત લાવશે." આખરે તેજ પ્રમાણે બન્યું. ઇમાદ-ઉલ-મુલ્કને સુલતાને ઘણોજ રીબાવી રીબાવી મારી નાંખ્યો અને દરીઆખાનને પોતાના બૈરાં છોકરાં મૂકી દિલ્હી નાસી જવું પડયું અને ત્યાં તેણે ઘણાજ દુઃખમાં દેહ ત્યાગ કર્યો. આ પ્રમાણે તે બંનેનું કાંઇ પણ નામ નિશાન રહ્યું નહિ, અને તે બાબતનું વર્ણન પરવરદિગાર કરશે તો આગળ કરવામાં આવશે.

ટુંકમાં થોડા વખત પછી દરીઆખાનના મનમાં એમ આવ્યું કે ઇમાદ-ઉલ-મુલ્કની સત્તા તોડી પાડવી અને વઝીરનું બધું કામ પોતાને હાથ અને કાંઇ પણ હાકા ધોકા વગર પોતાની મરજી પ્રમાણે કરવું. તે ઉપરથી તેણે ફતુજી કે જેનો ખિતાબ મુહાફિઝખાનનો હતો અને જે તેનો

ધાડો મિત્ર તથા દરેક છુપી બાબત જાણનાર હતો તેની સલાહ લીધી. શિકારને બાને સુલતાનને શહેર બહાર લઈ ગયો અને શિકાર કરતો કરતો તેને મહી નદીના કિનારા પર લાવ્યો ( જે અમદાવાદ શેહેરથી ત્રીસ કોશ દુર છે ) અને આસપાસથી લશ્કર બોલાવ્યું. ઇમાદ-ઉલ-મુલ્ક તથા તેના માણસો સિવાય બધા ઉમરાવો સુલતાન આગળ રજૂ થયા. ત્યાર પછી તેણે ઇમાદ-ઉલ-મુલ્કને સંદેશો મોકલ્યો " સુલતાનનો એવો હુકમ થયો છે કે તમારે અમદાવાદ છોડી પોતાની જાગીરમાં ચાલ્યા જવું." ઇમાદ ઉલ-મુલ્કે જોયું કે બાજી બગડી છે, તેથી લશ્કર ભેગું કરી તેણે દરીઆખાનના હાથમાંથી સુલતાનને છોડાવવાનો વિચાર કર્યો. સુલતાનની તિજોરીમાંથી લશ્કરના નિભાવ માટે તેણે ઘણા પૈસા ખરચ્યા પણ કોઇ પણ મોટા ઉમરાવો તેની સાથે જોડાયા નહિ. આખરે બળવો ઉઠાવ્યો તેમાં નહિ ફાવતાં પોતાની જાગીર કે જે ઝાલાવાડ પ્રાંત હતો ત્યાં ગયો. ત્યાર પછી સુલતાન અમદાવાદ આવ્યો. પાંચ છ મહીના પછી દરીઆખાન સુલતાનને સાથે લઇ ઇમાદ-ઉલ-મુલ્ક સામે લશ્કર લઇ ગયો અને વીરમગામ પરગણાના પાટડી ગામ આગળ લડાઇ થઇ અને તેમાં ઇમાદ-ઉલ-મુલ્કનો પરાજય થયો. સદર ખાન ઝબીરી કે જે તેના લશ્કરનો સરદાર થતો હતો તે માર્યો ગયો અને શરઝત-ઉલ-મુલ્ક જીવતો કેદ પકડાયો. ઇમાદ-ઉલ-મુલ્ક બુરહાનપુરના હાકેમ મુબારકશાહ પાસે ગયો. સુલતાનને સાથે લઇ દરીઆખાન ઇમાદ-ઉલ-મુલ્કની પાછળ બુરહાનપુરની સરહદ લગી ગયો અને મુબારકશાહને કહેવડાવ્યું " બળવાખોર ઇમાદ-ઉલ-મુલ્કને પકડી અમારી પાસે મોકલી આપો. તમે તેને આશ્રય આપ્યો છે તેનું ફળ સારૂં આવશે નહિ." મુબારકશાહે કહ્યું, " ઇમાદ-ઉલ-મુલ્ક મારા દત્તક જેવો છે અને હાલ મારી પાસે આશ્રય લીધો છે. તેટલા માટે તેને આશ્રયમાંથી હાંકી કાઢવો મને વાજબી લાગતું નથી." તેણે લશ્કર ભેગું કર્યું અને બુરહાનપુરની હકુમત નીચેના " દાંગરી " ગામમાં દરીઆખાન સાથે લડાઇમાં ઉતર્યો પણ પરાજય પામ્યો અને આસીરના ઉંચા કિલ્લામાં ભરાઈ ગયો. મુબારકશાહના પ્રખ્યાત હાથીઓ દરીઆખાનના હાથમાં આવ્યા. તે બધા પહાડને તોડી પાડે એવા મજબુત

હાથીઓ હતા, અને બહાદુરીમાં તેનો જોડો ન હતો.-જેવા કે "બાવનબીર" "બાત સીનગાર" "સીંગ દુલન" વગેરે. ત્યાર પછી સુલતાન (સુલતાનનો વિજયી વાવટો) બુરહાનપુર ગયો. ઇમાદ-ઉલ-મુલ્કે નાસી માન્દુના હાકેમ કાદરશાહનો આશ્રય લીધો. થોડા દિવસ સુલતાને બુરહાનપુર નજીક પડાવ નાંખ્યો. આખરે તેઓની વચ્ચે એવી શરતે સલાહ થઇ કે તે પ્રદેશમાં સુલતાન મહેમૂદના નામના ખુતબા વાંચવા તથા સિક્કા પાડવા. સુલતાન ત્યાંથી પાછો ફરી અમદાવાદ આવ્યો. ત્યાર પછી આખા ગુજરાતની હકુમત દરીઆખાનના હાથમાં આવી. સુલતાન મહમુદ પાસે નામનીજ પાદશાહી રહી અને બધી સત્તા દરીઆખાનના હાથમાં હતી.

તે અરસામાં દરીઆખાને રાજ્ય કારભાર એવો તો સારી રીતે ચલાવ્યો કે ગુજરાતના નાના મોટા બધા તેની હકુમતથી રાજી તથા ખૂશી હતા, અને તેઓ તેના યશોગાન ગાવા લાગ્યા. ગુજરાતના લોકો એમ કહેવા લાગ્યા કે સુલતાન મહમૂદ બેગડો કે જે ગુજરાતના સુલતાનોમાં શ્રેષ્ઠ હતો તેનો અમલ પાછો આવ્યો છે, દરેક જણ પોત પોતાની ગુંજાસ પ્રમાણે મોજમજાહ મારતા તથા એશઆરામમાં વખત પસાર કરતા. તેની હકુમતની શરૂઆતનું વરસ બતાવવા લોકોએ "ખુશહાલ" શબ્દ ઉપજાવી કાઢયો કે જે શબ્દ પરથી (અબજદ રીત પ્રમાણે) હિ. સન ૯૪૫ (ઇ. સ. ૧૫૩૮) નું વરસ નીકળી આવે છે.

એમ કહેવાય છે કે દરીઆખાને ગુજરાતના ઘણા "વઝીફા" ખેરાતમાં આપ્યા, અને થોડાજ દરવીશ બાકી રહ્યા હશે કે જેને દરીઆખાન તરફથી "વઝીફા" મળ્યા હશે નહિ. લશ્કરમાંના મોટા કુટુંબવાળા ઘણા સિપાઇઓને તેઓની જાગીર ઉપરાંત "વઝીફા" આપ્યા. વળી એમ પણ કહેવાય છે કે દરીઆખાન પોતાની પાસે "વઝીફા" ના ખાલી ફરમાનો સુલતાનના મોહર સિક્કા સહીત તૈયાર રાખતો અને જેને તે ફરમાન આપવાનો હોય તેનું નામજ ભરવાનું ખાલી રહેવા દેતો. આમ કરવામાં તેનો વિચાર એવો હતો કે લાયક આદમીઓને ખોટી થવું પડે નહિ તેમજ લખનારાઓના તરફથી કડવાસનો અનુભવ તેઓને લેવો પડે નહિ. જ્યારે

તેના સાંભળવામાં આવતું કે કોઇ વાનપ્રસ્થ પરવરદિગારની પ્રાર્થનામાં રોકાયો છે અથવા તો કોઇ લાયક માણસ તંગીમાં આવી પડયો છે ત્યારે તે માણસનું નામ તેની લાયકાત અથવા હાજતને અનુસરી ખાલી ફરમાનમાં ભરતો અને તે ફરમાન તે શખ્સને મોકલી આપતો. એમ કહેવાય છે કે એક દિવસ આવા એક ફરમાન પર એક દરવીશનું નામ લખી થોડા રોકડા રૂપીઆ સાથે પોતાના નોકર સાથે તેને તે ફરમાન મોકલી આપ્યો. દૈવયોગે તેનાજ નામના બીજા માણસને નોકરે ફરમાન આપ્યો. ખાનને માલુમ પડયું કે ફરમાન જે માણસને મળવો જોઇએ તેને મલ્યો નથી. તે બાબતની પોતાના નોકર પાસેથી તપાસ કરી. નોકરે કહ્યું "મેં ફલાણા શખ્સને તે આપ્યો છે. જો આપ ફરમાવો તો હું જઇ તેની પાસેથી તે પાછો લાવું, અને પેલા શખ્સને પહોંચાડું." ખાને કહ્યું "મેં પેલા શખ્સ માટે ખાસ મોકલ્યો હતો. પણ પરવરદિગારે બીજાને અપાવ્યો. જો તેની પાસેથી ફરમાન પાછો લઇએ તો તેનાથી જે ખુશાલી તેને પેદા થઇ હશે તે દીલગીરીમાં બદલાઇ જશે. તેટલા માટે પરમેશ્વરે તેને અપાવેલો ફરમાન પાછો તેની પાસેથી લેવો વ્યાજબી નથી." પછી એક બીજા ફરમાનમાં પહેલા કરતાં વધારે જાગીર તથા રોકડ લખી પેલા અસલ દરવીશ પર મોકલી આપ્યો. એમ કરવામાં તેનો વિચાર એવો હતો કે બંનેના નામ એક સરખા છે અને તેથી દરેક ફરમાનમાં જુદા જુદા આકારની જાગીર હોય તો વધારે સારૂં. પોતે મોજશોખને ઘણી પ્રિય ગણતો હતો તેથી રાજ્ય કારભારનું કામ હવે તેણે આલમખાન લોદીને સોંપ્યું અને પોતે એશ આરામ તથા રંડીબાજીમાં મશગુલ થયો.

એમ કહેવાય છે કે દરીઆખાનની હકુમતના વખતમાં દરેક ઘેર અને મહેલ બદલે દરેક ગલી અને બજારમાંથી લોકોના કાન પર ગાનતાન તથા (સાજ) વાજીંત્ર તથા ગમ્મત તથા ઉજાણીના અવાજો અથડાતા. મુખ્ય ગવૈયામાં એક નાયક અભુ હતો. તેના ગાયનના હૃદય વીંધે એવા સૂરથી (મરહુમ) નાયક ગોપાળના જાનમાં ફરીથી જીવ આવતો. બીજા નાયક બક્ષુનો છોકરો નાયક હુસેની, રંગખાન, નાયક મલહી, નાયક ચતરના

છોકરાઓ, ખેમહરમન હતા કે જેના ગાયનના જાદુથી જાણે શુક્ર આશમાનમાં થી નીચે ઉતરી તેઓની તાબેદારી સ્વીકારતો. તે સિવાય બીજા ઘણા ગવૈયા ખાનની ખીદમતમાં હતા કે જે પોતાની કળામાં એક્કા હતા. વારંગનાઓમાં તથા મોજીલા(હુસ્ન)શખ્સોમાં મોહનરાવ, રંગરાવ, દેસાઇરાવ, કહનુરાવ, વગેરે હતા કે જેના નાચ વખતે આસમાન પોતાની ગતિ ભૂલી સ્તબ્ધ રહેતું, અને ઇર્ષાને લીધે ચંદ્ર ઝંખવાઇ જતો. સૈયદ મહમૂદ બુખારી કહેતા " મારા પિતા તરફથી મને એવું યાદ છે કે તેઓ મરહુમ સુલતાન મુઝફ્ફરના જનાનખાનાની બાઇ ચંપા કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે તેની બાબતમાં નીચે પ્રમાણે કહેતા હતા. તે બાઇ કહેતી હતી કે "એક દિવસ ખાન મને સલામ ભરવા આવ્યો અને તેના જશનને નીરખવા મને આમંત્રણ કર્યું. જ્યારે મેં તેના જશનની જગ્યા પર પગ મૂકયો ત્યારે ત્યાંથી અત્તરની ખુશબોએ મને (બેભાન) હોશ વગરની કરી દીધી અને તેની જાજમના રંગ બેરંગ તથા તરેહ તથા દીવાનખાનાના રંગ તથા ચિત્રકામની ખૂબી તથા ભપકાથી તદન હું અંજાઈ ગઈ. જો કે હું સુલતાન મુઝફ્ફરના જનાનખાનાની સ્ત્રી છું અને સુલતાન પોતે પણ આવી બાબતોનો શોખીન હતો તો પણ આવી બેઠક મેં કોઇ દિવસ પણ જોઇ નહોતી."

ટુંકમાં દરીઆખાને આ પ્રમાણે પાંચ છ વરસ એશઆરામ તથા મોજશોખમાં પોતાની જીંદગી પસાર કરી. આખરે આસમાને પોતાની જાદુગીરી ચલાવી અને તેની સત્તાના થાંભલા ટુટી પડયા.

તે હકીકત નીચે પ્રમાણે છેઃ—

જો કે દરીઆખાનની અતિશય મોજમઝા તથા રંડીબાજીની વાત સુલતાનના કાન પર આવતી તોપણ તે વાતને માટે તે બેદરકારી બતાવતો અને તે ખબરથી દેખીતી રીતે તેમજ ખાનગીમાં તેને માટે પોતાનો કંટાળો બતાવતો નહિ. સુલતાનના અંદરના વિચારો જાણવા વારંવાર દરીઆખાન તજવીજ કરતો પણ સુલતાનના દીલની મુરાદ શું છે તે પામી શકતો નહિ. મહેલમાંના ખિદમતગારોને તેણે હુકમ કર્યો હતો કે દરરોજ દર કલાકે સુલતાનની મજલીસમાં શું થતુ તેની ખબર અમને પહોંચાડવી. એમ કહેવાય છે કે

પોતાના ઘરની એક છોકરી જેની હોશિઆરી તથા ચાલાકીમાં ખાનને પુરો ભરોસો હતો તેને સુલ ાન પાસે એક રાતના મોકલી અને તેને કહ્યું “જ્યારે તું સુલતાન પાસે પહોંચે ત્યારે મારી વાત કાઢજે અને અમારે માટે ફરિઆદ કરજે અને પછી સુલતાન શું બોલે છે તે જોજે. વળી એમ પણ કહેજે કે તમે ફક્ત સુલતાનનું નામજ ધરાવો છો, અને ખરી સત્તા તો દરીઆખાન ભોગવે છે. પાદશાહીને આ છાજતું નથી. આનો સુલતાન જે જવાબ આપે તે સવારમાં જલદી એક અમુક ખોજા સાથે મને પહોંચાડજે.” તે છોકરી સુલતાનની પાસે ગઇ અને સુલતાનની ફરાશના ભાગીદાર થવાનું માન તેને મળ્યું. તે છોકરીએ દરીઆખાનના દ્રોહ વિષે ગમે તેટલી વાત કાઢી તો પણ સુલતાને તેને કાંઠું આપ્યું નહિ.

સવારમાં જ્યારે સુલતાન જાગ્યો ત્યારે તેણે પલંગના એક ખુણામાં ઉભા રહી પીશાબ કર્યો. જ્યારે તે છોકરીએ આ બનાવ નજરે જોયો ત્યારે તેણે દરીઆખાનને આ વાતની ખબર કરી અને કહેવડાવ્યું “સુલતાન દીવાના જેવો લાગે છે. એટલું પણ જાણતો નથી કે પીશાબ બેસીને કરવો યા ઉભા ઉભા.” જ્યારે દરીયાખાને આ વાત સાંભળી ત્યારે તેણે કહ્યું “મારા મિત્રો ! આ જુવાન સુલતાન વિષે શું ધારવું તેને માટે હું વિચારમાં છું. હું તેના અંતરના વિચારો જાણવા ગમે તેટલા પ્રયત્નો કરૂં છું તો પણ તે મુરાદ હાંસલ થતી નથી. એટલું તો હું જાણું છું કે કાંતો તે પુરો મૂર્ખ છે યા તો પૂરો હોશિઆર છે.” ટુંકમાં એક દિવસ આલમખાન લોદી, અલફ્ખાન ખત્રી, વજીહ-ઉલ-મુલ્ક ટાંન્ક અને અલપખાન કે જે એકબીજાના ખાસ મિત્રો થતા હતા તેમજ દરીઆખાનના પણ મિત્રો હતા તેઓએ પોતાની જાગીરમાં જવા દરીઆખાન પાસે રજા માગી. ખાને કહ્યું “ખુશીથી, પણ મારા મનમાં એવી અભિલાષા છે કે મારી વારંગનાઓનો નાચ તમને બતાવું અને પછી તમને રજા આપું.” એવું નકકી કરવામાં આવ્યું કે આ ગમત આવતી કાલની રાત્રે કરવી. દરેક જણ ખૂશીથી અને ચિંતા વગર પોત પોતાને ઘેર ગયા. જ્યારે દિવસનો પ્રકાશ રાત્રીના અંધારામાં બદલાઇ ગયો (રાત્રી થઇ) ત્યારે દરીઆખાનનો એક ખાસ મિત્ર લતીફ-ઉલ-મુલ્ક

જે જુવાની તથા ખુબસુરતી માટે મશહુર હતો અને જેને કંઇ કારણને લીધે દરીઆખાન પોતાને ત્યાં જશનમાં દાખલ થવા દેતો નહિ અને જેથી તેના પર ઘણી અસર થઇ હતી અને જે દીલગીરીમાં રહેતો હતો તે બાલમખાનના મકાન પર આવ્યો અને તોફાન કરાવવા તેને કહ્યું, "મને તમારા પર દયા આવે છે, અને તેથી હું તમારી પાસે તમારા બારામાં કાંઇક કહેવાનું છે તે કહેવા આવ્યો છું. તમને જણાવું છું કે દરીઆખાને આજ રાત્રે તમો ચારે જણને દારૂના કેફમાં નાંખી મારી નાંખવાનો નકકી વિચાર કર્યો છે." આ ખબર સાંભળી તેઓ ઘણા આશ્ચર્ય પામ્યા અને ચિંતાતુર થયા અને આવા સંજોગોમાંથી કેવી રીતે છટકી જવું તેનો વિચાર કરવા લાગ્યા. તેઓને દરીઆખાન સાથે એવો તો નિકટનો સંબંધ હતો કે ખાન કાંઇ પણ કારણ તથા સબબ વગર તેઓને મારી નાંખવાનો મનસુબો કરે તે માનવા તેઓ અચકાયા અને જ્યારે લતીફખાન તરફથી આ વાત સાંભળી ત્યારે તેઓ તે વાત ધલત પણ કેમ માને? તેઓએ તે રાત્રી ઘણી ચિંતા તથા ફિકરમાં પસાર કરી, અને સવાર પણ તેજ પ્રમાણે પસાર થઈ. જ્યારે રાત પડી ત્યારે દરીઆખાને બેઠકનો સાજ તૈયાર કર્યો અને મજકુર ઉમરાવોને તેડવા માણુસ મોકલ્યો. ઉમરાવોએ મોતની તૈયારી કરી અને નશીબ પર આધાર રાખી ત્યાં આવ્યા. દરીઆખાનને આ વાતની કાંઇપણ ખબર નહોતી અને માંહોમાંહેની દોસ્તી વધારવાને તેણે આ જશન તૈયાર કર્યું હતું. તેને અનુસરીને પોતાના દોસ્તોને વારંવાર પોતાની ખૂશી દર્શાવતો અને જો કે તેમના મન રંજન કરવાને તેણે ગમે તેટલા પ્રયત્નો કર્યા તોપણ તેમની ફીકરની ગાંઠ દૂર કરી શકયો નહિ, અને તેઓના ચહેરાના આરસા પરથી દીલગીરીનો કાટ સફા કરી શકયો નહિ. બધા પરોણાઓ આવી પહોંચ્યા અને દારૂનો પ્યાલો ફરવા લાગ્યો. અમીરો જ્યારે જ્યારે પ્યાલો પીતા ત્યારે એક બીજા તરફ ઇશારત કરતા કે આ પ્યાલો જે આપણે પીયે છીએ તે મોતનો પ્યાલો છે. તેઓ જ્યારે નાચનારીઓ તરફ નજર કરતા ત્યારે તેને તેઓ સ્વર્ગની અપસરાઓ ધારતા. દરીઆખાન દરેક વખત વધારે ને વધારે ખુશહાલ દેખાતો, અને દરેક ઘડીએ અમીરોમાં તેથી

ઉલટીજ લાગણી પેદા થતી. જ્યારે દરીઆખાને પોતાના મિત્રોના મોં ઉપર ખુશખુશાલીના ચિન્હો જોયા નહિ અને દીલગીરી તથા ચિંતાની અસર તેમના મોં પર જોઇ ત્યારે તેણે કહ્યું " મિત્રો ! દીલગીર છું કે આવી બેઠકમાં તમારામાં ખુશ ખુશાલીના ચિન્હો હું જોતો નથી. તેનું કારણ શું છે ? " તેના મિત્રોએ નીચે જોયું. જ્યારે દરીઆખાને તેઓને ઘણી બહોસ કરી ત્યારે આલમખાને કહ્યું " અમારા જાનની બીકને લીધે અમારી આ હાલત છે. " ખાને પૂછ્યું " કેવી રીતે ? " તેણે કહ્યું " લતીફ–ઉલ-મુલ્ક તરફથી અમારા સાંભળવામાં આવ્યું છે કે તમે આજ રાતના અમને ઠાર કરવાના છો. જ્યારથી અમે આ વાત સાંભળી છે ત્યારથી અમારા મોં પર ખુશી તથા આનંદનો રંગ કેમ જામે ? " જ્યારે દરીઆખાને આ વાત સાંભળી ત્યારે તેના દીલમાં ગુસ્સાનો અગ્નિ પ્રદીપ્ત થયો, અને બેઠક અડધેથી બંધ કરી. ખાને કુરાન મંગાવ્યું અને કુરાન પર સોગંદ ખાઇ કહ્યું "લતીફ-ઉલ-મુલ્ક તરફથી તમને જે ખબર મળી છે તે અમારા વિચાર તથા કયાસમાં પણ નથી. " આ પ્રમાણે તેઓના દીલનું સમાધાન કરી તેઓને વિદાય કર્યા. બીજી સવારે મજકુર અમીરો પોતપોતાની જાગીરમાં ગયા.

દરીઆખાને લતીફ–ઉલ-મુલ્કને બોલાવ્યો અને કહ્યું, " અરે નીચ માણસ ! તેં આવું જુઠાણું કયાંથી ઉભું કર્યું ? " તેણે તેને માથું તથા દાઢી મૂછ છોલાવાનો હુકમ કર્યો અને ગધેડાપર બેસાડી શહેરની દરેક ગલીએ ગલી તેને ફેરવી કેદમાં પૂર્યો. ખાન ગુસ્સામાં ઉઠગો અને પોતાના શયનગ્રહમાં ગયો. લતીફ–ઉલ–મુલ્કના સગાં તથા મિત્રો શહેરના મોટા મોટા માણસો પાસે ગયા અને (લતીફખાન માટે) શિફારસ કરવાનું કહ્યું તેઓએ દરીઆખાન પાસે આવી કાલાવાલા કરી તેને કેદમાંથી છોડવ્યો. તે કમનસીબ માણસ પોતાના ઘરમાં જ્યાં લગી તેના માથા તથા દાઢી પર વાળ ઉગ્યા ત્યાં લગી છુપાઇ રહ્યો. ત્યાર પછી આલમખાન પાસે ગયો અને કહ્યું " જે માણસે દીલની લાગણીથી તમને કાંઇ કહ્યું હોય તે જાહેર કરી તેની આ પ્રમાણે ફજેતી ( નામોશી )કરાવવી શું તમને લાઝમ હતું ? " આલમખાન શરમીન્દો પડયો, અને કહ્યું " સબર કર. આનું વેર હું દરીઆખાન

પર જ્યાં લગી નહિ લખશ ત્યાં લગી મરદનું નામ તથા મરદાઇના લક્ષણ મને હરામ છે ( તેના પરથી મારો હક ઉઠાડી લઉં છું ).

ટુંકમાં ઇમાદ-ઉલ-મુલ્ક બુરહાનપુરથી નીકળી માળવાના હાકેમ મલ્લુખાન પાસે ગયો. મલ્લુખાન માળવાના સુલતાનનો પેઢી ધર પેઢીનો ઉમરાવ હતો. જ્યારે તે સુલતાન બહાદુરની નોકરીમાં જોડાયો ત્યારે તેના પર સુલતાને ઘણી મહેરબાની બતાવી હતી, અને તેના છોકરા લંગરખાનને પોતાની પાસે રાખ્યો હતો. જ્યારે મુધલ લશ્કરને ગુજરાતમાંથી ભાગી જવું પડયું ત્યારે મહમદશાહ સાથે તેને તે લશ્કરની પુંઠે મોકલવામાં આવ્યો હતો. ઉપર વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે લંગરખાન દીવમાં સુલતાન બહાદુર સાથે માર્યો ગયો હતો. જ્યારે મહમદશાહનું મરણ થયું ત્યારે મલ્લુખાન માળવામાં હતો. રફતે રફતે તેના હાથમાં સત્તા આવી અને માન્દૂ (માળવા) પ્રદેશનો ઘણોખરો ભાગ તેણે પોતાને કબજે કર્યો હતો. મલ્લુખાન તથા ઇમાદ-ઉલ-મુલ્ક જીગરજાન દોસ્ત હતા અને સુલતાન મહમૂદશાહની સલતનતની શરૂઆતમાં ઇમાદ-ઉલ મુલ્ક વઝીરની પદવી ભોગવતો હતો ત્યારે તેણે પોતાના ચાલતા ચલણમાં મલ્લુખાનને સુલતાન મહમૂદ તરફથી છત્ર, તથા કાદરશાહનો ખિતાબ મોકલી આપ્યા હતા અને તેના નામના સિક્કા પાડવાની રજા આપી હતી. તે ઉપરથી મલ્લુખાને ખુતબા પોતાના નામમાં વંચાવવા અને પોતાના નામના સિક્કા પાડવા શરૂ કર્યું હતું, અને તે પોતાને કાદરશાહ કેહવડાવવા લાગ્યો. આ પ્રમાણે તેની અને ઇમાદ-ઉલ-મુલ્કની વચ્ચે વધારે વધારે ધાડો સંબંધ થતો ગયો. જ્યારે ઇમાદ-ઉલ-મુલ્કની પડતી દશા આવી કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે ત્યારે તેણે કાદરશાહના દરબારમાં આશ્રય લીધો. આથી દરીઆખાન ગુસ્સે થયો અને સુલતાન મહમુદશાહના નામથી કાદરશાહ પર એક ફરમાન મોકલ્યો. તેની મતલબ નીચે પ્રમાણે હતી.

" આપની દોસ્તી અને વફાદારી ગુજરાતના સુલતાનો તરફ ઘણીજ ધાડી છે. તેટલા માટે તમને લખીએ છીએ કે ઇમાદ-ઉલ-મુલ્કે આટલા બધા વરસ લગી જે મહેરબાની સુલતાન તરફથી અનુભવી હતી તે ભુલી

જઈ બળવો ઉઠાવ્યો અને મુબારકશાહ પાસે આશ્રય માટે ગયો હતો. તેના ખરાબ પગલાથી મુબારકશાહ પર શું શું આફતો આવી તે આપે સાંભળ્યું હશે. હમણા અમારા સાંભળવામાં આવ્યું છે કે તેણે આપની પાસે આશ્રય લીધો છે. આપણી જુની દોસ્તીના હકે તેને પકડી અમારા તખ્ત આગળ આપે મોકલી આપવો યાતો તેને આપના મુલકમાંથી હાંકી કાઢવો આપને ઘટે છે, અને તેથી અમારા અને આપના રાજ્ય વચ્ચેની જુની મિત્રાચારી અસલની માફક કાયમ રહેશે." કાદરશાહે જવાબમાં લખ્યું "ઇમાદ-ઉલ-મુલ્કે સિપાઇગીરીનો ધંધો છોડી દીધો છે, અને પોતે દરવીશના રીત-રિવાજ એખત્યાર કર્યા છે. ઇમાદ-ઉલ-મુલ્ક ગુજરાતની સલતનતનો જુનો નોકર છે અને તે પોતાની હાલત અજાણ્યા દરબારમાં જઇ દર્શાવે તે અમને વાસ્તવીક લાગ્યું નહિ તેટલા માટે અમે એક ગામ તેના ખરચને માટે "વઝીફા" તરીકે તેને આપ્યું છે. સુલતાનના મુબારક દીલે તેની તરફથી નિશ્ચિંત રહેવું જોઇએ કારણકે રાજ્ય કારોબારના બધા વિચાર તેણે છોડી દીધા છે અને નિરાંતનો એકાંતનો ખુણો તેણે પસંદ કર્યો છે (વાનપ્રસ્થ થયો છે)" દરીઆખાનને એવી બીક હતી કે ન કરે નારાયણ કોઇ દિવસ ઇમાદ- લ-મુલ્કને કોઇ જોરાવર મદદગાર મળી આવે. કદાચ ગુજરાત પર પોતે જાતે એખલો ઉતરી આવે તેથી પણ દરીઆખાન ડરતો હતો. તેથી કાદરશાહના લખેલા અ શબ્દ સાંભળી ઘણોજ ઉકળ્યો અને કૂચ કરવાનો હુકમ કાઢયો અને સુલતાનના રસાલાને શહેરમાંથી કૂચ કરી કાંકરીયા તળાવ પર આવેલા "કહમદ્યોલ"ના મહેલમાં જઇ પડાવ નાંખવાનો હુકમ આપ્યો. તેણે અમીરો તથા સરદારો પર હુકમ કાઢયો કે કાદરશાહ સામે લશ્કર લઇ જવાનું નક્કી કર્યું છે માટે તેઓએ પોતપોતાના લશ્કર સાથે જલદીથી હાજર થવું. દરીઆ તરફ બીજી નદીઓ આવે છે તે પ્રમાણે દરેક તરફથી અમીરો દરીઆખાન પાસે હાજર થયા. ત્યાર પછી થોડા દિવસ રહી સુલતાનને પણ તે છાવણીમાં લઇ ગયો, પણ પોતે તો શહેરમાંજ રહ્યો. દિવસના એકપહોર પછી દર રોજ તે સુલતાન મહમૂદની તહેનાતમાં જતો અને દરબારમાં ત્રણ ચાર કલાક બેસી શહેરમાં પાછો

આવી પોતાનો વખત એશઆરામમાં ગુજારતો. આખું લશ્કર પણ તેની સાથે શહેરમાં જતું. સુલતાન પાસે થોડાજ ચોકીદારો રહેતા અને તેઓ પણ પોતાનો વારો પતાવી બીજાનો વારો આવતાં શહેરમાં ઉપડતા અને બીજા ચોકીદારો પહેરા પર ચઢતા.

સુલતાન નાની ઉમ્મરનો હતો ત્યાંલગી તેણે આ પ્રમાણે ચાલવા દીધું અને પોતે બધું ખમ્યો. પણ હવે એવો વખત આવ્યો હતો કે તે નાદાન ઉમ્મરમાંથી જુવાનીમાં આવ્યો હતો અને તેના વિચારો તથા હોંસોએ પોતપોતાની સત્તા બતાવવા માંડી. પણ તેની મુરાદો હાસલ થવાનો હજુ વખત આવ્યો હતો નહિ તેથી તેણે તે દબાવી રખ્યા. દરેક વખત તે નિશ્વાસ નાંખતો કારણ કે પોતે જે જે ભોગવવા માગતો હતો તે બધું દરીઆખાન ભોગવતો હતો.

એમ કહેવાય છે કે એક દિવસ દરીઆખાન સુલતાનને હઝરત મીરાન સૈયદ મુબારક બુખારી સાથે પોતાને ઘેર પોતાના જશનનો તમાશો બતાવવા તેડી ગયો. જ્યારે સુલતાને જશનની જગ્યામાં પગ મૂકયો અને પરીઓના જેવી વારંગનાઓ જોઇ ત્યારે તેની અક્કલ હેરાન થઇ ગઇ. તેમાંની કેટલીક વારંગનાઓ સુલતાનને એવી તો માલમ પડી કે દુનીઆની આંખે કોઇ પણ દિવસ આવી ખુબસુરત તથા હોશિઆર સ્ત્રીઓ જોઇ હશે નહિ. જો કે તેઓએ પોતાને ઘણા જર જવાહીરથી દેદીપ્યમાન કરી હતી તો પણ તેઓની ખુબસુરતી તથા ભવ્ય ચહેરા આગળ તે બધા જર જવાહીરો પત્થર જેવા લાગ્યા ( કાંઇ પણ કિંમત વગરના ). આખી રાત સુલતાને આ ગમત જોઇ. ત્યારપછી દરીઆખાન ત્યાંથી ઉઠી એકદમ એકાંતમાં ચાલ્યો ગયો. સુલતાન પોતે એકલો રહ્યો, અને દરીઆખાનની આ વર્તણુકને ખમી શકયો નહિ. આસ્તેથી તેણે સૈયદ મુબારકના કાનમાં કહ્યું "મીરાનજી ! આ ગુલામનું નિર્લજ્જપણું જોયું ? અમને એકલા મૂકી પોતે દાર ઠાંસી પોતાની મોજશોખ માટે ઉપડી ગયો છે." મીરાને કહ્યું "બીક રાખશો નહિ ! કારણ કે આપે હમણાં જે બધું જોયું છે તે થોડા વખતમાં આપની પાસેજ આવશે. પણ તેને માટે થોડા વખતની હજુ વાર છે."

બેયત.

દરેક ચીજ પોતપોતાને વખતેજ ઉપયોગમાં આવે છે.

દરેક મેવાની ડાળી પોતપોતાને વખતેજ ફળ આપે છે.

બાગની અંદર તમુઝ મહીનામાં બનફશે તથા દી મહીનામાં ગુલાબ મેળવવા બહુજ મુસ્કેલ છે.

(તા. ક. તામુઝ=અંગ્રેજી જુલાઇ મહીનો ) આ બે મહીના સીરીયન તથા
દી = „ ડીસેંબર „ } પહેલવી પંચાગના છે.)

આખરે બન્યું પણ તેમજ. દરીઆખાનનો જનાનો, ખઝાનો તથા રુબાબ પરવરદિગાર કરશે તો આગળ વર્ણવામાં આવશે તે પ્રમાણે બધું સુલતાનના હાથમાં આવ્યું.

જ્યારે આલમખાને સાંભળ્યું કે સુલતાન શહેર બહાર રહે છે અને દરીઆખાન લશ્કર સાથે રાત શહેરમાં પસાર કરે છે અને આ તેની રીતભાતથી (સુલતાન) ઘણોજ દીલગીર તથા હેરાન છે ત્યારે તેણે છાનામાના ધંધુકા કે જે અમદાવાદથી ત્રીસ કોસ દૂર છે અને જે તેની જાગીર હસ્તકનું ગામ હતું ત્યાંથી સુલતાનને પત્ર લખી મોકલ્યો કે "હું આપના દરબારનો નોકર છું. દરીઆખાન ઉપરીપણું, રાજ્ય સત્તા, મોજમજા તથા એશઆરામ ભોગવે છે અને અમારો પાદશાહ આવી ગરીબી તથા હેરાનગતીમાં પોતાનો વખત પસાર કરે તેવું જોઈ શકતો નથી, અને તે કારણથી હું ચુપકીથી તારી જાગીરના ખુણામાં ભરાઇ બેઠો છું. જો સુલતાનને સલતનત, મોજમજા તથા સત્તા ભોગવવાનો ઇરાદો હોય તો અમારી તરફ પધારો. તો પછી આપના દરબારના નોકરો પોતાની કમરકસી જુલમગારને દૂર કરશે (કમરમાંથી પકડી ફેંકી દેશે). સુલતાને ચરજી કે જે પક્ષી પકડનાર હતો અને સુલતાનની મહેરબાનીથી આખરે મુહાફિઝખાનનો ખિતાબ મેળવવાનું માન પામ્યો હતો તેને જુનાગઢ શકર પક્ષી લાવવાને બહાને (કે જ્યાંના શકર ઘણાજ હોશિઆર તથા બહાદુર હોય છે) મોકલ્યો. જ્યારે તેના રસ્તામાં આવેલા ધંધુકા કસબામાં પહોંચે ત્યારે આલમખાનને મળી તેની પાસેથી તાબેદારી તથા વફાદારીનું વચન લઇ પાછો આવે એવો સુલતાને તેને હુકમ

આપ્યો. ચરજી આલમખાન પાસે ગયો અને સુલતાનની ખાએશ પ્રમાણે આલમખાન તરફથી વફાદારી તથા તાબેદારીના કોલ લઇ પાછો આવ્યો. આલમખાને ચરજી સાથે એવી ગોઠવણ કરી હતી કે ધંધુકાથી ૨૦૦ સવારે નીકળી રાતોરાત કહમત્રોલના કિલ્લા આગળ આવી પહોંચે અને સુલતાને બહાર આવી તે વખતે તેઓની સાથે સામેલ થઇ આલમખાન તરફ ચાલ્યા આવવું. આખરે જે રાતને માટે ઠરાવ થયો હતો તે રાત્રે સવારો "ઘોડ બ્હેલ" ઘોડા ગાડી કિલ્લાની દિવાલ નીચે લાવ્યા અને ત્યાં ખડી કરી. સુલતાન દોરડું પકડી કિલ્લાની દિવાલ પરથી નીચે ઉતર્યો અને "ઘોડ બ્હેલ"માં સવાર થઇ ઓલીયા (સંત પુરૂષો)ની ઝડપથી રસ્તો કાપતો ચાલ્યો. સવારમાં તે "જામણુ" કસબો કે જે ઝાલાવાડ પ્રાંતની હકુમત નીચેનું એક શહેર છે અને જે અમદાવાદથી ૩૯ માઇલ દૂર આવેલું છે ત્યાં પહોંચ્યો. વજીર-ઉલ-મુલ્ક કે જે તે જગ્યાનો જાગીરદાર હતો તે સુલતાન પાસે રજુ થયો અને તેણે સુલતાનની ખીદમત ઉઠાવી. સુલતાન થોડો વખત ત્યાં ઠેર્યો અને ત્યાંથી નીકળી ધંધુકા કસ્બામાં પહોંચ્યો. આલમખાન હાજર થયો અને સુલતાનના કદમ ચુંબનનું માન મેળવવા ભાગ્યશાળી થયો. તેણે કહ્યું "સુલતાનનું પધારવું શુભ ચિન્હનું પગલું છે, અને પરવરદિગાર કરશે તો આપનું ભલું ઇચ્છનારાઓની ઇચ્છા પ્રમાણેજ કામ પાર પડશે."

ટુંકમાં દરીઆખાન પોતાના રિવાજ પ્રમાણે સવારના એક પહોર પછી પોતાને ઘેરથી નીકળી સીધો દરબારમાં ગયો ત્યારે તેને ખબર પડી કે સુલતાન આલમખાન પાસે નાશી ગયો છે. દરીઆખાને મુહાફિઝખાન કે જે તેનો મિત્ર થતો હતો તથા છુપી બાબતો જાણનાર હતો તેને પૂછ્યું "હવે શું કરવું?" તેણે કહ્યું "આ આગમચ મેં તને ગમે તેટલી વાર કહ્યું કે આ છોકરાને આંધળો કર અને તેને બદલે બીજા નાની ઉમ્મરના છોકરાને ગોઠવ કે જે તારા કહેવા પ્રમાણે ચાલે ને જેમ તું નચાવે તેમ નાચે તો પણ તેં મારૂં કહ્યું માન્યું નહિ. હજુ તેની તરફેણવાળા મજબુત થાય તે પહેલાં એકદમ એક નવો પાદશાહ ઉભો કર. લશ્કર ભેગું કરી હજુ આપણે તેને જીવતો પકડીશું."

દરીઆખાને મહમદશાહ બીજાના વંશના એક નબીરાને અમદાવાદમાંથી શોધી કાઢી સુલતાન મુજફ્ફરના ખિતાબથી તેને તખ્ત નશીન કર્યો અને તેના નામના "ખુતબા" વંચાવી તેના નામના સિક્કા પડાવવા શરૂ કર્યા. પછી પોતે પચાસ સાઠ હજાર સવાર ભેગા કરી ધંધુકા કસ્બા તરફ લશ્કર લઇ ગયો. ત્યાંથી સુલતાન (આલમખાન સાથે) બારસો સવાર લઈ આવ્યો અને અમદાવાદથી સાત કોસ દુર આવેલા ધોળકા પ્રાંતના દાહોર ગામ આગળ તેની સામા થયો. એમ કહેવાય છે કે જો કે દરીઆખાને સિપાઇઓનાં દીલ રંજન કરવા ઘણી મહેનત કરી તથા તેઓને ઘણાં વચનો આપ્યાં તોપણુ તેનાથી છુટા પડી તેઓ સુલતાન સાથે જોડાયા.

એમ કહેવાય છે કે સુલતાનની જમણી તરફના લશ્કરની સરદારી આલમખાનને સોંપવામાં આવી હતી. અને દરીઆખાન તરફથી આલમખાનની સામેની બાજુની સરદારી મુહાફિઝખાનને સોંપવામાં આવી હતી. તે બહાદુર વીર હતો અને કહેતો "હું એક વાતથી ઘણો હેરાન છું અને તે એ છે કે એક માણસથી બીજો માણસ શું કામ નાસતો હશે." સુલતાનની ડાબી બાજૂ તરફ મુજાહિદખાન બેહલીમ તથા તેનો ભાઈ મુજાહિદ–ઉલ–મુલ્ક હતા, અને તેમની સામે દુશ્મન તરફથી મુહાફિઝખાનનો ભાઇ શમશિર–ઉલ–મુલ્ક હતો. વજીહ–ઉલ–મુલ્ક, તાજખાન, અલફખાન તથા અલફખાન ખત્રી સુલતાન મહમૂદ સાથે મધ્યમાં હતા. સામી તરફથી સુલતાન સામે દરીઆખાન, સુલતાન મુજફ્ફરના નામથી ઉભો કરેલો નવો સુલતાન, અને બીજા ઉમરાવો હતા–જેવા કે દિલ્હીના પાદશાહ સિકંદરલોદીનો ભાઇ સુલતાન અલાઉદીન કે જે સુલતાન બહાદુરના વખતમાં ગુજરાત આવ્યો હતો અને (ગુજરાતના) સુલતાનની નોકરીમાં દાખલ થયો હતો. બંને મોખરા પર જે લોકોએ લડાઇ જોઇલી તેવા કસાયલા વીરોને રાખવામાં આવ્યા હતા. એમ કહેવાય છે કે બંને તરફથી મોખરા ઉપર નીમાયલા વીરો એક બીજા તરફ ધસ્યા તે પહેલાં આલમખાન અને ફતુજી એક બીજા સાથે લડાઇમાં ઉતર્યા અને બે ઘડી લગી એક બીજા સાથે તલવાર ખેલ્યા. બંને યોદ્ધાઓના શરીરમાંથી તેમજ તલવારોમાંથી અગ્નિના ભડકા તે વખતે નીક-

લતા હતા. આખરે ફતુજીનું લશ્કર હારી ગયું અને ફતુજી દરીઆખાનના લશ્કરના મધ્ય ભાગમાં ચાલ્યો ગયો. તે લશ્કર લઈ તેણે સુલતાન મહમૂદના લશ્કરના મધ્ય ભાગપર હુમલો કર્યો. સુલતાનના લશ્કરથી તેનો તાપ જેરવી શકાયો નહિ અને તેણે ધંધુકાથી દસ કોસ દૂર પશ્ચિમ તરફ રાણપુર કસ્બામાં આશ્રય લીધો અને ત્યાંથી સોરઠ પ્રાંતમાં આવેલા સરહદ પરગણાના કોતપાલીયાત ગામ જે રાણપુરથી પાંચ કોસ દૂર આવેલું છે ત્યાં ગયો. આલમખાને પરાજય પામી સાદરા જે સાબરમતી નદી પર અમદાવાદ શહેરની ઉત્તરે સત્તર કોસ દૂર આવેલું છે ત્યાં આશ્રય લીધો. દરીઆખાન વિજય અને ફતેહ મેળવી અમદાવાદ તરફ સીધાવ્યો અને ધોળકા કસબામાં મૂકામ કર્યો. પણ સુલતાન મહમૂદનું નસીબ જોરાવર હતું અને તેથી પોતાનો પરાજય થયા છતાં પણ હારેલા તેમજ વિજયી લશ્કરમાંથી સિપાઈઓની ટુકડીઓની ટુકડી થોડી આલમખાનના લશ્કરમાં સામીલ થઇ અને થોડી સુલતાનના લશ્કરમાં જોડાઇ. ત્રણ ચાર દિવસમાં આલમખાન પાસે ૧૨૦૦૦ સ્વાર ભેગા થયા. આલમખાને સુલતાનને કાગળ લખી મોકલ્યો "જો આપ અત્રે પધારશો તો પરવરદિગાર કરશે તો આ વખત બળવાખોરોના સરદારોને જીવતા પકડીશું." જ્યારે દરીઆખાને જોયું કે લશ્કર દરરોજ તેનાથી છુટું પડી સુલતાનની તહેનાતમાં જોડાય છે ત્યારે ધંધુકા મુકામે પડી રહેવાનું તેણે દુરસ્ત ધાર્યું નહિ અને અમદાવાદ તરફ સીધાવ્યો. તે તરફ જવામાં એનો વિચાર એવો હતો કે ખઝાનો તેના હાથમાં છે અને લશ્કરને પૈસા આપ્યાથી પાછા તેની તહેનાતમાં જોડાશે. જ્યારે તે શહેરના દરવાજા આગળ પહોંચ્યો ત્યારે શહેરની અંદરના માણસોએ દરવાજા બંધ કર્યા અને ઉપરથી તીર તથા દારૂગોળાનો મારો તેના પર ચલાવ્યો અને કહ્યું "તું નીમકહરામ છે. અમે દરવાજા ખોલશું નહિ." આખરે દરવાજા આગળથી ખસી ગયો અને વીરમપુરની બારી તોડી શહેરમાં દાખલ થયો. દરરોજ પોતાના માણસોને પૈસા આપી ખૂશ કરતો પણ જ્યારે રાત પડતી ત્યારે તેઓ બહાર નીકળી સુલતાનના લશ્કરમાં જઇ તેની સાથે જોડાતા. સુલતાને ત્યાંથી અમદાવાદ તરફ કૂચ કરી. દરીઆખાન

બીધો કે કદાચ શહેરના લોકો તેને પકડી સુલતાન આગળ રજુ કરશે તેથી તેણે પોતાનો જનાનો તથા ખઝાનો ફતુજી સાથે ચાંપાનેરના કિલ્લામાં મોકલી આપ્યો અને કહ્યું "તમે ત્યાં જઇ બધો પાકો બંદોબસ્ત કરજો. હું બુરહાનપુર મુબારકશાહ પાસે જઇશ અને તેને આપણી કૂમકે લાવીશ. આમ બંદોબસ્ત કરી તે પોતે બુરહાનપુર તરફ રવાના થયો. આ બનાવ હિ સ. ૯૫૦ (ઇ. સ. ૧૫૪૩)માં બન્યો.

સુલતાન ફતેહ તથા સારા નસીબથી આરૂઢ થઇ (અમદાવાદ) શહેરમાં દાખલ થયો, અને ત્યાંથી ચાંપાનેર તરફ ગયો, અને ઉતાવળી કૂચે ત્યાં જઇ કિલ્લાને ઘેરો ઘાલ્યો. ફતુજીએ લડવામાં કાંઇ બાકી રાખી નહિ, પણ મોટા માણસે કહ્યું છે તેનો પુરો અનુભવ તેણે લીધોઃ—

"તારા મુરબ્બીની સામું માથું ઉઠાવીશ તો આસમાન જેટલો ઉંચો હશે તો પણ તું પાછો પડીશ."

સુલતાને શસ્ત્રના બળથી કિલ્લો જીતી લીધો. એમ કહેવાયછે કે વિજયને દિવસે સુલતાને એટલી તો બહાદુરી તથા હિંમત દાખવી કે જેનો કયાસ પણ થઇ શકતો નથી. જે જગ્યા પર તે ઉભો હતો ત્યાં આગળના છ સાત માણસોને કિલ્લાની ઉપરના માણસોએ ગોળીથી ઠાર કર્યા પણ સુલતાન ત્યાંથી એક કદમ ડાબી યા તો જમણી બાજુ ડગ્યો નહિ, અને પોતાના માથા પરથી રાજવી છત્ર દૂર કરવા પણ ફરમાવ્યું નહિ. વઝીર અફઝલખાને છત્ર દૂર કરવાનું કહ્યું તોપણ સુલતાનને તે પસંદ પડયું નહિ અને છત્ર ધરનારને પોતે જ્યાં હતો ત્યાંજ રહેવાનું ફરમાવ્યું. સુલતાન આગળ ધસ્યો અને બહાદુર લડવૈયા તથા શૌર્યના મેદાનના સિપાઇઓ કિલ્લા પર બધી તરફથી ચઢી ગયા. ફતુજી નાસી જઇ " મુલીયા " ( મવાલીઆ ) ના કોટમાં ભરાઇ બેઠો. આખરે તેને બાંધી સુલતાન આગળ ખડો કર્યો. તેણે તેને સુરતના કિલ્લામાં કેદ કરવાનો હુકમ ફરમાવ્યો. દરીઆખાનનો બધો ખજાનો તથા જનાનો કે જેની અંદર ચારસો પાંચસો પરી જેવી ખુબસુરત સ્ત્રીઓ હતી કે કદાચ દુનીઆની આંખે તેના જેવી ખુબસુરત સ્ત્રીઓ જોઇ પણ હશે નહિ

તે સુલતાનના હાથમાં આવ્યાં તેથી સુલતાન ખુશ થયો અને દીલગીરીમાંથી છુટયો.

લાંબી વખતના તરસ્યા માણસને જંગલના સખત તાપમાં શરબતથી તૃપ્તિ મળે તે કેટલું બધું ખુશ લાગે! તે પીવાથી જીગરને ઠંડક મળે છે. તેની મીઠાશથી તાળવાને મિષ્ટાન મળે છે.

સુલતાને સૈયદ મુબારકને કહ્યું "મીરાનજી! આપના શબ્દોએ અદૃશ્યના પડદામાંથી દૃશ્યના મેદાનમાં દેખાવ દીધો છે." મીરાને કહ્યું "આ કહેવત મશહુર છે કે મૃગ ગમે તેટલો વખત લગી છુટો ફરે તોપણ આખરે સિંહના પંજાને માટેજ નિર્માણ થયલો છે."

ટુંકમાં વિજયી સુલતાન ચાંપાનેર રહ્યો અને મોજમજામાં પડયો અને પોતાની જુવાનીને ઇનસાફ આપવા લાગ્યો (જુવાનીને લાયક મોજમજામાં પડયો). આ પ્રમાણે ત્રણ મહીના પસાર થયા. સુલતાને વઝીરની પદવી અશરફ હુમાયુન બુરહાન-ઉલ-મુલ્ક બુનવાની કે જે એક ધાર્મિક તથા પાક માણસ હતો તેને આપી. એમ કહેવાય છે કે બુરહાન-ઉલ-મુલ્કે સ્વપનામાં એક વખત હઝરત મહમદ પેગંબર સાહેબને (તેના પર શાંતી રહો) જોયા. તેણે તેમને પૂછ્યું "ઓ રસુલે અલ્લા! (પરવરદિગારના રસુલ.) અમે સાંભળ્યું છે કે આપના મુબારક પરસેવામાંથી લાલ ગુલાબનું ફૂલ પેદા થયું હતું. શું તે ખરૂં છે!" હઝરત રસુલે પોતાના કપાળ પરથી પરસેવો પોતાના મુબારક હાથથી લઇ જમીન પર છાંટયો, અને તેમાંથી તાજા તથા ભરાવ લાલ ગુલાબો ઉગી નીકળ્યા."

સુલતાને મુખ્ય ઉમરાવ તથા લશ્કરના મુખ્ય સેનાપતિની પદવી આલમખાનને આપી. એક દિવસ આલમખાને અરજ કરી કે "ઇમાદ-ઉલ-મુલ્ક આપનો જુનો નોકર છે. દરીઆખાને પોતાની નિષ્ઠુરતાથી તેને દેશનિકાલ કર્યો છે. જો તેને બોલાવવાનો હુકમ આપશો તો તે આવી આપના પાદ ચુંબન કરશે (આપની તહેનાતમાં જોડાશે)." સુલતાને તેને પાછો બોલાવવાનો ફરમાન કાઢયો.

ટુંકમાં જ્યારે કપટી આસમાને સુલતાનની મુરાદ પ્રમાણે થોડાક કદમ

ભર્યાં ત્યારે તેણે (સુલતાને) તેનું ચલીતપણું ભુલી જઇ હલકા માણુસ પર મહેરબાની બતાવવા માંડી. દાખલા તરીકે મજકુર પક્ષી પકડનાર ચરજીને મુહાફિઝખાનનો ખિતાબ આપી પોતાનો ખાસ હજુરી બનાવ્યો. તે નીચ માણુસ દારૂ પીતો અને સુલતાન પાસે અમીરો તથા વઝીરોની ચાડી ચુગલી કરતો અને પોતાને સુલતાનનું ખાસ ભલું ઇચ્છનાર તથા વફાદાર સલાહકાર તરીકે જાહેર કરતો. આ કારણને લીધે અમીરો તથા વઝીરો દીલગીર હતા. આ અરસામાં માન્દુથી ઇમાદ–ઉલ–મુલ્ક આવ્યો. સુલતાને ઘણું જ માન અકરામ તેને આપ્યું અને ભરૂચ સરકાર તથા સુરતનું બંદર તેને જાગીરમાં આપ્યા કે જેથી તે ત્યાં જઇ પોતાનો સામન સરંજામ તૈયાર કરે.

આ અરસામાં પક્ષી પકડનાર ચરજીએ એક વખત દારૂની મજલીસ માં સુલતાનને અરજ કરી “ નવા તંબુને નવાં દોરડાં જોઇએ. આ જુનાં દોરડાં કામમાં આવે એમ નથી. તેટલા માટે તેની હયાતી કરતાં તેનું મોત વધારે સારૂં છે. બીજાઓને માટે ઇલાજ કરીએ તે આગમચ એક તો સુલ-તાન અલ્લાઉદ્દીન કે જે દાહોર આગળ દરીઆખાન સાથે લડાઇ થઇ તે વખત તેનો સાથી હતો તથા બીજો મલિકજી શુનીઅતખાન કે જે બંડખોર-માંનો એક છે તે બંનેને મારી નાંખવા જોઈએ કે જેથી બીજા લોકો તેના ઉપરથી ધડો લે. સુલતાને આ વાત સાંભળી પોતાના વઝીરો તથા અમીરોની સલાહ લીધા વગર તરતજ બંને અમીરોને ગરદન મારવા તથા તેઓને ફાંસીને લાકડે લટકાવવા હુકમ કાઢયો અને તરતજ પોતે ખાનગીમાં ચાલ્યો ગયો, અને કોઇ પણ વઝીર તથા અમીરને ત્રણ દિવસ લગી મળવાની રજા આપી નહિ. આખરે આલમખાન લોદીએ ઇમાદ–ઉલ–મુલ્કને કહ્યું “ સુલતાન સિકંદર લોદીનો ભાઈ સુલતાન અલ્લાઉદ્દીન આજ ત્રણ દિવસ થયાં ફાંસીના લાકડા પર લટકે છે. આપ સુલતાનને અરજ કરી તેના શબને ત્યાંથી ઉઠાવવાની પરવાનગી માગો અને આપણે તેને દફન કરીએ. ” મલિકે કહ્યું “ મેં મારી જાગીરમાં જવાની રજા લીધી છે. ” આલમખાને કહ્યું “ ફીકર નહિ. આપે જવું જોઇએ. ” ઇમાદ–ઉલ–મુલ્ક દરબારમાં ગયો. ચરજી સુલતાન પાસેથી બહાર આવ્યો અને પૂછયું “ મલિકજી ! આપને તો આપની

જાગીરમાં જવાની રજા મળી છે. આપ પાછા કેમ પધાર્યા છો?" મલિકે કહ્યું "આજ ત્રણ દિવસ થયાં સુલતાન અલ્લાઉદ્દીન લોદી ફાંસીના લાકડા નીચે લટકે છે. જાઓ અને સુલતાનને અરજ કરો કે જો પોતે હુકમ આપે તો અમે તેને દફન કરીએ". આ હલકો માણુસ હસ્યો અને નીચ વૃતિથી કહ્યું "મલિકજી આજતો અમે બે રાજ્યદ્રોહી માર્યા છે. થોડા વખતમાં બીજા વધારેને પણ ઠાર કરીશું. આપને શું કામ છે! જાઓ, તમે તમારી જાગીરમાં જાઓ." આ શબ્દો સાંભળી ઇમાદ-ઉલ-મુલ્કના દીલમાં અગ્નિ પ્રદીપ્ત થયો અને તેણે કહ્યું "મારા વહાલા ખાન! બીજાઓ એવા પક્ષી નથી કે તમારાથી ઠાર થશે" અને ત્યાંથી ઉઠી ચાલતો થયો, અને પોતે જે સાંભળ્યું હતુ તે જઇને આલમખાનને નિવેદન કર્યું અને કહ્યું "જો તમારે થોડા વખત જીવતા રહેવું હોય તો આ (બદબખ્ત) કમનસીબ ચરજીને ઠાર કરો અને સુલતાનને નજર કેદ કરી શહેરમાં રાખો". પછી પોતે તંબુએ જઈ પોતાની જાગીર તરફ વિદાય થયો.

આલમખાન, વજીહ-ઉલ-મુલ્ક, અલપખાન ખત્રી તથા બુરહાન-ઉલ-મુલ્ક સિવાય લશ્કરના બધા સરદારોએ ભેગા થઇ વિચાર કર્યો કે આપણે જ્યાં લગી ચરજીને ઠાર ન કરીએ ત્યાં લગી આપણે સુલતાનને સલામ ભરવી નહિ. આલમખાન તથા બધા અમીરોએ શસ્ત્ર સજી સવાર થઇ તે પહેલાં બંને માર્યા ગયલા આદમીઓને ફાંસીના લાકડા પરથી નીચે ઉતારી દફન કર્યા. ત્યાર પછી તેઓ મહેલની મોટી મસજીદ આગળ આવ્યા અને ત્યાં બેઠા. તેઓએ સુલતાનના મહેલને ઘેરો ઘાલ્યો અને આ પ્રમાણે ત્રણ દિવસ લગી ચાલ્યું. આખરે પાણી ખુટ્યું અને સુલતાન લાચાર થયો. તેણે બુરહાન-ઉલ-મુલ્ક વઝીરને તેઓની માગણી શું છે તે જાણવા મોકલ્યો. તેઓએ કહ્યું 'અમે સુલતાનના નોકર છઇએ. સુલતાન તરફથી અમારે કાંઇપણ ફરિયાદનું કારણ નથી. પણ ચરજીને અમારી પાસે મોકલો કારણકે તે સુલતાનની તહેનાતમાં રહેવા લાયક આદમી નથી. તે કમનસીબ માણુસ સુલતાનને ખોટે રસ્તે દોરવે છે." આ બાબત પર ઘણું વિવેચન ચાલ્યું. સુલતાનને ચરજીને મોકલી આપવાની વાત પસંદ પડી નહિ. આખરે

બુરહાન-ઉલ-મુલ્ક તથા અફઝલખાને આલમખાનને કહ્યું " આ વાતને હવે વધારે છેડો નહિ. થોડો વખત પછી તમે સુલતાનને જે કહેશો તે તે માન્ય રાખશે " તેઓએ કહ્યું " અમે બળવાખોર નથી પણ સુલતાનના નોકર છીએ. અમને સુલતાનની હજુરમાં લઇ જાઓ. અમે તેને સલામ ભરી પાછા ફરીએ ". સુલતાને બહાર આવી તેઓની મુલાકાત લીધી, અને અમીરોનો દરબાર ભર્યો. તેમાંનો એક દરબારી જે ચરજીનો મિત્ર થતો હતો તેણે તેને કહેવડાવ્યું " તમે આ દરબારમાં હાજર થશો નહિ. નહિતર તમને ખચ્ચીત તેઓ ઠાર કરશે. " આ હલકા માણસે પાદશાહની મહેરબાનીના ફાંકાથી દોરાઇ જઇ તેની સલાહ માની નહિ. જ્યારે અમીરો દરબારમાં આવ્યા ત્યારે સલામ ભરી તેઓ અદબ વાળી ઉભા રહ્યા. ચરજી દારૂથી મસ્ત થઇ મગરૂરીથી દરબારમાં આવ્યો અને તખ્તના પાયાને પકડી સુલતાનની પાછળ ઉભો રહ્યો. જ્યારે આલમખાનની નજર ચરજી ઉપર પડી ત્યારે તેના ગુસ્સાનો અગ્નિ પ્રદીપ્ત થયો અને તે કમનસીબને ઠાર કરવા પોતાના માણસોને ઇશારત કરી. આલમખાનના હજુરીઆ-માન્દૂનો સૈયદ ચાંદ ( જહાદ ), સાલેહમહમદ અલાદીયા અને મલિક લાદન-એ સઘળા પોતાની તલવાર ખેંચી ચરજી પર ધસ્યા. ચરજી નાસી જઇ પાદશાહના તખ્ત નીચે ભરાઇ ગયો તેઓએ તેના વાળ પકડી ત્યાંથી તેને બહાર ખેંચી કાઢયો, અને તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા. તેણે ગમે તેટલી બુમો મારી અને સુલતાને તેઓને વાર્યા તોપણ તે બધું વ્યર્થ ગયું. સુલતાને પોતાનો ખંજર ખેંચી પોતાના પેટમાં ભોંકી, પણ અલપખાને સુલતાનનો હાથ પકડયો. કચરનો થોડો ભાગ સુલતાનને ભોંકાયો, અને ત્યાં શોરબકોર થઇ રહ્યો. ચરજીને બહાર લઇ ગયા અને દફન કર્યો. સુલતાનના ઝખમો બાંધ્યા અને તેને પહેરા નીચે મૂકયો. ત્યારથી સુલતાનની હકુમત પરવારી અને અમીરોના હાથમાં ગઇ. ત્યારથી પહેલાની માફક તેને નજરકેદ રાખવા માંડયો અને સુલતાનના હાથમાં કાંઇ પણ સત્તા તેઓએ રહેવા દીધી નહિ. તેની હલકા માણસ પ્રત્યેની મહેરબાનીનું આ ફળ આવ્યું અને નીચ મનુષ્યોની સંગતે તેના પગ પર બેડી જકડી

એક મોટા માણસે કહ્યું છેઃ—

હલકા માણસ પ્રત્યે જે મહેરબાની બતાવે છે તે ખરો રાજા નથી. હલકઇ જુદી વાત છે અને પાદશાહી જુદી વાત છે. (એ બંને વચ્ચે ઘણું અંતર છે.)

જે પાદશાહ હલકા તથા નીચ મનુષ્યો તરફ મહેરબાની બતાવવાની રીત આદરે છે તે પોતાના સુખની જમીનમાં દુઃખનું બી રોપે છે અને આખરે પોતાના વાવેલા બીનું ફળ મેળવે છે.

એમ કહેવાય છે કે જે દિવસે સુલતાને ચરજીને મુહાફિઝખાનનો ખિતાબ આપ્યો તે દિવસે અફઝલખાન વઝીરે અજ્ઞાનતાનો ઢોંગ કરી પૂછ્યું "મુહાફિઝખાન કઇ કોમનો આદમી છે તેની કોઇને ખબર છે?" મલિક અમીન કમાલ જે મશ્કરો તથા કવિ હતો તેણે કહ્યું "હા! મને ખબર છે. તે પરમારની કોમનો માણસ છે અને નડિયાદ તેની ગરાસ છે." પરમાર રજપુતની એક કોમનું નામ છે અને ગુજરાતના એક પરગણાનો નડીયાદ કસબો છે. પરમાર શબ્દ પર શ્લેષાલંકાર છે ને તેનો અર્થ દેખીતો છે. નડીયાદ શબ્દ પર શ્લેષાલંકાર એ છે કે "નર" "નળ" એક લાંબી પોલી લાકડી કે જેનાથી પક્ષી પકડવામાં આવે છે તેને કહે છે અને નરીયા એક પક્ષી પકડનાર જાનવરને કહે છે. અમીન-ઉલ-મુલ્કની નીચેની ટોળ પણ મશહુર છેઃ—

એક દિવસ સુલતાન મહમૂદે ખોજા ખાનજહાનને પૂછ્યું "તારી જાત કઇ?" તેણે કહ્યું "હું પકડાયો ત્યારે બહુજ નાની ઉમરનો હતો તેથી મને યાદ નથી." મલિકે કહ્યું "હુ ખાનજહાન કઇ જાતના છે તે જાણું છું." સુલતાને કહ્યું "કહો ત્યારે". તેણે કહ્યું "ખાનજહાન વાઘેલ કોમનો છે" (વાઘેલ રજપુતોની એક કોમનું નામ છે, અને હિંદી ભાષામાં બાધેલ અથવા વાધેલ ખોજાઓને કહે છે.) સુલતાન ખૂબ હસ્યો અને મલિક અમીનને કેટલાક લાખ દામ ઇનામમાં આપ્યા.

ટુંકમાં આલમખાન, વજીહ-ઉલ-મુલ્ક, મુજાહિદખાન તથા મુજાહિદ-ઉલ-મુલ્ક કે જે રાજ્યના તથા લશ્કરના મોટા ઉમરાવો હતા તેઓએ એક-બીજા સાથે એવું નક્કી કર્યું કે એક દિવસ આલમખાને જાતે સુલતાનની

ચોકી કરવી, બીજે દિવસે આલમખાનના ભાઈ શુજા–ઉલ–મુલ્ક તથા વજીહ–ઉલ–મુલ્કે, ત્રીજે દિવસે મુજાહિદખાન તથા મુજાહિદ–ઉલ–મુલ્ક બેહલીમ, કે જે બંને ભાઇઓ થતા હતા તથા આલમખાનના દુધ ભાઇ અઝમહુમાયુને સુલતાનની ચોકી કરવી. આ પ્રમાણે સુલતાનની દેખરેખનો બંદોબસ્ત આલમખાને રાખ્યો, અને અમદાવાદ આવ્યા પછી પણ આજ પ્રમાણે તેની ચોકી જારી રાખી. જ્યારે સુલતાનને ચોગાન રમવાની મરજી થતી ત્યારે ભદ્રના મહેલમાં ચોગાન રમવાને મેદાન હતું ત્યાં તે રમતો, પણ ભદ્રના દરવાજા બહાર આવવાની તેનામાં સત્તા નહોતી.

ટુંકમાં આલમખાનનો ભાઇ શુજા–ઉલ–મુલ્ક અવાર નવાર મુજાહિદખાન બેહલીમ કે જે ભારે શરીરનો તથા મોટા પેટવાળો હતો તેની મજાક કરતો. આ ટોળ નિસાર–ઉલ–મુલ્ક કે જે મુજાહિદખાનની જાગીરનો મુનીમ તથા તેનો ખાનગી વઝીર હતો તેને તથા તેના ભાઇને પસંદ પડતી નહિ અને તેઓને ઘણું લાગી આવતું. મુજાહિદખાન તથા મુજાહિદ–ઉલ–મુલ્ક પાસે લગભગ હજાર બારસે સવાર હતા અને તેના નિભાવ માટે સોરઠના એક હજાર ગામ તેમની પાસે હતા. એક દિવસ અમીરો દરબારમાં ભેગા થયા હતા અને તેઓએ એકબીજાને કહ્યું "સુલતાનને આ પ્રમાણે ચોકીમાં રાખવો સલાહ ભરેલું નથી. તેને આંધળો કરી બીજા છોકરાને તેની જગ્યાએ ઉભો કરવો. બલકે બીજા છોકરાની પણ શું જરૂર છે? કારણ કે તે પણ કાંટા રૂપ થઇ પડશે. રાજ્યને વહેંચી દરેક જણે પોતપોતાની સરહદ પર રહેવું." કહેતાની સાથમાં તેઓએ તે પ્રમાણે કરવા માંડયું, અને રાજ્યના હીસ્સા પાડવા લાગ્યા અને કહ્યું કે ફલાણાએ ફલાણો ભાગ લેવો ને ફલાણાએ ફલાણો. નિસાર–ઉલ–મુલ્કે કહ્યું "અમારા સાહેબને કયો મુલક આપો છો; શુજા–ઉલ–મુલ્કે કહ્યું" "મુજાહિદખાનના પેટને હવે વધારે જાગીરની જરૂર નથી. બલકે તેની પાસે છે તેમાંથી પણ કમી કરવું જોઇએ." મુજાહિદખાને આને ટોળ ગણી કાઢી. હીસ્સા વહેંચાયા પછી અમીરો પોતપોતાની જગ્યાએ ગયા. જો કે મુજાહિદખાને શુજા–ઉલ–મુલ્કના શબ્દોની દરકાર કરી નહિ પણ તેના વઝીર નિસાર–ઉલ–મુલ્કને ઘણું ખોટું લાગ્યું

અને કહ્યું "જો શુજા-ઉલ-મુલ્ક દેખીતી મશ્કરીમાં આ શબ્દ બોલ્યો છે તો પણ નક્કી છે કે "વાસણમાંથી તેની અંદરની ચીજનીજ વાસ બહાર આવે છે", અને તેઓ આપનાં તરફ કેવી લાગણી ધરાવે છે તે આ ઉપરથી માલમ પડે છે."

કાંઇ પણ બને તે આગમચ તેનો ઇલાજ કરવો જોઇએ. જ્યારે હાથમાંથી બાજી જાય છે ત્યારે તેને માટે પસ્તાવો કરવો વ્યર્થ છે.

બીજા ઉમરાવો કરતાં નિસાર-ઉલ-મુલ્ક સુલતાન પાસે ઘણીવાર આવ જા કરતો. અમીરોએ સુલતાનને આંધળો કરવાનો જે નિશ્ચય કર્યો હતો તે વાતની સુલતાનને ખબર પડી હતી. આ વાત સાંભળી સુલતાન તે વખતે ઘણું રડયો અને પછી મનમાં વિચાર કરતો અને કહેતો "મને આંધળો કરે તેના કરતાં મારી નાંખે તો હું ખુશી થઇશ." નિસાર-ઉલ-મુલ્કે એક રાતના સુલતાનને અરજ કરી "હું આપનો નોકર છું, અને જો આપ સાંભળો તો હું કાંઈ કહેવા માગું છું." સુલતાને ધાર્યું કે "કદાચ એ પણ મુકબિલખાનના છોકરાની માફકજ કહેવા માગતો હોય (કે જે વિષે આપણે ઉપર વર્ણન કરી ગયા છઇએ) અને તેને લીધે વળી મારા પાસબાનો મારાતરફ વધારે સખત પગલાં આદરે." તે ઉપરથી તેણે કહ્યું "મને શું કહેવા માગે છે? અને મારે શું કરવું?" તેણે સુલતાનને જાહેર કર્યું કે "દુનીઆના સુલતાન! આપે અમીરોનો ઠરાવ સાંભળ્યો હશે, અને તે આપને આંધળો કરવાનો છે. આપ તે ...નો પ્રયત્ન કરો." સુલતાને કહ્યું ""મને કોણ મદદ કરવાનું છે?" તેણે કહ્યું "મુજાહિદખાન તથા મુજાહિદ-ઉલ-મુલ્ક કે જેઓ પાસ દસ બાર હજાર સવાર તૈયાર છે. જો આપ હુકમ ફરમાવો તો બધાને સજ્જ કરી હાજર કરૂં. જ્યારે રાતના છેલ્લા ભાગની બે ઘડી બાકી રહે ત્યારે (સુલતાને) રાજવીછત્ર ઓઢી આલમખાન તથા વજીહ-ઉલ-મુલ્કના ઘર પર દરોરો પાડવો. એટલે તેઓના ઘર લુંટવાનો હુકમ આપવો. તેઓ બન્ને જણ ઉંઘતા હશે અને પરવરદિગાર કરશે તો લશ્કર ભેગું થશે તે પહેલાં આપણે તેમને જીવતાં પકડીશું યાતો દેશનિકાલના જંગલમાં રખડવા તેઓને મોકલી આપીશું." સુલતાને કહ્યું "ત્યારે

મુજાહિદખાન તથા મુજાહિદ-ઉલ-મુલ્કને બોલાવો અને તેમને અમને કોલ આપવાનું કહો." તેઓ હાજર હતાજ કારણ કે રાતના આલમખાનના દુધભાઇ આઝમ હુમાયુન સાથે તેમનો ચોકીનો વારો હતો. મજકુર બંને અમીરો નિસાર-ઉલ-મુલ્ક સાથે આવ્યા અને કુરાને શરીફ પર સોગંદ ખાધા. સુલતાને કહ્યું "આઝમ હુમાયુન હાજર છે અને તેનાથી આ વાત કેમ છુપી રહેશે ?" નિસાર-ઉલ-મુલ્કે કહ્યું "હું હમણાં તેને ઘેર મોકલી આપું છું", અને આઝમ હુમાયુન પાસે આવી તેને ખાસ વાતચીતમાં રોકાયો. તે અરસામાં આઝમ હુમાયુન એક વારંગના સાથે પ્યારમાં પડયો હતો અને દરેક વખત પોતાના દોસ્તો પાસે તેના તરફના પોતાના પ્યારનું વર્ણન કરતો. નિસાર-ઉલ-મુલ્કે તેની સાથે વાતચીત શરૂ કરી અને કહ્યું "જે માણસને મારા જેવો ભલું ઇચ્છનાર મિત્ર છે તેણે શું કામ આટલું બધું દરદ તથા દુઃખ વેઠવું જોઇએ ? આપના આદમીઓ ચોકી કરે છે. આપ આપની પ્રિયા પાસે જાઓ અને તેની સોહબતની મિઠાસનો લ્હાવો લો. હું સમજું છું ને તે વાત છાની રાખીશ." આઝમ હુમાયુને કહ્યું "આલમખાન રાતના બે ત્રણ વખત મારી ખબર કાઢવા કોઈને મોકલે છે." તેણે કહ્યું "તમારા બીસ્તરા પર એક તકીઓ લાંબો ગોઠવો અને તેના ઉપર ચાદર બીછાવો. એક નોકરને હુકમ આપો કે તે બીસ્તરા નીચે બેસે અને આપની પગચંપી કરતો હોય એવો ઢોંગ કરે, કે જેથી આલમખાન તરફથી જે કોઇ માણસ આવે તે આપને સુતા જોઇ પાછો ચાલ્યો જાય." આઝમ હુમાયુને તે પ્રમાણે કર્યું, અને નિસાર-ઉલ-મુલ્ક સુલતાન પાસે ગયો અને કહ્યું કે "આઝમ હુમાયુનને મેં ઘેરે મોકલી દીધો છે, અને અમારામાંના પાંચસો માણસને દીવાનખાનામાં લાવ્યો છું. બીજા પાંચ છ હજાર શસ્ત્રથી સજ્જ થયલા સવારોને નીકુરબઝારમાં રાખ્યા છે. ઠરાવ પ્રમાણે રાતની બે ઘડી બાકી રહે ત્યારે (સુલતાને) આપે છત્ર ધારણ કરી બહાર આવવું અને આઝમ હુમાયુનના જે થોડા માણસો રહ્યા હશે તેમને આપણે ત્યાંને ત્યાંજ ઠાર કરીશું, અને હરામખોર ઉમરાવોના ઘર પર દરોરો પાડીશું અને પરવરદિગાર કરશે તો આપણી મતલબ પાર પડશે."

સુલતાને તે પ્રમાણે કર્યું અને રાતની બે ઘડી બાકી રહી એટલે છત્ર ધારણ કરી નગારાવાળા હાથીઓને આગળ કરી બહાર આવ્યો. જ્યારે શહેરના લોકોએ જોયું કે સુલતાન બહાર આવ્યો છે ત્યારે દરેક ખુણા તથા દરેક તરફથી લોકોનાં ટોળેટોળાં ભેગાં થયાં. સુલતાને દગાખોર આલમખાન તથા વજીહ–ઉલ–મુલ્કના ઘર પર દરોરો પાડવાનો હુકમ આપ્યો અને તેઓને શહેરમાંથી હાંકી કાઢવાનો ફરમાન કાઢયો. નિસાર–ઉલ–મુલ્ક લશ્કર લઇ આગળ ચાલતો થયો અને સુલતાન તેની પાછળ ધીમે ધીમે આવ્યો. આલમખાન તથા વજીહ–ઉલ–મુલ્કનાં ઘરો જમાલપુર દરવાજા નજીક શહેર બહાર હતા. તેઓએ આખી રાત નાચની બેઠકમાં પસાર કરી હતી. વળી દારૂ પી રાતની આખરમાં સુઇ ગયા હતા અને તેઓ નિરાંત હતા અને રાતના હુમલમાંથી શું નીકળવાનું છે અને શું નીકળ્યું તે બનાવથી અજાણ હતા અને સવારના પહોરમાં તેમના માથા પર આવો દરોરો આવશે તે તેમના ક્યાસમાં પણ નહોતું, કારણ કે આખું લશ્કર તેમના હુકમ નીચે હતું અને સુલતાન કેદમાં હતો અને તેમની પાસે ત્રણચાર હજાર લડાઇમાં કસાયલા લડવૈયા સવારો હતા કે જે સુલતાનની દર રાત ચોકી કરતા હતા. આને લીધે કરીને તેઓના વિચારમાં પણ કેમ આવે કે દુનીઆમાં કોઇ એવો વીર છે કે જેની તરફથી તેમને કાંઇ નુકસાન પહોંચે. નીચલી કવિતાથી તેઓ અજ્ઞાન હતાઃ—

જ્યારે ખરાબ નસીબ ગળું પકડે છે (જ્યારે ખરાબ વખત આવે છે)
ત્યારે ગરદનની રગો સાંકળનું કામ કરે છે.

એમ કહેવાય છે કે આલમખાન તથા વજીહ–ઉલ–મુલ્કના મહેલમાં જે વખતે આ ઘોંઘાટ થયો ત્યારે માણુસો નિદ્રામાંથી જાગ્યા નહોતા. આલમખાન જાગૃત થયો અને પૂછ્યું "આ શું છે"? અને મહેલના ઝરૂખામાં આવી જોયું તો શહેરના બદમાશો તેના ઘર પર ચઢી આવ્યા હતા અને બુમ મારતા હતા કે સુલતાનનો હુકમ એવો છે કે દગાખોર મહેલ બહાર જાય નહિ.

આલમખાન "જનાબત"માં હતો તેથી ઠંડા પાણીનું મટકું તેણે

પોતાના માથા પર રેડયું અને એક ચોકીદારનો ઘોડો હાજર હતો તે પર સવાર થઇ બહાર આવ્યો. તેણે કેટલાક સવારોને પોતા તરફ ધસી આવતા જોયા. તેમના પર હુમલો કરી તેણે એકને ઠાર કર્યો અને બીજાઓએ તેને રસ્તો આપ્યો એટલે તે ચાલ્યો ગયો. પેલા સવારોએ તેની પુંઠ પકડી અને બીજાઓ તેમની સાથે સામેલ થયા. જ્યારે તેઓ આલમખાનને ઠાર કરવાના ઇરાદાથી તેની પાસે પહોંચ્યા ત્યારે સાલેહ મહમદ અલાદીયા કે જેણે ચરજીને ઠાર કર્યો હતો અને શેખ અરઝાની મુલતાનીનો ભાઇ જે તેની સાથે હતા તેઓ પાછા ફરી સવારો સાથે હાથોહાથ લડાઇમાં ઉતર્યા અને માર્યા ગયા. આલમખાન આ તકનો લાભ લઇ નાસી ગયો. આલમખાનનો મહેલ લોકોએ લૂંટી લીધો અને તેના ઘરના નાના મોટા બધા કેદ પકડાયા.

ગુજરાતના વિશ્વાસપાત્ર આદમીઓ એમ કહે છે કે આલમખાનની તહેનાતમાં કબીર મહમદ નામનો માણસ હતો કે જેણે આલમખાનની નોકરીમાં પોતાની જીંદગીનો મોટો ભાગ કાઢયો હતો અને તેમાંજ બુઝરગ થયો હતો. દુનીઆનો ટાઢ તડકો વેઠયા હતા અને વખતની હાથ ચાલાકી તથા દુનીઆની લુચ્ચાઈ તથા કપટીપણું પણ જોયાં હતાં. જ્યારે આલમખાને સુલતાનને પોતાના કબજામાં લીધો અને તેને ભદ્રના કિલ્લાના દરવાજામાંથી બહાર જવા દીધો નહિ, અને આઝમ હુમાયુનને પોતાના પાંચ છ હજાર કસાયલા તથા નીમકહલાલ સવાર સાથે સુલતાનની ચોકી કરવા નીમી પોતે (આલમખાન) શહેર બહાર “ અસુરીયાં ” ( આસ્તોડીયા ) રહેવા લાગ્યો અને આઝમ હુમાયુન જે પોતાનો ભત્રીજો થતો હતો તેને સુલતાનની ચોકી કરવા મુકી પોતે પોતાને ઘેર જઈ એશઆરામ તથા ખાના પીનામાં મશગુલ થયો ત્યારે મજકુર કબીર મહમદે એક દિવસ આલમખાનને કહ્યું “ સાહેબ, આપે સિંહને પાંજરામાં પુર્યો છે અને નિરાંતે બેઠા છો: તેની સખ્ત ચોકી રાખવા આપે પ્રયત્ન કરવો જોઇએ યા તો આપે જાતે ચોકી કરવી જોઇએ. આગળ શું બન્યું છે તેનો વિચાર કરો અને એક દિવસ તે પોતાની સાંકળ તોડી નાંખી દુનીઆને ઉંધી વાળી નાંખે તેનો ખ્યાલ રાખજો, અને તે દિવસ કોઇ તેની સામું થઇ શકશે નહિ.” આલમખાને કાં પણ જવાબ

આપ્યો નહિ. આખું લશ્કર તથા બધા ઉમરાવો તેની તરફેણમાં હતા તેથી કબીર મહમદની સલાહ પર તેણે લક્ષ આપ્યું નહિ. પણ કબીર મહમદ સિંહ જેવો બહાદુર હતો, અને મહાવરાના અરસામાં જે દિવસ આલમખાન પર આ મુશીબત આખરે આવી, તેનો પડછાયો તેણે પહેલેથીજ જોયો હતો. સુલતાનના ફીતનાની શરૂઆતથીજ દર રાતના હથિઆર સજી રાત પૂરી થાય ત્યાં લગી તે આલમખાન પાસ બેસી રહેતો.

આ પ્રમાણે તે શ્રાપવાળો દિવસ આવ્યો ત્યાં લગી દર રાતના બેસી રહેતો અને આ બનાવની રાહ જોતો. જ્યારે આલમખાનનું ઘર લુંટવા લશ્કર આવ્યું ત્યારે જમાલપુર દરવાજા આગળના અડધા બીસમાર મિનારા પર કોઇ ચઢ્યું અને તેણે મોટા અવાજથી બૂમ મારી કે સુલતાનનો એવો હુકમ થયો છે કે આલમખાનનું ઘર લૂટી લેવું. આલમખાને આખી રાત મોજમજા તથા એશઆરામમાં દારૂ પી પસાર કરી હતી ને રાત ખતમ થતાં સુઇ ગયો હતો. જ્યારે કબીર મહમદના કાન પર આ અવાજ પડયો ત્યારે તરત તે ઝનાનાનાં આવ્યો અને મોટેથી બોલ્યો ‘ ખાનને જગાડો કારણકે હમણાં સુલતાન આવી પહોંચશે.” જે ખવાસ તેની (આલમખાનની) તહેનાતમાં હતો તેણે ખાનને જાગૃત કર્યો. તેણે પૂછ્યું “ આ શોરબકોર શાનો છે ?” કબીર મહમદે કહ્યું “ જે શોરબકોર મેં પહેલેજ દિવસે ધાર્યો હતો તેજ છે. આપે જે સિંહને પાંજરામાં પૂર્યો છે તેણે પોતાની સાંકળ તોડી નાંખી છે. આપ જલદીથી બહાર આવો.” આલમખાન બહાર આવ્યો અને તેનાજ (કબીરના) ઘોડા પર સવાર થઇ ચાલતો થયો. ચાર સવારોએ ખાનનો રસ્તો બંધ કર્યો હતો. બહાદુર કબીર મહમદે તે ચારે સાથે લડાઇ કરી અને ચારમાંના ત્રણને ઘોડા પરથી નાખી દીધા. તેમાંના રહેલા છેલ્લા (ચોથાએ) કબીર મહમદનું નામ પૂરૂં કર્યું (કબીર મહમદને ઠાર કર્યો). આ અરસામાં આલમખાન ઘણો આગળ નીકળી ગયો હતો. નીમકહલાલ કબીર મહમદના રૂહ પર તથા તેના અમૂલ્ય અનુભવ પર પરવરદિગારની દયા થાઓ !

વજીહ-ઉલ-મુલ્કનું ઘર પણ લુંટી લેવામાં આવ્યું. પણ તેનાં બૈરાં

છોકરાં તથા નોકરો છુપાઇ ગયા અને હાથમાં આવ્યા નહિ. એમ કહેવાય છે કે જ્યારે સુલતાન નિકુર બજારમાં આવ્યો ત્યારે તેણે નાસિર–ઉલ–મુલ્કના ભાઇ અયુરબખાનને પોતાના (જુના) વઝીર અફઝલખાનને બોલાવવા મોકલ્યો. તેનું ઘર રસ્તામાંજ હતું. જ્યારે સુલતાન તેના ઘરના દરવાજા પર પહોંચ્યો ત્યારે તેણે બહાર આવી સુલતાનને સલામ કરી, અને તેના રેકાબનું ચુંબન કરી તેની સાથે ગયો. આ ઝમાન સુધી તેણે પોતાના ઘર બહાર પગ મુકયો નહોતો, કે જેનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે. એમ કહેવાય છે કે સુલતાન જમાલપુર દરવાજે પહોંચ્યો તે પહેલાં રસ્તામાં બાઝારના લોકો આલમખાન તથા વજીહ–ઉલ–મુલ્કના ઘરના ભારોટીઆઓ લઇ આવતા હતા અને કહેતા હતા કે હરામખોરો નાસી ગયા છે અને તેમના ઘર લૂંટી લેવામાં આવ્યા છે.

લોકોનું ટોળું અગ્નિ જેવું છે. જ્યાં તે જાય છે ત્યાં બધું ભસ્મ કરે છે.

સુલતાન ત્યાંથી નીકળી પોતાના મહેલ તરફ ગયો. આ બીના હિ. સન ૯૫૨ માં બની. (ઇ. સ. ૧૫૪૨).

આલમખાન તથા વજીહ–ઉલ–મુલ્ક પર ફતેહ મેળવ્યા પછી સુલતાનને પુરસદ મળી અને રાજ્યદ્વારની બાબતો આગળની માફક સુલતાનના હાથમાં આવી. આલમખાન નાસી જઇ પીથાપુર કે જે એક હિંદુ સરદારનું ગામ છે ત્યાં ગયો, અને ત્યાંથી દરીઆખાન કે જેણે દખણમાં આશ્રય લીધો હતો તેને લખ્યું "મેં જે કર્યું છે તેને માટે હું પશ્ચાતાપ કરૂં છું, અને હાલ જે ફળ ભોગવું છું તે તેનાંજ છે. (મારાં કૃત્યોનાંજ) આપ જલદી અત્રે પધારો અને આપણે ભેગા થઇ કામ કરીશું. દરીઆખાન દખણમાં ઘણીજ ખરાબ હાલતમાં હતો. પોતાનાં કિંમતી જવાહીરો ઘણીજ જુજ કિંમતમાં વેચી નાંખતો અને તેની આવક પર પોતાનો વખત પસાર કરતો હતો. જ્યારે આલમખાન પોતાને પાછો બોલાવે છે તે વાત તેણે જાણી ત્યારે ત્યાંથી ઉતાવળી કુચે નીકળી આવ્યો. આલમખાન તેને લેવા ગયો. નેપપુરા ગામમાં તેઓ મળ્યા. દરીઆખાને કહ્યું "હું મારા અનુભવ તથા

પુર વિચારથી તેને કેદમાં રાખતો હતો ". આલમખાને કહ્યું " ગઇ ગુજરી જવા દો. હવે આપણે વેર લેવાનું પગલું આરંભવું જોઇએ." દરીઆખાને કહ્યું " આપણી પાસે પૈસા નથી. આપનો મિત્ર અલપખાન અંકલેશ્વર કે જે ભરૂચથી ત્રણ કોસ દૂર નર્બદા નદી પર આવ્યું છે ત્યાં રહે છે. આપ તેની પાસે જાઓ અને તેની મુલાકાત લો, અને જો બને તો ઇમાદ–ઉલ–મુલ્કની પણ મુલાકાત લો. આ ઘણું સલાહ ભરેલું છે, કારણકે તેમની પાસેથી ખરચના પૈસા લેવાની જરૂર છે. "

આલમખાન પોતાની સાથે પાંચસે બહાદુર સવાર લઇ ઉતાવળી કૂચે અંકલેશ્વર તરફ સીધાવ્યો અને ત્યાં જઇ સીધો અલપખાનના મુકામે ગયો અને ઘોડા પરથી નીચે ઉતર્યો. અલપખાન ઈમાદ–ઉલ–મુલ્ક પાસે ભરુચ ગયો હતો. આલમખાને અલપખાનના ઘરના માણસોને કહેવડાવ્યું " અમે ભૂખ્યા છીએ. અમારે માટે કાંઇ ખાવાનું મોકલી આપો." જો કે આલમખાન તથા અલપખાન ઘાડા દોસ્ત હતા તોપણ હાલ અલપ્ખાન સુલતાનની નોકરીમાં અને આલમખાન બળવાખોર હતો તેથી આ વખતે તેને ખોરાક પુરો પાડવો તથા તેની મેમાનદારી કરવી એનો અર્થ કેવો થશે અને તેનું ફળ કેવું આવશે તેના વિચારમાં આલમખાનના માણસ પડયા. અલપખાનનો કબીલો, ઘોડા, તથા ખઝાનો આ કસબામાં હતા અને આલમખાન આ પ્રમાણે એકાએક આવી ચઢયો હતો. આખરે અલપખાનના માણસોએ આલમખાનના ખાવાનો બંદોબસ્ત કર્યો અને એક માણસ સાથે આ બાબતનો સંદેશો અલપખાનને મોકલ્યો.

અલપખાને કહ્યું " આ માણસ મને પણ પોતાની માફક ખરાબ કરવા માગે છે. " તેણે ઈમાદ–ઉલ–મુલ્કને આ વાતની ખબર કરી. ઇમાદ–ઉલ–મુલ્કે પોતાની હકુમત તથા જાગીર આલમખાનના વઝીરપણામાં પાછી મેળવી હતી કે જેનું ઊપર વર્ણન કરવામાં આવ્યું છે તેથી પોતે તેની તરફ અસભ્યતા બતાવી શકે એમ નહોતું અને તેથી તેણે આલમખાનને સંદેશો મોકલ્યો " આપે આવી રીતે અત્રે આવવું જોઇતું હતું નહિ. હવે જ્યારે આપ આવ્યા છો ત્યારે નર્બદા નદીની બીજી તરફ ( પાર ) આવો કે જેથી

હું આપની મુલાકાત લઇ શકું.". આલમખાને તે પ્રમાણે કર્યું, અને ઇમાદ —ઉલ–મુલ્ક તથા અલપખાન જઇ આલમખાનને મલ્યા. આલમખાને કહ્યું "અલપખાન ! શું પરવરદિગાર સાંખી શકે કે હું આવી મુસીબતમાં આવી પડયો છું તોપણ આપ અમન ચમન કરો છો ?" અલપખાને કહ્યું "હવે આપના આવ્યાથી આપણે બંને સરખા થયા છઇએ." આલમખાને કહ્યું "આપણે બરાબર સરખા થયા નથી કેમકે અમે સુલતાનના વેરના પંજામાંથી જીવતા નાસી છૂટયા છઇએ અને આપ હજુ તેમાં સપડાયલા છો. તે આપને જીવતા રહેવા દેશે નહિ. હજુ કાંઇ ગયું નથી. જો આપ જીવતા રહેવા માગતા હો તો અમારી સાથે જોડાઓ. અમે ઇમાદ–ઉલ–મુલ્કના કહેવાથીજ ચરજીને ઠાર કર્યો અને તે સિવાય અમે બીજો કાંઇ પણ ગુનોહ કર્યો નથી." મલિકે (ઇમાદ–ઉલ–મુલ્કે) કહ્યું "તમે તદન કાચું કાપ્યું. જો તમે ચરજી ઠાર કર્યો તો પછી સુલતાનની દેખરેખમાં આટલી બધી નમતી દોરી કેમ મૂકી ? હાલ સિંહના ગળામાંથી સાંકળ નીકળી આવી છે અને હવે તે ફાંસામાં કેમ આવશે ?" આલમખાને કહ્યું "ગઇ ગુજરી જવા દો. હવે જે કાંઇ હાથમાં લઇશ તેમાં ભૂલ થવા દઇશ નહિ." ઘણી વાતચીત થયા પછી ઇમાદ–ઉલ–મુલ્ક તથા અલપખાને આલમખાનને થોડા પૈસા આપ્યા અને વિદાય કર્યો. આલમખાન દરીઆખાન પાસે આવ્યો અને બધી હકીકત તેને દર્શાવી. દરીઆખાને આલમખાનને કહ્યું "આપને તે ઉમરાવોની પાસ મોકલવામાં તેમની પાસેથી પૈસા લેવાને મારો હેતુ નહોતો. પણ મારો હેતુ એ હતો કે તે પ્રિય મિત્રોનાં નામ પણ આજ આપણા નામની સાથે લખાય અને ત્યાર પછી તેઓ સુલતાન સાથે શામેલ થઇ શકે નહિ અને લાચારીથી આપણી સાથે પછી પાનું પાડવાની તેમને ફરજ પડે". આખરે સુલતાનને આ વાતની ખબર પડી અને તે ઘણી ફીકર તથા ચિંતામાં પડયો.

આ અરસામાં દરીઆખાન તરફથી સુલતાનને અરજી પત્ર મળ્યો "દરીઆખાન તથા આલમખાન આપના જુના નોકરો છે. અને આ વખતે તેમને દિલ્હીના ૫.૦૮૮.૭ શેરશાહ પાસે જવું પડે તે લાયક નથી. તેઓને

સરહદ પર આપે નીમવા જોઇએ કે જેથી તેઓ પાછા આપની ખીદમતમાં જોડાય."

સુલતાને મલિકની આ માગણી કબુલ રાખી પણ એ અરસામાં આલમખાને એવું કૃત્ય કર્યું કે જેથી આ ગોઠવણ ભાંગી પડી. તે એ હતું કે ઉપર વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે સુલતાને આલમખાનના ઘર પર દરોરો પાડવાનો હુકમ કાઢયો ત્યારે પોતે નાશી છુટયો અને તેનું કુટુંબ તથા માલમતા સુલતાનના હાથમાં આવી. સુલતાને તેઓને પોતાના ખોજા તથા પાસબાનોને સોંપ્યાં, કે જેથી તેઓની તેઓ પુરતી દેખરેખ રાખે. આ અરસામાં આલમખાન હઝરત સૈયદ મુબારક બુખારી પાસે ગયો અને તેમને વિનંતિ કરી કે તમે સુલતાન પાસે જઇ કહો "મારા કુટુંબ કબીલાના બદલામાં મારા ભાઇ સફદરખાનને સુલતાનની ખીદમતમાં મોકલી આપીશ, અને મારા કુટુંબને છૂટું કરો." સૈયદે સીફારસ કરી, અને સફદરખાનને બોલાવી આલમખાનના કુટુંબ કબીલાને છુટું કરાવ્યું. સુલતાને સફદર ખાનને સૈયદ મુબારકની જનાબમાં સોંપ્યો. સૈયદે તેને પોતાની હવેલીના પહેલા મજલા પર ઘણી સલુકાઇથી રાખ્યો. થોડા દિવસ આ પ્રમાણે પસાર થયા, એટલામાં આલમખાને પોતાના એક નોકર સાધુ નાયકને સફદરખાનને જલદીથી છોડાવી લાવવા મોકલ્યો. મજકુર સાધુ નાયક આવ્યો અને એક રાતના દોરડું ઉપર નાંખી સફદરખાનને નીચે લાવ્યો અને તેના ભાઇ આલમખાન પાસ લઇ ગયો. આથી હઝરત સૈયદ મુબારક ઘણા ભોંઠા પડયા. સુલતાન પણ ઘણો ગભરાયો કે કદાચ આલમખાન, દરીઆખાન, ઇમાદ-ઉલ-મુલ્ક, તથા અલપખાન ભેગા થઇ બખેડો કરે. તેણે ઇમાદ-ઉલ-મુલ્ક પર હુકમ મોકલ્યો "અમે તમને અમારા નીમકહલાલ નોકર ગણીએ છીએ, અને તેટલા માટે આપની હકુમત નીચેના મુલકના ખુણામાં દરીઆખાન તથા આલમખાન આવી રહે અને બખેડો ઉભો કરે તે લાયક નથી. આપ જલદીથી અત્રે પધારો કે જેથી એ બાબતનો વિચાર કરીએ." ઇમાદ-ઉલ-મુલ્કે એવું બહાનું કાઢયું કે લડાઇનો સામાન ભેગો કરી હું આપની હજુરમાં હાજર થઇશ. સુલતાને તેને બોલાવવા બીજો હુકમ મોકલ્યો. આ

વખતે તેણે ખુલ્લે ખુલ્લું લખ્યું " આલમખાનની મુલાકાત લીધી તેમાં મેં મોટી ભૂલ કરી છે, પણ આમાં તેને સારી સલાહ આપવાનો મારો હેતુ હતો. પણ આપની જાણ વગર મેં આ પગલું ભર્યું તેટલા માટે હું તકસીર-વાર છું. જો સૈયદ કુતુબ-ઉલ-એકતાબ સૈયદ બુરહાનુદ્દીનના છોકરા સૈયદ ઝાહીદના છોકરા સૈયદ આરીશાહને મારી પાસે મોકલશો અને તે આપના વિશ્વાસપાત્ર કોલથી મને આપની ખીદમતમાં લઇ જશે તો હું તેમની સાથ આવીશ." સૈયદ હઝરત આરીશાના મકાન પર સુલતાન ગયો અને તેને આ વાત કહી. સૈયદે કહ્યું " આપ પાદશાહ છો અને દર વખત આપને આપના રાજ્યના ભલા તરફ નજર રાખી કામ કરવું પડે છે. આ ગરીબ ફકીરને આ કામ આપે સોંપવું જોઇએ નહિ. " સુલતાને પવિત્ર કુરાન પર સોગંદ લીધા અને કહ્યું " પરવરદિગારના કલામ આપણની વચ્ચે છે, અને ઇમાદ-ઉલ-મુલ્કના બારામાં મારી તરફથી તેની જીંદગી, માલ અથવા તો આબરૂ જોખમમાં આવશે નહિ." સૈયદે અફઝલખાન વઝીરને કહ્યું " સુલતાન નાની ઉમ્મરનો છે. આપ શું કામ અમને આ તકલીફ આપો છો?" અફઝલ-ખાને કહ્યું " મીયાંજી અમે પણ કુરાનના સોગંદ ખાઇએ છાએ અને સુલ-તાનના વિચારથી સંતોષ માનીએ છીએ. આપના હૃદયમાં કાંઇ પણ દગદગો લાવશો નહિ. ઇમાદ--ઉલ-મુલ્કનો હાથ પકડી તેને અત્રે લાવો. "

હઝરત સૈયદ ભરૂચ તરફ રવાના થયા, અને સુલતાન આલમખાન તથા દરીઆખાન કે જે ચાંપાનેરની નજદીકમાં હતા તેમની સામે ગયો. હઝરત સૈયદે ઇમાદ-ઉલ-મુલ્કની મુલાકાત લીધી. તેણે કહ્યું "ખાનજી! આપે એમ કેમ લખ્યું કે હઝરત આરીશાએ આવી મારો હાથ પકડી મને સુલતાન પાસે રજુ કરવો. આ બરાબર હતું નહિ. હવે સુલતાને તથા અફ-ઝલખાને પાક કુરાનના કસમ લીધા છે કે તેમના તરફથી આપના જાન, માલ તથા આબરૂને કાંઇ પણ નુકશાન પહોંચશે નહિ. પછી આપ વધારે સમજો. દુનીઆના લોકોની કપટાઇ તથા ફંદાઇમાં હું બહુ સમજી શકતો નથી. જો આપને મારી સાથે આવવું સલાહભરેલું લાગે તો આપ આવો. નહિ તો પછી આપ મુખત્યાર છો. આપ એમ નહિં મનમાં લાવશો

કે આરીશા અમને બોલાવવા આવ્યા છો અને તેથી અમારે ગમેતેમ કરી જવુંજ જોઇએ. જો આપ હમણા અમારી સાથે નહિ આવશો તેઃ તે ઘણું સહેલું છે. પણ આપ આવશો અને ન કરે પરવરદિગાર આપના તરફ કાંઇ નહિ થવા જેવું થાય તો તે મને ઘણુંજ નામોશીભરેલું લાગશે અને ને સહન કરવું મને ઘણું કઠણુ થઇ પડશે. હું કાંઇ ભાટ નથી ( પવન વેચનાર ) કે જેથી જો સુલ્તાન આપની તરફ ખરાબ વર્તણુંકથી વર્તશે તો હું મારૂં પેટ ચીરી નાંખીશ. મારી પાસે લશ્કર પણ નથી કે જેથી હું સુલતાનની સામો પણ થઇ શકીશ. હું તો એક ગરીબ ફકીર છું. મારાથી શું બની શકશે ? આપ જે કાંઈ કરો તે ઘણુંજ વિચાર કરી તથા તોળીને કરજો." ઇમાદ-ઉલ-મુલ્કે કહ્યું "મીયાંનજી ! હું તો બુઢ્ઢો થયોછું હવે મારે કોને બારણે જવું. સુલતાને કુરાનના સોગન લીધા છે, અને તેમ છતાં જો તે ખરાબ રીતે મારી સાથે ચાલશે તો તે જાણે." એમ કહી મલિકે કૂચના ઢોલ વગડાવ્યા અને સુલતાનની ખીદમતમાં હાજર થવા નીકળ્યો. તેનું ભલુ ઇચ્છનારાઓએ તેને ગમે તેટલો વાર્યો અને કહ્યું કે "સુલતાન વચન પાળશે નહિ અને તેટલા માટે ચૌદ પંદર હજાર સવાર સાથે લઇ આપ કોઇ હદમાં રહો. સુલતાન આલમખાન તથા દરીઆખાન સાથે લડાઇમાં રોકાયો છે અને લાચાર થઇ આપની સાથે સલાહ કરશે" તો પણ તેણે તે માન્યું નહિ, અને કહ્યું "મારા અંતકાળ વખતે હું નીમકહરામ કેમ થાઉં ? એમના રાજવી કુટુંબથી અમે પળાઇ પોષાઇ મોટા થયા છીએ, અને તે તરફ હું ખરાબ વિચાર કેમ લાવું ? સુલતાન પણ મારી સાથે ખરાબ રીતે ચાલશે નહિ."

ટુંકમાં જ્યારે મલિક દસ બાર હજાર સવાર સાથે આવી સુલતાનને ચાંપાનેર મુકામે મળ્યો ત્યારે સુલતાન ઘણો ખૂશ થયો અને તેને ઘણું માન આપી તેના પર ઘણીજ મહેરબાની દર્શાવી. આ પ્રમાણે થોડા દિવસ પસાર થયા. એમ કહેવાય છે કે એક રાતના બુમ પડી કે ઈમાદ-ઉલ-મુલ્કના ડેરા તંબુ લૂંટી લેવાનો સુલતાને હુકમ કર્યો છે. તેના માણસો ડેરા તંબુની આસપાસ ફરી વળે તે પહેલાં લોકોએ તે લુંટી લીધા. ઇમાલ-ઉલ-મુલ્ક કે જેને બીજા રૂસ્તમની ઉપમા આપવામાં આવી છે તેનામાં સવાર થઈ નાસી

જઇ ભરૂચના કિલ્લામાં ચાલ્યા જવાની અથવા તો આલમખાન પાસે જવાની શક્તિ રહી નહોતી. કહારનો હાથ પકડી તેને કહ્યું કે " મને સૈયદ મુબારેકના દેરા પર લઇ જા." તે કહાર મલિકનો હાથ પકડી તે રાતના તેને લઇ નીકળ્યો. તે અંધારી રાતના એકાએક એક નાનો કુવો કે જે રસાલાના માણસોએ ખોદયો હતો તે રસ્તામાં આવ્યો અને મલિક તે કુવામાં પડયો. સવારમાં કોઇ માણુસ પાણી લેવા ગયું તો તેણે કોઇ માણુસને કુવામાં પડેલો જોયો. તેણે તેને બહાર કાઢયો પણ તે ઇમાદ-ઉલ-મુલ્કને ઓળખી શકયો નહિ. તે અધમુઆ ઉમરાવે કહ્યું " મને સૈયદ મુબારકના દેરા પર લઇ જા." આ આદમી તેને મીરાનના દેરા પર લઇ ગયો અને મીરાનને ખબર કરી. મીરાન મલિકને ઘણા માન અકરામથી પોતાને ઘેર તેડી ગયો.

મલિકે તેને કહ્યું " હઝરત મીરાન ! આપ સુલતાન પાસે જાઓ અને તેને આ ઘરડા માણસનો છુટકારો કરી તેને અલ્લાહના કાબા ( મંદીર )માં મોકલી આપવાનું કહો. " હઝરત મીરાન સુલતાનની પાસે ગયો અને સુલતાનને આ બનાવથી ઘણોજ ચકિત થયલો અને આ બનાવ કોના તરફથી થવા પામ્યો છે તેની ઘણી તપાસ તથા ખબર કાઢતો જોયો. તેણે કહ્યું "મેં આ હુકમ આપ્યો હતો નહિ, અને આ લૂંટ ચલાવનારાઓને શોધી કાઢીશ". તેણે કેટલાકના હાથ કાપી નાંખવાનો હુકમ આપ્યો તથા કેટલાકના નાક કપાવી નાંખ્યાં. તે એમ કહેતો હતો "મલિકની ખબર કાઢો કે તે કેણી તરફ ગયો છે ? ન કરે પરવરદિગાર તે આલમખાન યા તો દરીઆખાન સાથે જોડાઇ જાય અને મોટો બખેડો ઉઠે." આ અરસામાં સૈયદ મુબારકે આવી ખરી હકીકત દર્શાવી. સુલતાન ખૂશ થયો, અને કહ્યું "અમે મલિકને અલ્લાહના કાબામાં મોકલી આપવાનું કબુલ કરીએ છીએ", અને તેને બોલાવવા મોકલ્યો. હઝરત સૈયદ મુબારક મલિકને તેડી લાવ્યા. તેને સીદી બરજી અને સીધી અમીન કે જે જુજહાર ખાન હબશીના ગુલામો હતા તેને સોંપ્યો કે જેથી તેઓ તેને સુરત બંદરે લઇ જાય અને ખુદાવંદખાન રૂમી કે જે તે પ્રાંતનો જાગીરદાર હતો તેને સોંપે અને તે જ્યારે હજની મોસમ આવે ત્યારે મલિકને ( કાબા )

મોકલી આપે.

એમ કહેવાય છે કે આ બનાવ રોજા રાખવાના મહીનામાં બન્યો. એક દિવસ જ્યારે રોજો છોડવાનો વખત થયો ત્યારે સીદી બરજીએ પોતાનો પાણીનો કુજો મલિકના હાથમાં આપ્યો. મલિકે સભ્યતા બતાવી એટલે કે તેણે કહ્યું "આપના કુજમાંથી (કેદીએ) પાણી પીવું અસભ્યતા ભરેલું છે." સીદી બરજીએ કહ્યું "અમે આપના હલકામાં હલકા ગુલામ છઇએ. અમે શું કરીએ? પાદશાહનો હુકમ પાળ્યા વગર અમારો બીજો ઇલાજ નથી! હા! દુનીઆ એવી જગ્યા છે કે કોઇ વખત આદમીના ઘોડાની નાળને આસમાન પર પહોંચાડે છે અને કોઇ વખત ખુલ્લા પગે તેને ચીચા પત્થર પર દોડાવે છે. તે ખરો વીર છે કે જે કોઇ પણ હાલતમાં પોતાની હદની બહાર જતો નથી અને આ ફરેબી દુનીઆના કાવાદાવાથી અંજાઇ તથા લોભાઇ જતો નથી.

ટુંકમાં મલિકને ખુદાવંદખાન પાસે હિ. સન ૯૫૨ (ઇ. સ. ૧૫૪૫) ના મુબારક રમઝાન મહીનાની ૨૭ મી તારીખે લઈ જઇ રજુ કર્યો. તેણે મજકુર મલિકને ઘણોજ રીબાવી રીબાવી મારી નાંખ્યો. દુનીઆના લોકોએ જાણ્યું કે એખત્યારખાન નિર્દોષ હતો અને મલિકે નાહક તેનું લોહી રેડયું હતું, કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

ટુંકમાં ઇમાદ-ઉલ-મુલ્કના સુખનો સૂર્ય અસ્ત થયા પછી સુલતાને મીરાન સૈયદ મુબારકને આલમખાન તથા દરીઆખાન સામે જવા નીમ્યો. બળવાખોરો સૈયદ મુબારક સાથે લડાઇમાં ઉતર્યા પણ તેઓને નાસી જવું પડયું અને સૈયદ વિજય મેળવી પાછો આવ્યો અને સુલતાનની ખીદમતમાં હાજર થયો. ત્યાર પછી સુલતાને નાસીર-ઉલ-મુલ્કને દરીઆખાન તથા આલમખાનને ગુજરાતની સરહદમાંથી હાંકી કાઢવા નીમ્યો. નાસિર-ઉલ-મુલ્કે તેમની પૂંઠ પકડી અને તેમને જંગલમાં હાંકી કાઢયા. ત્યાં તેઓ થોડો વખત રહ્યા. આખરે ત્યાંથી દિલ્હીના અફઘાન પાદશાહ શેરશાહ પાસે ગયા. ત્યાર પછી સુલતાનની હકુમત તથા સલતનત પાછી જામી.

તારીખે તોહફત-ઉસ-સાદત કે જે આરામ કાશમીરીએ સૈયદ મુબા-

રફને માટે લખી છે તેમાં આ બધી હકીકત નીચે પ્રમાણે ટુંકમાં પતાવી દેવામાં આવી છે:—

જ્યારે સુલતાનની ઉમર પંદર વરસની ઉપરની થઈ અને લગભગ વીસ વરસનાં થવા આવી ત્યારે તેણે ખોટામાંથી ખરૂં અને દુશ્મનોમાંથી દોસ્તને ઓળખવા માંડયા. ત્યાર પછી કેટલાક ઉમરાવો કે જે સુલતાન તરફ દુશ્મનાવટની લાગણી ધરાવતા હતા તેમને જડમૂળથી ઉખેડી કાઢયા અને કેટલાકને પોતાના મુલકમાંથી દેશનિકાલ કર્યા.

ત્યારે આવી ટુંક ઇબારતમાંથી ખરી હકીકત કે જે તવારીખ લખવાનો ખાસ હેતુ છે તે કેવી રીતે માલમ પડે? તેટલા માટે આ ગરીબ માણસે તે વખતમાં જે જે હકીકતો બની છે તે બધીનું વર્ણન કર્યું છે. આ તવારીખ લખનારનો જન્મ જો કે સુલતાન મહમુદ (આકેબત)ના મરણના વરસમાં મહેમુદાવાદ કે જે સુલતાને તે વખતે પોતાની રહેવાની જગ્યા બનાવી હતી ત્યાં થયો હતો અને જ્યારે તેણે મોતનો પ્યાલો ચાખ્યો ત્યારે પોતે ધાવતું બાળક હતો તોપણ તેનો બાપ તથા ભાઇ શેખ યુસફ આમાંની ઘણીખરી બાબતો જાણતા હતા અને આ લખનારે તેમની પાસેથી તે બધી વાત સાંભળી હતી અને બાકીની કેટલીક હકીકતો વિષે આબરૂદાર ગૃહસ્થો કે જે આ હકીકતો જાણતા હતા તેમની પાસેથી માહીતી મેળવી લખી છે.

ટુંકમાં સુલતાન મહમુદે પોતાની સત્તા તથા સલતનત બરાબર જમાવ્યા પછી આસફખાન કે જે સુલતાન બહાદુરનો વઝીર થતો હતો અને જેને તે સુલતાને હુમાયુન પાદશાહની ચઢાઇ વખતે પોતાના (હરમ) જનાનખાના તથા તિજોરી સાથ મક્કા મોકલ્યો હતો તેને પાછો બોલાવ્યો અને વઝીરની મોટી પદવી તેને સોંપી. તેના નાના ભાઇ ખુદાવંદખાનને "દીવાને કુલ" સામાન્ય ખાતાઓનો દીવાન બનાવ્યો. અફઝલખાન બુનયાની કે જે સુલતાન બહાદુરનો એક વઝીર હતો તેને તેની આગલી જગામાં કાયમ કર્યો અને તેનો દરજ્જો તથા માન આબરૂ વધાર્યાં. જો કે અફઝલખાન નાની બાબતોમાં હાથ ઘાલતો નહિ અને તે બધી બાબતો ખુદાવંદખાનને હસ્તક

હતી તોપણ રાજ્યની બધી બાબતો તેની સલાહ તથા મશવરત વગર હાથમાં ધરવામાં આવતી નહોતી. સુલતાને દરેક અમીરની પદવી તેની હાલત, નોકરી તથા નીમકહલાલીના પ્રમાણમાં વધારી. આમાંના એક અમીરોના મુખ્ય સત્તાધિકારી, મોટાઓના સરદાર અને પવિત્રતાના દંડ, બધા આશીર્વાદોના ઝરા સૈયદ મુબારક હતા અને પરદિગાર કરશે તો એમનું વર્ણન સુલતાન અહમદના વર્ણન પછી કરવામાં આવશે. સુલતાને અણુજી ગુજરાતીને નાસિર-ઉલ-મુલ્કનો ખિતાબ આપ્યો અને તેનો દરજ્જો તથા પદવી વધાર્યાં. અબદુલ કરીમખાનને એતમાદખાનનો ખિતાબ આપ્યો. તે સુલતાનના ભરોસાનો મુખ્ય માણસ હતો અને તે એટલે દરજ્જે કે બીજો કોઇ અમીર તેટલા ભરોસાને પાત્ર હતો નહિ. સુલતાન તેનો હાથ પકડી તેને જનાનખાનામાં લઇ જતો અને પોતાની ઓરતોને શણગારવા તથા કપડાં પહેરાવવાનું તેને ફરમાવતો. જો કે સુલતાન એટલો તો અદેખો તથા વહેમી હતો કે જો જનાનખાનામાંની બે સ્ત્રીઓ એકબીજા સામું જોઇ હસતી તો બંનેને મારી નાંખતો અને સુલતાનની આવી ખાસીયત હતી તોપણ એતમાદખાનમાં પુર વિશ્વાસ હોવાને લીધે તેને આ નોકરી બજાવવાનું ફરમાવતો. આથી કરી એતમાદખાન ઘણોજ બીહતો અને ધ્રૂજતો. અવારનવાર તે પોતાના મનમાં કહેતો "હું આદમી છું. ન કરે પરવરદિગાર મારાથી એવું કૃત્ય બને કે જેથી મારે મારૂં માથું ખોવું પડે અને મારો જાન ભયમાં આવી પડે." પોતાને બચાવવાને ખાતર જ્યારે તે જનાનખાનામાં જતો ત્યારે પોતાની સુરવાલ નીચે લોઢાના બખતરની સુરવાલ જે પોતે ખાસ કરાવી હતી તે પહેરતો અને સુરવાલની દોરી સાથે નાનું તાળું દઇ તેની કુંચી પોતાને ઘેર મુકી જતો. આવી સ્થિતિમાં તે સુલતાનની ખીદમત ઉઠાવતો. ત્રણ ચાર પહોર પછી જ્યારે તે સુલતાનની ખીદમતમાંથી ફારેક થઇ પોતાને ઘેર પાછો આવતો ત્યારે કુંચી લઇ તાળું ખોલતો અને હાજતે જતો. થોડા વખત વિત્યાબાદ સુલતાનને આ વાતની ખબર પડી અને તેણે એતમાદખાનને કહ્યું " અરે એતમાદખાન ! તું આ બધી મહેનત શું કામ કરે છે ! અમારો ભરોસો તારા પર આથી પણ વધારે છે. તું શું કામ આમ કરે છે ! જો તું

ફરીથી આવું કરે તો તને મારા માથાની આણ છે."

જ્યારે સુલતાને તેને આ પ્રમાણે નહિ કરવા કસમ આપ્યા ત્યારે એતમાદખાને કાથો કે જે પુરૂષત્વ હીણુ કરે છે તેનું પાણી કરી કેટલાક પ્યાલા પીધા અને પોતે નપુંસક થયો.

એમ કહેવાય છે કે જ્યારે સુલતાનની એતમાદખાન પર ઘણી મહેરબાની હતી તે વખતમાં એક દિવસ ભર દરબારમાં ખાને કાંઇક સુલતાનના કાનમાં કહ્યું. વઝીરોએ એક બીજા તરફ જોયું. જ્યારે સુલતાને દરબાર બરખાસ્ત કરી ત્યારે વઝીરો એક પછી એક પોતાને ઘેર ગયા. બીજે દિવસે તેમાંનો કોઇ પણ માણસ સુલતાનના દરબારમાં આવ્યો નહિ. આ પ્રમાણે છ સાત દિવસ ચાલ્યું. સુલતાને કહ્યું "આજ કેટલા દિવસ થયા વઝીરો હાજર થતા નથી. બધા શું એકી વખતે બિમાર તો નથી થયા?" આખરે માલમ પડયું કે તેઓ બિમાર નહોતા. સુલતાને કહ્યું "ત્યારે તેઓ દરબારમાં કેમ આવતા નથી?" તપાસ કરી ત્યારે તેઓએ સુલતાનને અરજ કરી કે "અમારાથી બન્યું ત્યાં લગી અમે વઝીરનું કામ બજાવ્યું. હવે અમે જોયું કે તે કામ અમારાથી બની શકતું નથી અને તેથી અમે અમારો પગ પાછો ખેંચ્યો છે." સુલતાને કહ્યું "શા કારણથી?" તેઓએ કહ્યું "જ્યારે દરબારમાં અમારા આગળ કોઇ સુલતાનના કાનમાં કાંઇ કહે ત્યારે અમારે નીચું જોવા જેવું થઇ પડે છે. જે વઝીર ભરોસાને પાત્ર નથી તે શું કરી શકે? સુલતાન વઝીરની પદવી જેનાથી તે કામ થઇ શકે અને જેને તે પિછાનતો હોય તેને આપે. નહિ તો સુલતાન પોતાની મરજીમાં આવે તેની સાથે અને મરજીમાં આવે તે પ્રમાણે ખાનગીમાં વાત કરે, પણ દરબારમાં આ પ્રમાણે કરે નહિ." સુલતાને તે દિવસ માફી માગી અને એવી શરત કરી કે પોતાની બાકીની ઉમ્મરમાં રીતથી ઉલટો તે ચાલશે નહિ અને કોઇને તે નિયમનું ઉલંઘન પણ કરવા દેશે નહિ.

સુલતાને આકાઅરસલાન કે જે અસલ તુર્ક જાતનો હતો તેને ઇમાદ–

ઉલ-મુલ્કનો ખિતાબ આપ્યો, અને તેની પદવી તથા માન મરતબો વધાર્યો. તે સુલતાનનો પૈસાથી ખરીદાયલો ગુલામ હતો. ખુદાવંદ ખાન રૂમીકે જે દીવના બંદરમાં માર્યો ગયો તેના છોકરાને રૂમીખાનનો ખિતાબ આપ્યો અને તેના પર ઘણી મહેરબાની બતાવી. પોતાના કુટુંબમાં જન્મેલા એક ગુલામને એખત્યાર-ઉલ-મુલ્કનો ખિતાબ આપ્યો અને તેને મુઘલ ટુકડીનો ઉપરી બનાવ્યો. તેણે પોતાના લશ્કરના તેમની કોમ અનુસાર ભાગ પાડયા અને તેમની જાતમાંના એક માણસને દરેક કોમના લશ્કરનો ઉપરી બનાવ્યો. હસનખાન દખણીને દખણની ટુકડીનો ઉપરી બનાવ્યો. ફતેહખાન બલુચને પણ ઉંચે દરજ્જે ચઢાવ્યો અને તેને જાગીર આપી. લશ્કર તથા અમીરોને એવી તો કવાયત તથા તાબેદારી નીચે સુલતાન લાવ્યો કે તેમાંના કોઇની સુલતાનના હુકમનું ઉલંઘન તથા અનાદર કરવાની હીંમત ચાલતી નહિ.

ત્યારપછી સુલતાનના મનમાં માળવા પ્રદેશ જીતી લેવાનો વિચાર થયો. આ બાબતમાં તેણે આસફખાન વઝીર સાથે મશવરત ચલાવી. તેણે કહ્યું "હું આપને માળવા પ્રદેશ કરતાં કાંઇપણ રીતે ઉતરતો નહિ એવો પ્રદેશ જીતી લેવા આપને રસ્તો બતાવું છું, અને તે એ છે કે આપના રાજ્યનો ચોથો ભાગ કે જેને "વાંટા" કહે છે તે રજપુત ગરાસીઆના હાથમાં છે. જો આપ તે તેમના હાથમાંથી પડાવી લેશો તો તેમાંથી ૨૫ હજાર સવારનો નિભાવ થઇ શકે એમ છે. વળી આથી આપના લશ્કરમાં વધારો થશે, અને તે વખતે તેનાથી આપ માળવા પ્રદેશ સહેલાઇથી જીતી લઇ શકશો." સુલતાને આ વાત લક્ષમાં લીધી અને તે તરફ પ્રયત્ન આરંભ્યો. ઇડર, સિરોહી, ડુંગરપોર, વાંસવાડા, લુણાવાડા, રાજપીપળા તથા મહી નદીના કિનારા પરના તથા દાહોદના ગરાસીઆ સરહદના ગામોમાં નાસી ગયા અને તેઓએ રાજ્યમાં બખેડા કરવા આરંભ્યા. આખરે સુલતાને થાણા બેસાડવાનું શરૂ કર્યું. એક થાણું સિરોહીમાં બેસાડયું. પછી ઇડર તથા બીજી જગ્યાએ એ કે જેનાં નામ ઉપર આપવામાં આવ્યાં છે ત્યાં થાણાં બેસાડયાં. આથી રાજ્યમાં રજપુત તથા કોળીનાં નામ નિશાન રહ્યાં નહિ. ફક્ત તેમાંના જૂજ લોકો કે જે લોકોએ ખેડુતનો ધંધો પસંદ કર્યો તેજ લોકો બાકી રહ્યા. સુલતાન મહમૂદના

વખતમાં ઇસલામી ધર્મના કાયદા કાનુન તથા રીત રિવાજો એવાતો પુર જોસમાં અમલમાં મુકવામાં આવ્યા હતા કે શહેરમાં કોઇ હિંદુ ઘોડા પર બેસી શકતો નહિ, અને જ્યાં લગી તે જામાની બાંય પર યાતો ખાંધ ઉપર લાલ કપડાનો ટુકડો બાંધતો નહિ ત્યાં લગી તે જામો પહેરી શકતો નહિ. હિંદુ લોકોના રીતી રિવાજો જેવા કે હોળીની ક્રિયા, દિવાળીની ક્રિયા તથા મૂર્તિ પૂજા ખુલ્લી રીતે પાળી શકતા નહોતા. ખાનગીમાં પણ હિંદુઓ ધ્રૂજતા તથા બ્હીતા બ્હીતા તેઓ પાળતા. સુલતાનના માર્યા ગયા પછી ગરાસીઆઓએ નીચ બુરહાનની શીકલ (શકલ) પત્થરમાંથી કોતરી કાઢી તેને પરમેશ્વર તરીકે પુજવા માંડયો અને એમ કહેવા લાગ્યા "આ અમારો પરમેશ્વર છે કે જેણે અમને મોતમાંથી જીંદગી તથા સલામતી બક્ષી છે. જો આ પ્રમાણે એક વરસ વધારે ચાલતે તો ભુખમરાથી અમે માર્યા જતે અને જીંદગીનો સામાન પ્રલયના પવનને સ્વાધીન કરતે."



## મોટા મોટા પવિત્ર પુરૂષો કે જે સુલતાન મહમૂદના વખતમાં થઈ ગયા તેનું વર્ણન.

નામો:—

બટવાના સૈયદો કે જેમનું ઉમદા કુટુંબ બુખારીઆ નામે ઓળખાય છે તેઓ કુતબે આલમ સૈયદ બુરહાનુદ્દીન કે જે મખદુમ જહાનીયાનના છોકરા સૈયદ મહમુદના છોકરા થતા હતા તેમના વંશના છે. સૈયદ આરીશાહ તેમના વંશમાંથી સીધા ઉતરી આવેલા છે. હઝરત સૈયદ સાલેમહમદ કે જે સૈયદ જાવજીને નામે ઓળખાય છે તે અને હઝરત સૈયદ અઝમત–ઉલ્લા બીજા કુતુબ મજકુર સૈયદની ચોથી પહેડીના હતા. સૈયદ હુસેન હઝરત કુતબની પાંચમી પહેડીએ થયા હતા. બીજા તેમના સગા જેવા કે સૈયદ તાહેર મહમદ તથા સૈયદ પીરમહમદ તથા સૈયદ હાફીઝ મહમદ કે જે દરેક પણ તે વખતના

સંતપુરૂષો હતા. મોટા સૈયદોમાં મુખ્ય અમીર સૈયદ શાહ કમાલ તથા તેમના પિતા મીર સૈયદ શાહ મીરઝા હતા. બીજા સૈયદોમાં આદમ આલમના છોકરા સૈયદ અકરમ મુખ્ય હતા કે જે જોકે ઘણા વૃદ્ધ હતા તો પણ ધાર્મિક બાબતમાં તથા સત્યની શોધને માટે ઘણો શોક ધરાવતા હતા. તેઓ સૈયદ ઉસમાનથી ઉતરી આવ્યા હતા કે જે કુત્બ-ઉલ-એકતાબ સૈયદ બુરહાનુદ્દીનના વકીલ હતા અને જેને સૈયદ બુરહાનુદ્દીને "શમે બુરહાની" "બુરહાનનો દીવો" એવો ખિતાબ આપ્યો હતો અને જે ખિતાબથી તે મશહુર થયા છે. અમદાવાદની ઉત્તર તથા પશ્ચિમ દિશાની વચ્ચે આવેલું ઉસમાનપોર પરૂં તેમણે વસાવ્યું હતું. અને તેમની પવિત્ર કબર પણ મજકુર પરામાં મશહુર છે. સુલતાન મહમૂદને હઝરત સૈયદ આલમ સાથે ઘણુંજ સારૂં હતું અને તેમના તરફ પુરા માન તથા ભક્તિની નજરથી જોતો. તે પોતાની જીંદગીનો સામાન આ ફાની દુનીઆમાંથી અનંત ધામમાં હિ. સન ૯૬૩ (ઇ. સ. ૧૫૫૫) ના પહેલા જમાદ મહીનામાં લઇ ગયા. (તેઓ હિ. સન ૯૬૩ ના પહેલા જમાદ મહિનામાં મરણ પામ્યા. પરવરદિગાર તેમના આત્માને શાંતિ આપો.)

બીજા સંત પુરૂષ તથા પહરેજગાર શેખ અલ્લાહદાદ મુતવક્કલ હતા. બીજા શેખ અબુ ઈઅસહક હતા અને તે ઇસલામી ધર્મ તથા ધર્મનિષ્ટામાં ચુસ્ત હતા. પછી શેખ મોહૃદ ખતમ-ઉલ-ફુકરા હઝરત મખદૂમ કાઝી અલીમૂદ્દીનના નબીરા થતા હતા તે હતા. સૈયદ રાજૂ તથા શેખ અલી નામના બીજા પણ સૈયદો હતા. શેખ મહમદ ઘ્રોસ કે જે સુતારીઆ પંથના હતા તે બુસતામી હઝરત શેખ બાયઝીદથી ઉતરી આવ્યા હતા. બીજા વજીહુદ્દીન-ઉલ-આલવી, ખાજા અબ્દુલ વાહીદ, શેખ હસન કે જે આઝીઝના છોકરા થતા હતા, અને જે ઓક્સસ નદીની પેલે પારના પ્રદેશ (માવરાઉનનહર)માંના એક ગામ કે જેનું નામ મીયાં નકાલ હતું ત્યાંથી આવ્યા હતા તે હતા. ત્યાર પછી જોનપુર ગામમાં જન્મેલા શેખ માહ હતા. બીજા હઝરત શેખ જમાલ જે બંથરીના નામે પ્રખ્યાત હતા તે. (બંથરી દખણમાં એક કસબો છે અને આ મોટા શેખ ત્યાંના વતની હતા.) બીજા હઝરત મીયાંજી હતા. બીજા બગદાદના સૈયદ કુત્બ કાદરી હતા.

ઉપર વર્ણવેલા આસામીઓ સિવાય બીજા પણ કેટલાક સંતપુરૂષો અમદાવાદમાં આ સુલતાનના વખતમાં રહેતા હતા.

તે સિવાય ભરૂચના મોટા શહેરમાં ઘણા વિદ્વાન તથા પવિત્ર સંતપુરૂષો જમા થયા હતા અને તેઓ ધર્મનું જ્ઞાન તથા શિક્ષણ આપવામાં રોકાયા હતા, અને સત્ય શોધકોને ખરો માર્ગ બતાવતા હતા. તે ગામના મુખ્ય સંતપુરૂષોમાં મીયાં સૈયદ ધ્યાસુદ્દીન હતા. વળી સુરત બંદરમાં શેખ કમાલુદ્દીન હતા અને તે હઝરત હમદાની પંથના હતા અને હઝરત મીર સૈયદ હમદાની (તેમનો રોઝો પવિત્ર રહો !) ના રીતરિવાજો પાળતા હતા. આ બધા મોટા મોટા સૈયદો તથા વિદ્વાન સંતપુરૂષોમાં સુલતાનને પૂર્ણ વિશ્વાસ હતો અને તેમના શિક્ષણો ઘણીજ ખંતથી તપાસતો. તેમને અસલના સુલતાનો તરફથી જે વઝીફા મળ્યા હતા તે બધા સુલતાને કાયમ રાખ્યા, એટલુંજ નહીં પણ તે ઉપરાંત બીજા સંતપુરૂષો જે પારકા પ્રદેશમાંથી આવી પોતાના રાજ્યમાં વસ્યા હતા તેમાંના લાયકોને માટે નવા વઝીફા મુકરર કર્યા.

**સુલતાનની સખાવતનું, તેના સદ્‌ગુણો અને વખાણવાલાયક ગુણોનું તથા પસંદ કરવા લાયક લક્ષણોનું વર્ણન. પરવરદિગારની રહેમત તથા માફી તેનાપર કાયમ રહો.**

સુલતાન મહમૂદના વખતમાં થઇ ગએલા ગુજરાતના ભરોસાપાત્ર આદમીઓ તરફથી એમ કહેવાય છે કે સુલતાન ફકીરોનો મોટો મિત્ર હતો અને હમેશાં ( તેમનાં મન ખુસ રાખવા તરફ તેનું વલણ જતું ) તેમને ખુશ રાખતો. તેણે તેઓને માટે ઘરો તથા આશ્રમો બાંધ્યા, અને તેઓની મુસીબતો તથા રાહત પર નજર રાખવા નોકરો નીમ્યા હતા અને ફકીરોને જે જે ચીજો જોઇએ તે તેઓને પૂરી પાડવા તેમને હુકમ આપ્યો હતો. ઘણી વખત જે ખાનું પોતાને ઘણું પસંદ પડતું તે ફકીરોને પૂરૂં પાડવા હુકમ આપતો. તેના નોકરો તેને ( સુલતાન ) કહેતા "ફકીરોને આવું ખાનું પૂરૂં પાડવું તે કેમ બની શકે" ? ત્યારે સુલતાન કહેતો કે "આવું ખાનું ઘણા મોટા પ્રમાણમાં પકાવો અને ફકીરોને પહોંચાડો." ઘણી વખત ફકીરોને ઉમદા ખાનું મળતું. શિઆળાની મોસમમાં તે હજારો દેખાવડા કોટો (ડગલા) તૈયાર

કરાવી દરેક નિરાશ્રિતને તથા ધાર્મિક તથા પહેરેગીર માણસો કે જેઓ શાળા ( મદરેસા )મા તથા મસીદોમાં રહેના હોય તેમને આપતો અને રાતના ઓઢવાની રજાઇઓ પણ તેમને પૂરી પાડતો. જ્યારે સુલતાનને ખબર પડી કે કેટલાક બેશરમ માણસો તે રજાઇઓ વેચી નાંખતા હતા ત્યારે તેણે મોટી મોટી રજાઇઓ તૈયાર કરવાનો હુકમ આપ્યો કે જે ઘણા માણસોથી સાથે ઓઢી શકાય. એમ કરવામાં તેનો વિચાર એ હતો કે તેમાં બધાના લાભ સાથે સમાયલા હોવાથી કદાચ તે કોઇથી વેચી શકાય નહિ. તેણે દરેક મોહલ્લા તથા બજારમાં લાકડાનો મોટો જથ્થો ભેગો કરવાનો હુકમ કાઢયો કે જેથી રાતના આખી રાત તે સળગાવી નિરાશ્રિત માણસો તેની આસપાસ બેસે અને તાપે. તેણે એવો પણ હુકમ કાઢયો હતો કે દરેક મોસમમાં દરેક જાતનો મેવો જેવો કે શેરડી, કેળાં, કેરી, ખરબુચાં પહેલાં ગરીબ લોકોને પહોંચાડવા અને પછી દરબારમાં લાવવા. તેને ગરીબ માણસોને માટે આટલી બધી લાગણી તથા દિલસોઝી હતી તે ઉપરથી સૈયદો, વિદ્વાન તથા ધાર્મિક પુરૂષો માટે તેને કેવી લાગણી હશે તેનો વાંચનારે કયાસ કરવો. અરબસ્તાનના પવિત્રતાના સૂર્ય શેખ અબુ-બક્ર-અલ-એદ્રુસ ( પરવરદિગારની રહેમ તેના પર અવિચળ રહો)ની ઓલાદના સૈયદો તથા બીજા પણ સૈયદો સુલતાનની સૈયદો પ્રત્યેના લાગણીને લીધે પોતાના વતન સાથેનો સંબંધ છોડી અમદાવાદમાં આવી વસ્યા હતા. પરવરદિગાર હઝરત મહમદ પેગંબર તથા તેમના ફરઝંદો તથા તેમના સાથીઓને ખાતર તેનાં પાપ માફ કરો તથા તેના ગુના હદરગુઝર કરો. આમીન ! દુનીઆના પેદા કરનાર !

એમ કહેવાય છે કે ગામડામાંનો એક મુસલમાન ગૃહસ્થ સુલતાનની ખીદમતમાં હાજર થયો અને તેણે અરજ કરી "હું એક સારા કુટુંબનો માણસ છું અને મારા વડવાઓના સારા કૃત્યો છતાં પણ હું ઘણોજ ગરીબ છું. ગઇ રાતના હઝરત મહમદ પેગંબર સાહેબને ( પરવરદિગારની રહેમ તથા શાંતિ તેના પર અવિચળ રહો) મેં સ્વપ્નામાં જોયા. તેમણે કહ્યું અમે તને સો લાખ તનખા આપીએ છીએ. તું જઇ સુલતાન મહમદ પાસેથી લે, અને તેને એ નિશાની આપજે કે દરરોજ તે એક લાખ

આશીર્વાદ અમારા પર મોકલી આપે છે." સુલતાને કહ્યું "તું જે પૈસા માગે છે તે અમે તને આપીએ છીએ. પણ તું જે નિશાની આપે છે તે ખોટી છે." તેણે કહ્યું "મેં પરવરદિગારના મિત્ર (હઝરત મહમદ પેગંબર) તરફથી જે સાંભળ્યું છે તે કહું છું."

દૈવયોગે સુલતાને પણ હઝરત મહમદ પેગંબર સાહેબને એક રાતના સ્વપ્નામાં જોયા. તેમણે સુલતાનને કહ્યું "પેલા માણસે જે તને કહ્યું હતું તે ખરૂંજ છે. જે આશીર્વાદ દરરોજ તું એક વખત અમારા પર મોકલી આપે છે તે એક લાખ આશીર્વાદની સમાન છે. તે આશીર્વાદ નીચે પ્રમાણે છેઃ–

"પરવરદિગાર દુનીઆમાં જેટલા આદમી પેદા થયા છે તે પ્રમાણમાં હઝરત પેગંબર સાહેબને દુઆ કર."

બીજી સવારે સુલતાને તે માણસને બોલાવ્યો અને તેને ઘણું માન આપ્યું અને તે જે માગતો હતો તે તેને આપ્યું અને તે ઉપરાંત તેને "વઝીફો" મુકરર કરી આપ્યો. પરવરદિગારની રહેમ તેના પર અવિચળ રહો!

કેટલાક આ બાબત સુલતાન મહમૂદ બેગડાના બારામાં બનેલી છે એમ કહે છે. ખરી વાત પરવરદિગાર જાણે!

**આહુખાના (મૃગગ્રહ) ની બાંધણી તથા થોડો વખત સુલતાને ત્યાં ભોગવેલી મોજમજાહનું વર્ણનઃ—**

એમ કહેવાય છે કે જ્યારે સુલતાનનું દિલ ઉમરાવોના જૂલમથી નિશ્ચિંત થયું અને તેના મનની મુરાદની જાજમ પરથી (ઉમરાવોનો) તેમનો કાંટો દૂર થયો ત્યારે તે હિ. સન ૯૫૩ (ઈ. સ. ૧૫૪૬) માં અમદાવાદથી નીકળી મહેમુદાવાદ આવ્યો અને તે શહેરને પોતાની રાજધાની બનાવી, ત્યાં તેણે મોટી ઇમારત બાંધી અને તેને "આહુખાના" (મૃગમેદાન–મૃગગ્રહ) એવું નામ આપ્યું. તે મેદાનનો વિસ્તાર બે ફરસંગ (ફરસંગ=દોઢ ગાઉ) અને તેની પહોળાઇ લશ્કરને લડાઇ લડવાના એક મેદાન જેટલી હતી (કેટલીક ચોપડીમાં "મેદાને અસ્પ તાખતન" ઘોડા દોડાવવાની જગ્યા પણ એને કહે છે). તેના દરેક ખુણામાં એકેક ઇમારત બંધાવી કે જેના જેવી દુનીઆની સપાટી પર હસ્તી ધરાવતી હતી નહિ

તેની દિવાલ તથા છતના ઘણાખરા ભાગ પર સોનાનો ઢોળ ચઢાવવામાં આવ્યો હતો. તે દરેક મહેલના દરવાજા આગળ એક રસ્તો બનાવ્યો હતો અને તે રસ્તાની બંને બાજૂએ દુકાનો આવી રહી હતી. દરેક દુકાનના દ્વાર પર પરી જેવી કાન્તિવાળી છોકરી બેસતી અને વિલાસ તથા મોજ-મઝાના સાધનો તથા ખુશનુમા પીના તથા મધુર સુવાસી મેવા વેચતી. તેની દરેક તરફ બાગો બનાવવામાં આવ્યા હતા અને તેમાં વહેતા ઝરાથી ત્યાં હમેશાં લીલું કુંજાર રહેતું. ત્યાંના ઝાડોના થડને મખમલ તથા કીનખાબથી મઢી લેવામાં આવ્યા હતા, તથા ડાળીઓ અતલસ તથા કીનખાબથી લપેટી લેવામાં આવી હતી. આવા સુશોભિત બાગમાં સુલતાન મૃગલોચન લલનાઓ સાથે એશઆરામમાં જેમ સૂર્ય એક નક્ષત્ર ( બુરજ )પરથી બીજા નક્ષત્ર પર જતો, જેમ ચંદ્ર પોતાના એક મહેલ પરથી બીજા મહેલ પર જતો તેમ પોતાનો વખત જવામાં પસાર કરતો અને પોતાની જુવાનીને બરાબર ઇનસાફ આપતો. સુલતાન ઘણી વખત પોતાની પરી જેવી પ્રિયતમાઓ સાથે તે મનોરંજક કિલ્લામાં શિકારમાં મશગુલ રહેતો. ઇદને દિવસે હાથીઓ તથા અશ્વોને સોના તથા ઝવાહીરોથી એવા તો શણગારતો કે તેવી સફાઈ તથા તેવા અલંકારથી તેમને શણગારવા કોઇપણ અરસામાં કોઇપણ પાદશાહે તેવો પ્રયત્ન કર્યો નથી.

**નીચ બુરહાનના હાથથી સુલતાનની થયેલી કતલનું વર્ણન:—**

એમ કહેવાય છે કે હઝરત મહમદ પેઘંબર સાહેબની જયંતિના દિવસોમાં રબી–ઉલ–અવ્વલ મહિનાની પહેલીથી બારમી તારીખ લગીમાં શહેરના વિદ્વાન તથા સંત પુરૂષો સુલતાન પાસે હાજર થતા અને દિવસના એક પહોર લગી બુખારે–શરીફની સર્વોતમ ચોપડી વાંચતા કે જેની અંદર હઝરત મહમદ પેઘંબર સાહેબની ચાલતી આવેલી કથાઓ આપવામાં આવી છે. ત્યાર પછી પેઘંબરોના મુખ્ય પેઘંબરના પવિત્ર આત્માની શાંતિને માટે જે ખોરાક તૈયાર કરવામાં આવતો તે હાજર કરવામાં આવતો અને સંતપુરૂષોને ઘણાજ માનથી ધરવામાં આવતો. તેને ઇનસાફ આપ્યા પછી મજલીસમાંના દરેક આદમી પોતપોતાને ઘેર સિધાવતા. બારમી તારીખે સુલતાન

જાતે તે સંતપુરૂષોની ખીદમત ઉઠાવવા પોતાની કમર કસતો અને તેમના પવિત્ર હાથ પર જાતે પાણી રેડતો, અને પાણીની તાસક તેના મોટા વઝીરો પકડી રાખતા. દરેક અમીર પોતાની કમર કસી ખાનું પીરસતો, અને મજલીસ પૂરી થતી ત્યાં લગી તે ઉભો રહેતો. ત્યાર પછી દરેકને હઝરત પેગંબર સાહેબની બીજી જયંતિ આવે ત્યાં લગી ચાલે એટલું રોકડ નાણું તથા કપડાં સુલતાન તેમને ભેટ આપતો. સુલતાનના ખાસ તો શાખાના માટે દખણના ઉમદા હીમરૂ તથા સુંદર રેશમી ચટાપટાના ઉમદા કુમાશો લાવવામાં આવતા અને તેના તે મીજબાનીમાં મેજ પર બીછાવવાના રૂમાલો બનાવવામાં આવતા અને જયંતિ વખતે ઉપયોગમાં લેવામાં આવતા હતા. ત્યાર પછી તેમને ધોઇને સુલતાનના કપડા બનાવવાના ઉપયોગમાં તે લેવાતા, અને આખું વરસ તે કપડા સુલતાનને ચાલતા. સુલતાન મુઝફ્ફરના વખતથી આ રિવાજ ચાલતો આવ્યો હતો પણ સુલતાન મહમૂદ તેનાથી પણ વધારે આગળ જતો અને તેમાં તેણે વધારો સુધારો કર્યો હતો. રબી-ઉલ-અવ્વલની બારમી તારીખ કે જે દિવસે હઝરત મહમદ પેગંબર સાહેબનો જન્મ થયો હતો તેને આરબ લોકો 'મોલૂદ' કહે છે. કેટલાક શહેરોમાં તે દિવસને "લગ્નનો દિવસ" પણ કહે છે. તેની મતલબ એ છે કે તે દિવસ પ્રિયતમ (પેગંબર) પોતાની પ્રિયતમા (અલ્લાહ) સાથે અને શોધક જે ચીજ પોતે શોધતા હતા તેની સાથે જોડાઈ ગયા.

હઝરત મહમદ પેગંબર સાહેબ કહે છે કે "જે માણસ સફર મહિનો ખુશીથી ઉજવે છે તે બહેસ્તમાં જવાનો પોતાનો હક સાબીત કરે છે અને તે માટે હું તેને મુબારકબાદી આપું છું". જે અલ્લા શોધક આત્માનું પક્ષી આ દિવસ તેના શરીરનું પાંજરૂં છોડી ઉડી જાય છે તે પોતાની પ્રિયતમા (અલ્લાહ) સાથે એકત્રતા મેળવે છે.

આ દિવસ મોટા મોટા વિદ્વાનોએ બુખારે-શરીફનું વાંચન પૂરૂં કર્યું. ઝ્યાફત માટે બધી જાતના સાધનો તયાર હતા. જાતજાતના ખાના બનાવવામાં આવ્યા હતા અને ભાતભાતના મેવા મોજૂદ હતા. ખાનાને તેમજ મેવાને પૂરતો ઇનસાફ આપી ફારેક થયા પછી તેઓએ પ્રાર્થના કરવા પોતાના

હાથ ઉંચા કર્યા–જાણે કે સુલતાનનું કીર્તિવંત મોત તથા પરમેશ્વરની તેના પ્રત્યેની માફી તેજ પ્રાર્થનાનું ફળ હોય! પોતાના રિવાજ પ્રમાણે દરેકને વિદાય થતી વખત સોનું તથા જવાહીર સુલતાને ઇનામ આપ્યા અને તે પોતાના મહેલના ખાનગી ઓરડામાં ગયો.

આખા દિવસના થાક તથા વિદ્વાન અને સંતપુરૂષોની બજાવેલી સેવાના પરિશ્રમથી થાકી ગયલો હોવાથી સુલતાન પોતાના બિછાના પર સૂતો. તે અરસામાં તેને તરસ લાગી અને શરબત માંગ્યું. તેની તહેનાતમાં કમનસીબ નીચ કે જેને ( ખરાબ તુખમનો ) બુરહાન કહેતા હતા તે હાજર હતો. તે કમનસીબ પોતાના વખતનીજ રાહ જોતો હતો અને ઝેરથી મિશ્રિત શરબત લાવી સુલતાન આગળ હાજર કર્યું. તેના કપટનો કાંઇપણ વહેમ ન હોવાથી તે શરબતનો પ્યાલો સુલતાન ગટગટાવી સૂઇ ગયો. એક કલાક પછી તેની પ્રકૃતિ ઘણીજ ગરમ થઈ અને તે જાગ્યો અને પોતાને બેચેન જોઇ તેણે બુરહાનને કહ્યું "અરે કમનસીબ માણસ ! તેં મને શું શરબત આપ્યું ?" બુરહાને કહ્યું "ઓ દુનીઆના આશ્રમ પાદશાહ ! આખા દિવસના પરિશ્રમથી આપ થાકી ગયા છો. આપ બીશો માં ! સૂઇ જાઓ કે જેથી તેની અસર નીકળી જાય." જ્યારે સુલતાન સૂઇ ગયો ત્યારે રાતની એક રોન પસાર થઇ ગઇ હતી. તે વખતે તે દુર્ભાગીએ સુલતાનના મુબારક ગળાપર ખંજર મારી તેને પૂરો કર્યો.

**નીમકહરામ તથા કમનસીબ ખરાબ તુખમના બુરહાનની નીમકહરામી-તેનું સુલતાનની ખીદમતમાં જોડાવું-અને આ બાબતમાં અફ્ઝલખાનની દૂર અંદેશીનું વર્ણન:—**

ગુજરાતના કેટલાક આબરૂદાર ગૃહસ્થો ( પરવરદિગાર દેશનું આફતોમાંથી રક્ષણ કરો ! ) કે જેઓ તે વખતે હયાત હતા અને જેણે આ બધી બાબતો જાતે જોઇ હતી અથવા તો પોતાના વડવાઓ તરફથી આ હકીકત સાંભળી હતી તેઓ આ કમનસીબ શ્રાપિત બુરહાનની શરૂઆતની હકીકત નીચે પ્રમાણે વર્ણવે છે:—

આ ભાગ્યહીન તથા કમોતે માર્યા ગયેલા બુરહાનના બાપનું નામ

" પ્યારા " હતું. તે હલકી કોમ તથા હલકી ઓલાદનો હતો અને સુલતાનની હલકી નોકરીમાં હતો. ત્યાર પછી ' પ્યારા ' જે છેવટની ઉંચી પાયરીએ પહોંચ્યો તે પાયરી બારગીરના તબેલાના ઉપરીની હતી. ( બારગીર= સવારો કે જેને દરમાયો મળતો હતો અને જેને સરકાર તરફથી ઘોડા પૂરા પાડવામાં આવતા હતા. ) તેને એક છોકરો હતો કે જેનું નામ બુરહાન હતું. તે ખુબસુરતી વગરનો હતો નહિ. સુલતાનની નજર તેના પર એક દિવસ પડી અને બે કારણને લીધે તે સુલતાનને પસંદ પડયો. એક તો એ કે સુલતાન તખ્તનશીન થયો ત્યારથી તે પોતના વઝીરોના તાબામાં હતો અને તેમને પૂછ્યા વગર કાંઇ પણ કામ કરી શકતો નહિ. તેની બધી ઉમેદો તથા શોખો તેના મનમાંજ તેને કેદ રાખવા પડતા. રાજ્યકારભાર પોતાના હાથમાં લીધા તથા મોજશોખમાં પડયા પછી પણ છોકરા તથા છોકરીના લટકાથી અંજાઈ જતો. બીજું કારણ એ હતું કે આ સુલતાન મહમૂદના રાજ્યની શરૂઆતથી તે આખર લગી હલકા તથા નીચ માણસો તરફ તેનું વલણ જતું અને તે તેમને ઉંચ્ચે દરજ્જે ચઢાવતો કે જેનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે. તેણે આજ પ્રમાણે કમેતે માર્યા ગયેલા બુરહાનને ઉંચ્ચે દરજ્જે ચઢાવ્યો અને તેને પોતાના જોડા ઉંચકરનારની માન ભરેલી પદવી આપી. એક દિવસ અફઝલખાન વઝીરે તેને સુલતાનના જોડા સાફ કરતો જોયો અને પૂછ્યું " આ કોનો છોકરો છે કે જેને આ ઉંચી પદવી આપવામાં આવી છે ? " તેઓએ ( હાજર આદમીઓએ ) કહ્યું "તે ' પ્યારા ' કે જે તબેલાનો ઉપરી છે તેનો છોકરો છે. " અફઝલખાને સુલતાનને કહ્યું " સુલતાન સલામત ! આ છોકરાને આવી ખાસ નોકરી આપવી જોઇએ નહિ, અને એકદમ તેને આ ઉંચ્ચે દરજ્જે ચઢાવવો જોઇએ નહિ. " સુલતાને કહ્યું " એ છોકરો અમારા ઘરમાં જન્મેલો ગુલામ છે, અને તે કોઇપણ દિવસ અમારી સાથે નીમકહરામી તથા દગાથી વર્તશે નહિ. " ત્યારે અફઝલખાને ફરી કહ્યું " એની આંખ પરથી તથા ચહેરાના ચિન્હો પરથી હું કયાસ કરૂં છું કે, ન કરે પરવરદિગાર, કોઇ દિવસ સુલતાન પર તેના તરફથી કાંઇ આફત આવી પડશે. " સુલતાને કહ્યું " તેના

તરફથી કાંઇપણ કાયદા વિરૂદ્ધ વર્તન થવા પામશે નહિ." હંમેશાં સુલતાન તથા અફઝલખાન વચ્ચે આ દુર્ભાગી બુરહાન સંબંધી વિવેચન ચાલતું. જ્યારે આ નીચ છોકરો જુવાનીમાં આવ્યો ત્યારે સૃષ્ટિક્રમવિરૂદ્ધ ગુનાહ કરતો તથા દારૂ પીવાની લતમાં પડયો.

દૈવયોગે આ બંને ગુનાહો ઇસલામી ધર્મમાં વર્જિત કરવાનું ફરમાવવામાં આવ્યું છે અને તે કરનારને સજા ફરમાવવામાં આવેલી છે. તે ઉપરથી સુલતાન મહમૂદે હુકમ કાઢયો હતો કે "મારા મોટા મોટા વજીરો તથા પ્રખ્યાત અમીરોમાંથી કોઈ પણ માણસ આ ગુનેહ કરશે તો તેનું ઘર લૂંટી લેવામાં આવશે." કમનસીબ બુરહાને આ બંને નાપાક કૃત્યો દરરોજ કરવાની આદત અખત્યાર કરી હતી. એક દિવસ સુલતાનને આ વાતની ખબર કરવામાં આવી. તેણે બુરહાનને દિવાલમાં ચણી લેવાનો હુકમ કાઢયો. તેના મા બાપ અફઝલખાન પાસે ગયા અને ઘણુંજ લાચારી બતાવી રડયા, અને કહ્યું કે "એના સિવાય અમને બીજું કોઇ ફરઝંદ નથી. પરવરદિગારને ખાતર તેની જીંદગી બક્ષો." મજકુર ખાન સુલતાન પાસે ગયો અને તેની સિફારસ કરી. જો તેણે તેજ વખતે સિફારસ ન કરી હોત તો તે દુર્ભાગી માર્યો ગયો હોત કારણ કે તે કમનસીબને તેઓએ દિવાલમાં ચણવા માંડયો હતો. પરવરદિગારનો હુકમ એવો નીકળી ગયો હતો કે તે હલકા મનુષ્ય તરફથી સુલતાનને આફત આવી પડશે. જોવા જેવું એ છે કે અફઝલખાને શ્રાપિત બુરહાનને પહેલે દિવસે જોયો ત્યારથીજ તેણે તે આખર શું કરશે તે ( પોતાની દૂર અંદેશીથી ) જોયું હતું. વળી એ પણ જોવા જેવું છે કે અફઝલખાન હુશિઆર તથા દૂર અંદેશ હોવા છતાં આ કમબખ્તની જીંદગી બચાવવાનું સાધનરૂપ થઇ પડયો.

તે દિવસથી અફઝલખાનનું હૃદય દીલગીરીમાં અને ચિંતામાં રહેતું હતું અને સુલતાનની ખાસ હજૂરમાં આ કમનસીબ માણુસ રહે તે તેની ઇચ્છા અનુસાર હતું નહિ. સુલતાન પોતાના વજીરો સાથે મસલત કરતો હોય તે વખત બુરહાન હાજર રહે તે પણ તેને પસંદ પડતું નહિ. તેથી પોતે બહેરો હોય એવું તેણે ડોળ કર્યું અને સુલતાનને કહ્યું "સુલતાન સલામત!

મને સમજ પડતી નથી કે વૃદ્ધાવસ્થાને લીધે યા તો કાંઇ બીજા કારણને લીધે મારા કાન ભારે થયા છે. જો આપ આસ્તેથી શબ્દ બોલો છો તો હું તે બરાબર સાંભળી શકતો નથી, અને જે આદમી બહેરો હોય છે તેની ખાસીયત એ હોય છે કે તે જે બોલે છે તે મોટા સાદથી બોલે છે. તેટલા માટે આપણે રાજદ્વારી બાબતની ચર્ચા કરતા હોઇએ તે વખતે પેલા માણસે (બુરહાને) ત્યાં હાજર રહેવું જોઇએ નહિ, કારણ કે આપણી ખાનગી બાબતો ખુલ્લી પડી જાય અને ફીતુર ઉઠે." આ ઉપરથી ઘણી વખત તેને સુલતાનની હજૂરમાંથી દૂર કરવામાં આવતો પણ તે શેતાન લાયક ધંધાવાળો કપટી બુરહાન કોઈપણ મશવરત વિષે જાણ્યા વગર રહે તો નહિ. એક દિવસ સુલતાને કહ્યું "અમારા વડવાઓએ ગુજરાતને પોતાના અમલ નીચે લાવ્યા પછી હિંદુ લોકોના કિલ્લા જેવા કે ચાંપાનેર, જુનાગઢ જીતી લીધા. હવે પરવરદિગારની મહેરબાનીથી તેના કરતાં વધારે આ રાજ્યનું ભલું તાકનાર અમીરોના કબજામાં આવ્યું છે. સૌથી પહેલાં ચાંપાનેરનો કિલ્લો જીતવાના બારામાં આપણે મસલત ચલાવીએ. તેને જીતી લેવા માટે કેટલું લશ્કર તથા કેટલા પૈસાની જરૂર છે?" ટુંકમાં આ કમનસીબ બુરહાન તે વખત હાજર હતો. સુલતાનના આ શબ્દો તેની નિશાનીરૂપ થઇ પડયા અને તેણે જે કર્યું તે કર્યું.

એમ કહેવાય છે કે બુરહાન એક ગવૈયાના છોકરાને ચાહતો હતો, અને પોતાના તેની તરફના પ્યારને લીધે હમેશાં તેને સાથે રાખતો. એક દિવસ સુલતાન પોતાના જનાના સાથે મહેમુદાબાદના મૃગગ્રહ (આહુખાના) માં શિકારમાં મશગુલ હતો. કમનસીબ બુરહાન તે ગવૈયાના છોકરા તથા દારૂના શીશા સાથે સુલતાનની ગેરહાજરીમાં એક ઝાડની છાયા નીચે પોતાની નીચ વૃતિને આનંદ આપતો બેઠો હતો. તે વખતે તેના મનમાં એવો ખ્યાલ પણ હતો નહિ કે સુલતાન તે રસ્તે થઈ પસાર થશે. દૈવયોગે સુલતાને એક પક્ષી પાછળ બાઝ પક્ષી છોડયું હતું અને જ્યાં તે કમનસીબ બેઠો હતો તે તરફ પક્ષી ઉડતું ઉડતું આવ્યું. સુલતાન પણ તેની પાછળ પાછળ આવી પહોંચ્યો, અને તેની ધિક્કારવા લાયક વર્તણુક પોતાની આંખે જોઇ બુરહાનને કહ્યું

"અરે વ્યભિચારણીની પેદાશ! લોકો તારે માટે કહેતા હતા તે હું કબુલ કરતો હતો નહિ. હવે તે મેં મારી આંખે જોયું છે. જો પરવરદિગાર કરશે તો આ અપકૃત્યની સજાએ તને પહોંચાડીશ." આ બે બોલ બોલી તે પક્ષી પાછળ રવાના થયો. આ કમનસીબ એક વખત સુલતાનના ગુસ્સાના સપાટામાં સપડાયો હતો અને મોતના ભયમાં પડયો હતો. આ વખતે તેણે જાણ્યું કે તેનો જાન જોખમમાં છે, અને તે હકીકત બને તે પહેલાં તેના ચાંપતા ઇલાજ લેવા તેણે નક્કી કર્યું. સુલતાન તેને મારી નાંખે તે પહેલાં સુલતાનનેજ ઠાર કરવા તેણે મનસુબો કર્યો. આ નીમકહરામ નીચે એટલો તો વગસગ તથા એટલો ઉંચો દરજ્જો મેળવ્યો હતો કે સુલતાનનો ખોરાક, પીના તથા કેફી ચીજો આ નાલાયક માણસના હવાલામાં તેના સીલસિક્કા નીચે રહેતી. સુલતાને જે રાતના તેને આ અપકૃત્ય કરતો જોયો હતો તે રાતના બીજા દિવસની સવાર તે રબી-ઉલ-અવ્વલ મહિનાની બારમી તારીખ હતી કે જે દિવસ હઝરત મહમદ પેધંબર સાહેબની જયંતિ તથા તેની પ્રિયતમા સાથે મેળવેલા "વસલ" સંબંધનો દિવસ હતો. સુલતાનનો એવો રિવાજ હતો કે રબી-ઉલ-અવ્વલની પહેલી તારીખથી તે તે મહિનાની બારમી તારીખ લગી (સુલતાન) તે મોટા મોટા માણસો, સૈયદો, શેખો તથા સંતપુરૂષોની મજલીસમાં બેસતો અને તેઓના ખાના વખત પોતે જાતે ઉભો રહેતો, અને તેમના હાથ પર પણ પાણી રેડતો. ટુંકમાં ૧૧ મી તારીખે શિકાર વખત બુરહાનનું પોતાની આંખે જોયલું અપકૃત્ય સુલતાન ભૂલી ગયો હતો. બારમી તારીખે સુલતાન આખો દિવસ મજકુર મજલીસની તહેનાતમાં ઉભો રહ્યો હતો. મજલીસમાંથી ફારેક થયા પછી તથા સંતપુરૂષોના વિદાય થયા પછી સુલતાન પોતાના ખાનગી ઓરડામાં ગયો. આ કમનસીબ માણસ સુલતાનનાં તહેનાતમાં હાજર હતો. સુલતાને કહ્યું "કેફી ચીજ લાવી રજૂ કર." તે (બુરહાન) ગયો અને કેફી ચીજ તથા પાણીનો કૂજો બંને ઝેરથી મિશ્રિત કરી લાવ્યો. સુલતાને તે ઝેરી માજમ-માંથી થોડો ખાધો અને તેના ઉપર ઝેર ભેળેલું પાણી પીધું, અને પોતે સૂઈ ગયો. કલાક પછી સુલાતનની તબીઅત ગરમ થઇ આવી અને તેની

પ્રકૃતિ બગડી આવી. સુલતાને કહ્યું "અરે કમનસીબ ! આ કઇ જાતની કેવી વસ્તુ મને ખાવા આપી ?" આ ખરાબ છેવટવાળાએ કહ્યું "અરે પાદશાહ! દુનીઆના આશ્રમ! આખો દિવસ આપ ઉભા ને ઉભા રહી થાકી ગયા છો, તેની અસર આપના મગજ પર થઇ છે. આપ બીશો નહિ. થોડો "માજમ" આપ ખાઓ અને પછી આપ નિરાંતે સૂઇ જાઓ." સુલતાને તે નાપાકના કહેવા પ્રમાણે થોડો "માજમ" ખાધો અને પોતે નિરાંતે સૂઇ ગયો, અને "કયામત" છેલ્લા ન્યાયના દિવસ લગી પાછો જાગૃત થયો નહિ. વળી તે ઉપરાંત નીચ બુરહાને જ્યારે જોયું કે સુલતાન નિદ્રાવશ થયો છે, ત્યારે પોતાની ખંજર કાઢી સુલતાનના ગળા પર મારી તેને પુરો કર્યો અને પોતે આ દુનીઆમાં તથા પેલી દુનીઆમાં લ્યાનતને પાત્ર થયો.

પોતાને ગુજરાતની ગાદી પર ગોઠવી દેવાનો દગાભરેલો વિચાર તેના કપટી મનમાં ઘોળાયા કરતો હતો તેથી તેણે તેજ રાતના કેટલાક અમીરો તથા વઝીરો કે જે સલતનતના સ્તંભ હતા તેમને ઠાર કરવાનો તથા સવારમાં પોતાની નાપાક મુરાદ કંઈ પણ આચકા વગર જાહેર કરવાનો તેણે ઠરાવ કર્યો. પછી ચાંપાનેરનો કિલ્લો જીતી લેવાની ચર્ચાનું બહાનું કાઢી પોતે કઇ કોમના માણસોને પોતાની તરફેણમાં લેવા તેનો પણ વિચાર બુરહાને કરવા માંડ્યો. 'બાઘમાર' અથવા વાઘ મારનારની એક ટુકડી સુલતાન મહમૂદના વખતમાં ઉભી કરવામાં આવી હતી, અને તેની સંખ્યા ૧૨૦૦ માણસની વધતી વધતી થઇ હતી. તેમના પર સુલતાન સિવાય બીજા કોઇનું ઉપરીપણું હતું નહિ. બુરહાને આ કોમના કેટલાક મુખ્ય માણસોને બોલાવ્યા અને એક ઓરડામાં તેમને સંતાડી મુકયા, અને તેમને કહ્યું "સુલતાને એવો હુકમ કર્યો છે કે આ ઓરડામાં જે કોઇ અમીર યા ફકીર આવે તેના કમરમાંથી બે કટકા કરવા, અને તેમને બહાર જવા દેવા નહિ" આ પ્રમાણે નક્કી કરી બુરહાન બહાર આવ્યો અને કોઇને આસફખાન મુખ્ય વઝીર કે જે પોતાના દૃઢ તર્ક માટે તથા આ દુનીઆ તથા પેલી દુનીઆની બાબતોની જાણ માટે એનો તો એકકો ગણાતો હતો કે જે બરખીયાનો

છોકરો આસફ જીવતો હોત તો તે આ વઝીરના આગળ એક શિષ્ય જેવો ગણાત, તેને તેડવા મોકલ્યો. માણસને તેણે કહ્યું "ખાનને કહેજો કે સુલતાન એમ કહેવડાવે છે કે ચાંપાનેરના કિલ્લાની ફતેહના બારામાં વાત કર્યાને આપણને ઘણો વખત પસાર થઇ ગયો છે, અને આપે તેમાંનું કાંઇ કર્યું નથી. આજ રાતના અમે વઝીરો તથા અમીરોને ભેગા કર્યા છે. આપના મુબારક કદમની રાહ જોઇએ છઇએ. આપ જલદીથી પધારો અને આપણે આ વાતનો રસ્તો કરીએ." જ્યારે આસફખાને દૂતના આવા શબ્દો સાંભળ્યા ત્યારે એકદમ ઉભો થયો અને ત્યાં આવ્યો. જ્યારે દરબારના દ્વાર આગળ તે આવ્યો ત્યારે નાપાક બુરહાન તેની પાસે દોડી ગયો અને આગળ આવી સલામ કરી, અને કહ્યું "દીવાનજી રાજ્યના બધા અમીર ઉમરાવોને સુલતાને હાજર રાખ્યા છે અને તે ફરમાવે છે કે આ બાબતનો આપ બરાબર રસ્તો કરો", અને આગળ ચાલી તેને પેલા ઓરડા આગળ લઇ ગયો. જ્યારે આસફખાને કેટલાક માણસોને તે ઓરડામાં બેઠેલા જોયા ત્યારે તે ખરાબ છેવટવાળા કાફરના શબ્દોને ખરા માની તે મજલીસમાં દાખલ થયો. તે શ્રાપિત લોકોમાંથી એક ઉભો થયો અને તેણે ખાનના ટુકડે ટુકડા કરી નાંખ્યા. આ પ્રમાણે એક રાતમાં તથા એક મજલીસમાં ગુજરાતના પ્રખ્યાત અમીર તથા મોટા વજીરોમાંના બાર માણસો કે જેમાંનો એક પણ હસ્તી ધરાવતો હતે તો ગુજરાતીઓના હાથમાંથી ગુજરાતનું રાજ્ય જતે નાહ એવા બાર માણસોને ઠાર કર્યા.

ટુંકમાં જ્યારે બુરહાને કોઇ માણસને અફઝલખાનને બોલાવવા મોકલ્યો ત્યારે તેણે કહ્યું "તું જે શબ્દો કહે છે તે સુલતાનના નથી. આવે કવખતે સુલતાન કોઇને બોલાવતો નથી. તું બેહુદા બોલે છે." આ માણસે આવી બુરહાનને ખાનના શબ્દો કહ્યા.

બીજી વખત તેણે કોઇને ખાનને તેડવા મોકલ્યો અને કહ્યું "ખાનને કહેજો કે સુલતાન કહેવડાવે છે કે આપની આ રીતભાત સારી નથી. જેમ જેમ હું મારા મનને આપની તરફ લાવું છું તેમ તેમ આપ દૂર જતા જાઓ છો. બધા વઝીરો તથા અમીરો હાજર છે અને અમે આપના આવવાની રાહ જોઇએ છીએ. આપ જલદીથી આવો કે ચાંપાનેરની બાબતનો આપણે

ફ્ડચો કરીએ." જ્યારે મજકુર ખાને ફરી બહાનું કાઢયું ત્યારે તેમની ઓરતે તેમને ઘણી ઓસ કરી કહ્યું કે "સુલતાન આપને જેમ જેમ આગળ પાડવા માગે છે તેમ તેમ આપ પાછળ જતા જાઓ છો. આપે જવું જોઇએ." ખાને કહ્યું "અરે નાદાન! આ માણુસ જે શબ્દો કહે છે તેમાંથી લોહીની વાસ આવે છે. આ માણુસ જે સંદેશો લાવ્યો છે તે સુલતાન તરફનો નથી. જો તું (મારી જીંદગીથી) મારાથી કંટાળી ગઇ હોય તો મને જવા ઓસ કર. નહિતર આ માણુસ જે કહે છે તે કળાકપટથી ખાલી નથી." તેમની ઓરતે તેમને જવા માટે ફરી ઓસ કરી તો પણ ખાન ગયા નહિ. ત્યારે ફરી આ કપટી નાલાયક આદમીએ (બુરહાને) કહેવડાવ્યું કે સુલતાન કહેવડાવે છે કે "જો આપ અત્રે નહિ પધારશો તો અમે આપને ત્યાં આવીશું. આપે ગમે તેમ કરી આવવું જોઇએ કેમકે બધા આપની રાહ જોતા બેસી રહ્યા છે." ફરી ખાનને બહાનું કાઢવાનો વિચાર થયો. તેમની ઓરત તથા શેરવાનખાન ભાટી કે જેને અફ્ઝલખાને છોકરાની માફક પાળી પોષી મોટો કર્યો હતો અને તેને ઉચાં પદવીએ પહોંચાડયો હતો તેઓએ આવી જીદ કરી કહ્યું કે "અલબત આપે જવું જોઇએ કે જેથી સુલતાન દિલગીર થાય નહિ." ખાને કહ્યું "હું તમને ગમે તેટલું કહું છું કે મને બોલાવવામાં કાંઈ પણ દગો તથા કપટ સમાયલા છે તો પણ તમે જીદ લઇ બેઠા છો કે મારે જવુંજ જોઈએ તો હું જાઉં છું." પછી તેણે પોતાનાં બચ્ચાં તથા નોકરોને બોલાવ્યા અને તેમની પાસેથી વિદાય થવાની છેલ્લી રજા લીધી, અને તેમની માફી માગી પાલખીમાં બેઠો. જ્યારે દરબારના દ્વાર આગળ ખાન પહોંચ્યો ત્યારે તે દુર્ભાગી બુરહાન તેમની સામે આવ્યો. આ બનાવ પહેલાં સુલતાન અને અફ્ઝલખાન વચ્ચે સેજ-સાજ ચકમક ઝામી હતી તો પણ કોઇ પણ કાર્ય સુલતાન ખાનની સલાહ વગર કરતો નહિ. આ ઉપરથી બુરહાને ધાર્યું કે સુલતાનના મોતથી અફ્ઝલ-ખાન રાજી થશે અને પોતે નખરા કરતા આવી કહ્યું "ખાનજી, પરવર-દિગારે દુશ્મનો દૂર કર્યા છે. હવે જો આપ મારો હાથ પકડશો તો કોઇ પણ ભાગીદાર વગર આખા ગુજરાતનું રાજ્ય આપના કબજામાં આવશે." જ્યારે અફ્ઝલખાને તેના તરફથી આ શબ્દો સાંભળ્યા ત્યારે તેણે કહ્યું "અરે

કમનસીબ ! વ્યભિચારણીની પેદાશ ! તારા મનમાં શું છે કે આ તારા શબ્દોમાંથી લોહીની વાસ આવે છે ? અરે શ્રાપિત માણસ ! મને મારો સુલતાન બતાવ !" ત્યારે તેણે કહ્યું "ખાનજી ! આપ દર વખત મારે માટે ખરાબ વિચાર લાવો છો. મેં આપના સુલતાનને શું કર્યું છે ? આ મકાનમાં આપ જાઓ અને આપ તેને બીજા અમીરો સાથે મશવરતમાં બેઠેલા જોશો." પાક દીલ તથા વખાણવાલાયક ગુણોવાળો ખાન તે મકાનમાં ગયો, અને તે શ્રાપિત માણસોએ તેને ઠાર કર્યો. ત્યાર પછી તે કમનસીબ બુરહાન તદન ફારેગ થયો અને સુલતાનનાં કપડાં પોતે પહેર્યાં, અને સુલતાનનો સામન તફરકે કરવા માંડયો. પોતાના મળતીઆઓને બોલાવી સુલતાનનું જવાહીરખાનું કે જેમાં પુષ્કળ જવાહીરો હતા તેનું તાળું તોડયું અને મુકે મુઠા ભરી તે લોકોને તેમાંથી જવાહીરો આપ્યા, અને સુલતાનના ખાસ ઘોડા હતા તે પણ તેનને આપ્યા, અને તેમને કહ્યું કે "સવારમાં તમને અમીરની પદવીએ પહોંચાડવામાં આવશે." જ્યારે રાતની બે ત્રણ ઘડી બાકી રહી ત્યારે તે બધાને એક બારીમાંથી રજા આપી અને કહ્યું "જે આપણી સાથે સામેલ થશે નહિ તેના ઘર તારાજ કરવાનો હુકમ આપીશ. ત્યાર પાછી આવી સૈયદો તથા વિદ્વાન પુરૂષોને બોલાવી મારા નામમાં "ખુતબા" વંચાવીશ અને મારા નામના સિક્કા પડાવીશ."

શેરવાનખાન ભાટી કે જેણે પોતાની જીદથી અફઝલખાનને તેના મોત સાથે ભેટો લેવો મોકલ્યો હતો તે ખાનના માણસ તથા કુટુંબકબીલા સાથે તેના આવવાની રાહ જોતો હતો. જ્યારે વહાણું વાયું ત્યારે શેરવાનખાન તેની તપાસ કરવા બહાર નીકળ્યો. જ્યારે બજારની ગલી આગળ આવ્યો ત્યારે સુલતાન દબદબા ભરેલી રીતે આવતો હોય એવો અવાજ તેણે સાંભળ્યો. તેણે જાણ્યું કે સુલતાન આવે છે. શેરવાનખાને ઘોડા પરથી નીચે ઉતરી તેને સલામ કરવાનો વિચાર કર્યો. તે દુર્ભાગી માણસે (બુરહાન) મોટા અવાજથી કહ્યું "શેરવાનખાન, ઘોડાપરથી નીચે ઉતરશો નહિ. અફઝલખાનની પદવી તથા તેમના ખિતાબો તમને મુબારક થાઓ." શેરવાનખાને જાણ્યું કે મામલો કયાં લગી આવ્યો છે. તેણે બુરહાન પાસે આવવાનો વિચાર

કર્યો. બુરહાનની આસપાસના માણસોએ શેરવાનખાનને આવવા દીધો નહિ. ત્યારે બુરહાને ફરીથી કહ્યું "શેરવાનખાન આપણો માણસ છે. એને આવવા દો કે જેથી તે આવી અમારા પગનું ચુંબન કરે." તે ખરાબ છેવટવાળા બુરહાનના આ શબ્દો સાંભળી શેરવાનખાનના દિલમાં અગ્નિની જ્વાળા પ્રદિપ્ત થઇ. જ્યારે તે નજીક આવ્યો ત્યારે પોતાના ઘોડાને વાંક ખવડાવી તે દુર્ભાગીની કમર પર એવા તો જોરથી તલવાર મારી કે તેના બે ટુકડા થઈ ગયા, અને તે ઘોડાપરથી નીચે પડ્યો. તેની સાથે જે "બાઘમારનું" ટોળું હતું તે વીખરાઇ ગયું. તેમાંના કેટલાક પોતાના બૈરાં છોકરાં સાથે નાસી ગયા અને કેટલાકે તે શ્રાપિત બુરહાન સાથે નર્કનો રસ્તો લીધો. શહેરમાં ધોંધાટ તથા શોર બકોર થઈ રહ્યો. પણ રાતમાં શું શું બન્યું છે તેની દિવસ ઉગ્યો ત્યાં લગી કોઇને ખબર હતી નહિ સરવાનખાન તથા બીજા મોટા મોટા અમીરો એતમાદખાનના મકાનમાં ભેગા થયા અને સાથે મળી સુલતાનના મહેલ તરફ ગયા. પહેલા તેઓએ તિજોરી તપાસી લીધી અને કોઇ વિશ્વાસપાત્ર માણસને સોંપી. ત્યાર પછી તેઓ પાદશાહના ખાનગી ઓરડામાં ગયા. સુલતાનને કતલ થયલો પડેલો જોઇ ત્યાં હાજર રહેલા લોકોએ રડવા કકળવાનું શરૂ કર્યું. ત્યાર પછી બીજા ઓરડામાં ગયા અને ત્યાં અમીરો તથા વઝીરોના મૃત શબ પડેલા જોયા. ત્યાર પછી સુલતાન જેના પર ઇશ્વરની મહેરબાની રહો તેના શબને મહમૂદ બેગડાના રોજો કે જે સંત પુરૂષોના મુખ્ય હઝરત શેખ ખતુના રોજા આગળ છે ત્યાં દાટવામાં આવ્યું અને વઝીરોના શબને તેઓની પોતપોતાની જગ્યામાં દફન કરવામાં આવ્યાં.

ટુંકામાં આ બીના હિ. સન ૯૬૧ ઇ. સ. ૧૫૫૪ના પહેલા રબી મહિનાની ૧૩ મી તારીખે શુક્રવારની રાતના મહમુદાબાદમાં બની. જ્યારે સુલતાન તખ્તનશીન થયો ત્યારે તેની ઉમ્મર દસ વરસની હતી અને એણે લગભગ ૧૮ વરસ રાજ્ય કર્યું. તેની ઉમ્મરના ૨૮ મા વરસે તેને બુરહાને મારી નાંખ્યો અને તે વરસ "હકીકુન–બાશહાદાત" આત્મ સ્વર્પણ કરવાને લાયક એ શબ્દ પરથી અબજદ પદ્ધતિ પ્રમાણે ઉપજાવી કઢાય છે. શેખ

યહાસુફતીએ તે તારીખ ઉપજાવી કાઢવા નીચેની કવિતા બનાવી છે:—

જ્યારે મહમૂદ પાદશાહે આ દુનીઆમાંથી પોતાનું મોઢું ફેરવ્યું (જ્યારે તે માર્યો ગયો અને અનંત ધામમાં ગયો) અને પોતાનો વાવટો અનંત સ્વર્ગમાં ખુલ્લો કર્યો, ત્યારે મેં મારી અક્કલને તેના અત્રેથી સિધાવ્યાની તારીખ તથા વરસ પૂછ્યું.

મને જવાબ મળ્યો, ઓ યહા! સાંભળ! સુલતાને આત્મા સ્વર્પણ કર્યો છે. (સુલતાન શહાદત યાફ્ત)

જે ત્રણ પાદશાહો આ વરસમાં મરણ પામ્યા તેમના મોતનું વરસ નીચે પ્રમાણે છે;—

એકજ વરસમાં ત્રણ પાદશાહો મરણ પામ્યા,

(૧) કે જે પાદશાહોએ પોતાના ન્યાયથી હિંદને સ્વર્ગ બનાવ્યું હતું.

(૨) તેમાંનો એક ગુજરાતનો શેહનશાહ મહમૂદ હતો, કે જે પોતાના નસીબની માફક ભરજૂવાનીમાં હતો.

(૩) બીજો દિલ્હીનો સુલતાન ઇસલામશાહ હતો કે જે હિંદુસ્તાનમાં એક ચક્રે રાજ્ય કરતો હતો.

(૪) ત્રીજો નિઝામ–ઉલ–મુલ્ક બહેરી હતો કે જે દખણમાં ખુશરૂની માફક સર્વોપરી સત્તા ભોગવતો હતો.

(૫) જો તે ત્રણ પાદશાહોના મરણનું વર્ષ મને પૂછતા હો તો તે "ઝવાલે ખુસરવાન"મોટા મોટા પાદશાહોનું મરણ છે. (તે પરથી અબજદ પદ્ધતિ પ્રમાણે તારીખ ઉપજાવી કઢાય છે હિ. સન ૯૬૧.)

ટુંકામાં સુલતાનના મરણ પછી (પરવરદિગારની રહેમ તેના પર અવિચળ રહો) નીચ બુરહાને કેટલાક 'બાઘમાર' કે જે તેની સાથે જોડાયા હતા તેની સાથે પોતાના દ્રોહી મગજમાં રમી રહેલા વિચારને બર લાવવાનો પ્રયત્ન આરંભ્યો. તેમાંના કેટલાકને દરબારના દ્વાર બહારની ઓરડીમાં સંતાડયા અને તેમને કહ્યું "જે કોઇ તમારી પાસે આવે અને અંદરના ઓરડામાં પગ મુકે તેને ઠાર કરવો અને કાંઇ પણ બોલવું નહિ." આ પ્રમાણે નક્કી કરી તેણે કોઇને અબદુલઅઝીઝ આસફખાન વઝીરને બોલાવવા મોકલ્યો, અને તે માણસને કહ્યું કે "તારે ખાનને એમ કહેવું કે સુલતાન

આપને બોલાવે છે." મજકુરખાન હુકમ મુજબ ઝડપથી દરબારમાં આવ્યો. બુરહાને ઘણા માનથી ઉઠી તેને આવકાર આપી કહ્યું "આવો ? સુલતાને આપને અત્રે બેસવાનું કહ્યું છે." ખાનને આગળ રાખી પોતે પાછળ ગયો. ખાનને આવતા ને વારજ ઠાર કરવામાં આવ્યો. એમ કહેવાય છે કે એતમાદખાનને પણ બુરહાને બોલાવ્યો હતો પણ તેણે દૂર અંદેશીથી ધાર્યું કે "મને આવે કવખતે બોલાવવામાં કોઇ પણ કપટ સમાયલું છે. તેટલા માટે મારે જવું જોઇએ નહિ." આ પ્રમાણે તેણે અફઝલખાનને પણ બોલાવ્યો. જ્યારે કમનસીબ બુરહાનની નજર ખાન પર પડી ત્યારે તેણે ખાનના વખાણ કરવા શરૂ કર્યા અને કહ્યું "જો આપ મારો હાથ પકડશો તો હું આપને ન્યાલ કરીશ." ખાને કહ્યું "અરે કમનસીબ ! તારા મગજમાં શું વિચાર રમી રહ્યો છે, કે તું આવા ખરાબ શબ્દો બોલે છે ?" જ્યારે ખાનની મદદથી ના ઉમેદ થયો ત્યારે તેને તેણે ઠાર કર્યો. પડદાની પાછળથી ઘણો વિચિત્ર દેખાવ બહાર આવ્યો અને ગર્ભવતી રાત્રીએ આ બનાવને જન્મ આપ્યો કે એક રાત્રીના એક કલાકમાં રાજ્યનો મુરબ્બી તથા રક્ષક કે જેના રક્ષણ નીચે લોકો અમન ચમન ઉડાવતા હતા તે તથા તેના રાજ્ય ભકત અમીરો તથા મોટા ઉમરાવો આવી રીતે સારા ભાગ્યના તખ્ત ઉપરથી દુર્ભાગ્ય તથા શરમની ધૂળમાં પાયમાલ થયા.

ટુંકમાં જ્યારે કમનસીબ બુરહાન મહાન પદવીવાળા શાહઝાદાને મારી નિશ્ચિંત થયો ત્યારે તે પોતાની ફીકર ચિંતામાંથી દૂર થઇ અને વખતને પોતાની ઇચ્છાનુસાર માનવા લાગ્યો. ત્યાર પછી સુલતાનની માલમતા તરફ પોતાના હાથ લંબાવ્યા અને પોતાના નીચ શરીરને સુલતાનના રાજવી કપડાંથી સજ્જ કર્યું. સુલતાનના નાજુક ગળા પર જે કીંમતી જવાહીરનો ગળચવો હતો તે કાઢી લઇ પોતાના અપશુકનીઆ ગળા પર લગાવ્યો અને સુલતાનની રત્ન જડીત ખુરસી પર કુતરાની માફક બેઠો. પછી સુલતાનની જડાવ રકાબી પોતાના મોં આગળ ધરી દંતધાવન કરવા માંડયું, અને હુકમ આપવાનું તથા રાજ્ય ચલાવવાની નકલ કરવા માંડી. પોતાના સાથીઓને રાજ્યના ખાસ ઘોડા, સોના રૂપાની ઝુલ

તથા લગામ સાથે બક્ષીસ કર્યા અને કેદીઓને કેદમાંથી છૂટા કરવાનો હુકમ કાઢયો. તેના માણુસોએ તે પ્રમાણે કર્યું.

ટૂંકમાં જે ભૂખ્યા તરસ્યા માણુસો ભૂખમરાથી બુરહાન સાથે સામેલ થયા હતા તેઓએ જ્યારે જોયું કે આ મામલો સવાર સુધી નીભી શકશે નહિ ત્યારે તેમને બક્ષીશ મળેલા ઘોડા તથા પૈસા લઈ તેઓ ભાગી ગયા. કમનસીબ બુરહાનની આસપાસ થોડા માણુસ બાકી રહ્યા. તે અરસામાં આ ખરાબ કૃત્યની વાત આખા શહેરમાં ફેલાઇ અને સુલતાનના ખાસ વિશ્વાસ પાત્ર માણસોના જાણુમાં આવી–જેવા કે ઇમાદ–ઉલ–મુલ્ક કે જે તુર્કી ટુકડીનો ઉપરી હતો. જૂજહારખાન તથા અલફખાન હબશી કે જે હબશી ટુકડીના ઉપરી હતા. જેમ અગ્નિ પર બાલ આમટા ખાય છે તેમ તેઓનાં રૂવાં ઉભાં થયાં અને સવાર થઇ સુલતાનના દરબાર તરફ સીધાવ્યા.

એમ કહેવાય છે કે શહેરમાં જાણે " કયામત " " છેલ્લા ન્યાયનો દિવસ " આવ્યો હોય એવો ત્રાસ વર્તી રહ્યો. મજકુર ઉમરાવો જ્યારે મહેલમાં ગયા ત્યારે તેઓએ તિજોરી કબજે કરી કેટલાક ભરોસાપાત્ર આરબને સોંપી અને શ્રાપિત બુરહાનનું કાસળ કાઢવા રવાના થયા. તે શ્રાપિત કમનસીબ પોતાના કેટલાક મળતીયા જે તેને હજુ વળગી રહ્યા હતા તેમની સાથે બહાર નીકળ્યો. સરવાનખાન ભાટી કે જે સુલતાનનો એક ઉમરાવ હતો તે તેને (બુરહાનને) મળ્યો. તે કમનસીબે બૂમ મારી " સરવાનખાન આવો ! તમે બરાબર વખતેજ આવ્યા છો. તમને હું ન્યાલ કરી દઇશ ". સરવાનખાને કહ્યું " હું આવ્યો ! " પોતાના ઘોડાને એડી મારી તેની આગળ આવ્યો અને તે હરામઝાદાના ખભા પર એવા તો જોરથી તલવાર મારી કે તેને ઠાર કર્યો અને નર્કમાં મોકલી આપ્યો. પછી તેના મળતીઆઓને પણ તલવારથી ઠાર કરી તે કમનસીબની પાછળ મોકલી આપ્યા. આ બનાવ (ઇ. સન ૧૫૫૪) હિજરી સન ૯૬૧ ના રબી–ઉલ–અવ્વલ મહીનાની ૧૩ મી તારીખે બન્યો.

એમ કહેવાય છે કે આ દુર્ભાગી આદમી બહારથી એવી તો પરહેઝગારી બતાવતો કે સુલતાન ઘણી વખત તેની તાલીમ નીચે નિમાઝ પઢતો.

એક દિવસ મહેમુદાવાદથી સુલતાને બુરહાનને આગળથી ખંભાત તથા ધોળકા વચ્ચે આવેલી જમીનની સપાટી પર શિકારનો બંદોબસ્ત કરવા મોકલ્યો હતો. સુલતાનના કેટલાક ખીદમતગારો પણ તેની સાથે હતા. પાછા ફરતી વખત તે ધોળકા આવ્યો અને ત્યાં રાતના તાડી પી હલકી જાતની ગાનારીઓ સાથે પડી રહ્યો. જ્યારે સુલતાન પાસે તેઓ આવ્યા ત્યારે તેમાંના એક હજુરીએ તે વાત સુલતાનને કાને નાંખી. સુલતાન ઘણું ઉકળ્યો અને બુરહાનને કહ્યું "અરે દુર્ભાગી કુતરા! હું તને એક પરહેઝગાર આદમી તરીકે જાણતો હતો અને તારી સરદારી નીચે નિમાઝ પઢતો હતો, અને તું આવો (જવને ઘઉં બતાવી વેચનાર) ઢોંગી નીકળ્યો. ફરી દિવાલમાં ચણી લેવાની સજાને પાત્ર તું થયો છે." બુરહાનને આ પહેલાં બે વખત કાંઇ વાંકને લીધે સુલતાનના હુકમથી દિવાલમાં ચણી લેવામાં આવ્યો હતો. જ્યારે છેલ્લી પાયરી પર વાત આવી પહોંચી ત્યારે સુલતાનના કેટલાક દરબારીઓએ તેને માટે ભલામણ કરી તેને છોડાવ્યો. આ દુર્ભાગી બીધો કે કદાચ જો આ વખતે મને દિવાલમાં ચણી લેવામાં આવશે તો હું છુટી શકીશ નહિ. તેથી તેણે વિચાર કર્યો કે સુલતાન મને મારી નાંખે તે પહેલાં હું એનું કાસળ કાઢીશ. આ કારણથી સુલતાનની જુવાનીના બાગના રોપાને આ કમનસીબ બુરહાને ખંજરના પાણીથી પાયમાલીના પવનને સોંપ્યો. (સુલતાનને ઠાર કર્યો.)

કેટલાક એમ કહે છે કે બુરહાનને એક વખત કોઇ કલનદરે (ફકીરે) કહ્યું હતું "ગુજરાતની સલતનતનું છત્ર તારા માથા પર પોતાનો છાંયો નાંખશે (તારા માથા પર ગુજરાતની સલતનતનું છત્ર ધરાશે. તું ગુજરાતનો સુલતાન થઇશ)" અને ત્યારથી તે દ્રોહી વિચાર તે નીમકહરામના મગજમાં રમ્યા કરતો હતો. ખરી હકીકત પરવરદિગાર જાણે!

**જે અમીરોએ સુલતાન મહમૂદના મરણ પછી સલતનતનો કારોબાર પોતાને હસ્તક લીધો અને જેમના પ્રયાસથી રાજ્યનો બંદોબસ્ત થયો તેમનું વર્ણનઃ—**

એમ લખવામાં આવ્યું છે કે જ્યારે સુલતાનને મારી નાંખવામાં

આવ્યો અને અમીરો તથા વઝીરો પણ તેજ ઉંચ્ચે દરજ્જે પહોંચ્યા (તેમને પણ મારી નાંખવામાં આવ્યા ) ત્યારે અમીરોમાંથી જે અમીર દેશની સહી-સલામતી તથા લોકોના સલાહસંપનું કારણભૂત થઇ પડયો તે ઉંચા દરજ્જા-વાળા, સૈયદોના આશ્રય તથા સાચાનાસંગી સૈયદ મુબારક, (પરવરદિગાર તેની કીર્તિ વધારો), પોતે હતા. તેની પાસે જોરાવર લશ્કર હતું અને હેરત પમાડે એવા રૂઆબમાં તે તે લશ્કરને રાખતા હતા. તેના બહાદુર લડવૈયાના લશ્કરના દમામ તથા રૂઆબથી જોનારની આંખ અંજાઇ જતી.

હઝરત સૈયદના લશ્કરના ઘણાખરા માણસો બુખારી સૈયદો કે જે હઝરત સૈયદના પૂર્વજો થતા હતા તેમની ઓલાદના હતા. સૈયદો સિવાય તેના લશ્કરમાં ફોલાદી પઠાણુ પણ હતા. તેમના સરદારો મુસાખાન તથા શેરખાન કે જેની બહાદુરીમાં જોડી મળી આવવી મુશ્કેલ હતી તેવા વીર નરો હતા. હઝરત સૈયદની તેમના લશ્કર તરફ એવી તો લાગણી હતી કે તેનું વર્ણન થઇ શકતું નથી, અને ( લશ્કર ) તેઓ પણ સૈયદની સાથે ખરા અને વફાદાર સાચા ચેલા તરીકેનું વર્તન આદરતા. આખરે હઝરત સૈયદની મહેરબાનીથી તેઓ ઘણા ઉંચ્ચા દરજ્જા પર પહોંચ્યા કે જેનું વર્ણન પરવરદિગાર કરશે તો આગળ કરવામાં આવશે.

વળી લોદી તથા સરવાન કોમના અફઘાન લશ્કરની પણ એક ટુકડી એમની પાસે હતી કે જે શેરખાન તથા બીજા વીરો જેઓ લડાઇના પ્રસંગ-માં સિંહ જેટલી બહાદુરી દાખવતા એવા વીર નરોથી બનેલી હતી.

શેખોના છોકરામાં હઝરત સૈયદના મુખ્ય માનીતા શેખ આ તવારીખ લખનારના પિતા શેખ મહમદ કે જે શેખ મનજહુ અકબરને નામે ઓળ-ખાતા હતા તે હતા. દુનીઆદારીની બાબતોમાં તે તેમના ખાસ વકીલ હતા, અને ધર્મની બાબતોમાં તે હઝરત સૈયદને પગલે ચાલતા.

જો હઝરત સૈયદના ચમત્કારોનું વર્ણન કરવા બેસું તો આ તવારીખ ભરાઈ જાય અને બીજી ચોપડીની જરૂર પડે. પણ જો પરવરદિગાર કરશે તો તેનું વર્ણન હવે પછી કરવામાં આવશે.

ટુંકમાં હઝરતની તહેનાતમાં દરેક જાતના તથા કોમના વીરો હતા.

તેમની પાસે લગભગ દસ હજાર એવાતો બહાદુર સવારો હતા કે લડાઇના મેદાનમાં જો દુશ્મન અગ્નિના પર્વત જેવો હોય તો પણ તેને પોતાની તલવારના પાણીથી બુઝાવી દેતા અથવા જો દુશ્મન તોફાની દરીઆની માફક ઉછળતો તેમની સામે આવે તો તેને પાણીના પ્યાલાની માફક ગટગટાવી જતા.

બીજો મુખ્ય ઉમરાવ કે જે બીજા ઉમરાવોનો સ્તંભ, નુર તથા આશ્રય હતો તે મોટી પદવીવાળો એતમાદખાન હતો અને તેણે પોતાની દુનીઆ દિપાયમાન કરતી બુદ્ધિથી સુલતાનના મરણ પછી રાજ્યનું મંત્રીપણું સ્વીકાર્યું તથા બીજો બધો બંદોબસ્ત ચલાવવા માંડ્યો. બીજો ઉમરાવ ઇમાદ–ઉલ–મુલ્ક રૂમી હતો કે જેની પાસે શસ્ત્રઅસ્ત્રથી બરાબર સજ્જ થઇલી રોમના સિપાઇઓ ( તુર્ક )ની ટુકડી હતી. બીજો સલતનતનો મોટો ઉમરાવ અલફખાન હબશી હતો. ત્યાર પછી મલિક શર્ક ગુજરાતી, તથા સુલતાનનો ગુલામ–ઉમરાવ એખત્યર–ઉલ–મુલ્ક વગેરે હતા.

હઝરત સૈયદે આ બધા ઉમરાવોને પોતાની તરફેણમાં લીધા અને તેઓને એક બીજા સાથે જે માંહોમાંહેની ઇર્ષા તથા અદેખાઇ હતી તે દૂર કરી તેમને એક બીજા સાથે સલાહ કરાવી અને પવિત્ર કુરાનની નીચલી આયા પ્રમાણે–" તમારા બધા કામોમાં સલાહ લેજો " તેણે રાજ્યનો બધો કારભાર ચલાવવા માંડયો. તેમણે મોટી પદવીવાળા એતમાદખાન કે જે સુલતાનના ખાસ વિશ્વાસુ માણસ હતા તેમને કહ્યું " જો મજકુર સુલતાન પોતાની પાછળ કોઇ છોકરો મૂકી ગયો હોય તો તે તમે જાહેર કરો, કે જેથી તેને પોતાના વડાઓની ગાદી પર બેસાડીએ અને તે રાજ્યનો કારભાર પોતાને હાથ લે. જો કોઈ છોકરો સુલતાન મૂકી ન ગયો હોય પણ જનાનખાનામાં કોઇ રાણી ગર્ભવંતી હોય તો તેને પુત્ર પ્રસવે ત્યાં લગી રાજ્યનો કારભાર અમે ચલાવીએ. પરવરદિગાર કરે તો કદાચ પુત્રને તે જન્મ આપે અને સલતનતનો કીર્તિવંત કારભાર સુલતાન મહમૂદના વંશના હાથમાંથી બહાર જાય નહિ. " એતમાદખાને ના કહી અને કહ્યું " સુલતાનને કોઇ પણ પુત્ર નથી તેમજ તેની ઓરતોમાંથી કોઇને હમેલ પણ નથી. " પછી

તેઓએ એમ ઠરાવ્યું કે સુલતાનના સગામાંથી જે કોઇ માણુસ આ મોકી પદવીને લાયક માલમ પડે તેને પસંદ કરવો. એતમાદખાને કહ્યું "મરહુમ સુલતાન મહમૂદના સગામાં હાલ એક છોકરો અહમદખાન આ પદવીને લાયક છે અને તે અમદાવાદમાં રહે છે, અને તેટલા માટે તેને બોલાવો."

રઝી–ઉલ–મુલ્કને તે પાદશાહી તાજના જવાહીર તથા શહેનશાહી મુગટના અલંકારને જલદી લાવવા મોકલ્યો. રઝી–ઉલ–મુલ્ક પવનવેગી ઘોડવેલમાં બેઠો અને વીજળીની ઝડપથી આગળ ચાલ્યો. એમ કહેવાય છે કે ચાર ઘડીમાં તે અમદાવાદ આવ્યો, અને અહમદખાનના ઘરના દરવાજા પર પહોંચ્યો. તેણે શાહઝાદાને તેના ઘરની પાસે એક વાણીઆની દુકાને, પોતાના કબુતરોને ખવડાવવા માટે સદરામાં બાજરી લઇ ઉભેલો જોયો. રઝી–ઉલ–મુલ્કે તેને ઓળખ્યો. ઘોડવેલમાંથી તરત નીચે ઉતર્યો, અને ખાનને ઉંચકી (ઘોડવેલમાં) તેમાં બેસાડયો અને ઘોડવેલ પાછી ફેરવી હાંકી ગયો. ખાનની દાઇએ રડવા તથા ઘોંઘાટ મચાવવાનું શરૂ કર્યું અને કહ્યું "આ કોણ છે અને ખાનને કયાં લઈ જાય છે, ?" લોકોએ કહ્યું "તેને એવી જગ્યાએ લઇ જાય છે કે જયાં કાલે સવારે લોકોનાં ટોળેટોળાં તેના ઘરના દ્વાર આગળ ભેગા થશે પણ અંદર જવાની પરવાનગી મેળવી શકશે નહિ." (કેટલીક ચોપડીમાં બારને બદલે યાર છે. પણ ત્યાં કોઈપણ મિત્ર તેને મળી શકશે નહિ) ટુંકમાં તેને મહેમદાબાદ લાવ્યા.



# પ્રકરણ ૧૫ મું.



## અહમદશાહ બીજો.

**અહમદાબાદ શહેર વસાવનાર અહમદના છોકરા લશ્કરખાનના પૌત્ર લતીફખાનના છોકરા સુલતાન અહમદશાહ (બીજા)નું પ્રખ્યાત ઉમરાવોની મદદથી ગુજરાતની સલતનતના તખ્ત પર ગાદી નિશિન થવા વિષેનું વર્ણન:—**

તવારીખ લખનારાઓ (એવી રીતે) લખે છે કે હિ. સ. ૯૬૧ (ઇ. સ. ૧૫૫૩) ના રબી-ઉલ-અવલ મહિનાની ૧૫ મી તારીખે અસર અને મધ્રિબ નિમાઝની વચ્ચેના અરસામાં મહેમુદાબાદ મુકામે આલીશાન સુલતાન ઉમરાવોની રજા મંજૂરીથી અહમદશાહનો ખિતાબ ધારણ કરી ગુજરાતની સલતનત પર તખ્તનિશિન થયો અને સૈયદ મુબારકના મુબારક હાથથી તેને રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

તારીખ:—

જ્યારે નવસો વર્ષ ઉપર બીજા એકસઠ (૬૧) વર્ષ પસાર થયા ત્યારે ભાગ્યદેવીએ અહમદશાહને કહ્યું " રાજ્ય તારૂં છે."

તેજ દિવસે સુલતાનને સૈયદ મુબારકના ચેલા તરીકેની દીક્ષા મળી.

ટુંકમાં ગુજરાતની સલતનતપર અહમદશાહ બીરાજ્યો, ત્યારે ઉમરાવોએ માંહોમાહે નક્કી કર્યું કે સુલતાન નાની ઉમ્મરનો છે માટે રાજ્ય તથા ખઝાનો ( માંહોમાંહે ) પોતે વહેંચી લેવા અને દરેક ઉમરાવે પોતાની જાગીરની સરહદ પર રહી બળવો તથા ફીસાદ થતા અટકાવવા. વળી અત્યારે દિલ્હીનો પાદશાહ ઇસલામશાહ મરણ પામ્યો છે અને તેનો શાળો સુમરીઝખાન ઇસલામશાહના બેટા ફીરોઝખાનને મારી નાંખી તેને બદલે તખ્તનિશિન થયો છે અને મહમદશાહ આદીલનું નામ ધારણ કરી બેઠો છે. તે એક જુવાન અને નસીબદાર પાદશાહ છે અને પાદશાહી તરતજ હાંસલ કરી છે તેથી તેની ખુમારીમાં ગુજરાત પ્રાંત જીતી લેવાનો વિચાર તેના મગજમાં

કદાચ ઉભો થાય તેટલા માટે દરેક ઉમરાવે પોતાની ટુકડી તૈયાર રાખી પોતાની જાગીરમાં સજ્જ થઈ રહેવું જોઇએ અને એતમાદખાને સુલતાનના વઝીર તથા નાયબ તરીકે રાજ્યનો બધો કારભાર ચલાવવો.

જ્યારે અમીરોએ રાજ્ય તથા ખઝાનો અને સુલતાનના હાથી તથા ઘોડા માંહેમાંહે વહેંચી લઇ પોતાના કબજામાં લીધા ત્યારે તેમાંના ગુજરાતના ચલણના ૨૨ કરોડ તનખા કે જે ૨૨ લાખ અકબરી તનખાની બરાબર થાય છે તેટલી કિંમતનું સોનું, સોનાના ઘરેણા તથા જવાહીરો હઝરત સૈયદ મુબારકના ભાગમાં આવ્યાં.

ખજાનચીનો માણુસ આ બધું સોનું તથા ઝવાહીર પેટીઓમાં પેક કરી હઝરત પાસે લાવ્યો અને અરજ કરી "મારો ઉપરી આવતી કાલે સવારે આપની તહેનાતમાં હાજર થશે અને આ બધો માલ ગણી આપી આપને હવાલે કરશે."

સૈયદે ઉઠી પેટીઓ તપાસી. બધી પેટીઓ બરાબર પેક કરેલી તથા તાળા સાથે સીલબંધ જોઇ. તેમણે કહ્યું "કોઇની પાસે કુહાડી છે?" તરતજ એક કુહાડી તેમના આગળ હાજર કરવામાં આવી. તેમણે તેના (પેટીઓના) તાળા તોડી નાંખવાનો હુકમ કર્યો. તે અરસામાં ખઝાનચી મહમૂદ એયનઉદ્-દીને અરજ કરી "હજુ પેટીમાંની ચીજોનો શુમાર કાઢયો નથી (ગણી નથી). આવતી કાલે અમારો ઉપરી આપની પાસ હાજર થશે અને તેમાંની બધી ચીજો ગણી આપી આપને હવાલે કરશે. તેટલા માટે આપ જો આવતી કાલ લગી ઢીલ ખમશો તો વધારે સારૂં." હઝરતે કહ્યું "જે આવતી કાલ લગી આવી બાબતમાં ઢીલ રાખે છે તેના જેવો અજબ બેવકૂફ બીજો કોઇ નથી. તેની વચ્ચે (આજ અને કાલ સવારની) આખી રાત આડી આવેલી છે. કદાચ તે રાતમાં મુબારક બહેસ્ત નિશિન થાય તો પછી આ બધું જવાહીર કોણ વહેંચી લેશે?" પોતાના માણુસોને પેટીઓના તાળા જલદીથી તોડવાની ઇશારત કરી. તેઓએ તે પ્રમાણે કર્યું. તે પેટીઓમાં જવાહીર તથા સોના, રૂપાના દાગીના હતા તે બહાર કાઢી તેના જુદા જુદા ઢગલા કર્યા. તે અરસામાં સૈયદ પોતાની બપોરની નિમાઝમાં મશગુલ હતા. નિમાઝ-

માંથી ફારેક થયા પછી મસનદ ( ગાદી )પર બિરાજ્યા અને હાથમાં તીર તથા બુઠું કામઠું રાખી તે બધા જવાહીરના ભાગ પાડવા હુકમ આપવા માંડયો. આ કામ સાંજની નિમાઝના વખત સુધી ચાલ્યું, અને તે દરમ્યાનમાં પોતાના માણસોમાં તે જર ઝવાહીર વહેંચી દીધું. ત્યાર પછી પોતે ત્યાંથી ઉઠી સાંજની નિમાઝમાં મશગુલ થયા. જો કોઇ આદમી હઝરત સૈયદની બધી સખાવતના દાખલા ભેગા કરે તો તેનું બ્યાન કરવાને માટે એક બીજી કિતાબની જરૂર પડે. અત્રે તેમની સખાવતના ઘણા દાખલાઓમાંથી ફક્ત એકજ ટાંકવામાં આવ્યો છે. ટુંકમાં જ્યારે આસીર તથા બુરહાનપુરના પાદશાહ મુબારકશાહને ખબર મળી કે ગુજરાતના અમીરોએ સુલતાન અહમદને પોતાનો પાદશાહ બનાવ્યો છે અને તેને નજર કેદ કરી રાજ્ય તથા ખઝાનો માંહો માંહે વહેંચી લઇ એશઆરામમાં મશગુલ થયાછે ત્યારે ( ઉપર વર્ણવેલા ) મુબારક શાહે લશ્કર ભેગું કર્યું, અને પોતાની રાજ્યધાનીમાંથી નીકળી ગુજરાત તરફ સીધાવ્યો.

જ્યારે ગુજરાતના અમીરોએ આ ખબર સાંભળી ત્યારે અહમદશાહને પોતાની સાથે લઇ કૂચના રણશીંગડા વગડાવ્યા અને મુબારકશાહના હુમલાને હઠાવી કાઢવા રવાના થયા. એવું નક્કી કરવામાં આવ્યું કે ઇમાદ–ઉલ–મુલ્ક રૂમી તથા અલફખાન હબશીએ પોતાના લશ્કર સાથે સુલતાનના વિજયી રેકાબ સાથે રહેવું અને બીજા ઉમરાવોએ લશ્કરની ડાબી તથા જમણી બાજુએ રહેવું. હઝરત સૈયદ મુબારકે લશ્કરના આગલા ભાગની સરદારી લેવી. આવી રીતે (બંદોબસ્ત) વ્યવસ્થા કરી તેઓ આગળ ચાલ્યા, ટુંકમાં ઉતાવલી કૂચ કરતા ત્યાંથી તેઓ રાણુપોર કોટાહ–જે ભરુચ પ્રગણાનું એક શહેર છે અને જે ભરૂચ શહેરથી પંદર માઇલ દૂર નર્બદા નદીના કિનારા પર આવેલું છે–ત્યાં આવ્યા અને ત્યાં પડાવ નાંખ્યો. મુબારકશાહે પણ સામા કિનારા પર આવી પડાવ નાંખ્યો અને તેમની સાથે લડાઇમાં ઉતર્યો. બંને લશ્કર વચ્ચે નર્બદા નદીજ આડે આવેલી હતી. નાસિર–ઉલ–મુલ્કે પોતાના મળતીઆ ઉમરાવોને જણાવ્યું કે લડાઇનો બધો આધાર હઝરત સૈયદ મુબારક પર છે. આપણે ફક્ત લડાઇનો તમાશોજ જોયા કરવો.

બમાંથી એક પરિણામ આવ્યા વગર રહેશે. નહિ કયાંતો સૈયદની બાજુ ફતેહમંદ નીવડશે યાતો મુબારકશાહની. જે બાજુ હારશે તે કયાંતો મરી જશે યાતો ભાગી જશે, અને નાશ થશે. વિજયવંત બાજુના પણ પીંછા હાલ હવાલ થઇ જશે અને નબળી પડી જશે અને તેને દૂર કરતા આપણુને કાંઇ વાર લાગશે નહિ, અને કાંઇ પણ અંદેશા વગર ગુજરાત પ્રાંત આપણા હાથમાં આવશે," આ પ્રમાણે પોતાના માણુસો સાથે મસલત કરી મુબારક શાહ પર સંદેશો મોકલ્યો કે "ગુજરાતના અમીરો આપના દુનીઆને ઝેબ આપનાર મત સાથે મળતા છે. ફક્ત સૈયદ મુબારક તે મતને મળતા નથી. જો આપ સૈયદ મુબારકનું કંટક દૂર કરશો તો આપની મુરાદ હાસલ થશે. અમે બધા અમીરો આપની તહેનાતમાં હાજર થઇશું, અને આપની તાબેદારી ઉઠાવશું." જ્યારે સૈયદ હઝરતને આ વાતની ખબર પડી ત્યારે તેણે મુબારકશાહ સાથે સલાહ કરવાનો વિચાર કર્યો અને મુબારકશાહ પર સંદેશો મોકલ્યો કે "અમે હઝરત પેઘંબરની ઓલાદના છઇએ અને આપ અમીર-ઉલ–મોમનીન ઉમર ફારૂકની ઓલાદના છો. આપણા બંને વચ્ચે કતલ લાઝીમ નથી. અમે લડવાને નાખુશ છઇએ અને આપ પણ લડવા રાજી હશો નહિ. તેટલા માટે વધારે સારૂં એ છે કે સલાહના દરવાજા ખોલવા અને આપણે એક બીજાને મદદ કરવી." હઝરત સૈયદ તરફથી સલાહના કહેણુ ગમે તેટલા ગયા તો પણ નાસિર–ઉલ–મુલ્કની ઉશ્કેરણીથી તે ફળદાયી નીવડયા નહિ.

હઝરત સૈયદે મુબારકશાહના ધર્મગુરૂ મૌલાના રૂહ–ઉદ–દીન કે જેનામાં તેને ઘણોજ ભરોસો હતો તેને બોલાવ્યો અને તેની સાથે ઘણી બાબત પર વિવેચન કર્યા પછી સલાહ બાબતની વાત કાઢી. મૌલાનાએ કહ્યું "આપ જે કહો છો તેજ મારા મનમાં પણ છે. હું ગમે તેટલું મુબારકશાહને સલાહની બાબતમાં કહીશ તોપણ તે માન્ય રાખશે નહિ ! આપ આપના એક માણુસને મારી સાથે મોકલો અને તેને સાથે રાખી આપનો પેગામ મુબારકશાહને પહોંચાડું અને તે જે જવાબ અમને આપશે તે આવી આપને નિવેદન કરીશું." હઝરત સૈયદે મારા પિતાશ્રીને આ કામ માટે હુકમ આપ્યો

અને કહ્યું કે "મીયાં મનજહુ! તમે જાઓ અને અમારૂં કહેણુ મુબારકશાહને જણાવો." મારા પિતાશ્રીએ અરજ કરી કે "જ્યારે મૌલાના રૂહ-ઉદ્-દીન કે જે મુબારકશાહનો ધર્મગુરૂ થાય છે અને તેના ઉમરાવો તથા સલાહકારોમાંનો એક ઉમદા માણુસ છે તેની સલાહ પર કાંઇપણુ ધ્યાન મુબારકશાહ આપતો નથી તો પછી મારી અરજ તો તે શું સાંભળશે?" હઝરત સૈયદે કહ્યું કે "તે તું જે કહેશે તે માન્ય રાખશે" પોતે ફાતીઆ (કુરાને શરીફની શરૂઆતનું પ્રકરણુ) બોલ્યા અને તેને વિદાય કર્યા. મારા પિતા મૌલાના રૂહ-ઉદ્દીન સાથે મુબારકશાહના દરબારમાં ગયા. મુલ્લા મુબારકશાહને મારા પિતાશ્રીના આવાગમનની ખબર આપવા ગયા. તેમણે પૂછ્યું "તે કેવી જાતનો માણુસ છે?" મુલ્લાએ કહ્યું "તે માણુસ ભવ્ય દેખાવનો છે, અને સભ્યતા તથા આબરૂ તેના મોં પર ઝળકી રહ્યા છે. તે સૈયદના વકીલનું કામ કરે છે અને ગુજરાતના લોકમાં તે પ્રસિદ્ધ તથા મશહુર છે." મુબારકશાહે કહ્યું "મારા બધા અમીર ઉમરાવો મારા આગળ ઉભા રહે છે. તેને પૂછો કે તે મારા આગળ કેવી રીતનું વર્ત્તન કરવા માગે છે?" મુલ્લાએ આવી મુબારકશાહના ફરમાનથી મારા પિતાને વાકેફ કર્યા. મારા પિતાએ કહ્યું "આપના અમીર (મુબારકશાહને કહો કે) ઉમરાવો આપના તાબેદાર છે અને તેઓ આપની આગળ ઉભા રહે એ યોગ્યજ છે. પણુ હું હઝરત સૈયદનો એલચી છું. હું ઉભો રહી આપને કેવી રીતે અરજ કરૂં? જો મને બોલાવવામાં આવશે તો હું બેઠો બેઠો હઝરત સૈયદનો સંદેશો આપને નિવેદન કરીશ. નહિતર પછી આપના ભરોસા પાત્ર આદમીને મોકલો કે જેને હું હઝરત સૈયદના સંદેશાથી વાકેફ કરીશ અને પછી તે આપને હઝરત સૈયદનો સંદેશો પહોંચાડશે, અને આપ જે જવાબ ફરમાવશો તે જવાબ તે માણુસ આવી મને વિદિત કરશે." મુલ્લા શાહ પાસે ગયો અને કહ્યું કે "તે એવી જાતનો માણુસ નથી કે જે કાંઇ પણુ જાતની સખત રીતભાત સહન કરી શકે." મુબારકશાહે કહ્યું "તેને બોલાવો." મારા પિતા દરબારમાં આવ્યા અને સારી અદબના કાનુનો પ્રમાણે મુબારક-

શાહ સાથે વર્ત્તન કર્યું. શાહે તેને બેસવાનું કહ્યું. તેઓ તે પ્રમાણે બેઠા. ત્યાર પછી તેમણે હઝરત સૈયદ તરફની શાહ પ્રત્યેની દુઆ તથા સલામ કહ્યા. ત્યાર પછી મુબારકશાહે કહ્યું “ હઝરત સૈયદે જે કહાવ્યું છે તે નિવેદન કરો.” મારા પિતાએ કહ્યું “ તેના કહેવાની મતલબ એ છે કે આપણુ બને વચ્ચે સલાહ રહે કે જેથી કરી મુસલમાનો વચ્ચે તકરાર તથા ખુનરેજી થાય નહિ.’ મુબારકશાહે કહ્યું “હું તમને કાંઇક પૂછવા માંગુછું તેનો તમે પ્રતિઉત્તર આપો. પછી તમારા સંદેશાનો અમે જવાબ આપીશું. જે સવાલ પૂછવા માગુંછું તે સવાલ એ છે કે બીજા માણુસો કરતાં સૈયદોની મહત્તા હઝરત પેગંબરના સગપણુને લીધે કરીને છે કે પેગંબરના જમાઈ હઝરતઅલીની સાથેના તેમના સગપણુને લીધે છે ? ” મારા પિતાએ કહ્યું “ તે મહત્તા હઝરત પેગંબરની સાથે તેમના સંબંધને લીધે છે. ” મુબારકશાહે કહ્યું “ત્યારે ગુજરાતના સુલતાનની છોકરીના છોકરા અમે છઇએ. જ્યારે સુલતાનના વંશમાં કોઇપણ છોકરૂં રહ્યું નહિ, ત્યારે ખરી રીતે ગુજરાતની સલતનત અમને વારસામાં મળવી જોઇએ. તેને બદલે મારા જેવા પુખ્ત ઉમરના તથા ગોગ્ય લાયકાતવાલા માણુસને બાજૂએ મૂકી એક નાદાન બચ્ચાને ગુજરાતનો સુલતાન શું કામ બનાવ્યો છે ? અમારામાં એવી શું એબ જોઇ?” મારા પિતાએ કહ્યું “ આ વાત દિલ્હીના સુલ્તાન નાસિરૂદ્દીન પાદશાહની હકીકતને બરાબર મળતી આવે છે.” મુબારકશાહે પૂછ્યું “ કેવી રીતે ? ” મારા પિતાએ કહ્યું “ જ્યારે દિલ્હીના પાદશાહ ઘ્યાસુદ્દીનનો અંતકાળ સમીપ આવ્યો ત્યારે તેનો પુત્ર નાસિરૂદ્દીન બંગાળાનો હાકેમ હતો, અને તેથી કરી તે બંગાળામાં હતો. સુલતાન નાસિરઉદ્દીનનો પુત્ર કે જેને મુઇઝુદ્દીન કહેતા હતા તે પોતાના દાદા સાથે પાયતખ્તમાં હાજર હતો. સુલતાન ઘ્યાસુદ્દીને વારસપત્ર (વીલ) કર્યું. પોતાના અમીર ઉમરાવોને કહ્યું કે “ હિંદુસ્તાનનું રાજ્ય ઘણુંજ વિસ્તારવાળું છે અને સુલતાન નાસિરૂદ્દીન આવી પહોંચે તે પહેલાં રાજ્યમાં બખેડા થાય એવી બીકથી અમે દિલ્હીની સલતનત અમારા છોકરાના છોકરાને આપીએ છઇએ, અને અમારા બેટા નાસિરૂદ્દીનને બંગાળાની સુબેદારી આપીએ છઇએ. આપને કહેવામાં આવ્યું છે તે પ્રમાણે અમલ કરશો અને અમારા હુકમની બહાર

જશો નહિ; અને રાજ્યકારભારની વ્યવસ્થામાં તેના તરફ ( અમારા નબીરા તરફ ) નીમકહલાલી બતાવશો." દરેક જણે ખુશીથી યા નાખુશીથી તે વાત મંજૂર રાખી. ઘ્યાસુદ્દીન સુલતાનના મરણ પછી મુઇઝુદ્દીન કેકોબાદ ગાદી પર બિરાજ્યો. જ્યારે આ વાતની ખબર સુલતાન નાસિરૂદ્દીનને પડી ત્યારે જો કે પોતાનોજ છોકરો તખ્તનિશિન થયો હતો તોપણ તે વાત તેને પસંદ પડી નહિ,-કારણકે બંગાળા દિલ્હીની તાબેદારી નીચેની હકુમતનું હતું જેમ કે બુરાનપુર ગુજરાતની તાબેદારી નીચેની હકુમતનું છે. આખરે સુલતાન નાસિરૂદ્દીને લશ્કર ભેગું કર્યું અને બંગાળામાંથી નીકલી દિલ્હી તરફ કૂચ કરી. જ્યારે સુલતાન મુઇઝુદ્દીનને તેના બાપની ચઢાઇની વાતની ખબર મળી ત્યારે પોતે દિલ્હીથી નીકળી તેની સામે ટક્કર લેવા સિધાવ્યો. નાસિરૂદ્દીન સુલતાને સરવર નદીની આ તરફ પોતાના લશ્કર સાથે પડાવ નાંખ્યો. સુલતાન નાસિરૂદ્દીને પોતાના છોકરાને પેઘામ મોકલ્યો આ વખતે અમીર ખુસરૂ આ લડાઇમાં સુલતાન મુઇઝુદ્દીનના રસાલામાં હતો. બાપ દીકરા વચ્ચે જે બન્યું હતું તેનું કવિતાના રૂપમાં તેણે વર્ણન કર્યું છે અને તે કવિતાને કિરાન-ઉલ-સઆદીન ( બે સારા તારાઓનો સંયોગ ) એવું નામ આપ્યું છે. સુલતાન નાસીરૂદ્દીનના પહેલા પેઘામનો માયનો નીચે પ્રમાણે હતો:—

કવિતા.

એ પુત્ર ! મારી સામા થવાના વિચાર તરફથી પાછો ફર. તારી તલવાર ફેંકી દે કેમકે હું સૂર્ય છું.

૨ તું ગુસ્સે થા નહિ કેમકે અમારો હક તારા કરતાં પહેલાં છે, અને અમારા કાનુનોમાં ગુસ્સાને માટે જગ્યા નથી.

૩ મારા પિત્તા તરફનું તાજ તને કેમ મળે ? મારા પિતા તરફથી મને અને મારા પછી તને.

૪ જો તમારા પોતાના મગજમાંથી જ આ વિચાર સ્ફુર્યો છે તો પરવરદિગાર તરફ નજર કર ( તું પશેમાન થા ) અને પોતાનો પૂજક થઇશ નહિ.

૫ જો બીજાઓની ખરાબ શીખવણીથી આ વિચાર જન્મ પામ્યો છે

તો ખરાબ શિખામણુ આપનારના વચન સાંભળવા જોઇએ નહિ.

૬ તું નાદાન છે અને અક્કલ હોશિઆરીની બાબતમાં કાચો છે અને હજુ કેટલોક વખત તને રાહબરની જરૂર છે.

૭ છોકરો ગમે તેટલો હોશિઆર હોય તો પણુ અગર જો કે તે પેધંબર હોય તોપણુ નાદાનજ છે.

૮ આ સખત ઠપકાથી શાહ મુઇઝુદીન ઘણોજ ગુસ્સે થયો અને તેવોજ સખત પેઘામ જવાબમાં મોકલ્યો.

૯ તેણે ઘણોજ સખત જવાબ તલવાર જેટલો તેજ તથા મોતના પ્યાલા જેવો કઠોર મોકલી આપ્યો.

૧૦ પોતાના ઘરની વ્યવસ્થા રાખનાર કારભારીને કહ્યું કે ( હાજબ ) " તું જઇને શાહને કહે કે અમારી ખીદમત ઉઠાવો અને પછી કહેવું હોય તે કહો. "

૧૧ ( પેઘામમાં એમ હતું ) મહત્તાના કરતાં પણુ વધારે મોટા માણુસ! સારા નસીબના ભાગીદાર.

૧૨ સલતનત મારા દાદાની નથી. તેમજ મારી પોતાની પણુ નથી. રાજ્ય ( સલતનત ) માં વાંઝિયાપણાનો દોષ છે જો કે આકાશ ગર્ભવતુ છે.

૧૩ રાજ્ય કોઇને વારસામાં મળતું નથી. તે તો તલવાર તથા પોતાના હાથના જોરથીજ મેળવાય છે.

૧૪ આપે મને પહેલા જોયલો તે બાળક હું અત્યારે નથી. અત્યારે રાજ્યે તથા પુખ્ત ઉમરે હું પહોંચ્યો છું.

૧૫ મને નાદાન કહેશો નહિ. કારણુ કે દુનીઆના ફરતા ચક્ર તરફથી પરવરદિગારે મને મહત્વતા આપી છે.

૧૬ મને નાદાન કહેવો એ સારી રીતભાતના કાનુનની વિરૂદ્ધ છે કારણુ કે ભાગ્યદેવીએ મને ઉચ્ચ પદવીએ પહોંચાડયો છે.

૧૭ હું તેમજ મારૂં નસીબ બંને જુવાન છે. બંને જુવાન ચીજો સાથે તમારો પંજો અજમાવશો નહિ.

૧૮ જ્યારે મારૂં નસીબ તથા મારી જુવાની બંને ઉશ્કેરાઇ જાય છે ત્યારે તે બંનેના અગ્નિના તાપથી કોણુ બચી શકયું છે ?

૧૯ કોણુ બહાદુર માણુસ મારી બરોબરી કરી શકે એવો છે ( મારી સાથે દોડી શકે છે ?) સિંહના હાથમાંનો શિકાર પડાવી લેવાની કોનામાં તાકાત છે ?

૨૦ જો મેઘની માફક મારી સામે તમારે લડાઇમાં ઉતરવું હોય તો લડાઇ કરવાને તલવાર જેટલી કાતીલ શક્તિ હું ધરાવું છું.

મારા બાપે વધારામાં કહ્યું કે "આપના ( મુબારકશાહના ) સૂર્ય જેવા તેજસ્વી મગજથી છુપું નથી કે સલતનત તથા પાદશાહી ( રાજ્ય ) વારસા તરીકે મળતી નથી. તે ભાગ્યદેવી પર આધાર રાખે છે. પરમેશ્વરે આ પાદશાહી અહમદશાહના નસીબમાં લખી છે. તેટલા માટે તેને માટે વાંધો ઉઠાવવો તે આપને લાયક નથી." મુબારકશાહે કહ્યું "જો રાજ્ય અહમદશાહને હાથ છે તો પછી સુલતાનના ઘોડા, હાથી તથા ખજાનો અમીરોએ માંહોમાંહે બાંટી લેવાનું શું પ્રયોજન ?" મારા પિતાએ કહ્યું "રાજ્ય તથા સલતનત લશ્કર પર આધાર રાખે છે. જ્યારે તે ( લશ્કર ) પૂર જાહોજલાલીમાં તથા બરાબર સજ્જ હોય છે ત્યારે તે બરાબર તાબેદારી ઉઠાવે છે. અમે એવી ફીકર રાખતા હતા કે દિલ્હીનો પાદશાહ ઈસલામ શાહ મરણ પામ્યો છે અને તેની જગ્યાએ તખ્ત નિશિન થએલા તેના બેટાને સુલતાન મહમદે ઠાર કર્યો છે અને પોતે ગાદી પચાવી પડયો છે. તે જુવાન પાદશાહ છે અને અમારા કરતાં જોરાવર લશ્કર હાલમાં કોઇ પણ પાદશાહ પાસે જો મોજુદ છે તો તે તેનીજ પાસે છે. કદાચ ન કરે નારાયણ તેના મગજમાં ગુજરાતનો મુલક જીતી લેવાનો ખ્યાલ જન્મ પામે. તે ઉપરથી અમે લશ્કરની આ પ્રમાણે વ્યવસ્થા કરી સજ્જ રહ્યા કે જેથી કરી જો સુલતાન મહમદ આ તરફ ઉતરી આવે તો અમે તેની ટક્કર બરાબર લઇએ. અમારા સ્વપ્નામાં પણ ખ્યાલ નહોતો કે આપ આ તરફ ઉતરી આવશો." જ્યારે વાત આટલે લગી પહોંચી ત્યારે મુબારકશાહે પોતાના વઝીર કામિલ ઉલ-મુલ્કને કહ્યું કે "તેના કહેવાની મતલબ એ છે કે તેઓએ દિલ્હીના પાદશાહની સામે ટક્કર લેવાની તૈયારી કરી છે. આપણની તેઓ સાથે લડાઇમાં ઉતરવાની શું તાકાત છે એમ તેઓ ધારે છે. પણ તેઓ જાણુતા નથી કે

મીરાન સૈયદ મુબારક સિવાય ગુજરાતના તમામ ઉમરાવો આપણી સાથે સામેલ છે." આ ઉપરથી મારા પિતાએ કહ્યું "જ્યારે લશ્કર પાદશાહથી કંટાળેલું લાચાર સ્થિતિમાં હોય છે ત્યારેજ તેની સામે થાય છે. આપ હઝરત ખબર કાઢો કે સુલતાન મુઝફ્ફર પહેલાના વખતથી તે સુલતાન મહમુદ શહીદ (ધર્મને માટે પ્રાણ અર્પણ કરનાર) ના વખત લગીમાં કોઇપણ સુલતાન પાસે આવી રીતે સજ્જ થયેલું મોટું લશ્કર મોજુદ નહોતું. તેટલા માટે આવી સારી સ્થિતિમાં સજ્જ થયેલું લશ્કર પોતાના મુરબ્બી તરફ નીમકહરામી બતાવે એ અસંભવિત છે." મુબારકશાહે કહ્યું "જો હું તમને તે લોકોની અરજીઓ બતાવું તો પછી?" મારા પિતાએ જવાબ આપ્યો કે "તે અરજીઓ તેમના હાથથી લખાયેલી હોવી જોઇએ નહિં. કેટલાક વિઘ્નસંતોષી તથા શેયતાન ખસલતના આદમીઓનો એવો રિવાજ છે કે જ્યારે બે લશ્કર સામસામા સજ્જ થઇ ટક્કર લેવા તૈયાર હોય છે ત્યારે તેઓ આવા પત્રો લખી પાઠવે છે કે જેની અંદર લખાયલી વિગતો જાહેર થવાથી બંને તરફથી તકરારો ઉઠે છે. આ બાબતોને ખરી લેખવી જોઇએ નહિં. કારણકે જો આ પત્રવહેવાર ખરો હોય તો પછી અત્યારલગીમાં તેમાંના બે ચાર ઉમરાવો અત્રે આવી આપની ખીદમતમાં જોડાયા હોય, વખત એટલો બારીક આવી રહ્યો છે કે આવતી કાલે લડાઇનો દિવસ છે: જો તેઓ અત્યારલગી હાજર થયા નથી તો પછી તેઓ ક્યારે આપની પાસે હાજર થશે? આ બધું હાથ નીચેના માણસોનું કારસ્થાન હોવું જોઇએ. તેના પર આપે ભરોસો રાખવો જોઇએ નહિ. હઝરત સૈયદ મુસલમાનોના ભલાને માટેજ વચ્ચે પડયા છે. નહિતર ગુજરાતના કોઇ પણ ઉમરાવની સલાહ કરવાની મરજી નથી." જ્યારે વાત આટલે લગી આવી ત્યારે પાદશાહ ચુપ રહ્યો ત્યાર પછી તેણે આસ્તે રહી પોતાના વઝીર કામિ-ઉલ-મુલ્કને કહ્યું કે "તમે એલચીને કહો કે આપે આપની વાતમાં અમારા પાદશાહને ઘણાંજ તીવ્ર તથા સખત વેણો કહ્યાં છે. પણ ડાહ્યા તથા વકતાની માફક તે શબ્દો તમે બોલ્યા છો તેથી અમારો પાદશાહ ઘણો ખુશ થયો છે અને તે તમારી સલાહની માંગણી કબુલ

રાખે છે. તમે આવજો અને માનનો ઝભ્ભો (ખિલઅત) પહેરજો અને પછી વિદાય થજો. આવતી કાલ પાછા આવજો અને અમે અત્રેથી કૂચ કરી જઈશું" કામિલ-ઉલ-મુલ્ક (મારા પિતા પાસે) આવ્યો અને મારા પિતાને સભાની (બાજૂ) કોર પર લઇ ગયો અને મુબારકશાહે જે ફરમાવ્યું હતું તે તેને કહ્યું, અને મારા પિતાને માનનો ઝભ્ભો તથા રોકડા ૪૦ (ચાલીસ) હજાર મુઝફ્ફરી તેમના આગળ ધર્યા. મારા પિતાએ કહ્યું "માનનો ઝભ્ભો હું પહેરીશ પણ મુઝફ્ફરીને માટે મને માફ કરો (હું લઇશ નહિ)." કામિલ-ઉલ-મુલ્ક ત્યાંથી ગયો અને આ વાત મુબારકશાહને જાહેર કરી. મુબારકશાહે કહ્યું "તમે (એલચીને) કહો કે ગુજરાતના લોકો સુલતાન બહાદુર તથા મારા ભાઇ મહમદશાહ તરફની બક્ષીશો ઘણા જ માન સાથે સ્વીકારે છે તો પછી મારા તરફની બક્ષીશ ન સ્વીકારવાનું શું કારણ?" મારા પિતાએ કહ્યું "અમે અમારા શેઠની રૂક્ત પ્રમાણે ચાલીએ છીએ. તેઓ પોતાના મહેમાનની મહેમાનદારી વખત પોતાના નોકરને એવો ફરમાન આપે છે કે ખાણા સાથે જે જે રકાબી તથા તબક તથા તેનાપર બીછાવેલા રૂમાલ સાથે હોય તે બધું મહેમાન પાસ રહેવા દેવું અને તે માગવા ફરીથી જવું નહિ. કારણ કે જે નોકર તે ચીજો પાછી લેવા જાય તેને સેવકી આપવાની મહેમાનને તકલીફ પડે નહિ. જ્યારે મારા શેઠ હલકા માણસના બાબમાં આટલી બધી સંભાળ રાખે છે તો પછી હું કે જે તેમનો ખાસ નજીક બેસનાર આદમી છું તેણે તેમની રૂક્તિ પ્રમાણે વર્તવુંજ જોઇએ." મુબારકશાહને આ શબ્દો ઘણાજ પસંદ પડયા અને મારા પિતાને વિદાય કર્યા. મારા પિતા હઝરત સૈયદની હઝુરમાં હાજર થયા અને આ બધી હકીકત કહી. હઝરત સૈયદ આથી ઘણા જ ખુશી થયા અને આ સલાહની ખુશાલીમાં મારા પિતાને તાઉસ નામનો એક અરબ્બી ઘોડો કે જે મરહુમ સુલતાન મહમુદના ઘોડામાનો ખાસ ઘોડો હતો અને સુલતાનના મરણ પછી હઝરત સૈયદના હાથમાં આવ્યો હતો તે ઘોડો ઇનામ આપ્યો. વધારામાં વળી ૨૫ લાખ તનખા (રૂપયાના સોમા ભાગ જેટલી કિંમતનો મુસલમાની વખતનો સિક્કો ૧૦૦

રૂપીયા)ની ઉપજવાળી જાગીર ઇનામમાં આપી અને મારા પિતાને કહ્યું કે તેની ઉપજ તમારાં છોકરાંના લગ્ન પ્રસંગના ખુશાલી સિવાય બીજા કાર્યમાં વાપરશો નહિં.

ટુંકમાં હઝરત સૈયદે એતમાદખાન તથા બીજા અમીરોને મુબારકશાહ સાથની સંધિની ખબર આપી અને સવારમાં સૈયદ હાશમ, સૈયદ મુબારક કે જે અબુઅલખેર બુખારીનો છોકરો થતો હતો તેને તથા મારા પિતાને મુબારકશાહ પાસે મોકલ્યા અને પોતાના વચન મુજબ મુબારકશાહ કૂચ કરી પોતાના વતન તરફ સિધાવ્યો, અને ગુજરાતનું લશ્કર અમદાવાદ તરફ પાછું ફર્યું. પણ લશ્કરના બે ભાગ પડયા. એક ભાગે એતમાદખાનની સરદારી કબુલ રાખી અને તે તેની સાથે જોડાયો અને બીજો ભાગ નાસિર-ઉલ-મુલ્ક સાથે જોડાયો અને તેની તરફેણ લીધી. હઝરત સૈયદ કે જે ગુજરાતના લશ્કરના મુખ્ય ઉમરાવ હતા તે એતમાદખાન સાથે જોડાયા, પણ હસન ખાન દખણી કે જે એક પ્રખ્યાત ઉમરાવ હતો તે કોઇ પણ બાજુએ જોડાયો નહિ. જ્યારે લશ્કર છાવણીમાં પહોચ્યું કે જ્યાંથી તેઓ બીજી સવારે વડોદરા તરફ કૂચ કરવાના હતા ત્યારે એતમાદખાને પોતાના એલચીઓને હસનખાન પાસે મોકલ્યા અને તેને સમજાવી સૈયદના તંબુ પર લઇ ગયો. નાસિર-ઉલ-મુલ્કે પણ પોતાના વઝીર અતકખાનને હસનખાનપાસે મોકલ્યો હતો કે જેથી તે ખાનને પોતાની બાજુ તરફ આવવા સમજાવે. પણ અતક ખાનના આવવા અગાઉ હસનખાન હઝરત સૈયદના તંબુપર આવ્યો હતો. અતકખાન પણ ત્યાં આવ્યો અને હઝરત સૈયદને કહ્યું કે "તમે બહારના માણસ છો, ને એકબીજા સામે ઉશ્કેરી, આપના તંબુપર બોલાવી, ગુજરાતના લોકોની અંદર ખળભળાટ તથા અદાવતની લાગણી પેદા કરવી એ આપને ઘટતું નથી. નાસિર-ઉલ-મુલ્ક આજ મોજૂદ છે તો પછી ગુજરાતનું મંત્રી પણું બીજા કોઇને મળી શકે એ અસંભવિત છે. તમે શું કામ પ્રલયના રસ્તાપર ધસો છો ?" આ પ્રમાણે કહી તેણે હઝરત સૈયદની કમર એક હાથે પકડી બીજે હાથ પોતાની ખંજર તરફ લંબાવ્યો. જ્યારે હઝરત સૈયદના સગાઓએ આ દેખાવ જોયો ત્યારે તે ( અતકખાન ) પર ધસ્યા અને

તેને ઠાર કરવા પોતાનું વલણુ બતાવ્યુ, પણુ સૈયદ હઝરત વચમાં પડયા અને કહ્યું કે " પરવરદિગાર કરશે તો આ ખુનીને લડાઈના મેદાનમાં ઠાર કરીશ." સભા વિસર્જન થઈ. દરેક જણુ ઉઠી પોત પોતાને મુકામે ગયા. નાસિર–ઉલ–મુલ્ક આ ખબર સાંભળી ઘણો ઉકળ્યો અને કહ્યું કે " જ્યાં લગી હઝરત સૈયદ એતમાદખાનના મદદગાર છે ત્યાં લગી આપણા હાથમાં કાંઇ પણ સત્તા આવશે નહિ. મારે એવી બાજી રમવી જોઇએ કે જેથી એતમાદખાનની સત્તાનો નાશ થાય અને તે એ છે કે પહેલાં હઝરત સૈયદની સત્તાનો નાશ કરવો. જો આ પાસો ( મોહરૂં ) સવળો પડયો તો પછી એતમાદખાનને પ્યાદ મહાત કરતાં વાર શી ? "

જ્યારે લશ્કર બરોડા કસબાની નજીક આવી લાગ્યું ત્યારે નાસિર–ઉલ–મુલ્કે પોતાના લશ્કરને ફરમાન આપ્યો કે દરેક જણે સજ્જ થઇ તૈયાર રહેવું. તે પ્રમાણે તેઓએ કર્યું. સૈયદને આ વાતની ખબર હતી નહિ. તેથી તેના માણસ બરાબર સજ્જ હતા નહિ અને રસ્તાની એક બાજુ થઈ ચાલતા હતા. તેમની પાછળ એક માઇલને છેટે એતમાદખાન પોતાના લશ્કર સાથે ચાલતો હતો. બીજી બાજુએ નાસિર–ઉલ–મુલ્ક પોતાના લશ્કર સાથે ચાલતો હતો જ્યારે તેઓ પડાવ નાખવાની જગ્યાપર આવ્યા ત્યારે નાસિર-ઉલ-મુલ્ક પોતાના મળતીઆ ઉમરાવો સાથે જોડાઈ ગયો અને સૈયદના રસ્તા વચ્ચે આડો ઉભો. બીજી તરફથી હઝરત સૈયદ પણ આવી પહોંચ્યા. કમનશીબ અતકખાન કે જેને વિષે આગળ વર્ણન કરવામાં આવ્યું છે તે નાસિર–ઉલ–મુલ્કના લશ્કરના મોખરાપર હતો. તેણે હઝરત સૈયદના લશ્કર પર હુમલો કર્યો. સૈયદના બહાદુર માણસોએ પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી પોતાનો બચાવ કર્યો અને તે કમનશીબ અતકખાનને ઠાર કર્યો અને તેના લશ્કરનો પરાજય કર્યો. તે અરસામાં પાછળથી નાસિર–ઉલ–મુલ્ક ત્રીસ (૩૦) હજાર સજ્જ સવાર સહિત આવી પહોંચ્યો. ભયંકર લડાઇ ઝામી અને હઝરત સૈયદના સગા અને ઘણા યોદ્ધાઓ માર્યા ગયા. તેમાંના મુખ્ય સૈયદ મુઝમિલ, હઝરત સૈયદનો નાનો ભાઇ સૈયદ હાશમ, સૈયદનો ભત્રીજો સૈયદ મહમદ, જે સૈયદ પીઢાનો છોકરો થતો હતો તે તથા બીજાઓ હતા. તે વખતે બધા

મળી હઝરત સૈયદ પાસ ૨૦૦૦ સવારથી વધારે હતા નહિ. બાકીનું લશ્કર છુટું છવાયું હતું અને કોઇના સ્વપ્નામાં કે ખ્યાલમાં પણ હતું નહિ કે આવી લડાઇ ઉઠશે. એતમાદખાને સૈયદને કોઇપણ જાતની મદદ કરી નહિ. અડધા સજ્જ થયલા બે હઝાર સવારો પુરા સજ્જ થયલા ત્રીસ હજાર સવાર સાથે ટક્કર કેવી રીતે ઝીલી શકે ? આખરે હઝરત સૈયદના ખેરખાહોએ તેના ઘોડાની લગામ પકડી તેને લડાઇના મેદાન બહાર લઇ ગયા અને ખાનપુર વાંકાનેરના નાળા તરફ રવાના થઇ, ત્યાંથી મહી નદીપાર ઉતરી, કપડવંજ કે જે હઝરત સૈયદનું જાગીરી ગામ હતું તે તરફ તેઓએ સૈયદ સાથે પ્રયાણ કર્યું. એતમાદખાન લડાઇ લડયા વગર, પરાજય પામી હઝરત સૈયદની પાછળ કપડવંજ આવ્યો અને ત્યાં તેમની સાથે મલી ગયો. એતમાદખાનના ઘણા ઉમરાવો નાસિર–ઉલ–મુલ્ક સાથ જોડાઇ ગયા. સુલતાન અહમદ પણ તેના કબજામાં હતો તેથી તે ઘણા દબદબા તથા રૂઆબમાં ઉતાવળી કૂચ કરતો અમદાવાદ આવ્યો અને ત્યાં પોતાની સત્તા તેણે મજબુત જમાવી.

તેની ખુમારી તથા મગરૂરીએ તેને એવો તો ઉન્મત્ત બનાવ્યો હતો કે અમીરોને તેણે કાંઇ વિસાતમાં લેખવા માંડયા નહિ. તેણે અફઝલખાન વઝીરના નાના ભાઇ ઝેનુદ્દીનને કેદ કર્યો અને દંડયો અને મીયાં અબદુ સમદ જે સુલતાન મહમુદનો સલાહકાર હતો અને જેને તે અરસામાં સુલતાન અહમદનો વઝીર બનાવવામાં આવ્યો હતો તેના ભાઇ સદરખાનને કેદ કરી તેની પાસેથી (સોનું) પૈસા માગ્યા. ટુંકમાં બે મહિના પછી સુલતાન અહમદને તથા ગુજરાતના આખા લશ્કર લઇને સૈયદ તથા એતમાદખાનને હાંકી કાઢવા કપડવંજ તરફ સ્વારી કરી અને અહમદાબાદ પરગણાના કમન્દગામ કે જે એહમદાબાદ શહેરથી દસ કોશ દૂર આવેલું છે ત્યાં છાવણી નાંખી. જ્યારે આ વાતની હઝરત સૈયદ તથા એતમાદખાનને ખબર પડી ત્યારે પોતાનાં ખેરખાહોને ભેગા કરી તેમની સાથે તેઓએ મશલત ચલાવી કે “ હવે આપણે શું કરવું ? ” એતમાદખાને કહ્યું કે અત્યારે બધું મળી આપણું લશ્કર ચાર હજાર સવાર કરતાં વધારે નથી. દુશ્મન સાઠ હજાર માણસ

સાથે આવે છે, તેની સાથે લડાઇમાં ઉતરવું અશક્ય છે. આપણે દિલ્હીના સુલતાન મહમદ આદિલશાહ પાસે જવું જોઇએ." એવું નક્કી કરવામાં આવ્યું કે ત્યાંથી તેઓએ ડુંગરપુર કે જેની સરહદ ગુજરાતની સરહદ સાથ અડોઅડ લાગી રહી છે ત્યાં તેઓએ કુચ કરવી અને ત્યાથી દીલ્હી તરફ જવું." મશલતને માટે ભેગી મળેલી સભાએ એક મતે આ વાત સ્વીકારી, પણ હઝરત સૈયદ કાંઇ પણ બોલ્યા વગર ઉઠયો અને મહેલમાં જઇ પતિવ્રતપણાની સાક્ષાત મૂર્તિ બીબી આલમખાનુન જે હઝરત સૈયદના છોકરા સૈયદ મીરાંનની પરણેતર ઓરત હતી તેની આ બાબતમાં સલાહ માગી, અને ઇતીમાદખાન તથા બીજા ઉમરાવોએ જે ઠરાવ રજુ કર્યો હતો તે તેમની આગળ જાહેર કર્યો.

બીબીએ કહ્યું "આવી બાબતમાં હું આપને શું સલાહ આપું? પણ આપના હુકમ મુજબ મારા હૃદયમાં જે કાંઇ વિચાર સ્ફુરી આવે છે તે પ્રમાણે તે હું આપને જાહેર કરૂં છું. આપની હાલ કેટલા વર્ષની ઉમ્મર છે તે મને કહો." હઝરતે કહ્યું "અઠાવન વરસની." બીબીએ કહ્યું "હઝરત પેગંબરના વંશના માણસો ૬૦ અથવા તો ૭૦ વરસ ઘણુંખરૂં જીવે છે. આપને માલમ હશે કે તેઓ તેનાથી વધારે જીવતા નથી. તો પછી કેટલી બાકીની જીંદગી ખાતર આપની અત્યાર લગીની આબરૂને પવનને સોંપી દિલ્હીના પાદશાહ પાસ આપ સિધાવો છો? શું તે કહેશે નહિ કે તમે એક કણીઆ બકાલથી ડરી અત્રે નાસી આવ્યા છો? (નાસિર-ઉલ-મુલ્ક મુસલમાન ધર્મમાં દાખલ થયો તે પહેલાં બકાલ કોમનો માણસ હતો) તો પછી સૌથી સરસ રસ્તો એ છે કે મરવાનો નિશ્ચય કરી એક છેલ્લી લડાઇ લડો. જો આપના મોતનો વખત આવી લાગ્યો હશે તો આપ માર્યા જશો અને જો તે વખત નહિ આવી પહોચ્યો હશે તો પછી વાત આપની મુનસફી પર છે." આ શબ્દો સાંભળી સૈયદની શરમ તથા હિંમત ઉકળી આવ્યાં. તેજ વખત તે એતમાદખાન પાસે ગયા અને સલાહકાર મંડળી ભેગી કરી કહ્યું કે "મેં એવો નિશ્ચય કર્યો છે કે નાસિર-ઉલ-મુલ્ક આગળથી મોં ફેરવી હું નાસી જઇશ નહિ અને તે પ્રમાણે પરમેશ્વર આગળ

મેં શપથ લીધા છે." એતમાદખાને કહ્યું "નાસિર-ઉલ-મુલ્કની સાથે લડાઇથી શું ફાયદો ?" હઝરતે કહ્યું "ખાનજી ! તમે અમારી પાછળ ઉભા રહેજો અને અમે શું કરીએ છીએ તે જોજો." હું માર્યો, જાઉં તો પછી આપની મરજીમાં આવે તેમ કરજો." એતમાદખાન છાનો રહ્યો. હઝરત સૈયદ ઉઠયા અને પોતાના ભાઇઓને બોલાવી કહ્યું કે "શસ્ત્ર સજી તૈયાર થાઓ." પોતાના લશ્કરમાંથી પાંચસેં કસાયલા સવાર વીણી કાઢી તેમને કહ્યું કે આવતી કાલે રાતના આપણે દુશ્મન ઉપર એકાએક હલ્લો કરીશું." દરેક પોતાની બનતી મદદ આપવા તૈયાર રહ્યા. તે અરસામાં મારા પિતા વટવાથી હઝરત સૈયદ હુસેન બુખારી કે જે તે વખતે હઝરત કુતબ-ઉલ-હકીકન સૈયદ બુરહાનુદ્દીનના રોજાનો અધ્યક્ષ હતો તેના તરફથી પત્ર લઇ આવ્યા. તેમાં લખ્યું હતું કે રૂડે કલેજે તમો નાસિર-ઉદ-દીન સાથે લડાઇમાં ઉતરજો, કારણ કે કુરાનમાં લખેલી આયા "પરવરદીગારની રહેમતથી કેટલીએ નાની ટોળીએ મોટી ટોળીનો પરાજય કર્યો છે." પ્રમાણે ફતેહના દરવાજા આપને માટે ખુલ્લા થશે. આવા અનુકૂળ પરિણામ વિષે હઝરત સૈયદ બુરહાનુદ્દીને ભવિષ્ય ભાખ્યું હતું તે વિષે લંબાણ વિવેચન સાચાઓના મિત્ર શેખ મનજહુ આપની આગળ કરશે. તે એ છે કે જ્યારે નાસિર-ઉલ-મુલ્ક હઝરત સૈયદ તથા એતમાદખાનને હાંકી કાઢવા નીકળવાની તૈયારીમાં હતા તે અરસામાં સૈયદ હુસેન તેમની પાસે ગયો અને તેમ કરતાં અટકવાને માટે તેમને સમજાવ્યા. નાસિર-ઉલ-મુલ્કે કહ્યું 'તમે જે કહેશો તે કરવા હું તૈયાર છું પણ મને સૈયદ મુબારક સાથે સલાહ કરવાની તકલીફ આપશો નહિ, કારણકે તેમને હાંકી કાઢવા મેં નિશ્ચય કર્યો છે." આ સાંભળી હઝરત સૈયદ ઘણાજ ઉકળ્યા અને કહ્યું કે "અમે બધા સૈયદો સૈયદ મુબારકની તરફેણમાં જઇશું. આખા લશ્કરના બધા માણસો અમારા સેવકો છે. પોતાના ધર્મ ગુરૂ વગરનો કયો માણસ અમારી સામે લડાઇમાં ઉતરે છે તે અમે જોઇશું." ત્યાંથી ઉઠી પોતાના મુકામપર હઝરત સૈયદ આવ્યા. વટવા તથા અસાવલના બધા સૈયદો, બધું મળી સાતસો આઠસો માણસ સજ થયા અને નક્કી કર્યું કે બીજી સવારે તેઓએ સૈયદ મુબારકના તંબુ તરફ કૂચ

કરી તેની સાથે જોડાઇ જવું. તેજ રાતના "આલમે રૂહાનીમાં" (આત્માની (૧) દૂનીઆમાં–અથવા સમાધીમાં)થી હઝરત કુતબુલહકીકને સૈયદને ફરમાવ્યું કે "સૈયદ હુસેન તમારે તેમની મદદે જવાની જરૂર નથી. અમે સૈયદ મુબારકને અત્રે બોલાવ્યા છે અને અમારા ફરમાન મુજબ તેઓ આવતી કાલ અત્રે આવશે." મારા પિતા ધોલકાથી નીકલી હઝરત સૈયદ મુબારક પાસે આવતા હતા. રસ્તામાં બટવા આવ્યા ત્યારે સૈયદ હુસેન પાસે બંદગી કરવા ગયા. તેમણે ઉપરની વાત મારા પિતાને કહી સંભળાવી અને હઝરત સૈયદને માટે એક બખ્તર ઝભ્ભો તથા પત્ર આપ્યા અને એક બખ્તર મારા પિતાને પોતાને માટે પણ આપ્યું, અને તેમને વિદાય કર્યા. જ્યારે મારા પિતા હઝરત સૈયદની તહેનાતમાં હાજર થયા ત્યારે સૈયદ હુસેન તરફથી જે બધું સાંભળ્યું હતું તે નિવેદન કર્યું. અને બખ્તર, ઝભ્ભો તથા લેખ તેમના આગળ રજુ કર્યા. હઝરતે (તે મને કહે) સૈયદ હુસેનના વચનને ઇશ્વરી શબ્દ (વહી) તરીકે સ્વીકાર્યા અને પોતાની મતલબ પાર પડશે એવો નક્કી ભરોસો તેને આપ્યો. તેજ દિવસે તે ભવિષ્યવાણી ખરી પડતી હોય એમ લાગ્યું. નાસિર–ઉલ–મુલ્કના લશ્કરમાં ઇમાદ–ઉલ–મુલ્ક રૂઝી તથા અલફખાન હબશી કે જેમની નજરેકેદ નીચે સુલતાન હતો તેઓએ એક બીજાને કહ્યું કે "નાસિર–ઉલ–મુલ્ક સૈયદ મુબારક તથા એતમાદખાનનો કાંટો દૂર કરી નિશ્ચિંત થશે એટલે આપણો વારો આવશે. તેટલા માટે વધારે સલાહભરેલું એ છે કે હઝરત સૈયદ સાથે સલાહ કરી આપણા રસ્તામાંથી નાસિર–ઉલ–મુલ્ક રૂપી કાંટો દૂર કરવો." તેજ વખતે તેઓએ પોતાના એક વિશ્વાસુ માણસને પેગામ સાથે હઝરત સૈયદ મુબારક પાસે મોકલ્યો. પેગામની મતલબ એ હતી કે "નાસિર–ઉલ–મુલ્ક પોતાના લશ્કરની મોટી સંખ્યા તથા જોરની ખુમારીમાં એટલો તો ગાફીલ છે કે રાતના દારૂ પીને સુઇ જાય છે. જે ઉમરાવોને શેનને માટે નીમે છે તે પણ પોતાની ફરજમાં ગફલત બતાવે છે. જો તમે બહાદુરીથી રાતોરાત ઉતાવલી કુચ કરતા આવી અમારી છાવણી પર પ્હો ફાટતાં છાપો મારશો અને ટૂટી પડશો તો અમે સુલતાન મહમદને લઈ આપની તરફેણમાં ચાલ્યા આવીશું અને નાસિર–

ઉલ-મુલ્ક પર ધસારો કરશું અને પરવરદિગાર કરશે તો આપણી મુરાદ પ્રમાણે કાર્ય હાંસલ થશે."

હઝરત સૈયદે આ પેગામ ( સંદેશો ) વિષે એતમાદખાનને વાત કરી. એતમાદખાને કહ્યું "જ્યાંલગી આ કહેણુ તથા વચનને ધર્મના સોગનથી સાબીત કરે નહિ ત્યાં લગી તેના પર ભરોસો રખાય નહિ." હઝરત સૈયદે કહ્યું ઈમાદ-ઉલ-મુલ્ક તથા અલબખાન તરફથી આ કહેણુ આવ્યું તે અગાઉ અમે લડવાનો નક્કી વિચાર કર્યો હતો તેટલા માટે પરમેશ્વર પર આધાર રાખી આજ રાતના અમે ધસારો કરીશું. એતદખાને કહ્યું "તો હું તમારી સાથે આવી શકીશ નહિ. તાતારખાન ઘોરીને હું તમારી સાથે મોકલીશ." આ તાતારખાન એતમાદખાનના ભરોસાનો ખાસ માણસ હતો અને સાથે બહાદુર હતો. હઝરત સૈયદે કહ્યું "તાતારખાન ઘોરીને પણ આપની સાથે રહેવા દો." પરમેશ્વર અમારો મદદગાર છે એમ કહી હઝરત તથા ફાતિહ ( કુરાનનું પહેલું પ્રકરણ ) વાંચી રુસતમ જેવા બહાદુર પાંચસો જુવાન ( સ્વારો ) માણસો સાથે ઘોડેસ્વાર થયા અને બહાર નીકળ્યા. તેઓને લગભગ વીસ માઇલનો રસ્તો કાપવાનો હતો. પોહ ફાટતાં નાસિર-ઉલ-મુલ્કની છાવણી નજીક તેઓ આવ્યા. છાવણી આગળ તેઓએ નાની સરખી ટુકડી કે જેનો સરદાર શમશેર-ઉલ-મુલ્ક હતો તેને હથિયારથી સજ્જ થઇ ચોકી કરતો જોઇ, હઝરત સૈયદે પહેલાં તેના પર ધસારો કર્યો. ઘણીજ સખત હાથોહાથની લડાઇ થઇ. પણ જ્યારે શમશેર-ઉલ-મુલ્કના માણસોએ સાંભળ્યું કે હઝરત સૈયદ મુબારક જાતે તે લડાઇમાં આગળ પડતો ભાગ લેતા હતા એટલે તરત તેઓ નાસી ગયા. શમશેર-ઉલ-મુલ્ક ઘવાણો હતો અને લડાઇના મેદાનમાંથી તેને ( તેના લોકો ) ઉપાડી ગયા. નાસિર-ઉલ-મુલ્કની છાવણીમાં ગભરાટ ફેલાયો અને બધી તરફથી હઝરત સૈયદ મુબારકના આવી પહોંચ્યાના અવાજો સંભળાવા લાગ્યા. આ અરસામાં ઈમાદ-ઉલ-મુલ્ક તથા અલગખાન હબશી સુલતાન અહમદને લઇ હઝરત સૈયદ પાસે આવ્યા. સૈયદે તેમને કહ્યું "તમે અમારી પાછળ આવજો. અમે નાસિર-ઉલ-મુલ્કના તંબુ પર ધસારો લઇ જઇએ છીએ." સૈયદ નાસિર-

ઉલ–મુલ્કના ડેરા ( તંબુ ) તરફ વળ્યા. લોકોએ નાસિર–ઉલ–મુલ્કને કહ્યું "તમે શું બેસી રહ્યા છો ? સૈયદ મુબારક તમારા તંબુ પર આવી પહોંચ્યા છે." નાસિર–ઉલ–મુલ્ક નોબત વગાડનારના ઘોડા પર સ્વાર થયો અને પલાયન કરી ગયો. પરમેશ્વરે વિજયના દરવાજા હઝરત સૈયદની બહાદુરી પર ખુલ્લા કર્યા.

## બેત.

આકાશનું ફરતું ચક્ર આદમીનું કામ કરતું નથી. જે કાંઇ પણ આદમી કરે છે તે પોતાની હિમ્મતને લીધેજ કરે છે.

ટુંકમાં નાસિર–ઉલ–મુલ્ક સિવાય લશ્કરના તમામ માણસોએ હઝરત સૈયદનું ઉપરીપણું સ્વીકાર્યું. પવનવેગી સવારોને આ ખબર એતમાદખાનને કહેવા મોકલવામાં આવ્યા કે જેથી તે જલદી આવી પહોંચે. એતમાદખાન આવી સૈયદ હઝરતની હજુરમાં હાજર થયો. બીજે દિવસે હઝરત સૈયદ તથા એતમાદખાન ત્યાંથી નીકળી અમદાવાદ તરફ સિધાવ્યા. જ્યારે તેઓ શહેરમાં દાખલ થયા અને તપોલીઆ દરવાજા (ત્રણ દરવાજા) કે જે શહેરનો એક પ્રખ્યાત ભાગ છે ત્યાં લગી આવી પહોંચ્યા ત્યારે એક સોદાગર આવ્યો અને હઝરત સૈયદનું ઘુંટણ પકડી બોલ્યો. "સખી માણસો જ્યારે વચન આપે છે ત્યારે તે બરાબર પાળે છે." હઝરત સૈયદે મોં મલકાવ્યું. એતમાદખાન હાજર હતો અને તેનું કારણ પૂછ્યું. હઝરત સૈયદે કહ્યું. "એતમાદખાન, શહેરના એકાદ શરાફપર હુકમ લખો કે આ સોદાગરને બાર લાખ તનખા આપે." આ હકીકત તમને કહેવામાં આવશે, અને તે ઘણી તાજુબી ભરેલી છે. એતમાદખાને આ સોદાગરને ૧૨ લાખ તનખા આપવાનું કોઇ શરાફને ફરમાવ્યું. આ બાબતની હકીકત નીચે પ્રમાણે હતી:—

વિજય પહેલાં કેટલાક અફઘાન સોદાગરો દિલ્હી શહેરથી કેટલાક અરબ્બી ઘોડા કપડવંજ કસબામાં વેચવા માટે લાવ્યા હતા. હઝરત સૈયદે તેમના ઘોડા ઉધાર માગ્યા. તેઓએ તેમ આપ્યા નહિ. હઝરત સૈયદે ઘો-

ડાની કિંમત કરતાં બમણી આપવાની માગણી કરી. તેઓએ તે વાત કબુલ રાખી નહિ. કારણ કે તે વખતે ( હઝરત ) સૈયદની સ્થિતિ આશાજનક હતી નહિ. એક દિવસ સોદાગરો હઝરત સૈયદની ઝીઆરતમાં હાજર હતા. તેમાંનો એક અફ્ઘાન ભવિષ્ય જોઇ શકનાર હતો. મેઢાંની ખાંધના માંસનો ટુકડો પકડી તપાસ્યો અને પોતાના ભાઇબંધોને કહ્યું. " આ ખાંધના ટુકડામાં સૈયદની ફતેહ હું જોઇ શકું છું. તેટલા માટે ¼ વધારે કિંમતે તમે ઘોડા તેને આપો. " અફ્ઘાનોને તે ભવિષ્યવેત્તામાં ભરોસો હતો તેથી બીજે દિવસે તેઓએ ઘોડા લાવી ફક્ત ¼ વધારે કિંમતે હઝરતને આપ્યા. હઝરત સૈયદે કહ્યું. " તમે પહેલાં ¼ બમણી કિંમતે આપવા રાજી હતા નહિ અને અત્યારે તેની દોઢી કિંમતમાં કેમ વેચો છો ? તેઓએ પેલા મેઢાંની ખાંધના ટુકડાપરથી ભવિષ્ય ભાખનારના શબ્દો કહ્યા અને તેઓએ એવી શરત કરી કે " જ્યારે તમે વિજય તથા ફતેહ કરી અમદાવાદમાં પગ મૂકો ત્યારે તમે ઘોડાપરથી નીચે ઉતરો તે આગળ તમારે અમારા રૂપીઆ ચુકવી આપવા. " સૈયદે તે વાત માન્ય રાખી, અને ઘોડાઓ એક લાખ તનખાની કિંમતે ખરીદ્યા. તે શરત મુજબ આ વખતે સોદાગરોએ પોતાના રૂપિયા માગ્યા. જે હઝરત સૈયદે પોતાના વચન પ્રમાણે ચુકવી આપ્યા. પરમેશ્વરની ગતી ઓરજ છે. મેઢાંની ખાંધના માંસના ટુકડાપરથી ભવિષ્ય જણાય છે !

ટુંકમાં પોતાના પરાજય પછી નાશિર-ઉલ-મુલ્ક ચાંપાનેર તરફ ગયો. હઝરત સૈયદે મારા પિતાને નિશાન (ઝુંડો) તથા એક પાઘડી બક્ષીશ કરી અને તેમની ધોલકાની જાગીરપર દેખરેખ રાખવા ધોળકા મુકયા અને પોતે એતમાદખાન સાથ અમદાવાદથી નીકળી નાશિર-ઉલ-મુલ્કની પુંઠ પકડી નાશિર ઉલ-મુલ્ક પાલના પહાડી મુલ્કમાં આવ્યો જયાં તે બિમાર પડયો અને ત્યાંજ દુનીઆ ત્યાગ કરી ચાલતો થયો. (મરણ પામ્યો.)

આ અરસામાં અખ્ત્યાર-ઉલ-મુલ્ક કે જે એતમાદખાન તરફથી અમદાવાદ શહેરના હાકેમ તરીકે કામ કરતો હતો તે હસનખાન દખણી તથા ફતેહખાન બલુચ સાથે મળી ગયો અને સુલતાન અહમદના કાકા કે જેનું નામ શાહુજી હતું તેને પાદશાહ તરીકે જાહેર કરી તેણે બખેડો ( ગરમ )

શરૂ કર્યો. જ્યારે હઝરત સૈયદને આ વાતની ખબર પડી ત્યારે ભરૂચથી પાછા ફરી અમદાવાદ તરફ સિધાવ્યા. જ્યારે તેઓ મહમુદાબાદ કે જે અમદાવાદ શહેરથી ૧૮ માઈલ દૂર છે ત્યાં આવી પહોંચ્યા ત્યારે બળવાખોર ઉમરાવો શાહુજીને સાથે લઇ (અમદાવાદ) શહેર બહાર આવ્યા અને શહેરથી ૬ માઈલ દૂર આવેલા રૂખરા નામના ગામ આગળ મુકામ (પડાવ) નાંખ્યો. તે વખતે હઝરત સૈયદે મારા પિતાને ધોળકેથી બોલાવ્યા. તે અરસામાં ધોળકામાં એક દરવીશ રહેતો હતો. તેનું નામ શેખ અહમદમજઝુબ (મખદૂન) હતું. મારા પિતા રજા લેવા તેમની પાસે ગયા, અને પોતાને માટે દૂઆ માગી. તેણે કહ્યું. “ જાઓ, વિજયની કન્યા હઝરત સૈયદના ગળામાં વરમાળ આરોપશે. પણ લડાઇ પહેલાં એતમાદખાન દુશ્મનો સાથે મળી જવાના હેતુથી તમારા લશ્કરથી જુદો પડશે. તે વખત તમારા લશ્કરમાં મોટો ગભરાટ ફેલાશે. પણ આખરે સૌ સારાવાનાંજ થશે.” મારા પિતા આશ્ચર્યમાં ગરક થઇ ગયા કારણ કે એતમાદખાન અમારા લશ્કરનો સરદાર હતો અને હઝરત સૈયદ આ લડાઇ પોતાના તેમજ ખાનના લાભને માટે લડતા હતા. તો પછી ખાનને નાસી જવાનું શું પ્રયોજન ? અને જો તે લશ્કરમાંથી છુટો પડશે તો પછી લશ્કર ભેગું કેમ રહી શકશે ? પોતાના હૃદયમાં આ ધાસ્તી રાખી હઝરત સૈયદની તહેનાતમાં જવા મારા પિતા આગળ વધ્યા. રસ્તામાં તેને ખબર મળી કે એતમાદખાન લશ્કરમાંથી છુટો પડયો હતો, આ ખબર વિજયના બાના તરીકે તેણે વધાવી લીધી. ખુશાલી દર્શાવતાં તે હઝરત સૈયદની હજૂરમાં હાજર થયા અને શેખ તરફથી પોતે જે સાંભળ્યું હતું તે નિવેદન કર્યું. તેમણે કહ્યું “ જ્યારે તમારા આવવાના ઢોલ વાગ્યા અને અમારા કાને પડ્યા ત્યારે મારા આદમીઓ ખબર લાવ્યા કે ફલાણા માણુસ આવે છે. મેં કહ્યું આ સંજોગ વચ્ચે ફલાણા માણુસનું આવવું એ ફતેહની નિશાની છે. અને તમે પોતે આ વાતને મજબુત કરવાને માટે દરવીશની ભવિષ્ય વાણીની ખુશ ખબર લાવો છો.”

ટુંકમાં જ્યારે વિજયવંત લશ્કરે મેહમુદાબાદની નજીકમાં આવી પડાવ નાંખ્યો ત્યારે એતમાદખાનને હસનખાન દખણી તથા એખત્યાર ઉલ–મુલ્ક

તરફથી એક પત્ર મળ્યો. તેમાં લખ્યું હતું કે સુલતાન અહમદ સૈયદ મુબારકનો ચેલો છે. તે પાદશાહ હોવાને લીધે જે લાભ સૈયદને છે તે (લાભ) મને તથા તમને નથી. અમે હાલ તેના કાકાને પાદશાહ બનાવ્યો છે. તમે આવો કે જેથી આ બનાવનો લાભ તમને પણ મળે. તેમની શીખવણીથી એતમાદખાન પોતાના કોઇ પણ ઉમરાવની સલાહ લીધા વગર ઉઠયો અને અમદાવાદ તરફ રવાના થયો. આ વાતની ખબર હઝરત સૈયદને પડી. તરતજ તેમણે પોતાના પુત્ર સૈયદ મીરાન તથા શેખમાહને એતમાદખાનને સમજાવવા તેમની પાછળ મોકલ્યા. તેઓએ છાવણીથી પંદર માઇલ લગીની મુસાફરી કરી અને ખાનને પકડી પાડયો. અને તેને સામા થવાનું કારણ પૂછયુ. એતમાદખાને કહ્યું "દરેક અમીર બળવો કરવાનો ઇરાદો રાખે છે. આપણે કોની સામા થઇ શકીશું? તે ઉપરથી હું નિવૃત (વાનપ્રસ્થ) થવા માગું છું. "તમે જાણો અને તમારૂં લશ્કર જાણે." તે અરસામાં હઝરત સૈયદ પણ ત્યાં આવી પહોચ્યા. તેમણે એતમાદખાનને કહ્યું "અમે તમારી આબરૂ જાળવી રાખવા મરવા તૈયાર છીએ, અને તમે અમારી સાથે આવી રીતે વર્તા છો. અને આવો ખ્યાલ તમારા દીલમાં લાવો છો?" આ પ્રમાણે ઘણું સમજાવી એતમાદખાનને પાછા છાવણીમાં હઝરત સૈયદ લાવ્યા. એતમાદખાને ફતેહખાન બલુચ તથા હસનખાન દખણીને લખ્યું કે "એખત્યારઉલ-મુલ્કની તરફેણમાં આવો." ફતેહખાન બલુચ તેમની તરફેણમાં આવ્યો, પણ હસનખાન દખણીએ કહ્યું કે "આ પાદશાહને મેં ઉભો કર્યો છે. જો હાર થાય તો તેની શરમ મારે શીર છે. માટે મારાથી બીજું કાંઇ પણ પગલું ભરાય એમ નથી." બીજે દિવસે લડાઇના રણશિંગડાં વાગ્યાં અને બન્ને લશ્કર એક બીજા સામે ગોઠવાયા. આખરે એખત્યારઉલ-મુલ્ક શાહુજી સાથે લડાઈના મેદાનમાંથી પલાયન કરી ગયો અને હસનખાન દખણી કે જેણે દુશ્મનોને કદી પણ પુંઠ બતાવી નહોતી તે લડાઈના મેદાનમાં પડયો. હઝરત સૈયદ વિજયવંત તથા ફતેહથી આરૂઢ થઈ સુલતાન અહમદ તથા બીજા ઉમરાવો સહિત અમદાવાદ આવ્યા. ત્યારપછી ઉમરાવોએ ગુજરાતનું રાજ્ય માંહોમાંહે વહેંચી લીધું. તે મુજબ અમદાવાદ શહેર તથા

તેની આસપાસના ગામો સુલતાન અહમદના ખરચ માટે નક્કી કર્યા. કડી, ઝાલાવાડ, પેટલાદ, નડીયાદ, બ્હીલ, રાધનપુર પરગણુ. સમી, મુન્જપુર, અનહીલવાડા, ગોધરા, સોરઠ પ્રાંત એ પરગણાઓ એતમાદખાન તથા તેના ગુજરાતના અનુચરોને માટે નક્કી કરવામાં આવ્યાં. એતમાદખાને તાતારખાન ઘોરીને સોરઠ પ્રાંત તથા તેની આસપાસના ગામો તેની નોકરીની પિછાનમાં આપ્યાં તથા ફતેહખાન બલુચને રાધણપોર પરગણુ, સમી, મન્જપુર, અને અનહીલવાડ પરગણા આપ્યા. નડીયાદ પરગણું મલિક-શર્કને તેણે આપ્યું. અને અલફ્ખાન હબશીને પગારના પેટામાં ઝાલાવાડ પ્રાંતની તાબેદારી નીચેના કેટલાક ગામો આપ્યાં. પાટણ, ખંભાત બંદર તથા તેની આસપાસના ચોર્યાશી ગામો, ધોળકા, ઘોઘા, ધંધુકા, ચાંપાનેર, સરનાલ ( ઠાસરા ), બરોડા, વાડાસીનોર તથા કપડવંજ પરગણાઓ હઝરત સૈયદના ભાગમાં આવ્યા. હઝરત સૈયદે, સૈયદ મુસાખાન તથા શેરખાન ફોલાદીને પોતાના આશ્રય નીચે લીધા અને પાટણ સરકારના ગામો તેમને આપ્યા, ભરૂચ, સુરત, બરોડા, તે છેક સુલતાનપુરની હદ લગીનાં ગામો તથા નંદરબાર ઇમાદ-ઉલ-મુલ્ક રૂમીના ભાગમાં આવ્યાં. ઇમાદ-ઉલ-મુલ્કે બરોડા પ્રાંત આલફ્ખાન હબશીને આપ્યો અને સુરત બંદર ખુદાવંદખાન રૂમી કે જે તેનો શાળો થતો હતો તેને આપ્યું. મોડાસા જેવા પરગણાઓ એતમાદખાનના સેવકો કે જે ગુજરાતના ઉમરાવો હતા તેમને આપવામાં આવ્યાં. દરેક જણ પોતપોતાના ભાગથી રાજી થઇ પોતાના વતન તરફ સિધાવ્યા. સુલતાન અહમદનું મંત્રી તથા અમાત્યપણું એતમાદખાનને મળ્યું. સુલતાન તથા એતમાદખાન શહેરમાં રહ્યા. હઝરત સૈયદ મુબારક સૈયદપુર કે જે મહેમુદાવાદની નજીક છે અને જે પોતે વસાવ્યું હતું ત્યાં જઇ રહ્યા.

ટુંકમાં જ્યારે આ પ્રમાણે થોડો વખત પસાર થયો ત્યારબાદ આલમખાન લોદી કે જે દરીઆખાન સાથે શેરશાહ પાદશાહના વખતમાં દિલ્હી ગયો હતો કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે અને જેને શેરશાહે માળવામાં જાગીર બક્ષીસ કરી હતી, તે ગુજરાતમાં આવ્યો. દરીઆખાન માળવામાં મરણ પામ્યો હતો અને કાંઇક અપકૃત્યને લીધે માળવામાં આલ-

મખાનથી ટકી શકાયું નહિ તેથી તે પાછો ગુજરાત આવ્યો. તેણે હઝરત સૈયદને જણાવ્યું કે "અમે આપની મહેરબાની અને મદદની આશાએ પાછા ગુજરાત દેશમાં આવ્યા છીએ અને આપની તહેનાતમાં જોડાવા આપની રજાની રાહ જોઇએ છીએ. આપ જે પ્રમાણે ઈશારો કરશો તે પ્રમાણે કરીશું." હઝરત સૈયદે જવાબમાં લખ્યું કે ભલે પધારો. આપ હાલ છો તે જગ્યામાં થોડો વખત રહો, કે જેથી બીજા અમીરો સાથે વિચાર ચલાવી આપને અમે આમંત્રણ કરીએ, આલમખાન ઘણીજ ગરીબ સ્થિતિમાં આવી ગયો હતો તેથી થોભી શકયો નહિ. અને તેથી તે આવી હઝરત સૈયદને મળ્યો, અને પોતાના છોકરા કુતુબખાનને હઝરત સૈયદનો ચેલો બનાવ્યો. હઝરત સૈયદ આલમખાનને પોતાની સાથે લઈ અમદાવાદ આવ્યા. એતમાદખાનને કહ્યું "જ્યારે આલમખાન તમને તથા મને યાદ કરી અત્રે આવ્યો છે તો પછી આપણે તેને અવસ્ય મદદ કરવી જોઇએ. એતમાદખાન મુગો રહ્યો. પણ એતમાદખાન તથા ઈમાદ–ઉલ–મુલ્ક ને આલમખાનનું આવાગમન પસંદ પડયું નહિ. એતમાદખાને હઝરત સૈયદને કહ્યું આલમખાન કપટી માણસ છે. તે સંતોષ માની બેસી રહેશે નહિ. તેટલા માટે આવા માણસને ગુજરાતમાં દાખલ થવા દેવો તથા સહીસલામતીની જમીનમાં કપટનું બી વાવવા બરોબર છે." હઝરત સૈયદે કહ્યું "આપ કહો છો તેજ આદતને લીધે તેણે ઘણું ખમ્યું છે અને પસ્તાય છે. પોતાના કાવાદાવાને તેણે છેલ્લા નમસ્કાર કર્યા છે. તેને આ વખત હાંકી કાઢવો તે મરદાઇ તથા ઉદારતાના કાનુનોની વિરૂદ્ધ છે." એતમાદખાનને હઝરત સૈયદનું બોલવું કબુલ રાખ્યા વગર બીજો ઇલાજ નહોતો તેથી તેણે કહ્યું "હમણા આપ જેમ ફરમાવો છો તે પ્રમાણે કરીશું. પણ થોડો વખત રહી આપણે પસ્તાવું પડશે." સૈયદે કહ્યુ "એક એવો પણ વખત હતો કે જ્યારે આલમખાન સુલતાન મહમુદનો મુખ્ય વઝીર હતો અને તે અત્યારે તમારી તાબેદારી ઉઠાવવા તૈયાર છે. આવો માણસ આપણી તરફેણમાં હોય તે ઘણું સલાહભરેલું છે." એતમાદખાને કહ્યું "ઇમાદ–ઉલ–મુલ્કને ભરૂચથી બોલાવવા મોકલું છું અને અમે સાથે મળી આલમખાનને જાગીર આપવા વિષે વિચાર

કરીશું.” તેમણે ઇમાદ-ઉલ-મુલ્કને બોલાવવા માણસ મોકલ્યું. તે આવ્યો અને જાગીરનો સવાલ નીકળ્યો. ઇમાદ-ઉલ-મુલ્કે કહ્યું “મારી પાસે જે જાગીર છે તે મારા લોકોને માટે (નિભાવ માટે) પુરતી નથી, અને તેમાંથી બીજાને આપવા માટે મને માફ કરવું જોઇએ.” કેટલાક વાદ વિવાદ પછી એવું નક્કી કરવામાં આવ્યું કે સૈયદે પોતાની જાગીરમાંથી બરોડા તથા ચાંપા-નેર પરગણાઓ આલમખાનને તથા અઝમ હુમાયુને આપવા. એતમાદખાને અલફખાન ખત્રી કે જે આલમખાનનો મિત્ર તથા સાથી હતો તેને ગોધરા પરગણું આપ્યું. આલમખાને પોતાના મગજનો પવન દૂર કરી એતમાદ-ખાનની તાબેદારી ઉઠાવવા કમ્મર કસી. એવી રીતે તેણે તાબેદારી ઉઠાવી કે તેઓ બન્ને વચ્ચે ગાઢી દોસ્તી થઇ. એતમાદખાને પોતાના છોકરા શેર-ખાનનું મકાન જે પોતાના ઘરની લાગોલગ હતું તે આલમખાનને આપ્યું કે જેથી તેઓ હમેશાં સાથે રહે. ત્યાર પછી ઇમાદ-ઉલ-મુલ્ક પોતાની જાગીરમાં ગયો, અને હઝરત સૈયદ સૈયદપુર ગયા. ઝાલાવાડ પ્રાંતનો થોડો મુલક તેમણે અલફખાન હબશીને આપ્યો હતો તેથી અલફખાન ઝાલાવાડ ગયો. (જ્યારે થોડો વખત આ પ્રમાણે પસાર થયો એટલામાં અલફખાને બખેડાનાં બી રોપ્યાં. તે પ્રાંતના કેટલાક જાગીરદારોને ભેગા કરી અલફખાને આખા ઝાલાવાડ પ્રાંતને પોતાની હકુમત નીચે લીધો. એતમાદખાને જો કે ગમે તેટલું તેને સામા ન થવાનું તથા પોતાની મરજી પ્રમાણે વર્ત્તન ન કર-વાનું લખ્યું તોપણ તેનાપર તેણે ધ્યાન આપ્યું નહિ. આખરે એતમાદખાન તથા આલમખાને લશ્કર ભેગું કર્યું અને સુલતાનને સાથે લઇ અલફખાન સામે ગયા. તેઓએ આ લડાઇ વિષે હઝરત સૈયદને ખબર આપી નહિ, તેમ સૈયદે પોતે પણ દરકાર કરી નહિ. અલફખાન તેમની સામે વીરમગામ કસ્બા આગળ થયો અને ત્રણ હજાર સવાર સાથે રાખી તેમની સાથે બહાદુરીથી લડયો પણ તેનો પરાજય થયો અને ત્યાંથી જઈ હઝરત સૈયદ પાસે આશ્રય લીધો. એતમાદખાન પાછો ફર્યો અને અમદાવાદ આવ્યો. આ ખબર સાંભળી ઇમાદ-ઉલ-મુલ્ક ભયથી અમદાવાદ આવ્યો હઝરત સૈયદ તથા ઇમાદ-ઉલ-મુલ્ક વચ્ચે પડયા અને એતમાદખાન પાસેથી બહીએલ પરગણું

લઇ અલફખાનને આપ્યું. આ પ્રમાણે થોડા વખત દરેક જણે પોતપોતાની જગ્યામાં એશઆરામમાં પસાર કર્યો.

આ અરસામાં આલમખાનના હૃદયમાં એવો ખ્યાલ આવ્યો કે એતમાદખાનને કેદ કરી પોતે તેની જગ્યા લેવી. આલમખાને પોતાના ખાસ માણુસોની આ બાબતમાં સલાહ લીધી. તેમાંનો એક માણસ એતમાદખાનનો ખેરખાહ હતો તેથી તેણે આ વાતની તેને ( ખાનને ) અગમચેતી આપી. આ ઉપરથી એતમાદખાને આલમખાનને શેરખાનના મકાનમાંથી રજા આપી. આલમખાન પોતાનું મકાન જે અસાવલની નજીક તથા શહેરના કિલ્લા બહાર હતું ત્યાં ગયો અને પોતાના મકાનની આસપાસ કિલ્લો બાંધી ઇમાદ-ઉલ-મુલ્કને સલાહનાં કહેણુ મોકલ્યાં. ઇમાદ-ઉલ-મુલ્કને આલમખાન માટે લાગણી થઇ. એક દિવસ આલમખાને ઇમાદ-ઉલ-મુલ્કને કહ્યું “એતમાદખાનનું કાસળ કાઢવામાં આપણું ભલું સમાયલું છે.” ઇમાદ-ઉલ-મુલ્કે દેખીતી રીતે તે વાત કબુલ રાખી પણ અંદરખાનેથી આલમખાનને ધિક્કારવા લાગ્યો. જયારે આલમખાને જોયું કે આ હેતુ ઇમાદ-ઉલ-મુલ્ક તરફથી પાર પડશે નહિ ત્યારે એતમાદખાનને છોડી દઇ હઝરત સૈયદનો પીછો પકડયો. તેણે ઇમાદ-ઉલ-મુલ્કને કહ્યું “ જ્યાં લગી તમે હઝરત સયદ મુબારકને દૂર કરશો નહિ ત્યાં લગી આપની સત્તા પૂરી જામશે નહિ.” ઇમાદ-ઉલ-મુલ્કે એતમાદખાનને સમજાવ્યો કે લશ્કર ભેગું કરી આપણે સૈયદ સામે જવું જોઇએ. એતમાદખાને, ઇમાદ-ઉલ-મુલ્કે, આલમખાને તથા ગુજરાતના બીજા અમીરોએ હઝરત સૈયદ મુબારકની સત્તા નાબુદ કરવાના વિચારથી અમદાવાદથી નીકળી કાંકરીઆ તલાવ જે શહેરની નજીક આવેલું છે ત્યાં પડાવ નાખ્યો. હઝરત સૈયદને આ વાતની ખબર પડી. તેમણે મારા પિતાને કહ્યું “ તમે જાઓ. પહેલાં આલમખાનને મળો. ત્યાર પછી એતમાદખાનને. બનેને અમારી તરફના દુઆ સલામ કહી કહેજો કે જ્યારે તમે લડાઇમાં જાઓ છો ત્યારે અમને ખબર આપો છો, પણ આ સવારીની મને ખબર આપી નથી, તો પછી આપનો વિચાર કયા સવારી લઇ જવાનો છે તે મને જણાવો તથા લશ્કર કયાં લઈ જવા

માગો છો ? તેઓ શું જવાબ આપે છે તેના પર વિચાર કરીશું." મારા પિતા ગયા અને પહેલા આલમખાનના ડેરા પર ગયા અને તેમની મુલાકાત કરી, હઝરત સૈયદે જે કહેવાનું કહ્યું હતું તે કહ્યું. આલમખાન નીચું જોઇ રહ્યો ( શરમાયો ) અને કહ્યું "મને શું પૂછો છો. આપને પણ તેઓના વિચાર તથા મનસુબાની ખબર છે." મારા પિતાએ કહ્યું "મારે એ ખબર કોની પાસેથી મેળવવી. હઝરત સૈયદના દોસ્ત તથા ખેરખાહ આપના કરતાં વધારે બીજા કોઇ નથી. આપ જયારે એ ખબર નથી આપતા તો પછી બીજું કોણ આપશે ?" ખાને કહ્યું "મીયાં મનજહુ ! ગુજરાતના તમામ અમીરોએ એવો નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી સૈયદ હઝરતનું કંટક દૂર ન થાય ત્યાં લગી ગુજરાતમાંથી બખેડો દૂર થશે નહિ." મારા પિતાએ કહ્યું "પરમેશ્વર તે કામ સહેલું કરો ! પણ આ લડાઇમાં આપ કોના પક્ષમાં રહેશો ?" તેણે કહ્યું "જે તરફ વધારે હશે તે પક્ષ." મારા પિતાએ કહ્યું "પ્રિય ખાન ! આપની તરફ અહેસાન કરનારના અહેસાનનું જો આ ફળ હોય તો પછી સચ્ચાઇ આપની તરફ છે." ત્યાંથી ઉઠી પોતે એતમાદખાનના ડેરા તરફ ગયા. રસ્તામાં તેણે એતમાદખાનના ઘરમાંથી ઇમાદ-ઉલ-મુલ્કને પૂર રૂઆબમાં નીકળતો જોયો. ઇમાદ-ઉલ-મુલ્કના મકાનમાં મારા પિતાએ તેમની મુલાકાત લીધી. મારા પિતાને જોઇ ઇમાદ-ઉલ-મુલ્કે કહ્યું "મનજહુ ! હું હમેશ એક તલવાર બાંધતો હતો. હાલ હું સૈયદ મુબારક સાથે લડવા જવાનો છું તેટલા માટે બે તલવાર બાંધી છે. જુઓ !" એમ કહી પોતાનો હાથ મ્યાન પર લંબાવ્યો અને બંને તલવારો બતાવી. મારા પિતાએ કહ્યું "હઝરત રસુલની ઓલાદ સામે લડાઇમાં ઉતરવા તમે તલવાર બાંધી છે, તેનો નતીજો શું આવે છે તે જોજો !" ત્યાર પછી ઇમાદ-ઉલ-મુલ્કે કહ્યું "તમે આલમખાન તથા એતમાદખાનને મળવા આવ્યા છો. તેમને મળો. તેમની મુલાકાત લીધા પછી અમારી મુલાકાત લઇ સિધાવજો." મારા પિતા એતમાદખાનના ડેરા પર ગયા, અને ખાનની મુલાકાત લઇ હઝરત સૈયદે જે કહેવાનું કહ્યું હતું તે તેને કહ્યું. એતમાદખાને આલમખાન વિષેની ફરીઆદ શરૂ કરી અને કહ્યું

"જે કાંઇ થયું છે તે એનેજ લીધે થયું છે. અમે ગમે તેટલું હઝરત સૈયદને કહ્યું કે આલમખાન એવો માણસ છે કે જે કાંઈ પણ ખટપટ કર્યા વગર રહેશે નહિ તોપણ હઝરત સૈયદે અમારૂં કહેવું સાંભળ્યું નહિ. હું શું કરૂં? અમે હમેશાં હઝરત સૈયદના મિત્ર હતા અને હમણાં પણ તેમના મિત્રજ છઇએ. હઝરત સૈયદને અમારી દુઆ સલામ કહેજો અને કહેજો કે જે કાંઇ થાય છે તે આલમખાનજ કરે છે. અમે આથી રાજી નથી. તમે જાઓ અને ઇમાદ–ઉલ–મુલ્કને મળો અને (પછી જવાની અમારી રજા લેવા આવજો.) વળતી વખત અમને મળતા જજો." મારા પિતા ઇમાદ–ઉલ–મુલ્ક પાસે ગયા. દેખીતી રીતે તેણે ઘણાં કહોર વેણ કહ્યાં. ત્યાર પછી ત્યાંથી ઉઠી ખાનગી ઓરડામાં ગયા. ત્યાં મારા પિતાને બોલાવ્યા અને કહ્યું કે "જેને તમે તમારા મિત્ર તથા ખેરખાહ કહેતા હતા તે અત્યારે આપને ઠાર કરવા તથા હાંકી કાઢવા તૈયાર છે. અમે શું કરીએ? હઝરત સૈયદ અમારા કહેવા પ્રમાણે ચાલ્યા નહિ. તમે જાઓ અને અમારા દુઆ સલામ તેમને કહેજો. આવતી કાલે અમે અત્રેથી કૂચ કરી ખારી નદી પર પડાવ નાંખીશું અને ત્યાંથી અમારા ભરોંસાના માણસો સૈયદ પાસે મોકલીશું. તે જે કહેશે તેના પર બધો આધાર છે." મારા પિતાને વિદાય કર્યા અને તે એતમાદખાન પાસે આવ્યા અને ઇમાદ–ઉલ–મુલ્ક સાથે પોતાને જે વાતચીત થઇ હતી તે કહી સંભળાવી. એતમાદખાનને કહ્યું "તમને અમે પરમેશ્વરને સોંપીએ છઇએ." મારા પિતા હઝરત સૈયદ પાસે આવ્યા, અને દરેક જણ સાથે પોતાને જે વાતચીત થઇ હતી હતી તે કહી સંભળાવી. હઝરત સૈયદે તેમને પૂછ્યું "ઇમાદ–ઉલ–મુલ્કના શબ્દો પરથી તમે શું ધારો છો?" મારા પિતાએ અરજ કરી "હું જે ધારૂં છું તે એ છે કે આલમખાનને હાથતાલી આપવાનો વિચાર ઇમાદ–ઉલ–મુલ્કનો હોય એમ લાગે છે." હઝરત સૈયદે કહ્યું "કદાચ તેમ બને. પણ અમને ઇમાદ–ઉલ–મુલ્કના વેણ ઉપર એટલો બધો ભરોસો નથી કેમકે તે કપટી તથા ખટપટીઓ માણસ છે." હરઝત સૈયદે લડાઇની તૈયારી કરવા માંડી. ટુંકમાં જે ચાર પાંચ હઝાર સવાર સૈયદની તહેનાતમાં હતા તેઓ પ-

મેશ્વર પર ભરોસો રાખી કેસરીયાં કરવા તત્પર થયા, અને લડાઇ માટે સજ્જ થયા. બીજે દિવસે તેઓએ સાંભળ્યું કે ગુજરાતના લશ્કરે આવી ખારી નદીના કિનારા પર પડાવ નાંખ્યો છે. રાતની પાંચ છ ઘડી પસાર થયા પછી પાંચ હબશી સ્વારો મારા પિતાનું ઘર પૂછતા આવ્યા. કોઇએ ઘર બતાવ્યું તે ઉપરથી તેઓ ત્યાં આવ્યા અને દ્વાર આગળ ઉભા રહી મારા પિતાની ખબર પૂછી. દરવાને કહ્યું, "તે હઝરત સૈયદ પાસે ગયા છે." તેઓએ કહ્યું "જલદીથી જા અને કહેજે કે અનકુશખાન હબશી આવ્યો છે અને તમને પૂછે છે." દરવાને આવી મારા પિતાને તે વાત કહી. (મારા પિતાએ) તેમણે તે વાત હઝરત સૈયદને નિવેદન કરી. હઝરત સૈયદે કહ્યું "મીયાં મનજહુ! અમે માનતા નથી કે ઇમાદ-ઉલ-મુલ્ક અમારો ખેરખાહ હોઇ શકે. પરવરદીગાર ન કરે આ સંદેશા તથા પેગામમાં કાંઇ કપટ હોય કે જેથી આપણને નુકશાન પહોંચે." મારા પિતાએ કહ્યું "અનકુશખાન ઇમાદ-ઉલ-મુલ્કનો વકીલ છે, અને આ વખતે તેને છુપી રીતે મોકલવામાં કાંઇ પણ હીકમત સમાએલી છે. આપણે તેને બોલાવવો જોઇએ અને તે શું કહે છે તે સાંભળવું જોઇએ." સૈયદે કહ્યું "તમે જાઓ, અને જો તે આવે તો તેને અત્રે લાવો." મારા પિતા ગયા અને અનકુશખાનને મળ્યા. અનકુશખાને કહ્યું "મીયાં મનજહુ! રાત થોડીજ બાકી છે અને અત્યારે અમારે એવી રીતે ઇમાદ-ઇલ-મુલ્ક પાસે જવું જોઇએ કે કોઇ માણસને પણ ખબર પડવી જોઇએ નહિ. તેટલા માટે તમે અમને હઝરત સયદ પાસે લઇ જાઓ કે જેથી અમારે જે કહેવાનું છે તે એક વાર અમે કહી દઇએ." મારા પિતા તેને હઝરત સૈયદ પાસે લાવ્યા. અનકુશખાને પોતાની બગલમાંથી કુરાન બહાર કાઢ્યું અને કહ્યું ઇમાદ-ઉલ-મુલ્ક આપને દુઆ મોકલાવે છે અને કહેવડાવે છે કે આ લડાઇનો ખાસ હેતુ એ છે કે હઝરત સૈયદ મિત્રો તથા દુશ્મનોને પિછાની શકે. તે તો આપને પણ માલુમ પડયું હશે. અત્યારે આપ સવાર થઇ અમારા લશ્કર તરફ ચાલો. રસ્તામાં હું સુલતાન અહમદ તથા એતમાદખાનને લાવી આપની મુલાકાત કરાવીશ અને ત્યાંથી આપણે આલમખાન પર ધસારો લઇ જઇશું અને તેને કાંતો

જીવતો પકડીશું યા તો ઠાર કરીશું. આપણી વચ્ચે આ પવિત્ર કુરાન છે અને આમાં કાંઇ પણ જુઠાણું યા તો શક નથી.” હઝરત સૈયદે આ કરાર ઉપરથી અનકુશખાનને વિદાય કર્યો. સવારમાં બખ્તર સજી બહાર નીકળ્યા. કરાર પ્રમાણે કનીજગામ જે સૈયદપુરથી પાંચ માઇલ દૂર છે ત્યાં આગળ ઇમાદ-ઉલ-મુલ્ક તથા એતમાદખાન સુલતાન અહમદ સાથે હઝરત સૈયદને મળ્યા, અને પોતાના હૃદયમાંથી કીનો દૂર કરી સાથે આલમખાન સામે ગયા. હઝરત સૈયદે તેજ વખતે શેખ અહમદ દીવાનીને આલમખાન પાસે મોકલ્યો અને કહેવડાવ્યું “ ખરાબ કૃત્ય સારૂં ફળ આપતું નથી.

બેત.

જે સારૂં કૃત્ય કરે છે તેને સારો બદલો મળે છે, અને જે ખરાબ કૃત્ય કરે છે તેને ખરાબ બદલો મળે છે.

બીજાના બારામાં જે ખરાબ કૃત્ય આપ કરવા ધારતા હતા તે આપના પરજ પાછું આવે છે ને તેનાં ફળ આપનેજ ભોગવવાનાં છે. આપ હવે તમારી જાગીરમાં સિધાવો. બીજા અમીરો સાથે વિચાર કરી અમે તમને બોલાવીશું.” આલમખાને કહ્યું. “તમે અત્યારે મારી સામે આવ્યા છો તો પછી મારે તમારી સામે લડયા વગર પાછા કેમ જવું જોઇએ?” હઝરત સૈયદે ગમે તેટલો તેને સમજાવ્યો પણ તે તેણે માન્યું નહિ, અને લડાઇમાં ઉતર્યો, અઅઝમ હુમાયુન કે જે તેનો સાવકો ભાઇ થતો હતો તે તથા તેનો જેઇ પુત્ર કુતુબખાન તથા ઘણા અફઘાનો માર્યા ગયા. આલમખાનનો પરાજય થયો અને તે ચાંપાનેર તરફ નાસી ગયો. અમીરોએ તેની પૂંઠ પકડી. તે પાલના જંગલમાં ભરાઇ બેઠો. અમીરો ચાંપાનેરથી પાછા ફર્યા અને અમદાવાદ આવ્યા.

જ્યારે મુબારકશાહે આ ગરબડ સાંભળી ત્યારે વરાડના નાનલખાન સાથે સંધી કરી બન્ને જણા ભેગા મળી ગુજરાત પર લશ્કર લાવ્યા. આ ખબર સાંભળી અમીરોએ સુલતાન અહમદને સાથે લઇ મુબારકશાહને હાંકી કાઢવા કૂચ કરી. ગુજરાતનું લશ્કર બુરહાનપુર તથા દખણના લશ્કર પર હર વખત વિજય મેળવતું હતું તેથી જ્યારે ગુજરાતનું લશ્કર રાનાકોટા જે

નર્મદા નદીના કીનારા પર આવ્યું છે ત્યાં આવ્યું ત્યારે મુબારકશાહ તેની સામે નહીં લડતાં પીલુગામ કે જે નર્મદા નદીથી પાંચ માઇલ દૂર છે ત્યાં ગયો. કેટલાકો અમીરો જેવા કે ઇમાદ-ઉલ-મુલ્કનો છોકરો ચનગીઝખાન, માન્ડુનો સરઅનદાઝખાન અને બીજાઓ નર્મદા નદીની પેલે પાર ગયા અને દુશ્મનના લશ્કરની પાછળ પડયા અને તેમનો સરંજામ લુંટી પાછા ફર્યા. ગુજરાતનું લશ્કર નર્મદા નદી પસાર કરી જીવગામ કસબામાં આવ્યું અને થોડો વખત ત્યાં મુકામ રાખ્યો. તે અરસામાં આલમખાન પાલના ડુંગરોમાંથી બહાર નીકળી શેરખાન ફોલાદીના આમંત્રણથી પાટણ આવ્યો. શેરખાનનો જેષ્ટબંધુ મુસાખાન હઝરત સૈયદની નોકરીમાં હતો. શેરખાન તથા આલમખાને ભેગા મળી કડી (પ્રાંત) કે જે એતમાદખાનની જાગીર સાથે સંબંધ ધરાવતો હતો તે પ્રાંત પોતાને કબજે કર્યો. નર્મદા નદી પરથી પાછા ફરતી વેળા આ વાતની ખબર એતમાદખાનને મળી. તેણે એખ્ત્યાર-ઉલ-મુલ્ક તથા દરીઆખાન હબશી તથા બીજા કે જે અહમદનગર તથા તેની નજીકમાં હતા તેમને લખ્યું કે આલમખાનને તેની જાગીરમાંથી હાંકી મુકે. એખ્ત્યાર-ઉલ-મુલ્કે લશ્કર ભેગું કર્યું અને આલમખાન સામે ગયો. આલમખાન તેમની સામો લડયો અને માર્યો ગયો. શેરખાન નાશી ગયો અને પાટણ આવ્યો. કેટલાક વખત પછી જે લશ્કર મુબારકશાહ સામે ગયું હતું તે પાછું ફરી અમદાવાદ આવ્યું. આ પ્રમાણે જવા આવવામાં સુલતાન અહમદે કેટલાક માણુસોને પોતાના ખાસ નોકરો બનાવ્યા અને કેટલાકને ખુશ કરી ખિતાબ બક્ષ્યા. દાખલા તરીકે શેખ યુસુફ હબશીને આજમ હુમાયુનનો ખિતાબ આપ્યો. શેખ-ઉલ-ઇસમાલ-બુખારીને ખિતાબ આપ્યો પણ તેણે સ્વીકાર્યો નહિ. પોતાના નાના ભાઇ અબદુર રહેમાનને સાદતખાનનો ખિતાબ આપ્યો અને પોતાનો પ્રતિનિધિ બનાવ્યો પણ રાજ્યનો બધો કારભાર એતમાદખાનના હાથમાં રહ્યો. ઇમાદ-ઉલ-મુલ્ક એતમાદખાનની બરોબરી કરવા લાગ્યો અને સુલતાનના હુકમ બરોબર અમલમાં ન મુકાય તેને માટે તેણે સંભાળ રાખવા માંડી. તેમના વિશ્વાસપાત્ર માણુસોમાંથી ત્રણ ચાર જણ રાતના સુલતાનની દેખરેખ રાખતા. સુલતાનને કેટલીક વખત ઇમાદ-ઉલ-મુલ્ક

પોતાના કબજામાં રાખતો અને કેટલીક વખત એતમાદખાન તેને પોતાના માણુસોને સોંપતો. પરમેશ્વરનો આ બંને ઉમરાવોની પડતી લાવવાનો તથા કાસળ કાઢવાનો વિચાર હોવાને લીધે પહેલાં તેણે બે વચ્ચે અણુબનાવ તથા એકબીજા માટે અદે ।। વેદા કરી અને એક બીજા વચ્ચે દોસ્તીનાં વચન, કોલકરાર તથા સાંગદો હોવા છતાં તેઓએ એકબીજાનું બુરૂં તાકતા થયા. પોતાના ..ડા લાભને ખાતર તેઓ પોતાનાં વચન ભૂલી ગયા, અને આવી એક બીજાની આવી રહેણીકરણીને લીધે લડાઇ તથા તકરાર વારંવાર થતી અને પોતાનો લાભ આવી લડાઇમાં સમાયલો છે એમ તેઓ સમજતા. હઝરત સૈયદ મુબારક પોતાથી બનતું તેટલું તેઓ વચ્ચે સુલેહ જાળવી રાખવાનું કામ કરતા અને બેમાંથી નબળી બાજુની તરફેણુ લેતા. પણુ તેઓના સંબંધમાં પરવરદીગારનો (એવો) હુકમ નીકળ્યો હતો, અને તેથી તેઓ માંહોમાંહે વઢતા અટકયા નહિ. પોતાની આબાદાની તથા સુખની જડ પર તેઓએ તકરારની કરવત મેલી અને તેઓ તે પર કામે લાગ્યા અને થોડા વખતમાં તેઓનાં નામ નિશાન રહ્યાં નહિ. પાક કુરાનની આયા પ્રમાણે "સર્વ શક્તિમાન અલ્લાને હસ્તક દિવસનું (દુનીઆનું) રાજ્ય છે," એ આયાનું સાચાપણું જાહેર થયું.

ટુંકમાં થોડા દિવસ આ પ્રમાણે પસાર થયા. વળી એતમાદખાન તથા ઇમાદ–ઉલ–મુલ્ક વચ્ચે અદેખાઇની અગ્નિ તથા દુશ્મનાવટની જવાળા પ્રદિપ્ત થઇ. તેનું કારણુ એ હતુ કે સુલતાન અહમદે જોયું કે એતમાદખાનના હાથમાંથી તેનો છુટકારો હતો નહિ અને તેથી તેણે ઇમાદ–ઉલ–મુલ્ક સાથે મિત્રાચારી બાંધી. એતમાદખાનને આ વાત પસંદ પડી નહિ. એ અરસામાં ઇમાદ–ઉલ–મુલ્કના ઇશારાથી કેટલાક હબસીઓએ તુઘલકખાનને કે જે એતમાદખાનનો એક ધાડો મિત્ર તથા શાંત વૃત્તિનો અમીર હતો તેને મારી નાંખ્યો. એતમાદખાન એથી ઘણો દિલગીર થયો અને શહેર બહાર આવ્યો. જોકે ઇમાદ–ઉલ–મુલ્ક જાતે તેની પાછળ આવ્યો અને તેને ઘણું સમજાવ્યો તોપણુ તે થોભ્યો નહિ અને મુબારકશાહ પાસે જવાના ઇરાદાથી મહેમુદાબાદ આવ્યો. હઝરત સૈયદે પણુ તેને ઘણો વાર્યો પણુ તેણે તે વાત માન્ય

રાખી નહિ. તે મુબારકશાહ પાસે ગયો અને મુબારકશાહને સાથે લઈ ગુજરાત પર લશ્કર લઇ આવ્યો. ઇમાદ-ઉલ-મુલ્ક તથા અલફ્‌ખાન હબશી અને તેમની તરફના બીજા અમીરો સુલતાન અહમદને લઈ મહેમુદાબાદ આવ્યા અને હઝરત સૈયદને કહ્યું "ગુજરાતનો મુલક આપના વડવાઓ તરફથી આ વંશના સુલતાનોને ભેટ તરીકે મળેલો છે. ખાસ કરીને સુલતાન અહમદને ગુજરાતની સલતનત પર આપના તરફથી પટ્ટાભિષેક થયો છે અને અત્યારે સુલતાનની આબરૂ રાખવી તે આપની ઉદારતા પર આધાર રાખે છે." હજરત સૈયદે પણ તેમની સાથે જોડાઇ ઉતાવળી કૂચે પ્રયાણ કરી રાણપુર કોટા નજદીક તેઓએ પડાવ નાંખ્યો. ત્યાંથી તેઓએ એતમાદખાનને લખ્યું "જે સત્તા તથા આબાદાની આપે સુલતાન અહમદના વખતમાં અનુભવી છે તે જો ગુજરાતનું રાજ્ય મુબારાક શાહના હાથમાં આપ્યું તો તે આપ ફરી અનુભવશો નહિ. ત્યારે આટલા વરસ ભોગવેલી મહેરબાનીની ફરજને કૃતઘ્નતામાં શું કામ ફેરવી નાંખો છો? આપ પાછા આવો આપની અસલની પદ્દી અને જગ્યા આપને પાછી આપવામાં આવશે." એતમાદખાન પણ મુબારકશાહ સાથે જોડાવાને લીધે પસ્તાતો હતો કારણ કે મુબારકશાહ ઘણો કંજુસ હતો અને એતમાદખાન ઘણો છૂટા હાથનો હતો. તે એક દિવસમાં જે ખરચ કરતો તે મુબારકશાહ એક મહિનામાં ખરચતો. એતમાદખાનના અમીરોએ તેને કહ્યું "આવા પાદશાહની નોકરી ઉઠાવવી ને ગુજરાતની સરદારી છોડી દેવી તે ઘણુંજ બેવકુફી ભરેલું છે." એતમાદખાને જવાબમાં લખ્યું "જ્યારે મુબારકખાને અમારી ખાતર લશ્કર ભેગું કર્યું છે તો પછી એવું થવું જોઇએ કે જેથી અમારી તથા મુબારકશાહ બંનેની આબરૂ રહે અને તેની મહેનત વ્યર્થ જાય નહિ. તે એ છે કે નંદરબાર તથા સુલ્તાનપુર મુબારકશાહને આપવાં જોઇએ." કેટલીક તકરાર પછી એવું નક્કી કરવામાં આવ્યું કે મજકુર પરગણાંઓ મુબારકશાહને આપવાં અને મુબારકશાહે ધરણગામ તથા ઇરેનડેલ તથા નનાદર કે જે મસલીન તથા બીજા જાતના બારીક કુમાસો તથા કમરપટાને માટે પ્રખ્યાત છે તે એતમાદખાનને આપ્યા.

એતમાદખાને મુબારકશાહની રજા લીધી અને સુલતાન અહમદ પાસે આવ્યો, અને તેને તેની અસલની જગ્યા આપવામાં આવી. લશ્કર પાછું ફર્યું ને અમદાવાદ આવ્યું. દરેક જણુ પોતપોતાની જગ્યાએ ગયા અને નિરાંતે બેઠા. આ પ્રમાણે થોડો વખત પસાર થયો. એટલામાં સુલતાન અહમદે ફરી જોયું કે ઇમાદ-ઉલ-મુલ્ક તરફથી તેનો હેતુ જે રાજ્યનો સંભાળપૂર્વક કારભાર કરવાનો હતો તે પાર પડ્યો નહિ અને પાછો પોતે એતમાદખાનની સત્તામાં આવ્યો હતો. શેખ યુસુફ હબશી કે જેને અઝમ હુમાયુનનો ખિતાબ આપવામાં આવ્યો હતો અને શેખ સલીમ બુખારી જે સુલતાનનો ખાનગી સલાહકાર હતો તેમની સાથે સુલતાને મસલત ચલાવી. તેઓએ કહ્યું "આપે બહાર આવી હઝરત સૈયદ મુબારક પાસે જવું જોઇએ અને પછી આપની હિમાયત (વકીલાત) કરવાની તેમને જરૂર પડશે." સુલતાન અહમદ અમદાવાદથી નીકળી સૈયદપુરમાં હઝરત સૈયદ મુબારક પાસે ગયો. હઝરતે શેખ સલીમને કહ્યું "આવી રીતે સુલતાનને લાવવા એ લાયક નહોતું. જો તમારો આવો વિચાર હતો તો થોડા દિવસ આગળ અમને ખબર આપવી હતી. આ બાબતમાં હું વિચાર કરતે." તેમણે કહ્યું "સુલતાન પોતાની જીંદગીના ભયને લીધે નાસી આવ્યો છે અને આપની પાસે આશ્રય લેવા માગે છે. થોડો વખત ત્યાં થોભવા જેટલી ફુરસદ નથી." હઝરત સૈયદે કહ્યું "આ પગલું મુર્ખાઇ તથા નાદાનીથી ભરેલું છે અને અમને જોખમમાં નાંખશે. આ પગલાને લીધે તકદીરમાં શું થવાનું છે અને પરમેશ્વર કોને મદદ કરશે તે માલમ પડતું નથી. જે થવાનું છે તે થશે. તમને અને અમારા પાદશાહને આવકાર આપું છું (ભલે પધાર્યા)."

એ અરસામાં હાજીખાન અફઘાન કે જે દિલ્હીના પાદશાહ ઇસલામશાહનો પ્રખ્યાત અમીર હતો તે હઝરત જીનત આશયાની (સ્વર્ગ નિવાસી) હુમાયુ પાદશાહના વિજયને લીધે પાંચ હજાર સવાર અને ૧૫૦ પ્રખ્યાત હાથીઓ તથા અસબાબ તથા ખોરાકી સાથે દિલ્લીના રાજ્યમાંથી નીકળી આવી ગુજરાત આવ્યો. ચિતોડનો રાણુરાજા ચાલીસ હજાર સવાર લઇ તેનો રસ્તો આંતરી ઉભો અને ચાલીસ મણુ સોનું તથા તેના હાથીઓમાંને

સૌથી સરસ બટ્ટા હાથી તથા તેના (હરમ) જનાનખાનામાંની સૌથી સરસ વારંગના રંગરાઇ માગ્યા. હાજીખાન સાથે તેનો બધો સરસામન તથા ખોરાકી હતી તેથી તે સોનું તથા હાથી આપવા તૈયાર થયો પણ જ્યારે જનાનખાનાની વારંગનાનું નામ રાણાએ દીધું ત્યારે તે ઘણો ઉકળ્યો અને લડવા તત્પર થઇ ઘણીક બહાદુરીથી લડયો અને પરવરદિગારે રાણાના ઘણા માણસો હોવા છતાં તેને વિજય આપ્યો અને તે ગુજરાત તરફ આવી પાટણ આવી પહોંચ્યો. એતમાદખાન તથા ઇમાદ-ઉલ-મુલ્ક એમ ધારતા હતા કે હાજીખાનના આવવાને લીધે હઝરતે સૈયદ મુબારકે સુલતાન અહમદને બોલાવ્યો છે, તેટલા માટે હાજીખાન સૈયદ મુબારકને મળે તથા તેનાં લશ્કર એક બીજા સાથે જોડાઇ જાય તે પહેલાં આપણે આપણું કામ સાંધી લેવું એવો તેઓએ વિચાર કર્યો.

રાતોરાત તેઓ અમદાવાદ શહેર બહાર આવ્યા અને ત્યાંથી કૂચ કરી સૈયદપુરથી થોડે દૂર પડાવ નાંખ્યો. હઝરત સૈયદે મારા પિતાને કહ્યું "મીયાં મનજહુ ! તમારો અભિપ્રાય બરાબર હતો." તે એ હતો કે જ્યારે ગુજરાતના હીસ્સા પાડવામાં આવ્યા કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે ત્યારે ચાંપાનેર ને પાટણ હઝરત સૈયદના ભાગમાં આવ્યા. મારા પિતાએ કહ્યું "હઝરત ! આ બે શહેરમાંથી એક શહેર આપના રહેઠાણ માટે પસંદ કરો !" તેમણે કહ્યું "તેનું કારણ ?" મારા પિતાએ કહ્યું "જો અમદાવાદ શહેરનો હાકેમ આપણી વિરૂદ્ધ થાય અને આપણી ખરાબી કરવાનો માર્ગ પકડે તો આવી મજબુત જગ્યામાં રહી લશ્કર ભેગું કરી તેમની સાથે લડાઇમાં ઉતરી શકીએ. અમદાવાદથી સૈયદપુર ૧૨ કોસ દુર છે. જ્યારે અમદાવાદનો હાકેમ આપણી વિરૂદ્ધ થાય ત્યારે એક રાતમાં તે આપણા રહેઠાણ પર આવી શકે બલકે એક દિવસની અંદર તેટલી મજલ કાપી શકે. આપણા લશ્કરના અમીરોમાંના કેટલાક પાટણ તથા કેટલાક ચાંપાનેર હોય અને તેમને ભેગા થતાં થોડો વખત્ત નીકળી જાય." હઝરતે કહ્યું "આપણે કોઇના સંબંધમાં ભૂંડું વિચારતા નથી. તો પછી આપણા બારામાં ભુંડું કોણ તાકશે ?" મારા પિતાએ કહ્યું "આ કપટી તથા ખટપટી દુનિયામાં

અણુધારેલી વખતે કેટલીક બાબત બને છે કે જેને માટે આપણા સ્વપ્નામાં પણુ ખ્યાલ હોતો નથી." પણુ સૈયદપુરનાં હવાપાણી સૈયદને એટલા બધા તો ખૂશ લાગ્યા કે ત્યાંથી જવું તેમને પસંદ પડયું નહિ ને પાટણ શેરખાન તથા મુસાખાન ફોલાદીને તથા ચાંપાનેર આલમખાન લોદીને ઉપર વર્ણુવ્યા પ્રમાણે તેમણે આપ્યાં. ટુંકમાં જ્યારે એતમાદખાન તથા ઇમાદ-ઉલ-મુલ્ક તથા ગુજરાતના ઘણા ખરા અમીરોએ ૩૦ હજાર સવાર તથા ઘણા દારૂગોળા સાથે આવી મહેમુદાવાદની નજીકમાં પડાવ નાંખ્યો ત્યારે હઝરત સૈયદે તેમને સંદેશો મોકલ્યો "સુલતાનનું અત્રે આવવું અમારા બોલાવવાને (મરજી) લીધે થયું નથી. તમે સુલતાન પાસે આવો અને તેના દીલમાંની અશાંતિ દૂર કરો અને તેને લઇ જાઓ. આ બાબતમાં અમને કાંઇ પણ હરકત નથી." તેમણે કહ્યું "જો તમારી ઇચ્છાથી સુલતાન આવ્યો નથી તો પછી તેને અમારી પાસે મોકલી આપો. પછી અમે જાણીએ અને અમારા પાદશાહ જાણે. તમે બહારના માણસ છો તો પછી અમારા સુલતાન સાથે તમને શું લેવાદેવા છે." તેમણે કહ્યું "અમારે અમાત્ય પદ્વીનાં તથા સુલતાનના પ્રતિનિધિ થવાની કાંઇ પણ ઇચ્છા નથી, અને તે બાબતમાં તમારી સાથે લડવા ઇચ્છતો નથી. પણ જે પાદશાહની તરફ અમે તથા તમે રાજસેવા ધર્મ બજાવવા બંધાયલા છો તે પોતાની જીંદગીની બીકને લીધે અત્રે અમારો આશ્રય લેવા આવ્યો છે તો પછી તેને તેની મરજી હોય કે ન હોય તો પણ તેને તમારી પાસે કેમ મોકલીએ? તમે આવો અને તેને દિલાસો આપી પાછો લઇ જાઓ." તેઓને એવી દહેશત હતી કે કદાચ હાજીખાન તથા શેરખાન (ફોલાદી) કે જે ભેગા આવતા હતા તે આવી હઝરત સૈયદ સાથે જોડાઈ જાય. આ ઉપરથી તેઓએ જે તોપો ગોઠવી હતી તે ફોડવી શરૂ કરી. હઝરત લડાઇમાં જવાને તૈયાર થયા. એવું બન્યું કે નદીના પારની સામી બાજુ જ્યાં ગુજરાતના લશ્કરે પડાવ નાંખ્યો હતો તે રસ્તો ચઢાવનો હતો. હઝરત સૈયદનો ઘોડો ઘણી મુશ્કેલીથી તે ચઢાવ ચઢયો. હઝરત સૈયદની પાછળ તેના છોકરાનો છોકરો સૈયદ હામીદ પોતાનો ઘોડો ચલાવતો હતો. તે વખતે તેની ઉમ્મર ઘણી નાની હતી. તેની

ઉમ્મર બાર વરસની હતી અને તેણે લડાઇના શસ્ત્રો સજ્યાં હતાં. તેના ઘોડાએ ભારે કવચ પહેર્યું હતું તેથી આ ઢોળાવ પર ઘોડો જઇ શક્યો નહિ. તે ચઢાવની કોરપર પહોંચ્યો હશે એટલામાં ઘોડાનો પગ લપસ્યો અને ઘોડો પડયો. તે છોકરો ઘોડા પરથી છુટો પડી નીચે પડયો. તેની પાછળના માણસો ઘોડા પરથી નીચે ઉતર્યા અને તેને ઘોડા પર બેસાડવા તૈયારીઓ કરી. ત્યાં શોરબકોર થઇ રહેગો, અને તે રસ્તો બંધ થઇ ગયો આથી કોઇ પણ માણુસ સૈયદની પાછળ જઇ શક્યું નહિ. તેઓ એમ ધારતા હતા કે બીજા લોકો તેમની પાછળ આવે છે. હઝરત સૈયદ થોડા કદમ આગળ વધ્યા એટલે તેમણે આગળ એતમાદખાનના કેટલા માણુસ ઉભેલા જોયા. તે તેના લશ્કરના આગળના પાસબાન હતા. તેઓએ હઝરત સૈયદને ઓળખ્યા અને ચોતરફથી ભાલા સાથે આવી તેમને મારી નાંખ્યા. સૈયદ હામીદ સવાર થયો અને ચઢાવ ઉપર તેના માણુસો તેને લાવ્યા. તેઓએ હઝરત સૈયદને જોયા નહિ. તેમની તપાસ કરી પણ તેમનો પત્તો લાગ્યો નહિ તેથી તેઓ ગભરાઇ ગયા. માથા વગરનું ધડ, હાથ વગરની બાંય શું કરી શકે ? તેઓ વીખરાઇ ગયા. હઝરત સૈયદના છોકરા હઝરત સૈયદ મીરાન કે જે લશ્કરને મોખરે હતા તે પોતાની સામે ઉભેલા દુશ્મનના લશ્કર પર તુટી પડયા અને તેને હઠાવી શહેરમાંથી પસાર થયો અને પાછો લડાઇના મેદાનમાં આવ્યો. ત્યાં પોતાના લશ્કરનો પરાજય થયલો જોયો, તેથી ત્યાંથી પોતાના મકાન તરફ રવાના થયા. દૈવયોગે જ્યાં આગળ સૈયદ હઝરતની પાક લાસ પડી હતી ત્યાં તે આવ્યા અને હઝરત સૈયદ મુબારકના હબશી ગુલામ સીદી સૈયદને પોતાના ખોળામાં તેમનું પવિત્ર માથું લઇ બેઠેલો જોયો. તેઓએ હઝરત સૈયદની લાસ ઉપાડી લીધી અને લાલ કપડામાં લપેટી તે જગ્યાએ દાટી દીધી કે જે જગ્યા પર હાલ પણ તેમની કબર છે. પછી સૈયદમીરાન પોતાના માણુસોને સાથે લઇ કપડવંજ તરફ સિધાવ્યો.

સુલતાન અહમદ સૈયદપુરથી અમદાવાદ ગયો, પણ સુલતાનની ફોજનો ઉપરી આઝમ હુમાયુન દુશ્મન સાથે બહાદુરીથી લડયો અને મેદાનમાં પડયો. સૈયદપુરને લૂટી લેવામાં આવ્યું. પણ ગુજરાતના લોકોનો એવો કાયદો હતો

કે બને બાજૂના લશ્કરમાં દુશ્મનાવટ તથા અસંતોષ હોવા છતાં પણ તેઓએ અમીરો તથા સરદારોના કુટુંબને સતાવવા નહિ અને તેમનાં મકાનો લૂટવા નાહ. તેથી અમીરોનાં ઘરોને અથવા કુટુંબને કંઇ પણ ઇજા થઇ નહોતી. પરાજય પામેલું લશ્કર દશ બાર કોસ દૂર જઇ બેઠું અને વિજયી તથા પરાજય પામેલા બંને લશ્કરો અમદાવાદ આવ્યા. કેટલાક દિવસ પછી માણસો વચ્ચે પડયા અને સલાહ જાહેર કરવામાં આવી. કેટલાક દિવસ આ સલાહ રહી અને પાછી લડાઇ તથા તકરાર શરૂ થયાં.

હઝરત સૈયદના મરણ પછી તેમનાં ત્રણ ચમત્કાર લોકમાં મશહુર થયા. એક એ હતો કેઃ—

જ્યારે જ્યારે સૈયદને શારીરિક દરદ થતું જેવું કે તાવ તથા અતિસાર અને ત્યારે તેના મિત્રો રડવા કકળવાનું તથા એવી રીતની નબળાઇ બતાવતા ત્યારે હઝરત કહેતા " મારા વડવાઓ તરફથી મને ઇસારો થયો છે કે મારૂં મૃત્યુ લડાઇના મેદાનમાં ધર્મને સારૂ પ્રાણ દેનાર તરીકે થશે." હઝરત સૈયદના આ શબ્દો તેના મિત્રને અજબ લાગતા કારણ કે ગુજરાતના મુસલમાન અમીરો હમેશાં પદ્દી તથા પોતાની મુરાદો હાંસલ કરવાને લડાઇમાં ઉતરતા તો પછી હઝરત સૈયદ ધર્મને સારૂ પ્રાણ કેમ આપશે ? પરવરદિગાર હઝરત સૈયદને સૈયદની અને ધર્મને સારૂ પ્રાણ અર્પણ કરનારની પંક્તિમાં લાવવાને માટે સુલતાન અહમદ જે તે વખતનો પાદશાહ હતો તેને પોતાના જૂલમગારોના પંજામાંથી સૈયદ હઝરત પાસે લાવ્યા અને તે જુલમગારો સુલતાનની પાછળ આવ્યા. લડાઇની શરૂઆત થતાં સુધી સૈયદે તેમને સુલેહનાં કહેણ મોકલ્યાં. જૂલમગારો પોતાની પાસે પુરતું લશ્કર તથા લશ્કરના અસબાબો જેવા કે તોપ, તથા દારૂગોળા હોવાની ખુમારીને લીધે તેના પર (તેઓએ) ધ્યાન આપ્યું નહિ અને લડાઇમાં ધસ્યા અને સૈયદ માર્યા ગયા.

બીજો ચમત્કાર એ હતો કે જ્યારે સૈયદ લડાઇને માટે ઘોડેસ્વાર થયા ત્યારે પોતાના માથા પરથી પાઘડી ઉતારી પોતાના પૌત્ર સૈયદ હામીદના માથા પર સૈયદની પાઘડી મૂકી અને કહ્યું " આજ અમારા મોતનો દિવસ છે અને અમારી પાઘડી તને મળશે."

ત્રીજો ચમત્કાર એ હતો કે આ લડાઇમાં તેઓને તે જગ્યા પર દાટવામાં આવ્યા કે જે જગ્યા માટે હઝરતે પોતાની હયાતીમાં પસંદગી બતાવી હતી.

આના કરતાં વધારે ચમત્કારો તથા કરામતો હઝરત સૈયદના બારામાં કહેવાય છે જેનું વર્ણન કરવાને પુરતી જગ્યા નથી. એમ પણ જણાવવું જોઇએ કે હઝરત સૈયદે ધર્મ તથા આસ્થાની દોલતનો ભંડાર, જ્ઞાનના તથા ધર્મના પ્રકાશરૂપ, મક્કા તથા મદીનાના એ પવિત્ર ધામોના હાજી સૈયદ અબ્દુલવહાબ તરફથી પ્રાપ્ત કર્યો. એમ કહેવાય છે કે હઝરત સૈયદ થોડો વખત હઝરત હાજીની તહેનાતમાં રહ્યા, અને તેમના સત્સંગનો લાભ તેમને મળ્યો.

એક વખત હઝરત હાજીની પાસ કેટલાક માણસ આવ્યા. તેમને ચાલે એટલો ખોરાક હાજર હતો નહિ. હઝરત સૈયદે તત્કાળ પોતાને ઘેરથી તેમજ બજારમાંથી દરેક જાતનો ખોરાક મંગાવ્યો અને હાજીના બબરચીખાનાના માણુસોને સોંપ્યો. હઝરત હાજીએ પોતાના રિવાજ પ્રમાણે પોતાના ઘરમાંનો બધો ખોરાકીનો સામન મહેમાનો માટે મંગાવ્યો અને તે બધાને પૂરતો થઇ રહ્યો. સભા ( મહેમાનો ) વિખરાઇ ગયા પછી હાજીએ પોતાના બબ-રચીખાનાના રસોઇઆને તે વિષે પૂછ્યું. તેણે કહ્યું " જ્યારે ઘણા મહેમાનો આવ્યા ત્યારે સૈયદ મુબારક ખોરાકીનો ઘણો સામન લાવ્યા અને અમને સોંપ્યો, હમેશના રાબેતા ( રિવાજ )ના ખોરાક સાથે અમે તે ભેળી દીધો." હઝરત હાજી આથી ઘણા ખૂશ થયા અને તેમણે કહ્યું " સૈયદ મુબારક પરવરદિગારની મહેરબાનીના દ્વાર ખુલ્લા છે. તારે જે માંગવું હોય તે મને કહે. " સૈયદે અરજ કરી "મારામાં ઓરડીમાં બેસી રહી પરમેશ્વરને પ્રાપ્ત કરવાની સત્તા નથી. આ ગુલામની ખાહેશ એવી છે કે મારા ઘોડા પરથી મારા કિરતારને પ્રાપ્ત કરૂં. " હઝરત હાજીએ કહ્યું " હઝરત સૈયદ તમે બે ચીજ માગી છે, આ દુનીઆમાંની મોટાઇ તથા બીજી દુનીઆમાંની અને તે બંને તમને મળ્યા છે. "

### બેત.

સાધુની ટોપી (કપડાં લેબાસ) પહેરવાની કાંઇ જરૂર નથી. સાધુના સદ્ગુણોવાળો તું થા અને જોઇએ તો લશ્કરી પોષાક સજ.

તે પાક દિલના ગુરૂની અંતરની આશિષને લીધે પરવરદિગારે દિન પર દિન તેમની વૃદ્ધિ કરી અને હઝરત સૈયદ ચુસ્તભક્ત થયા અને હમ્મેશા ભક્તિમાં ધ્યાન પરોવતા. કેટલીક વખત અતિસારની બિમારીમાં શિઆળાની રાતમાં ૨૦ વખત હાજતે જતા અને દર વખત નાહીધોઇ સ્વચ્છ થતા અને પોતાની નિમાઝ પડતા. જો કે દુનીઆદારીના બધા અસબાબો જેવા કે ઘોડા, હાથી, નોકર, ચાકર તથા દોલત તેમની પાસે હતા તો પણ તેમની તિજોરીમાં દરેક વરસની શરૂઆતમાં રોકડમાં પાઇ પણ રહેતી નહિ અને બધું તે ખરચી નાંખતા. મારા પિતા પાસેથી મેં સાંભળ્યું છે કે એક રાતના સૈયદ ઘણા બેચેન માલમ પડયા, અને પથારીમાંથી એક બાજુએથી બીજી બાજુ તરફડીઆં માર્યાં. અને દરરોજની ટેવ પ્રમાણે તેમની આંખમાં નિદ્રા આવી નહિ. તેમણે પૂછ્યું "આજ મને નિંદ્રા આવતી નથી તેનું શું કારણ?" હાજર રહેલા દરેક માણસોએ કાંઇ કાંઇ કારણ બતાવ્યું. સૈયદનું મન માન્યું નહિ. પોતાના ખઝાનચી મહમૂદને બોલાવી પૂછ્યું "તિજોરીમાં કાંઇ રોકડ છે." તેણે કહ્યું "આજ રાતના ફલાણા ગામથી કેટલાક હજાર તનકાદ આવ્યા છે. મોડું થવાને લીધે કરીને આપણને જાહેર કરી શકયો નથી." સૈયદે કહ્યું "નિંદ્રા ન આવવાનું કારણ એજ છે. તે પૈસા લાવો." તેઓએ લાવી હાજર કર્યા. તે જ વખતે તે પૈસા તેણે વહેંચી નાંખ્યા અને પોતે સુઇ ગયા. તેમના મરણ પછી એક રાતના તેમણે મારા પિતાને સ્વપ્નામાં દેખા દીધી. તેમણે કહ્યું "મીયાં મનજહુ! પરવરદિગાર ચાર કારણને લીધે મને સંત પુરૂષની પંક્તિમાં મૂકયો છે. પહેલું કારણ એ છે કે હું સૈયદ છું. બીજું ધર્મને માટે મારો આત્મા અર્પણ કરવાને માટે. બીજું હરવખત મારા શરીરને ધાર્મિક સ્વચ્છતામાં રાખવાને માટે. ચોથું પરવરદગારને માટે મારી દરેક ચીજ ધર્મમાં આપવા માટે. જ્યારે જ્યારે ધર્મને માટે આત્મા સમર્પણ કરનારાઓને ઇસલામી ધર્મની લડાઇમાં મોકલવામાં આવે છે ત્યારે અમે પણ તેમની સાથે આવીએ છીએ. પણ ગુજરાત દેશની લડાઇઓ માટે મને એકલાને હુકમ મળે છે અને જે બાજુને માટે વિજય નિર્માણ થયેલો હોય છે તેમને અમે મદદ કરીએ છીએ."

ટુંકમાં હઝરત સૈયદના મરણ પછી એતમાદખાન તથા ઇમાદ-ઉલ-મુલ્ક તથા બાકીનું બધું લશ્કર અમદાવાદ આવ્યું. મુસાખાન ફોલાદી પાટણ ગયો. કેટલાક દિવસ પછી ઇમાદ-ઉલ-મુલ્કે હઝરત સૈયદ મીરાનને બોલાવ્યો અને તેને જાગીર આપવાનો સવાલ ઉઠાવ્યો. આજકાલ કહી તેણે બે મહિના કાઢી નાંખ્યા. એ અરસામાં તેના અમલદારોએ પાટણ અને તેની હકુમત નીચેના ગામો કે જે શેરખાન તથા મુસાખાન ફોલાદીને આપવામાં આવ્યા હતા તેનો (પોતાને હસ્તક) કબજો લીધો અને હઝરત સૈયદની જાગીરના બીજાં બધાં પરગણાઓ એતમાદખાન તથા ઇમાદ-ઉલ-મુલ્કના માણસોએ પોતાને હસ્તક લીધા. હઝરત સૈયદ મીરાનના વકીલો હંમેશ ઇમાદ--ઉલ-મુલ્કની તહેનાતમાં આવજા કરતા. એક દિવસે હઝરત સૈયદ મીરાને મારા પિતાને કહ્યું "મીયાં મનજહુ ! મારા વકીલો હમેશ ઇમાદ-ઉલ-મુલ્ક પાસે જાય છે. તે તેમને આજકાલનો વાયદો કરી ઉડાવે છે. તમે ઇમાદ-ઉલ=મુલ્ક પાસે જાઓ અને તેના મનનો હેતુ પામો કે આપણી તરફ તેનું કેવું વલણ છે." મારા પિતા ગયા અને ઇમાદ-ઉલ-મુલ્કને મળ્યા. તેણે તેમને એટલું તો માનપાન આપ્યું કે તેનો દંભ મારા પિતા પામી ગયા. તેમને વિદાય કરતી વખત તેણે કહ્યું "નિશ્ચિન્ત રહેજો. હું આજે એતમાદખાન સાથે તમારી જાગીરને માટે બંદોબસ્ત કરૂં છું." મારા પિતાને વિદાય કર્યા. તે ઉઠયા અને બેહરામખાન હબશી કે જે ઇમાદ-ઉલ-મુલ્કનો વકીલ થતો હતો તથા મારા પિતા સાથે ખાસ મિત્રાચારી ધરાવતો હતો અને જે ઇમાદ-ઉલ-મુલ્કની પાછળ બેઠો હતો અને જેણે મારા પિતાને વિદાય થતી વખત ઇશારત કરી હતી તેમની પાસે ગયા અને બેઠા. લોકો ઘણા હોવાને લીધે ઇમાદ-ઉલ-મુલ્કનું ધ્યાન આ બાબત પર ખેંચાયું નહોતું તેથી તેણે બેઠકની અંદરના માણસો તરફ નજર કરી કહ્યું "મીયા મીરાન મારી પાસેથી જાગીર માગે છે. મેં એને અત્રે એ વાસ્તે બોલાવ્યો છે કે હું એને "બાબુ બનાવું એટલી ભિખારી." મારા પિતાએ જે આ શબ્દો ઇમાદ-લલ-મુલ્ક તરફથી સાંભળ્યા હતા તે તેમણે સૈયદ મીરાનને કહ્યા. મીયાં મીરાન નાસીપાસ થયો, અને તેનું લશ્કર પણ અશક્ત બન્યું. તેમણે મારા

પિતાને પૂછ્યું " આપણે હવે શું કરવું ?" મારા પિતા એતમાદખાનના ધાડા મિત્ર હતા, તેથી તેમણે કહ્યું " ઇમાદ–ઉલ–મુલ્કની અતિશય પનેહગારી ઉઠાવવામાં આપણે એતમાદખાનને વિસારી દીધો છે. એક વખત આપણે તેમને પણ મળવું જોઇએ અને જોઇએ આ બાબતમાં તે શું કહે છે." મારા પિતા એતમાદખાન પાસે આવ્યા અને આ બધી હકીકત કહી. એતમાદખાન હઝરત સૈયદના અંતરના મિત્ર હતા. પણ જ્યારે સુલતાન અહમદે નાસી જઇ તેમની પાસે આશ્રય લીધો ત્યારે તે બીધો કે " હઝરત સૈયદની મદદથી સુલતાન બળવાન થાય અને તે સબબ (કારણ)ને લીધે મારી જીંદગી તથા આબાદાની પાયમાલ થાય." ઇમાદ–ઉલ–મુલ્ક પણ એજ બીકને લીધે આ સાંકળમાં જોડાયો (તેની સાથે ભળ્યો) કે જેનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે. તેઓ હઝરત સૈયદ સામે ગયા અને હઝરત સૈયદ માર્યા ગયા. પણ આ બનાવ પછી એતમાદખાન ઘણો વિસ્મય થયો અને ગભરાયો. હઝરત સૈયદની હયાતિમાં જ્યારે જ્યારે તેને નાસિર–ઉલ–મુલ્ક યા ઇમાદ–ઉલ–મુલ્ક સાથે ઝઘડો થતો અને મુશ્કેલી આવી પડતી ત્યારે હઝરત સૈયદની મદદથી તે ઝઘડામાં તેને કાંઇપણ નુકસાન થતું નહિ. હમણા હઝરત સૈયદ મીરાન તરફથી પણ તેજ મદદની આશાએ તેણે મારા પિતાને કહ્યું " ઇમાદ–ઉલ–મુલ્કના વિચાર તને માલમ છે. તમે નિશ્ચિંત રહેજો. જો અબ્દુલ કરીમના ખોળીઆમાં જીવ છે તો તે એક અઠવાડીઆમાં સૈયદ મીરાનનું કામ પાર પાડી આપશે." એતમાદખાનનું નામ અબ્દુલ કરીમ હતું. જ્યારે તે પોતાને વિષે બોલતો ત્યારે આ નામથી પોતાને માટે બોલતો. મારા પિતા આવ્યા અને સૈયદ મીરાનને આ હકીકત જાહેર કરી અને તેણે પોતાનું કામ પાર પડે એવી તજવીજ કરવા માંડી. એતમાદખાને પોતાના વચન પ્રમાણે હઝરત મીયાં મીરાનની જાગીર તરીકે પાંચ પરગણા નક્કી કર્યાં,–(૧) ધોળકા, (૨) કપડવંજ. (૩) વહયલ. (૪) સરનાલ (હાલનું ઠાસરા) અને (૫) વાડાસીનોર અને તેને કહ્યું "આ પરગણાઓ તમને આપીએ છીએ." ઇમાદ–ઉલ–મુલ્કને આ વ્યવસ્થા પસંદ પડી નહિ. તેણે એખ્ત્યાર–ઉલ–મુલ્કને કહ્યું '' કપડવંજ, સરનાલ તથા વાડાસીનોર તમને આપીએ છીએ " અને

જુઝારખાન હબશીને બ્હયલ પ્રગણું આપ્યું. હઝરત સૈયદ મીરાનના માણુસો જઇ પહોંચે તે પહેલાં આ લોકોએ તે પરગણાંઓ પોતાને કબજે કર્યા, અને ફક્ત ધોળકા પ્રગણું સૈયદ હઝરત મીરાન પાસે રહ્યું.

એ અરસામાં ઇમાદ-ઉલ-મુલ્ક તથા એતમાદખાન વચ્ચે તકરારનાં બી રોપાયાં. તેનું કારણ એ હતું કે સુલતાન અહમદે ઇમાદ-ઉલ-મુલ્ક સાથે છુપો કોલકરાર કર્યો. ઇમાદ-ઉલ-મુલ્કે પોતાના છોકરા ચનગીઝખાનને લશ્કર સહિત ભરૂચથી બોલાવ્યો. એતમાદખાને જુનાગઢથી તાતારખાનને બોલાવ્યો. ચનગીઝખાને આવી મહેમુદાબાદમાં પડાવ નાંખ્યો અને તાતારખાન સાણુંદ કે જે અમદાવાદથી ૮ કોસ દૂર છે ત્યાં આવ્યો. ઇમાદ-ઉલ-મુલ્કે એતમાદખાનને કહ્યું "આપનો ભત્રીજો (ઈમાદ ઉલ-મુલ્કનો છોકરો ચનગીઝખાન) આવ્યો છે. આપણે આગળ જઇ મળીએ. જો આપ તેને માન આપવા માગતા હો તો આપણે સાથે જઇએ." એતમાદખાને કહ્યું "તમે ચાલતા થાઓ. અમે તમારી પાછળ આવીશું." ઈમાદ-ઉલ-મુલ્ક ગયો. એતમાદખાને મલેક શર્કને મોકલ્યો અને કહ્યું "ચંગીઝખાન શહેરમાં આવે તે પહેલાં તાતારખાનને શહેરમાં લાવો." મલિક શર્ક ઘોડવેલમાં બેસી, ઉતાવળથી હાંકી સાણુંદની નજીક આવી પહોંચ્યો અને ચંગીઝખાન પહેલા તાતારખાનને શહેરમાં લાવ્યો. ત્યાર પછી ઇમાદ-ઉલ-મુલ્ક ચંગીઝખાનને શહેરમાં લાવ્યો. તકરારનાં જે બી રોપાયાં હતાં તે ફાલ્યાં અને તેને ડાળાં તથા પાંદડાં આવ્યાં. ધીમે ધીમે વાત એટલી તો વધી ગઇ કે ઇમાદ-ઉલ-મુલ્કે ભદ્રના પાદશાહી મહેલ પર તોપો લઇ જઇ તેને એતમાદખાનની હવેલી સામે ગોઠવી. એતમાદખાન બહાર આવ્યો અને શહેર બહાર ચાલ્યો ગયો. ત્યાંથી આગળ જઇ કડી પ્રાંતનું હુળજાપુર ગામ કે જે અમદાવાદથી દસ કોસ દૂર આવેલું છે ત્યાં મૂકામ કર્યો. પાટણથી મુસાખાન, શેરખાન તથા હાજીખાન તથા રાધનપુરથી ફ્તેહખાન બલુચને તેણે તેડાવ્યા અને આસપાસના પરગણામાંથી પોતાનું લશ્કર ભેગું કરી બારી નરસીંગાપુરની નજદીકમાં છાવણી નાંખી. ઇમાદ-ઉલ-મુલ્કને ત્યાંથી સંદેશો મોકલ્યો "તમે જલદીથી તમારી જાગીરમાં જાઓ. જો કદાચ લડાઇ ખરેખરી થશે તો પછી તમને

તે પણ મળી શકશે નહિ.” ઇમાદ-ઉલ-મુલ્કે જોયું કે એતમાદખાન સામે થવામાં કાંઇ પણ ફાયદો નથી તેથી તે ભરૂચ ગયો. સુલતાન અહમદ શહેરમાં રહ્યો. એતમાદખાન શહેરમાં દાખલ થયો અને સુલતાનની ચોકી કરવા પોતાના રખેવાળ મોકલ્યા અને પછી તેણે કાંઇ પણ બીક વગર સત્તાની ગાદી પર પોતાના કદમ મૂક્યા. ઇમાદ-ઉલ-મુલ્ક સિવાય બધા અમીરોએ તેની તાબેદારી ઉઠાવી. તેણે હાજીખાનને અડધું કડી પ્રગણું આપ્યું અને પોતાનો તાબેદાર બનાવ્યો. મુસાખાનને પાટણ જવાની રજા આપી અને ફતેહખાનને રાધનપુર મોકલ્યો. ઇમાદ-ઉલ-મુલ્ક થોડા મહિના ભરૂચ રહ્યો. ત્યાં તેણે સાંભળ્યું કે તેનો શાળો ખુદાવંદખાન કે જે સુરત બંદરનો સુબો હતો તેના મગજ પર ગાંડપણુની અસર થઇ છે અને હદ ઉપરાંત જૂલમ ગુજારે છે, અને તેથી ત્યાંની રૈયત તથા રહેવાશીઓ ઘણીજ મુસીબતમાં આવી પડયા છે. તેઓએ ઇમાદ-ઉલ-મુલ્કને લખ્યું “એના તરફથી (સુબા તરફથી) અમારી આવી સ્થિતિ થઇ છે. અમને દાદ આપો.” ઇમાદ-ઉલ-મુલ્ક તેની સામે લશ્કર લઇ ગયો અને તેને ઘેરી લીધો અને થોડા મહિના લડાઇ ચાલી. આખરે જ્યારે તેણે જોયું કે અમદાવાદના કોઇ પણ અમીર તેની કુમકે આવ્યા નહિ ત્યારે ખુદાવંદખાને ઇમાદ-ઉલ-મુલ્ક સાથે સલાહના કોલકરાર શરૂ કર્યા અને તે એવી શરતે કે તેણે સુરતનો કિલ્લો ઇમાદ-ઉલ-મુલ્કને આપી દેવો, અને તેને મહેમાન તરીકે નોતર્યો. ખુદાવંદખાન સાથે પોતાને જે સંબંધ હતો તેના પર આધાર રાખી ઇમાદ-ઉલ-મુલ્ક કિલ્લામાં ગયો અને તેનો મહેમાન બન્યો. ખુદાવંદખાને તેને તે વખત દગાથી મારી નાંખ્યો. તે ઉપરથી તેનું લશ્કર ભરૂચ પાછું ફર્યું. ત્રણ ચાર મહિના પછી ઇમાદ-ઉલ-મુલ્કનો છોકરો ચનગીઝખાન લશ્કર લઇ સુરત ગયો અને સુરતને ઘેરો ઘાલી ખુદાવંદખાનને ઘેર્યો. આખરે ચનગીઝખાને ફીરંગી લોકોને દુવ (દમણ) તથા સમાન (સનજાન) કે જે ગુજરાતની તાબેદારી નીચે હતા તે તેમને આપી તેમને પોતાની મદદે બોલાવ્યા. ફીરંગી લોકો ઘણા વહાણ લાવ્યા અને જે રસ્તેથી ખાનને ખોરાકી મળતી હતી તે દરીઆના રસ્તાને બંધ કર્યો. ખુદાવંદખાન લાચાર થઇ બહાર

આવ્યો અને ચંગીઝખાનને મળ્યો. તેણે પોતાના બાપની કતલની વેરની ધુનમાં ખુદાવંદખાનને મારી નાંખ્યો અને સુરતનો કિલ્લો પોતાને કબજે કર્યો.

આ અરસામાં અલફખાન હબશી મરણ પામ્યો. હબશીઓ કે જેનો મુખ્ય સરદાર જુજહારખાન હતો તેઓએ અલફખાનનો ખિતાબ તેના છોકરાને આપ્યો અને તેને પોતાના સરદાર તરીકે સ્વીકાર્યો. ચનગીઝખાનને પૂછ્યા વગર જુજહારખાને ( અલફખાનના ) છોકરાને તેનો બાપનો ખિતાબ આપ્યો હતો તેથી ચંગીઝખાનને ખોટું લાગ્યું, અને તે અલફખાન તથા જુજહારખાન સામે લશ્કર લઇ આવ્યો. હબશીઓ તેની સામે લડાઇમાં ઉતર્યા પણ પરાજય પામ્યા. હબશી લોકોનો પ્રખ્યાત હાથી કે જેનું નામ " ઉદયમંગળ " હતું તે વાવટા તથા બધા દમદમામ સાથે ચંગીઝખાનના હાથમાં આવ્યો. બરોડા તથા તેની આસપાસના ગામો પણ ચંગીઝખાનના કબજામાં આવ્યા. ચંગીઝખાને પોતાના કુતરાઓને અલફખાન તથા જુજહારખાનનાં નામ આપી હબશીઓના નિશાનનાં ફુમતાંને કુતરાઓનાં ગળામાં બાંધ્યાં. હબશીઓ એતમાદખાન પાસે આવ્યા. તેણે પોતાની જાગીરમાંથી તેમને જાગીર આપી. કેટલાક દિવસ પછી લશ્કર લઈ તે ચંગીઝખાન સામે ગયો. ચંગીઝખાન ભરૂચના કિલ્લામાં ભરાઇ બેઠો. તાતારખાન વચ્ચે પડયો અને કહ્યું " ચંગીઝખાને બરોડા પ્રાંત એતમાદખાનને આપવો અને સલાહ થયા પછી તેણે પાછા ફરવું. " તાતારખાને ઘણી ઓસ કરી પણ એતમાદખાને તે વાત સ્વીકારી નહિ. તાતારખાનને આથી ઘણું ખોટું લાગ્યું અને છુપી રીતે તેણે મુસાખાન તથા શેરખાનને લખ્યું " જો એતમાદખાન ચંગીઝખાન પાસેથી ભરૂચ પડાવી લેશે તો પછી તે તમને ગુજરાતમાં રહેવા દેશે નહિ. જો તમારાથી બને તો ફતેહખાન બલુચને મારી હઠાવો અને તેમાં ભૂલ કરશો નહિ., કારણ કે અમદાવાદ શહેરની સલામતી માટે તે ફતેહખાન પર ભરોસો રાખી નિશ્ચિંત બેઠો છે, અને તેથીજ તે ચંગીઝખાનને દમ ભરાવે છે. ચંગીઝખાનને હરાવ્યા પછી તમારો વારો આવશે. "

બેત–કાંઇ પણ ચીજ બને તે પહેલાં તેને માટે ઇલાજ લેવા જોઇએ.

જ્યારે હાથમાંથી વાત જાય છે ત્યારે તેને માટે અફસોસ કરવામાં કાંઇ ફાયદો નથી.

જ્યારે મુસાખાન તથા શેરખાનને તાતારખાન તથા બીજા ઉમરાવો તરફથી આવો ઇશારો મળ્યો ત્યારે તેઓ ફતેહખાન સામે લશ્કર લઇ ગયા. રાધણપુર નજીક લડાઇ થઇ. ફતેહખાનનો પરાજય થયો અને રાધણપુરની નજીક આવેલા ધુલકોટના કિલ્લામાં તેણે આશ્રય લીધો. જ્યારે એતમાદખાનને આ ખબર મળી ત્યારે ભરૂચને બાજુએ મુકી તે અમદાવાદ આવ્યો અને સુલતાન અહમદનું શું કરવું તે બાબતમાં મશગુલ થયો કારણકે ઘણા વિદેશીઓ અમદાવાદમાં આવ્યા હતા અને સુલતાન અહમદ તેમની તરફ પોતાનું વલણ બતાવતો હતો. જો તે બહાર જઇ તેમને મળી જાય તો પછી તેનો કાંઇ પણ ઇલાજ થઇ શકે નહિ. વળી સુલતાન ઘણી હલકી (નીચ) વૃત્તિનો માણસ હતો. જ્યારે તે દારૂ પીતો ત્યારે તેના ઘેનમાં પોતાની તલવાર ખેંચતો અને કેળના થડ પર મારતો અને કહેતો "આ ફટકાથી એતમાદખાનનું માથું ધડથી જુદું પાડું છું." બીજી વખત કેળ પર ફટકો મારતો અને કહેતો કે "આ ફટકાથી એતમાદખાનનું માથું જુદુ કર્યું. એજ પ્રમાણે વજીહ–ઉલ–મુલ્ક તથા રઝી–ઉલ–મુલ્કના માથાં ધડથી જુદા કરીશ" તે એક એક અમીરનું નામ લેતો અને કેળના થડને કાપતો. ટુંકમાં વજીહ–ઉલ–મુલ્ક તથા રઝી–ઉલ–મુલ્ક કે જે બંને એતમાદખાનના સલાહકારો હતા તેમણે એવો ઠરાવ કર્યો કે સુલતાન અહમદ આપણને મારી નાંખે તે પહેલાં આપણે સુલતાનને ઠાર કરવો. એમ કહે છે કે તે અરસામાં સુલતાન અહમદ એટલો સ્વતંત્ર હતો કે શહેરથી બે ત્રણ કોસ દૂર શિકાર કરવા જતો અને ગમે તે વખત એતમાદખાનને ત્યાં જતો. એતમાદખાન ધ્રૂજતો, કાંપતો, તેને લેવા જતો અને ઘણીજ નરમાસથી તેની સાથે વર્તતો. ટુંકમાં વજીહ–ઉલ–મુલ્ક તથા રઝી–ઉલ–મુલ્કે સુલતાનનું કાશળ કાઢવાનું ખાનને ઘણું ઘણું કહેતા તોપણ ખાન તે વાત મોકુફ રાખવાનું કહેતો. તેઓએ છુપી રીતે સુલતાન અહમદને સંદેશો મોકલ્યો કે "જો સુલતાન અમને વઝીરની પદવી આપવાનું વચન આપે તો એતમાદ-

ખાનને પુરો કરીએ અને રસ્તામાંથી આ કંટક દૂર કરી તેને વિનાશની અગ્નિમાં હોમીએ." સુલતાને મુર્ખાઇને લીધે આ વાત માની અને વઝીરની પદ્દી તેમને આપવાનું કબુલ કર્યું. તેઓએ આ વાત એતમાદખાનને કહી. ખાને કહ્યું "જ્યાં સુધી હું મારા કાનોકાન આ વાત સાંભળું નહિ ત્યાં સુધી માનીશ નહિ." તેઓએ કહ્યું "રાતના અમારા મકાન પર પધારજો. સુલતાન અહમદને પણ અત્રે બોલાવીશું. ત્યાં અમારી તથા સુલતાનની વચ્ચે શું વાતચિત થાય છે તે તમે પણ સાંભળશો." એતમાદખાને તે વાત કબુલ રાખી. તેઓએ સુલતાનને કહેવડાવ્યું કે "જો અમે આપને ત્યાં આવીશું તો જાસુસો એતમાદખાનને ખબર કહેશે. આપે (સુલતાને) એકલા વજીહ–ઉલ–મુલ્કનો મહેલ કે જે બાદશાહી મહેલ નજીક છે ત્યાં આવવું અને ત્યાં આપણે એક બીજા સાથે વચનથી બંધાઇશું, અને આ કામ શરૂ કરીશું." તેઓએ એતમાદખાનને બોલાવી એક ઓરડામાં બેસાડયો અને તેના દ્વાર તેઓએ બંધ કર્યાં, અને તેના દ્વાર પાસે સુલતાન માટે તખ્ત મૂકયું. ત્યાર પછી તેઓએ સુલતાનને બોલાવ્યો. સુલતાન એકલો આવ્યો, અને તખ્ત પર બીરાજયો. તેઓએ ફરી પેલી વાત કાઢી. સુલતાને ચોખ્ખા દીલથી પોતે જે કહ્યું હતું તે ફરી કહ્યું, એવી રીતે કે એતમાદખાને તે વાત કાનોકાન સાંભળી. તરતજ તેણે દ્વાર ખોલ્યા અને પોતે બહાર પડયો. તેણે સુલતાનને કહ્યું "મેં તમારા હકમાં શું ખોટું કર્યું છે કે તમે મારી કતલ કરવા તૈયાર છો!" એતમાદખાનને જોઇ સુલતાનના હૃદયનું પક્ષી ઉડી ગયું. (સુલતાન ઘણો ગભરાયો). ખાને પોતાના નોકરોને સુલતાનને લાતો મારી ઠાર કરવા ઇશારત કરી. તેઓએ તે પ્રમાણે કર્યું. ત્યાર પછી તેના શબને સાબરમતી નદી તથા પાદશાહી મહેલ વચ્ચે આવેલી રેતી પર લઇ જઇ ત્યાં મૂકી આવવા હુકમ આપ્યો. તેઓએ તે પ્રમાણે કર્યું. આ બીના હિ. સન ૯૬૮–ઇ. સ. ૧૫૬૦ ના શઅબાન મહિનાની પાંચમી તારીખે સોમવારની રાતના બની અને ઉપલું વર્ષ "મકતુલ શુદ બી ગુનાહ–કાંઇપણ ગુનાહ વગર તેને મારી નાંખવામાં આવ્યો" એ શબ્દો પરથી "અબજદ પદ્ધતિ" પ્રમાણે ઉપજાવી શકાય છે.

કુંઆમાં તેઓએ સવારમાં બુમ પાડી કે સુલતાન નાસી ગયો છે, અને તેઓએ તપાસ ચલાવી. કેટલોક વખત વિત્યા બાદ તેઓએ કહ્યું "સુલતાન અહમદને કોઇએ મારી નાંખ્યો છે અને સાબરમતીના કિનારા પર તેની લાસ ફેંકી છે." આખરે ત્યાંથી લાસ ઉઠાવી અમદાવાદ શહેર વસાવનાર સુલતાન અહમદનો રોજો જે માણેકચોકમાં આવેલો છે તેમાં તેને દફન કર્યો.

## બેત.

સુલતાનના મુગટનો ભપકો ઓર જ છે, પણ જીંદગીનું જોખમ તેમાં સમાયલું છે. મનરંજન કરે એવી તે ટોપી છે, પણ શિરના સાટા જેટલી તેની કિંમત નથી.

# પ્રકરણ ૧૫ મું.

## મુઝફ્ફરશાહ ત્રીજો.

### ઇ. સ. ૧૫૬૦–૧૫૭૨.

**સુલતાન અહમદ બીજાના માર્યા ગયા પછી એતમાદખાને સુલતાન મુઝફ્ફરને ગાદી પર બેસાડવો અને મુસાખાન તથા શેરખાન ફોલાદી સામે લશ્કર લઈ જવા વિષેનું વૃતાંત:—**

ઇતિહાસ લખનારાઓ એવી રીતે બ્યાન કરે છે કે હિ સન ૯૬૮ ઇ. સ. ૧૫૬૦ ના શબાન મહિનામાં સુલતાન અહમદ બીજાને મારી નાંખ્યા પછી એતમાદખાને સુલતાન મુઝફ્ફરને ગાદી પર બેસાડયો અને કેટલાક મહિના પછી ફતેહખાન બલુચનું વેર લેવા મુસાખાન તથા શેરખાન સામા સવારી લઇ ગયો. પણ આ ધિક્કારવા લાયક કૃત્ય ( સુલતાનની કતલ ) પછી બધા અમીરો એતમાદખાનથી નારાજ થયા. તેઓ એક બીજાને કહેવા લાગ્યા " જેણે સુલતાન અહમદને આ પ્રમાણે ઠાર કર્યો તે બીજાને કતલ કરતાં શું વાર લગાડશે ? મુસાખાન તથા શેરખાનને પાયમાલ કર્યા પછી આપણને કાઢી મૂકવા તથા કતલ કરવા શરૂ કરશે; તો પછી તેઓનો કાંઇ પણ વાંકો વાળ ન થાય તેને માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ કારણકે લોકોની પ્રીતિ મેળવવાનો એજ રસ્તો છે. " અલફખાન હબશી તથા જૂજ-હારખાન હબશી સિવાય બધા અમીરો કે જે એતમાદખાનના મળતીઆઓ હતા તેઓએ આ પ્રમાણે ઠરાવ કર્યો અને આગળ ચાલતા થયા. જ્યારે તેઓ પાટણ નજીક આવ્યા ત્યારે મુસાખાન તથા શેરખાને કિલ્લાને મજબુત કરી તેમાં આશ્રય લીધો. એતમાદખાને તે પાટણના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને તેને તોપના મારાથી ઉડાવી મુકવા હુકમ આપ્યો. હઝરત સૈયદ મીરાન હાજીખાન તથા એખ્ત્યાર–ઉલ–મુલ્ક ખાનને સલાહ કરવા ઘણો સમજાવ્યો પણ તે વાત તેણે કબુલ રાખી નહિ; ગમે તેટલો તેઓએ એ બાબતમાં

પ્રયત્ન કર્યો પણ તે બધો વ્યર્થ ગયો. આખરે મુસાખાન તથા શેરખાનને તેઓએ ઇસારો કર્યો કે હવે લડવા સિવાય તમારે માટે બીજો ઉપાય નથી. તમે જાણો અને એતમાદખાન ખાન જાણે. આ લડાઇમાં અમે કોઇ એતમાદની તરફેણ લેવાના નથી. ઉલટું લડાઇની વખતે અમારા ઘોડાની લગામ પાછી ફેરવી જે રસ્તે અમે આવ્યા છઇએ તે રસ્તે પાછા જઇશું." મુસાખાન તથા શેરખાનનું લશ્કર બધું મળી ૧૫૦૦ સવારથી વધારે હતું નહિ, અને એતમાદખાનનું લશ્કર વીસ હજાર કરતાં પણ વધારે હતું. પણ તે બધા નારાજ તથા ભુંડું તાકનાર હતા અને તેથી એતમાદખાનનું ફાવ્યું નહિ. જ્યારે મુસાખાન તથા શેરખાન લડાઇમાં ઉતર્યા ત્યારે એતમાદખાનના લશ્કરના આગલા ભાગમાં હબશી લોકો હતા તે તેમની સામા થયા ને તેઓ બહાદુરીથી લડયા પણ પરાજય પામ્યા. હબશી લોકોના પરાજયને લીધે એતમાદખાનના લશ્કરના જે જે માણસો જે જે જગ્યા પર હતા ત્યાંથી તેઓ પાછા ફર્યા અને નાસી ગયા. એમ કહેવાય છે કે હાજીખાન મૂર્ખાઇથી ત્યાં ઉભો રહ્યો અને કહ્યું "મેં મારી આખી જીંદગીમાં દુશ્મનને પૂઠ બતાવી નથી તો અત્યારે હું તે કામ કેમ કરૂં?" મુઝફ્ફરખાન સરવાની કે જે તેનો મુખ્ય વકીલ હતો તેણે તેના ઘોડાની લગામ પકડી તેને પાછો ફેરવ્યો અને કહ્યું "ગુજરાતના પાજી લોકોને તમારી અફ્ધાન ઓરતોના ચાદરના ખુણા સ્વાધીન કરવા માગો છો? (તમારા મોત પછી તમારી અફ્ગાન ઓરતો પર ગુજરાતના પાજી લોકો જુલમ ગુજારશે.) હાજીખાન લાચાર થઇ રવાના થયો. એમ કહેવાય છે કે ચિતોડનો રાણો હમેશ એવી પ્રાર્થના કરતો "જ્યારે હાજીખાને મને પરાજય પમાડયો છે તો હે પરમેશ્વર હાજીખાનને બીજો કોઇ પરાજય પમાડે નહિ! પણ જ્યારે તેણે આ વાત સાંભળી ત્યારે બે દિવસ લગી તે ખોરાકને અડકયો નહિ. આખરે તેની ખાતરી થઇ કે હાજીખાન લડયા વગર ચાલ્યો ગયો અને તેમાં ડહાપણ સમાયલું હતું ત્યારેજ તે પોતાની અસલ સ્થિતિ પર આવ્યો.

ટુંકમાં જ્યારે એતમાદખાને જોયું કે બધા અમીરોએ લડયા વગર દુશ્મનોને પૂઠ બતાવી ત્યારે તેમાં કાંઇ દગો સમાયલો છે અને તેથી તે પણ

હાર ખાઇ અમદાવાદ આવ્યો અને ૨૦ હજાર સવારનો સરંજામ ૧૫૦૦ સવારના હાથમાં આવ્યો. તેઓમાં વધારે જોર આવ્યું અને એતમાદખાનની આબાદીમાં તેટલીજ નબળાઇએ ઘરઘાલ્યું. ત્યાર પછી એતમાદખાને હાજીખાનની જાગીર પોતાને હસ્તક લીધી અને તે ગુસ્સે થઇ મુસાખાન તથા શેરખાન પાસે આવ્યો. તેમણે કહ્યું "અમે અત્યારલગી બે ભાઇઓ હતા. હવે ત્રણ ભાઇઓ થયા છઇએ. પોતાના જાગીરના ત્રણ હિસ્સા પાડી એક હિસ્સો તેઓએ હાજીખાનને આપ્યો. હાજીખાનના આવવાથી તેઓમાં વધારે જોર આવ્યું. એતમાદખાને તાતારખાનને ફરી જુનાગઢથી પાછો બોલાવ્યો. તેણે હબીબખાન નામના કારકુનને મેહરબાની બતાવી અને તેને એતબાર–ઉલ–મુલ્કનો ખિતાબ આપી તેને બે હઝાર સવારનો સરદાર બનાવ્યો. આ હબીબ મક્રમ વિચારનો હતો, અને તેણે બે હઝાર સવાર કરતાં વધારે સવાર પોતાની નોકરીમાં રાખ્યા, અને બહાદુર તથા હોશિઆર માણુસોને પોતાની (લશ્કરી) ટુકડીમાં દાખલ કર્યો ગયો અને આખરે તે એતમાદખાનના લશ્કરનો ઉપરી બન્યો. ટુંકમાં એતમાદખાને મુસાખાન તથા શેરખાન પર વેર લેવાને ઇરાદે માણુસો ભેગા કરવા માંડ્યા પણ અમીરોમાંથી કોઇ તેની સાથે ભળ્યું નહિ! તાતારખાન કે જેને ધૂળમાંથી તેણે ઉંચી પદ્વીએ પહોંચાડયો હતો તેને પણ તે વાત રૂચી નહિ, અને તેમાં આડો આવ્યો. આ કારણુને લીધે ખાન તથા તાતારખાન વચ્ચે બેદિલી પેદા થઈ. તાતારખાને પોતે સોરઠ જઇ લશ્કર લાવવાનું બહાનું કાઢી જવાની રજા માગી. એતમાદખાન આથી વધારે નાખૂશ થયો. એતબાર–ઉલ–મુલ્કે તાતારખાનને રજા આપવા માટે જીદ પકડી. તે કારણુથી એતમાદખાને તેને પણ પોતાનું ભુંડું તાકનાર ધાર્યો. એક દિવસ એતબાર–ઉલ–મુલ્કને પોતાની અગાશીમાં બોલાવ્યો અને તેને મારી નાંખ્યો. પછી તાતારખાનનું ઘર તારાજ કરવા હુકમ આપ્યો. આરાયશખાન કે જે એતબાર–ઉલ–મુલ્કનો પૌત્ર થતો હતો તેના ઘરને પણ લૂંટી લેવા હુકમ આપ્યો. તાતારખાનને આ વાતની ખબર મળી અને તેને એટલોજ વખત મળ્યો કે ઘોડા પર સવાર થઇ શહેર બહાર આવ્યો અને સરખેજ તરફ નાસી ગયો. આરાયશખાન પોતાના ઘર-

માંથી નીકળી ધોળકા તરફ નાસી ગયો. હબશીઓ તેની પૂઠે પડયા. જ્યારે તાતારખાન સાણંદ આવ્યો ત્યારે તેણે હબશીઓને પોતાની પૂઠે આવેલા જોયા. સૈયદ કબીર કે જે તાતારખાનનો વકીલ હતો તે પોતાના ૩૪ સવાર લઇ સાણુંદના કિલ્લા આગળ આવી પહોંચ્યો. તેણે એવી બુમ ચલાવી કે તાતારખાન આ કિલ્લામાં ભરાયો છે અને તાતારખાનને કહ્યું “ હબશીઓ આ કિલ્લા તરફ આવશે. તમે જાઓ અને કોઇ જગ્યાએ પહોંચી વળો.” બન્યું પણ તેજ પ્રમાણે. જ્યારે હબશીઓ આવી પહોંચ્યા ત્યારે તેઓએ તાતારખાન વિષે લોકોને પૂછયું. તેઓએ જવાબ આપ્યો કે આ કિલ્લામાં તે ભરાઇ બેઠો છે. તેઓએ કિલ્લાને ઘેરી લીધો ને ત્યાં ઉભા. એતમાદખાનને તેઓએ સંદેશો મોકલ્યો “ તાતારખાનને સાણુંદના કિલ્લામાં અમે ઘેર્યો છે, અને તેને પકડી અમે લાવીએ છઇએ. ” કિલ્લાને ઘેરી લઇ લડાઇની શરૂઆત તેઓએ કરી, સૈયદ કબીરે સાંજની નિમાઝના વખત લગી તેમની સાથે લડાઇ ચાલુ રાખી. જ્યારે તેણે જોયું કે મોટું લશ્કર આવ્યું છે અને તાતારખાન પોતાના મુકામ પર પહોંચી ગયો હશે ત્યારે તેણે કેહેણુ મોકલ્યું “ તમે તાતારખાન સાથે લડવા આવ્યા છો તો ખાન અહીં નથી. અત્રે તો હું સૈયદ કબીર છું. જો તમે કહો તો બહાર આવી હું તમને મળું.” તેઓએ તેને બહાર આવવાનું કહ્યું. સૈયદ કબીર બહાર આવ્યો અને તેમને મળ્યો. હબશીઓ સૈયદ કબીરને એતમાદખાન પાસે લાવ્યા, અને બધી હકીકત તેના આગળ જાહેર કરી. એતમાદખાને કહ્યું, “ નોકરે આવી રીતે પોતાના શેઠનું કામ કરવું જોઇએ.” અને તેને સરપાવ આપી રજા આપી.

ટુંકમાં આ બનાવ બન્યો તે અરસામાં હઝરત સૈયદ મીરાંન પણ અમદાવાદથી નીકળી ધોળકા ગયા અને ત્યાંથી ધંધુકા ગયા. તાતારખાન રાણુપોર કસબામાં રહેતો હતો. હઝરત સૈયદ મીરાંન પણ ત્યાં ગયા અને તાતારખાનને મળ્યા. ત્યાંથી તેઓ સાથે મુસાખાન પાસે ગયા. તે અરસામાં એતમાદખાને પાછી મુસાખાન પર ચઢાઇ કરી. મુસાખાને પણ લશ્કર ભેગું કર્યું, અને પાટણ શહેર બહાર આવી જૂઠાના કસબાની નજીકમાં કે જે

કસબો પાટણ શહેરથી ૧૯૦ કોસ દૂર છે ત્યાં એતમાદખાન સાથે લડાઇમાં ઉતર્યો. એતમાદખાનનો પરાજય થયો અને તે અમદાવાદ આવ્યો. મુસાખાને જુઠાના કસબો કે જે કડી પ્રાંતની હકુમત નીચે આવેલો છે ત્યાં પડાવ નાંખ્યો. પાછા હઝરત સૈયદ મીરાન વચ્ચે પડયા અને કડી પ્રાંતનો અડધો ભાગ કે જે હાજીખાનની જાગીર હતી તે અડધો ભાગ એતમાદખાન પાસેથી લઇ હાજીખાનને આપ્યો અને મુસાખાનને "જુથાના"માંથી પાછો ફેરવ્યો. તાતારખાન સોરઠ ગયો. એતમાદખાને હઝરત સૈયદ મીરાનને મિત્રાચારીની ખાત્રી આપી બોલાવ્યો, અને હઝરત સૈયદ મીરાન ધોળકા સિધાવ્યા.

થોડા વખત પછી એતમાદખાને ચંગીઝખાનને બોલાવ્યો અને તેની ઘણી આગતાસ્વાગતા કરી અને પોતાની સાથે લઇ મુસાખાન તથા શેરખાન સામે લશ્કર લઇ ગયો. આ ચઢાઇના અરસામાં ચંગીઝખાન તથા અલફખાન હબશી વચ્ચે તકરાર ઉઠી, તે એટલે દરજ્જે કે લોહી વહ્યાં. ચંગીઝખાને જોયું કે હજુ તો મુસાખાન તથા શેરખાન ક્ષેમ કુશળ છે અને એતમાદખાનનું લશ્કર અમારી સાથે આવી રીતભાત ચલાવે છે તો પછી મુસાખાન તથા શેરખાનના પરાજય પછી અમારી કેવી સ્થિતિ થશે ?" શેરખાન તથા મુસાખાન સાથે તેણે ખાનગી સંધી કરી. આ અરસામાં મુસાખાન બિમાર થયો. એક દિવસ જ્યારે એતમાદખાન ધનોજા કે જે પાટણ શહેરથી ૧૦ કોસ દૂર આવેલું છે ત્યાં આવી પહોંચ્યો ત્યારે મુસાખાન મરણ પામ્યો. ચંગીઝખાને કહ્યું, " મુસાખાન મરણ પામ્યો છે. હમણા આપણે આવી મુશીબતમાં આવી પડેલા માણુસો પર હુમલો લઇ જવો તે વાસ્તવિક નથી." આ વખત્ એતમાદખાન ચંગીઝખાનના જોર પર ગયો હતો. તેણે જોયું કે ચંગીઝખાન તથા શેરખાન મળી ગયા છે. ન છુટકે તે પાછો ફર્યો અને અમદાવાદ આવ્યો. ચંગીઝખાન પોતાને દેશ ગયો, અને હઝરત સૈયદમીરાન પોતાની જાગીરમાં સિધાવ્યા.

આ પ્રમાણે થોડો વખત પસાર થયો, એટલામાં મીરઝા ઇબ્રાહીમ હુસેન, મીરઝા મહમદ હુસેન અને શાહ મીરઝા જે ખુરાસાનના સુલતાન હુસેન મીરઝા બાયકરાના પૌત્ર થતા હતા અને જેઓ કૈવાન જેટલી ઉચ્ચ

પદવી ધરાવનાર પાદશાહ જલાલુદ્દિન મહમદ અકબરની નોકરીમાં હતા તેઓએ બંડ ઉઠાવ્યું અને ત્યાંથી આવી ચંગીઝખાન પાસે હાજર થયા. મીરઝા અશરફુદ્દીન હુસેન જે હઝરત ખાજા અહરારનો પૌત્ર થતો હતો તેણે પણ આ બનાવના કેટલાક દિવસ પહેલાં અકબર પાદશાહની નોકરી છોડી દીધી હતી, અને શેરખાન તથા મુસાખાન પાસે આવ્યો હતો. ફોલાદીઓનું લશ્કર તમામ અફઘાનોનું બનેલું હતું. મીરઝાને તેમની રીતભાત પસંદ પડી નહિ. તેથી ત્યાંથી નીકળી થોડો વખત ધોળકામાં તે હઝરત સૈયદ મીરાન સાથે રહ્યો. આખરે ચંગીઝખાને તેને પોતાની પાસે બોલાવ્યો તે ઉપરથી મીરઝા તેની પાસે ગયો.

ચંગીઝખાન પાસે આવી જાતના આદમીઓ ભેગા થયા હતા. ચંગીઝખાન તથા શેરખાન મળી ગયા અને એવો ઠરાવ કર્યો કે એતમાદખાનને ઉખેડી નાંખવો, અને રાજ્ય પોતે વહેંચી લેવું. એવી રીતે કે—સાબરમતી નદીની ઉત્તરનો પ્રદેશ શેરખાને લેવો અને તેની દક્ષિણનો પ્રદેશ ચંગીઝખાને. મજકુર ઠરાવ પ્રમાણે શેરખાન પાટણથી અમદાવાદ તરફ આવ્યો. ચંગીઝખાને પણ ભરૂચથી અમદાવાદ તરફ પ્રયાણ કર્યું. હઝરત સૈયદ મીરાન શેરખાન પાસે ગયા, અને પોતાના પ્યારા પુત્ર સૈયદ હામિદને શેરખાન તથા ચંગીઝખાન પાસે મોકલ્યો કે જેથી તે તેઓને આ પ્રમાણે કરતા અટકાવે. હઝરત સૈયદ મીરાનના કહેવા પ્રમાણે શેરખાન કડી કસબો કે જે અમદાવાદ શહેરથી ૨૦ કોસ દૂર આવેલો છે તેની નજીકમાં અટકયો. પણ ચંગીઝખાન સૈયદની સલાહ માન્ય ન રાખતાં આગળ વધ્યો. એતમાદખાન સૈયદમીરાન તથા સૈયદ હામિદ સાથે ખારી નદી કે જે અમદાવાદથી પાંચ કોસ દૂર છે ત્યાં લગી આવ્યો અને ત્યાં લડાઇ શરૂ થઇ. મજકુર જગ્યા પર કાંટાનું જંગલ હતું. એક ટુકડી જે બીજી ટુકડી સાથે તે જંગલમાં લડાઇમાં ઉતરતી તેના વિજય અથવા પરાજયની ખબર લશ્કરની બીજી ટુકડીના જાણવામાં આવતી નહિ.

ચંગીઝખાન તરફથી જે ટુકડી એતમાદખાન સામે હતી તેણે એતમાદખાનનો પરાજય કર્યો, પણ હઝરત સૈયદ હામિદ જે ચંગીઝખાનની સામે

હતો તેણે ચંગીઝખાનનો પરાજય કર્યો અને હાર પામેલું લશ્કર પોતાના સરદાર સામે મહેમૂદાબાદ જે રણસંગ્રામથી ૮ કોસ દૂર હતું ત્યાં નાસી ગયું. ચંગીઝખાનનું લશ્કર ચંગીઝખાન સાથે નાશી ગયું અને એતમાદખાનનું લશ્કર એતમાદખાન સાથે ગયું. એતમાદખાનના લશ્કરમાંથી રણસંગ્રામ પર હઝરત સૈયદમીરાન, સૈયદહામિદ તથા બંગાલાના હાકેમ અફઘાન સુલેમાન-ખાનના ભત્રીજા જૂનીદકઝરાની સિવાય કોઇ રહ્યું નહિ. તેમની પાછળ રણસંગ્રામના એક ખુણામાં એખત્યાર–ઉલ–મુલ્ક ૨૦૦૦ સવાર સાથે લડાઇમાં ઉતર્યા વગર ઉભો હતો. જ્યારે વિજય પામી હઝરત સૈયદ હામિદ થોડા માણસો સાથે રણસંગ્રામમાં આવેલી એક ઉંચી જગા પર ઉભા હતા, અને તેના માણસો છૂટા છવાયા લૂંટફાટ કરતા હતા ત્યારે એકાએક લગભગ પાંચસો સવાર તથા એક હાથી સાથે હબશી લોકોની એક ટુકડી રણજંગ પર આવી અને ધીમે ધીમે હઝરત સૈયદ તરફ ગઇ. હઝરત સૈયદે પૂછ્યું. " આ લશ્કર કોનું છે ? " કેટલાકે કહ્યું " અલફ-ખાન હબશી કે જે ચંગીઝખાનના લશ્કરની પૂંઠે ગયો હતો તે પાછો ફર્યો છે તેનું તે લશ્કર છે. " રાત પડવા આવી અને તેથી કરી આસપાસ નાસી ગયેલી ટુકડીઓ બધી તરફથી આવી અને આ ફોજ સાથે ભળી ગઇ. થોડા વખતમાં લગભગ બે હજાર સવાર ભેગા થયા. હઝરત સૈયદ હામિદે મારા પિતાને કહ્યું. "મીયાં મનજહુ! તમે જાઓ અને આ વિજય માટે અલફ-ખાનને મુબારકબાદી આપો, અને તેમને કહેજો કે તમે રણજંગમાં થોભજો કે જેથી કરી વીખરાયલું લશ્કર ભેગું થાય. " મારા પિતા દોડી ગયા અને તે લશ્કરમાં દાખલ થયા. તેમણે પૂછ્યું " આ લશ્કર કોનું છે ! " તેઓએ કહ્યું " અલફખાન હબશીનું. " માવધને રસ્તો આપવા તેણે કહ્યું કે જેથી કરી તે જઇ ખાનને વિજય માટે સૈયદ તરફની મુબારકબાદી આપે. માવધે હાથીને ઇશારત કરી. હાથીએ પોતાની સુંઢ મારા પિતા તરફ ફેંકી. મારા પિતાએ માવધ સાથે લડાઇમાં ઉતરવા ધાર્યું. તે અરસામાં હમઝા રૂમીનો છોકરો જે હઝરત સૈયદ મુબારકનો ગુલામ હતો અને તેમના મરણ પછી ચંગીઝખાનની નોકરી જેણે સ્વીકારી હતી તેણે મારા પિતાને ઓળખ્યા.

મારા પિતાના ઘુંટણપર તેણે પોતાનો હાથ મૂકયો અને કહ્યું "તમારે લશ્કર સાથે શું કામ છે ? આ બીજલીખાન હબશીનું લશ્કર છે અને તે ચંગીઝખાનનો માણસ છે. તેણે પોતાના માણસોને કહ્યું છે કે જો કોઇ તમને પૂછે કે આ લશ્કર કોનું છે તો તમે કહેજો કે અલફખાન હબશીનું કે જેથી બધી તરફથી લોકો આવી આપણા લશ્કરમાં ભળે, અને તેથી આપણું લશ્કર વધે. આપ (ખુણામાં ચાલ્યા જાઓ) આ લશ્કરમાંથી ચાલ્યા જાઓ." મારા પિતા આવ્યા અને હઝરત સૈયદ હામિદને આ વાત જણાવી. સૈયદ હામિદે એખ્તાર–ઉલ–મુલ્કને કહેણ મોકલ્યું કે જે લશ્કર આવ્યું છે તે બીજલીખાન (તજલીખાન)નું છે. જો તમે અમને મળી જશો તો ઇશ્વર કરશે તો આપનો વિજય થશે." આ કપટી અમીર નામનોજ એતમાદખાનનો મિત્ર હતો પણ દીલથી ચંગીઝખાનનો મિત્ર હતો, અને હઝરત સૈયદનો કટ્ટો શત્રુ હતો. તેણે જવાબ આપ્યો "આ લશ્કર બીજલીખાનનું નથી. ચંગીઝખાન પોતે આ લશ્કર સાથે છે. આપણું લશ્કર પરાજય પામેલું છે અને આપણામાં અત્યારે ચંગીઝખાન સાથે લડાઇમાં ઉતરવાની તાકાત નથી." હઝરત સૈયદ હામિદે ઘણું કહ્યું પણ તે સૌ નકામું ગયું. જ્યારે તેમના મિત્રોએ જોયું કે હાથમાંથી બાજી ગઇ છે ત્યારે તેમના ઘોડાની લગામ પકડી તેમને પાછા ફેરવ્યા અને રસ્તે ચાલ્યા ગયા. વિજયનો રંગ પલટઇ ગયો. એતમાદખાન સુલતાન મુઝફ્ફરને લઇ મોડાસા કસબો કે જે અમદાવાદથી ૩૦ કોસ દૂર આવેલો છે ત્યાં નાસી ગયો. બીજી સવારે ચંગીઝખાન અમદાવાદ શહેરમાં દાખલ થયો. એ અરસામાં શેરખાન પણ કડીથી આવ્યો અને સાબરમતીને પેલે પાર પડાવ નાંખ્યો. ચંગીઝખાન તેની મુલાકાત લેવા ગયો. આખરે પોતાનાં આગલા ઠરાવ પ્રમાણે સાબરમતીનો ઉત્તરનો પ્રદેશ શેરખાને લીધો અને તેની દક્ષિણનો પ્રદેશ ચંગીઝખાને લીધો. શેરખાન કડી પાછો ફર્યો અને ત્યાં રહ્યો. ચંગીઝખાને અમદાવાદ પોતાનો મૂકામ રાખ્યો.

બાઝબહાદુર અફઘાન કે જેણે થોડો વખત લગી માળવાના તખ્તને દીપાવ્યું હતું, અને જેને તે પ્રાંતમાંથી અકબર પાદશાહના લશ્કરે પરાજય

પમાડી નસાડી મૂકયો હતો તે ગુજરાત આવ્યો અને ચંગીઝખાનની નોકરીમાં જોડાયો. જૂનીદકઝરાનીએ પણ ખાનગી નોકરી સ્વીકારી. ચંગીઝખાન સુલતાન મહમુદના તખ્તપર બિરાજ્યો અને રાજ્ય ચલાવવા માંડ્યું. પોતાના માણસોને તેણે બક્ષીશોથી નવાઝીશ કર્યા. જો કે તે સુલતાન મહમૂદના ગુલામનો છોકરો હતો તોપણ તેના ચહેરા પર પાદશાહી નુર ચમકતું હતું અને દરીઆ જેવા મોટા મનનો તે હતો. તેનો અમલ ગુજરાતના લોકોને સુતાનલ બહાદુરના વખતની યાદ આપતો હતો. જે દિવસે અબદુલ્લાખાન ઔરનગ પાદશાહ અકબરના લશ્કરથી નાસતો ગુજરાત આવ્યો તેજ દિવસે જીદ્દાબંદરની સફરેથી ચંગીઝખાનના બે વહાણો આવ્યા. બંને વહાણો પોતાના મેહમાન યાને અબદુલ્લાખાનને તેણે આપ્યા. તેનો વઝીર સુજા નામનો વાણીયો હતો. તેણે કહ્યું. " ખાનજી ! જો તે વહાણ પરના માલ પર આપે એકવાર નજર કરી હોત તો મારી નોકરીની કદર આપ કરી શકતે " તેણે કહ્યું ( ચંગીઝખાન ) " એમ ધારો કે આ બંને વહાણો ચલણની અશરફીઓથી ભરેલા આવ્યા છે. આથી વધારે તેમાં કાંઇ પણ હોઇ શકે નહિ. વહાણો બંદરમાં આવતાની સાથે તમારી નોકરીની કદર પિછાનવામાં આવી છે. " ચંગીઝખાન જુવાન તથા સારી વાતચીત કરનાર હતો તેમજ ઘણાજ ગંભીરતાવાળો હતો. ન્યાય તથા દંનસાફને પોતાની રીતિરિવાજ બનાવ્યા હતા અને તે એટલે દરજ્જે કે એના અમલમાં કોઇની પણ જૂલમ ગુજારવાની તાકાત હતી નહિ. એક દિવસ મીરઝા શરફુદ્દીન હુસેનનો એક દરબારી મુઘલ એક ગરીબ માણુસની છોકરી ઉપાડી ગયો. તેણે આવી ખાનને ફરીઆદ કરી. ખાને પોતાના ચૌશીઝને (આરબ અમલદાર—ચૌશ ) તેને ( મુઘલને ) પકડી લાવવા હુકમ કર્યો. તેને પકડી લાવવામાં આવ્યો ત્યારે ખાને તેને લઇ જઇ ફાંસીને લાકડે ટાંગવાનો હુકમ કર્યો. મીરઝા શરફુદ્દીન ઉઠયો અને તેને માટે સિફારસ કરી ( વચ્ચે પડયો ). તેણે ( ખાને ) કહ્યું " મીરઝા ! આપના જેવા ઘણા માણસો અત્રે છે અને દરેક જણ પાસે મુઘલ લશ્કર છે. આજ આપના સિપાઇએ આવું કૃત્ય કર્યું છે અને તમારે ખાતર હું તેને માફ કરૂં. આવતી કાલે બીજા અમ-

લદારનો સિપાઇ આવું કૃત્ય કરે તો તેને ખાતર મારે પણ તેના સિપાઇને છોડી દેવો પડે, અને પરમેશ્વરના પ્રાણીઓને (જીવવું) ઘણું મુશ્કેલી ભરેલું થઇ પડે. આ સિવાય તમે જે ફરમાવશો તે હું તમને ઘણી ખુશીથી આપીશ, (મારી આંખોથી સ્વિકારીશ) પણ આ બાબતમાં મને માફ કરો." તેજ વખતે તે મુઘલ સિપાઇને લઇ જઇ ફાંસીના લાકડા પર લટકાવ્યો. ત્યાર પછી તેના લશ્કરનો કોઇ પણ સિપાઇ આવો જૂલમ ગુજારી શકયો નહિ. આ ફકીરે ( લખનારે ) પોતાની આંખે જોયું છે કે ચંગીઝખાનના લશ્કરે કાંકરીયા તળાવ પર પડાવ નાંખ્યો હતો અને તેની આસપાસ બધા ખેડાયલા ખેતરો આવી રહ્યાં હતાં. આ ખેતરોની કિનાર પર સવારો પોતાના ઘોડા બાંધતા અને તે ખેતરોમાં જુવારનું તુલ હતું. આ પ્રમાણે આ જગ્યા પર લશ્કરે ૧૫ દિવસ મુકામ કર્યો તો પણ લશ્કરમાંના કોઇ પણ સિપાઇની તે ખેતરમાંથી જુવારના સાંઠા લઇ પોતાના ઘોડા આગળ નાંખવાની તાકાત નહોતી. થોડા વખતમાં એટલી બધી તો તેની સત્તા ઝામી કે શેરખાન, એતમાદખાનનો નાશ કરવા માટે પસ્તાયો.

ટુંકમાં જ્યારે અમદાવાદ ચંગીઝખાનના હિસ્સામાં આવ્યું ત્યારે ધોળકે જઇ હઝરત સૈયદ મીરાન તથા હઝરત સૈયદ હામિદને ઘણા માનમરતબા સાથે અમદાવાદ લાવ્યો. તે વખતે હઝરત સૈયદ મુબારકની તહેનાતમાં જે નોકરો હતા તે ખાનની મુલાકાતનું માન લેવા ભાગ્યશાળી થયા. પણ મારા પિતાને એતમાદખાન સાથે ખાસ મિત્રાચારી હતી તે સબબથી તેઓ ચંગીઝખાનને મળવા ગયા નહિ. આ વાત ( એતમાદખાન સાથે મારા પિતાને જે ઘાડો સંબંધ હતો ) ગુજરાતના ઘણા અમીરોને માલૂમ હતી, અને તે કારણથી મારા પિતા ધોળકાથી હઝરત સૈયદ મીરાન સાથે અમદાવાદ ગયા નહિ. જ્યારે આ પ્રમાણે થોડો વખત પસાર થયો ત્યારે એક દિવસ શેખ યુસુફ કે જે મારા મોટા ભાઇ થતા હતા અને જે કાવ્યશાસ્ત્રમાં પ્રવીણ હતા તે હઝરત સૈયદ હામિદ સાથે ચંગીઝખાનને મળવા ગયા અને તેણે ખાનની તહેનાત ઉઠાવી. ખાન ઘણો ખૂશ થયો અને કહ્યું "મીયાં મનજહુ કેમ માલમ પડતા નથી?" મારા ભાઇએ કહ્યું "તે બિમાર છે." ખાને મશ્કરીમાં

કહ્યું " પાલના પાણીએ તેમને કદાચ અસર કરી હશે " એટલે તેના કહેવાની મતલબ એ હતી કે મારા પિતા એતમાદખાનના મિત્ર હતા તેથી પાલના પહાડમાં ખાન સાથે ગયા હશે કારણ કે એતમાદખાન તે તરફ ગયો હતો અને વળી ગુજરાતમાં એ વાત મશહુર છે કે પાલના પાણી ઘણાજ નુકશાનકારક છે. બલકે એવી કહેવત છે કે જેને તેઓ દુબળો તથા પીળો જોય તેને તેઓ કહેતા કે કદાચ તેણે પાલના પાણી પીધા હશે. મારા ભાઇએ કહ્યું "પાલની હવાને લીધે કરીનેજ મારા પિતા પોતે ખાન સાથે ગયા નહિ અને તેને બદલે મારે જવું પડયું". જ્યારે આ શબ્દો સૈયદ મીરાનની જાણમાં આવ્યા ત્યારે તેમણે કહ્યું "મીયાં મનજહુ! વખત એવો છે કે તમારે જઇને ચંગીઝખાનને મળવું જોઇએ." એક દિવસ મારા પિતા સૈયદ મીરાન સાથે ચંગીઝખાનને મળવા ગયા. ખાને તેમને ઘણું માન આપ્યું અને પોતાની પાસે બેસાડયા અને ઘણા ઉમળકાથી તેમની સાથે વાતચીત કરી. જ્યારે ખાનું પીરસવામાં આવ્યું ત્યારે તેમાં જાત જાતના અચારો (અથાણાં) હતા. રઝી-ઉલ-મુલ્ક કે જેને માટે ઉપર વર્ણન કરવામાં આવ્યું છે તે ચંગીઝખાન પાસે બેઠો હતો. તેણે આસ્તેથી ખાનને કહ્યું "ખાનજી! મીયાં મનજહુ અચારના ઘણા શોખીન છે." ખરી વાત એ ... કે મારા પિતા ખાટી ચીજથી દૂર રહેતા હતા, અને તે એટલે દરજ્જે કે જે વાસણમાં ખાટી ચીજ રાંધી હોય અને તેમાં પછી બીજી ચીજ રાંધી હોય તો તે ચીજ પણ ખાતા નહિ. ટુંકમાં રઝી-ઉલ-મુલ્કના ઇશારા પરથી ચંગીઝખાન પોતાના હાથથી અચારના ટુકડા પસંદ કરતો અને મારા પિતાને આપતો અને કહેતો " આ ઘણુંજ સ્વાદિષ્ટ છે." મારા પિતા ચંગીઝખાનના હાથમાંથી લઇને ખાતા. કેટલીક વાર આ પ્રમાણે ચાલ્યું. રઝી-ઉલ-મુલ્કે ચંગીઝખાનને કહ્યું " ખાનજી! કદાચ આજ ત્રણ વરસે મીયાં મનજહુએ ખાટી ચીજની પરહેજી પાળવાના રિવાજનું ઉલ્લંઘન કર્યું છે' ચંગીઝખાને મારા પિતાની માફી માગી અને રઝી-ઉલ-મુલ્કને કહ્યું "જો આમ હતું તો તમે મને ઉલટું કેમ કહ્યું?" "મારા પિતાએ કહ્યું "ખાનજી! મલિકનો ધંધો તથા કામ એજ છે. આ ખટાશ મને ફાયદો કરશે કારણ કે—

બેત:—મિત્રોના હાથથી જે અગ્નિ પ્રદિપ્ત કરવામાં આવે છે તે મિત્રો માટે અબ્રાહીમના (સ્વર્ગના) બાગમાં પલટાઈ જાય છે.

ખાન ખરો ગૃહસ્થ હતો અને મારા પિતા આ કવિતા બોલ્યા તેથી તે ઘણો ખુશ થયો. તેમને ફરી તે કવિતા બોલવાનું કહ્યું. તેમની સાથે થોડો વખત આ પ્રમાણે પસાર કર્યો અને મારા પિતા તરફ ખાને ઘણી મિત્રાચારી બતાવી.

વળી મુબારકશાહના છોકરા મીરાન મહમદશાહ આસીરીએ એતમાદ ખાનના ઉશકેરવાથી લશ્કર ભેગું કર્યું અને અમદાવાદ પર સ્વારી લાવ્યો. ચંગીઝખાને જોયું કે દુશ્મન ઘણા જોરાવર છે તેથી તેણે સૈયદ મીરાનના પુત્ર સૈયદ હામિદને એતમાદખાન પાસે મોકલ્યો અને કહેવડાવ્યું "મારી થયેલી બેઅદબી માફ કરો અને આપ પાછા અત્રે પધારો. આપની પદવી તથા માન મરતબા આપને પાછા આપવામાં આવશે. બહારનો દુશ્મન આપણી જન્મભૂમિ પર ચઢી આવ્યો છે અને આપણે ભેગા થઇ તેને હાંકી કાઢવો જોઇએ. એ અરસામાં મિરાન મહમદશાહે પણ પોતાના વઝીર સૈયદ ઝેનુદીનને એતમાદખાન પાસે મોકલ્યો અને કહેવડાવ્યું કે "હું આ મુલકમાં આપને મદદ કરવા આવ્યો છું. તમે આવો કે જેથી આપણે ભેગા થઇ ચંગીઝખાનને હાંકી કાઢીએ અને આપને આપની અસલ સ્થિતિમાં નીમી અમે પાછા અમારે દેશ સિધાવીએ." એતમાદખાન પોતે કોની તરફ જવું તે બાબતમાં ઘણો ગુંચવાયો. મોડાસાથી ઉતાવળી કૂચ કરી મઆમુરાબાદ આવ્યો. તે સૈયદ ઝેનુદીનને મળ્યો અને તેને કહ્યું "હું તમારા બોલવાથી જાઉં છું અને સૈયદ હામિદને કહ્યું "આપના કોલ પરથી હું આવું છું." મઆમુરાબાદ લગી બંનેનો (એલચીનો) રસ્તો સામાન્ય હતો ત્યાં લગી ખાન આવ્યો અને ત્યાં મૂકામ કર્યો. તે અરસામાં મહમદશાહે વડોદરાથી કૂચ કરી અને મહીનદી પસાર કરી ઉતાવળી કૂચે જેતલપુર કે જે અમદાવાદ શહેરથી ૬ કોસ દૂર છે તેની નજીકમાં આવી ત્યાં પડાવ નાંખ્યો. તે વખતમાં શેરખાનના લશ્કરનો મોટો ભાગ તેના છોકરા મહમદખાનની સરદારી નીચે વીરમગામ તથા કડી પ્રગણામાં હતો. શેરખાને પોતાના છોકરાને બોલવવા ઝડપ ચાલવાળા સાંઢણી સવારને મોકલ્યો અને દગાથી મીરાન મહમદશાહને સંદેશો

મોકલ્યો "આપ ભલે પધાર્યા. અમે બધા અમીરો આપના આવવાની રાહ જોતા હતા. પણ આપ જ્યાં છો ત્યાંજ બે દિવસ વધારે થોભજો કે ખરો વખત સાધી અમે આપની પાસે આવીએ." મહમદશાહ શેરખાનના મીઠા શબ્દોથી લોભાયો અને ત્યાંજ થોભ્યો. બીજે દિવસે મહમદખાન અફઘાનના મોટા લશ્કર સાથે આવ્યો અને શેરખાનના લશ્કર સાથે મળી ગયો. ચંગીઝખાને અમદાવાદથી નીકળી મહમદશાહ સામે કૂચ કરી અને દુશ્મનોની છાવણીથી બે કોસ દૂર મૂકામ કર્યો અને મીરઝા શરફુદીન હુસેનની સરદારી નીચે દુશ્મનો સાથે તીરકામઠાથી લડવા મુઘલોની એક ટુકડી મોકલી. મીરઝા ગયો અને તીરનો મારો ચલાવ્યો. સવારથી તે સાંજની નિમાઝના વખત લગી મહમદશાહના લશ્કરમાંથી કોઇની ઘોડા પરથી નીચે ઉતરવાની હિમ્મત ચાલી નહિ. આવો દેખાવ જોઇ મીરાન મહમદશાહ પોતાના લશ્કરને ખબર આપ્યા વગર રાતોરાત પોતાના થોડા ખાસ માણસો લઇ નાસી ગયો. સવારે આ ખબર બહાર આવી. થોડા મુઘલોએ તેની પૂઠ પકડી અને ચંગીઝખાનાના લશ્કરના જે માણસો બરોડા તથા ભરૂચમાં હતા તેમાંના જેમને આ વાતની ખબર પડતી ગઈ તેમ તેમ તેઓ પણ તેની પૂઠે પડયા. જે હાથી, ઘોડા, ઉંટ તથા ત્રિજોરી મહમદશાહ તથા તેના લશ્કરની સાથે હતા તે બધા ચંગીઝખાનના લશ્કરના માણસો તથા તેના રજપુત તથા કોળી મળતીઆઓના હાથમાં આવ્યા. મહમદશાહના મુખ્ય માણસોમાંથી ઘણા માણસો માર્યા ગયા અને ઘણા કેદ પકડાયા. આ ખબર એતમાદખાનને મઆમુરાબાદમાં મળી. એતમાદખાન સુલતાન મુઝફ્ફર સાથે ત્યાંથી નીકળી મોડાસા ગયો અને ત્યાં નહિ રહી શકાયાથી ગુજરાતની સરહદ બહાર નીકળી ડુંગરપુર ગયો. ફતેહ તથા વિજય પામેલો ચંગીઝખાન અમદાવાદમાં રહ્યો. શેરખાન કડી કસબામાં ગયો ને ત્યાં રહ્યો. એખત્યાર-ઉલ-મુલ્ક જે મઆમુરાબાદમાં હતો, તેને તેની જાગીરમાં ચંગીઝખાને પાછો કાયમ કર્યો, અને તેને પોતાની પાસે બોલાવ્યો. એતમાદખાનના મળતીઆ અલફખાન તથા જુજહારખાન હબશીઓને તેમની જાગીર પાછી મળી અને તેઓ ચંગીઝખાનં પાસે

આવ્યા. જ્યારે તેઓ આવ્યા ત્યારે ચંગીઝખાન તેઓને લેવા આગળ ગયો અને ઘણા માનથી તેમને લાવ્યો અને તેમને દીલાસો આપ્યો. એતમાદખાન સિવાય બધા પ્રખ્યાત અમીરો ચંગીઝખાનને મળ્યા અને તેની તાબેદારી દરેકે સ્વીકારી. ચંગીઝખાનની એટલી તો ચઢતી થઇ કે મીરઝા ઇબ્રાહીમ હુસેન, મીરઝા મહમદહુસેન, મીરઝા શરફુદ્દીનહુસેન, બાઝબહાદુર સુર,અને જુનીદકંરઝાની કે જેમાંના દરેકને સલતનતની આશા હતી તેઓએ પણ તેની નોકરી સ્વીકારી. એતમાદખાનના અમીરો પણ આવ્યા અને ચંગીઝખાનને તાબે થયા અને સાબરમતીના કિનારાથી તે સુલતાનપુર તથા નંદરબારની સરહદ લગીનો ગુજરાતનો બધો મૂલક ચંગીઝખાનના કબજામાં આવ્યો.

હવે શેરખાનને પાયમાલ કરવાનો વિચાર ચંગીઝખાનના મગજમાં આવ્યો અને તે સંબંધમાં આ નીચેની કવિતાના શબ્દો કેવા સુંદર છેઃ-

(૧) નઝમઃ—જ્યાર જંગલના પશુઓ જોઇએ એટલું પ્રાપ્ત કરે છે ત્યારે પોતાની મુરાદ બર આવ્યાથી શાંતિથી બેસે છે.

(૨) જ્યારે જાનવરોને કાંઇ પણ જાતની ફીકર હોતી નથી ત્યારે તેઓ ગરબડ મચાવવા પ્રયત્ન કરતા નથી. પણ ફક્ત આદમીજ તે પ્રમાણે કરે છે.

(૩) કેમકે જ્યારે પોતાની ખોરાકી ખૂટે છે ત્યારે આદમી દીલગીર થાય છે. જ્યારે તે ભરપૂર થાય છે ત્યારે તે રેલછેલ કરે છે અને વધારે પકડવા જાય છે.

ટુંકમાં જ્યારે શેરખાનને ચંગીઝખાનના આ વિચારની ખબર પડી ત્યારે તે ઘણોજ વિચાર કરવા લાગ્યો અને દિલગીર થયો. તે અરસામાં બીજીલીખાન હબશી કે જે ચંગીઝખાનની માના જનાનખાનાનો ગુલામ હતો અને જેને ખાનના બાપે ભણાવ્યો હતો અને અમીરોની પદવીમાં દાખલ કર્યો હતો અને જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે તે નીમકહરામીના રસ્તા પર ઢળ્યો. તેનું કારણ એ હતું કે વિજયને દિવસે ચંગીઝ-

ખાને ખંભાત બંદર બીજલીખાનને આપ્યું હતું. પણ ઉપર વર્ણવ્યા પ્રમાણે તે વિજયને દિવસે જ્યારે ખાનની મા ભરૂચથી પોતાના પુત્રને મુબારકબાદી આપવા આવી ત્યારે બીજલીખાન પાસેથી ખંભાત લઇ પોતાની માને આપ્યું. આથી બીજલીખાન ઘણો નાખૂશ થયો. મશહુર છે કે દરેક જાનવર કે જેને ખસી કરવામાં આવે છે તે પોતાના દુરાચરણ તથા ખુમારી છોડી દે છે પણ માણસમાં તેથી ઉલટું બને છે. જ્યારે તેને ખસી કરવામાં આવે છે ત્યારે તેની અંદર રહેલા દુરાચરણ તથા ખુમારી વધે છે. તેમાં ખાસ કરી જ્યારે નાની ઉમરમાં તેને ખસી કરવામાં આવે છે ત્યારે તેનામાં સોગણા દુરાચરણો વધે છે. ટુંકમાં બીજલીખાને જુજહારખાન તથા અલફ્ખાનને કહ્યું "તમારામાં જુસ્સો તથા હિંમત કાંઇ પણ હું જોતો નથી. ચંગીઝખાને પોતાના કુતરાઓને તમારાં નામ આપ્યાં હતાં અને તમારાં (વાવટા) નિશાનનાં ફુમતાં તેના ગળામાં બાંધ્યાં હતાં. તેથી વધારે તમને મારી નાંખવાના વિચારમાંજ ખાન છે. તે તમને મારે તે પહેલાં જો તમે તેને મારશો તો તમે છૂટા થશો. નહિતર આ દુનીઆમાંથી જવાને તમે તમારા સામાનના પોટલાં બાંધો." આ સાંભળી અલફ્ખાન તથા જુજહારખાને ચંગીઝખાન તેઓને ઠાર કરે તે પહેલાં તેને ઠાર કરવાનો મનસુબો કર્યો. ખરી બાબત એ હતી કે બીજલીખાન જે બોલ્યો તે વાત ચંગીઝખાનના ખ્યાલમાં હતી નહિ. હબશીભાઇઓ તરફ એટલી તો મિત્રાચારી તથા સ્નેહ ચંગીઝખાન ધરાવતો હતો કે તેનો ખ્યાલ પણ થઇ શકે નહિ. અલફ્ખાન પાસેથી વડોદરાની લડાઇમાં લીધેલો હાથી ઉદયમંગળ ખાને તેને પાછો આપ્યો હતો અને તેમને તેમની બધી જાગીર પાછી આપવામાં આવી હતી. એક દિવસ એવો પસાર ન થતો કે તેમને ચંગીઝખાન કિંમતી ચીજો જેવી કે ઘોડા, તલવાર અથવા ખંજર બક્ષીસ કરતો નહિ. વાતચીતમાં તેમને "ભાઇ" કહી બોલાવતો અને આ લોકો તેને ઠાર કરવા રાહ જોઇ રહ્યા હતા.

એક દિવસ બન્ને અમીરો પોતાના લશ્કર સાથે ચંગીઝખાનને ઘેર આવ્યા અને ખાનને કહ્યું. "ખાનજી ! ચોગાન ખેલવાને લાયક હવા છે."

ખાને કહ્યું "આપણને શું હરકત છે?" પોતાનો ઘોડો મંગાવ્યો અને કાંઇ પણ વિધિ વગર સવાર થયો. તે વખતે તેના અંગરક્ષકમાંના થોડાજ સિપાઇ હાજર હતા કારણ કે તેમાંનો મોટો ભાગ રાતની ચોકી કરી પોતાને ઘેર હાજતે જવા અથવા તો નિમાઝ પઢવા ગયા હતા. ચંગીઝખાનના જમણા હાથ પર અલફ્ખાન ચાલતો હતો અને ડાબા હાથપર જુજહારખાન અને વચ્ચે ચંગીઝખાન. આ પ્રમાણે તેઓ આગળ ચાલ્યા. ૪૦–૫૦ ચાઊશીઝ (આરબ સીપાઇઓ) ચંગીઝખાન સાથે હતા. હબશીઓનું લશ્કર હારબંધ પાછળ ચાલતું હતું. ફરહત–ઉલ–મુલ્કની મસજીદ કે જે ત્રણ દરવાજા તથા ભદ્રની વચ્ચે આવેલી છે ત્યાંથી થોડા કદમ આગળ તેઓ ગયા હશે એટલે અલફ્ખાન તથા જુજહારખાને એક બીજાને ઇશારત કરી. અલફ્ખાને કહ્યું "ખાનજી! આ અરબ્બી ઘોડો કે જેના પર હું સ્વાર છું તે હમણાંજ વહાણ પરથી ઉતર્યો છે. તેની ચાલ ઓરજ છે. જુઓ". અલફ્ખાને ઘોડાને કાંટા માર્યા. ચંગીઝખાનનું ધ્યાન તે તરફ ગયું એટલે જુજહારખાને તલવાર ખેંચી ચંગીઝખાનને એવી તો મારી કે ખાંધથી તે કમરનો તેનો ભાગ ચીરી નાંખ્યો અને ખાન ઘોડા પરથી નીચે ઢળી પડયો અને તરત મરણ પામ્યો.

હિ. સન ૯૭૬. (ઇ. સ. ૧૫૬૮)માં હબશીઓ ચંગીઝખાનના ડેરા પર ગયા અને તેના ઘોડા, હાથી અને તેની જે કાંઇ માલમતા ત્યાં મળી આવી તે બધી પોતાને કબજે કરી. ચંગીઝખાનના લશ્કરના અમલદારો, મીરઝાઓ વગેરે જે જયાં હતા ત્યાંથીજ સવાર થઇ વડોદરા તરફ રવાના થયા. સુબહાન અલ્લા! ચંગીઝખાનના ભાગ્યનો સૂર્ય એક પળમાં અસ્ત થઇ ગયો અને તેની સલતનતના ઘોડાએ પોતાની લગામ અદમ (અસત્ પદાર્થ) તરફ ફેરવી.

નઝમ:—

(૧) દુનીઆના ફરતા ચક્રમાં મેં ઘણી નજર કરી પણ તે ચક્રના એક પણ પરિભ્રમણની ગતિ સ્થાયિ જોઇ નહિ.

(૨) સૂર્ય જો એક વખત ઘણો ઉંચાણમાં હોય છે તો બીજી વખત નીચાણમાં બદલાઇ ગયલો માલમ પડે છે.

(૩) બીજા ગ્રહોની પણ એજ સ્થિતિ છે. કેટલીક વખત નીચાણમાં અને કેટલીક વખત ઉંચાણમાં પ્રયાણ કરતા હોય છે.

(૪) જ્યારે આ દુનીઆમાં અસ્તોદય છે તો પછી અસ્ત થાય તો (એમ ધારજો કે) ઉદય દૂર નથી.

(૫) પદ્વી, ગાદી તથા નસીબ પર ભરોંસો રાખ નહિ. કારણ કે જ્યારે સખત પવન ફુંકે છે ત્યારે આ બધું કાંટારૂપ થઇ પડે છે.

ટુંકમાં આ બનાવ બન્યા પછી અલફખાન તથા જુજહારખાને અમદાવાદ શહેર પોતાને કબજે કર્યું. શેરખાન ફોલાદી કે જે કડી પ્રાંતમાં હતો તે આવ્યો અને તેણે સાબરમતીને પેલે પાર પડાવ નાંખ્યો. તેણે અલફખાન તથા જહુજહારખાનને સંદેશો મોકલ્યો "અમદાવાદ શહેર અમારે સ્વાધીન કરો અને તમારી જાગીર તમને આપવામાં આવશે." તેઓએ કહ્યું "અમારે તે વાત કબુલ છે અને તરતજ કિલ્લો તથા પાદશાહી મહેલ કે જેને ભદ્ર કહે છે તે શેરખાનના માણસોને સોંપ્યા અને કહ્યું "શહેર આવતી કાલે તમને આપીશું." કેટલાક અફ્ઘાનો જેઓ શહેરમાં દાખલ થયા તેઓએ મારફાડ તથા જુલમ શરૂ કર્યો. હબશીઓએ કહ્યું કે "આવા માણસો સાથે અમને બનશે નહિ, તેઓએ એતમાદખાનને જલદીથી આવવા લખ્યું. એતમાદખાન તથા સુલતાન મુઝફ્ફર ઉતાવળી કુચે ડુંગરપુરથી અમદાવાદ શહેરમાં આવ્યા, અને દરવાજા બંધ કરી શેરખાન સામે તોપ તથા ગોફણનો મારો ચલાવ્યો. શહેરના જે માણસો ભદ્રના પાદશાહી કિલ્લામાં હતા તેઓને જોરથી બહાર કાઢવામાં આવ્યા. આખરે હઝરત સૈયદ મીરાન વચ્ચે પડયા અને તેઓએ આગળ શેરખાન તથા ચંગીઝખાન વચ્ચે રાજ્યની વહેંચણી થઇ હતી તેવીજ શરતે સલાહ કરાવી—કે સાબરમતી નદીની ઉત્તર તરફનો પ્રદેશ શેરખાને લેવો અને તેની દક્ષિણનો પ્રદેશ એતમાદખાને, આ શરતે તેઓ વચ્ચે સલાહ થઇ. શેરખાન પાછો ફર્યો અને કડી આવ્યો. સૈયદ મીરાન ધોળકા સિધાવ્યા અને એતમાદખાન

હબશીઓ તથા એખત્યાર-ઉલ-મુલ્ક સાથે શહેરમાં રહ્યો. હબશીઓ ઘણાજ (જાજરમાન) થયા અને શહેરના આબાદ પરાઓ પોતે કબજે કર્યા અને એતમાદખાનની જાગીરના જે જે પરગણાએના ગામો પોતાના પરગણાની નજીક હતા તે પણ પોતાને કબજે કર્યા. વળી ખુદ એતમાદખાનની કાંઇ પણ પરવા તેઓએ રાખી નહિ, અને કહેવા લાગ્યા " અમે તને પાછો અમદાવાદ લાવ્યા છીએ. નહિતર તું સ્વપ્નામાં પણ અમદાવાદ શહેર જોતે નહિ. " જ્યારે એતમાદખાને જોયું કે બાજી હાથમાંથી ગઇ છે ત્યારે કંટાળી પોતાના ઘરના ઉપલા માળમાં પોતે એકાંત રહેવા માંડયું અને અમીરો તથા સિપાઇઓની મુલાકાત લેવાનું છોડી દીધું. અલફખાન, ઝુજહારખાન અને એખત્યાર-ઉલ-મુલ્ક તેને મળવા કેટલીક વખત જતા ત્યારે તે કહેણ મોકલતો " અમે દુનીઆદારીમાંથી વાનપ્રસ્થ થયા છીએ અને અમારા ઘરના ખુણામાં એકાંત રહીએ છીએ, અમદાવાદ શહેરની હકુમત તમારા પર આધાર રાખે છે. તમે જાણો અને રાજ્ય તથા દેશ જાણે. જો મને આ ખુણામાં રહેવા દેશો તો હું રહીશ નહિંતર જ્યાંથી હું આવ્યો છું ત્યાં ચાલ્યો જઇશ ". એતમાદખાને આ રસ્તો લીધો અને શેરખાન કડી જઇ રહ્યો. મીરઝા ઇબ્રાહીમહુસેન, મીરઝા મહમદહુસેન, તથા શાહ મીરઝાએ ચંગીઝખાનના હસ્તકનો તમામ મુલક પોતાને કબજે કર્યો અને ભરૂચના કિલ્લાને ઘેરો ઘાલ્યો. રૂસતમખાન રૂમી કે જે ચંગીઝખાનનો વફાદાર નોકર હતો તેણે કિલ્લાને મજબુત કરી તેમાં આશ્રય લીધો, અને રૂસ્તમની માફક ( ઘણીજ બહાદૂરીથી ) લડયો. આ પ્રમાણે એક વરસ લગી કિલ્લાનો બચાવ તેણે કર્યો. તેણે એતમાદખાન તથા શેરખાન પાસેથી મદદ માગી અને ગમે તેટલું તેઓને મદદ માટે લખ્યું પણ તેમાંનું કોઇ તેની વ્હારે ધાયું નહિ. જ્યારે તેઓની મદદ માટે નાસીપાસ થયો ત્યારે તેણે મીરઝાઓ સાથે સલાહ કરી અને ભરૂચનો કિલ્લો તેમને સ્વાધીન કર્યો અને પોતે તેમને તાબે થયો. સુરતનો કિલ્લો પણ તેમના હાથમાં આવ્યો. ઇબ્રાહીમ હુસેનમીરઝા ભરૂચ રહ્યો. મહમદ હુસેન મીરઝા વડોદરા તથા શાહ મીરઝા ચાંપાનેર રહ્યો. આ પ્રમાણે મહી નદીની દક્ષિણનો સુલતાનપુર તથા

નંદરબારની સરહદ લગીનો બધો પ્રદેશ મીરઝાઓએ વહેંચી લીધો. આ બધી જાગીર સાચવવા પાંચસે મુઘલ સવારનું લશ્કર મૂકયું અને તે દરેકને ત્રીસ હજાર મહમૂદી ચનગીઝી જાગીર તરીકે આપ્યા. એટલા થોડા માણસ આ જાગીરો સાચવવા મૂકવામાં આવ્યા હતા કે દરેક માણસનો પગાર એક લાખ મહમૂદી ચંગીઝીથી તે સાઠ સીતેર હજાર મહમૂદી ચંગીઝી થવા જતો હતો. આવા ઘણા જાગીરદારો તેમની પાસે હતા. લગભગ ચાર વરસ લગી આ પ્રમાણે ચાલ્યું. બળવાનો અગ્નિ શેરખાનના જાતિ સ્વભાવને લીધે ફરી પ્રદિપ્ત થયો. અમદાવાદ શહેર જીતવાના લોભથી, લશ્કર ભેગું કરી પોતાના કડી મૂકામથી નીકળી નરસીંગપુરની બારી જે શહેરની લગોલગ છે ત્યાં આવી તેણે પડાવ નાંખ્યો. લડાઈ તથા મારામારીનું બજાર પાછું ગરમ થયું. હિ. સન. ૯૮૦ ( ઈ. સ. ૧૫૭૩ ) માં આ બનાવ બન્યો.

આજ વરસમાં હઝરત સૈયદ મીરાન આ ફાની દુનીઆ છોડી અનંત ધામમાં સિધાવ્યા. જ્યાં લગી તેઓ જીવતા હતા ત્યાં લગી તે જે કોઇ અમીર બળવો ઉઠાવતા તેમને વારતા અને જો વારવાથી કામ સરતું નહિ તો પછી જુલમ પામેલાની તરફેણ લઇ જુલમ કરનાર સાથે લડાઇમાં ઉતરતા અને દરેક વખત બળવો દાબી દેતા. જ્યારે તેઓ મોતના પડદામાં અદૃષ્ય થઇ ગયા (બેઠા) ત્યારે કામ વંઠયું અને ગુજરાતના અમીરોના દુરાચરણ તથા હલકી વૃત્તિની જવાળા એટલી તો ફેલાઇ કે તેમાં બધા બળી ભસ્મ થઇ ગયા.

જ્યારે શેરખાને ૨૦ હજાર અફઘાન સવાર સાથે આવી એતમાદખાનને હાંકી કાઢવા તથા શહેરને પોતાને કબજે કરવાના હેતુથી અમદાવાદ શહેરને ઘેરો ઘાલ્યો ત્યારે અલફખાન હબશી કે જેને ચંગીઝખાનની મીલકત તથા જાગીર કે જે જુજહારખાનના હાથમાં આવ્યા હતા તેની વહેંચણીના સંબંધમાં જહુજહાર સાથે તકરાર ઉઠી તે જુજહારખાનથી કંટાળી શહેર છોડી ગયો અને શેરખાન સાથે જોડાયો. સૈયદ હામિદ પણ શેરખાન સાથે મળી ગયો. જ્યારે સુલતાન મુઝફ્ફરે જોયું કે શેરખાનનું પલ્લું ઘણુંજ ભારે છે ત્યારે તે પણ શહેર બહાર આવી શેરખાન પાસે

ગયો અને તેને મળી ગયો. શેરખાને તેને ગાદી પર બેસાડયો અને રાજ્ય દંડ પોતાના હાથમાં પકડી તેની પાસે ઉભો. બીજા અમીરોને બોલાવી તેની પાસે તેણે સુલતાનની કુરનશ ભરાવી. સુલતાને જાણ્યું કે આ પ્રમાણે વહીવટ ચાલશે. પણ અફ્ધાન અમીરો પદવી તથા ભપકાને માટે એટલા તો લોભી થઇ ગયા હતા કે સુલતાનની તાબેદારી ઉઠવવાનો તેમનો જરા પણ વિચાર હતો નહિ. આ પ્રમાણે નવો વહીવટ એક દિવસ ચાલ્યો. બીજે દિવસે ફરી સુલતાન મુઝફ્ફરને એક વાનપ્રસ્થ સાધુની માફક પડદાની પાછળ બેસવાની ફરજ પડી.

ટુંકમાં જ્યારે એતમાદખાને જોયું કે સુલતાન મુઝફ્ફર પણ શહેર બહાર નીકળી શેરખાન પાસે ગયો ત્યારે તેણે વજીહ-ઉલ મુલ્કને મીરઝા મહમદ હુસેન કે જે વડોદરા હતો તેને બોલાવવા મોકલ્યો અને તેની સાથે એવી શરત કરી કે વડોદરા છોડી અમદાવાદ શહેર તરફ આવવાને માટે તેનું લશ્કર કુચ કરે તે દરેક દિવસની કુચને માટે ૫૦૦ અશરફી તેને આપવા અને અફ્ધાન લશ્કર મારી હઠાવ્યા પછી તેને (મીરઝાને) અમદાવાદ શહેરની હકુમતની લગામ આપવી. તે અરસામાં મીરઝા ઇબ્રાહીમ હુસેન કે જે ભરૂચ હતો તેને પણ ખાને લખ્યું "અફ્ધાનો ઘણા જોરમાં આવ્યા છે અને મારી પાસેથી અમદાવાદ લઇ લેવા માગે છે અને સુલતાન મુઝફ્ફર પણ તેમની પાસે ગયો છે. તમે પણ પાદશાહી કુટુંબના છો તો તમે આવો અને આ લશ્કર મારી હઠાવો કે જેથી ગુજરાતની હકુમત તમને સોંપવામાં આવે. તે દિવસ લગી તમારા ખરચને માટે દરરોજ ૫૦૦ અશરફી તમને મોકલી આપીશ." વળી વજીહ-ઉલ-મુલ્ક સાથે કેટલાક જવેરાત બક્ષીશ તરીકે મીરઝાઓને માટે તેણે મોકલી આપ્યાં.

આ બાબતમાં એતમાદખાને મહાન અકબર પાદશાહને લખ્યું "અફ્ધાનોએ અમદાવાદ શહેરને ઘેરો ઘાલ્યો છે અને અમારી સ્થિતિ એવી તો કઢંગી થઇ ગઈ છે કે ટુંક વખતમાં તેઓ અમારી પાસેથી શહેર પડાવી લેશે. જો પાદશાહ જલદીથી આવશે તો ગુજરાત પાદશાહને મળશે, નહિતર અફ્ધાનોને હંફાવવા અમદાવાદ શહેર અમે મીરઝાઓને આપીશું."

ટુંકમાં મીરઝા મહમદ હુસેન એતમાદખાનના બોલાવ્યા પ્રમાણે ૩૦૦, ૪૦૦ બહાદુર બરાબર સજ્જ થયેલા લડવૈયા સવાર (બેહમન તથા અસફનદયાર જેવા બહાદુર) સાથે અમદાવાદ આવ્યો. કહમથરો મહેલ કે જે અમદાવાદ શહેરની બહાર આવેલો છે તેમાં તેણે મૃકામ કર્યો. તેણે એવો ઠરાવ કર્યો હતો કે દરેક સવારે સો મુઘલ સવારે બહાર આવી અફઘાનોની ચોકી સામે ઉભા રહેવું અને તેમાંના પચાસ પચાસ સવારોએ આવી ચોકી કરનાર આદમીઓ સામે તીરકામઠાથી લડાઇ ચલાવવી. તે પ્રમાણે દરેક સવારે સો સવાર આવી રણુજંગમાં ઉભા રહેતા અને અફઘાનો તરફથી બે ત્રણ હજાર સવારોનું લશ્કર આવી તેમની સાથે લડાઇમાં ઉતરતું. કરેલા ઠરાવ પ્રમાણે મુઘલો તેમની સાથે તીરકામઠાની લડાઇ ચલાવતા. જ્યારે અફઘાનો મુઘલો પર હુમલો કરતા ત્યારે તેઓ ત્યાંથી પલાયન કરી જતા અને પાછા આવી અફઘાનોને હંફાવતા. સાંજની નિમાઝના વખત લગી આ પ્રમાણેની લડાઇ તથા વઢાવઢ ચાલતી. રાતની વખતે જ્યારે બંને તરફની ચોકીના માણસો પોતાને ઘેર જતા ત્યારે ત્રીસથી ચાળીસ સારી રીતે સજ્જ થયેલા મુઘલ સ્વારો પોતાની ચોકીમાંથી બહાર નીકળી શેરખાનની છાંવણી પર જતા અને તીરકામઠા ચલાવતા અને તેથી શેરખાનની છાવણીમાં ઘણી ગરબડ મચી રહેતી. ત્યારપછી તેઓ પાછા પોતાને ડેરે આવતા. એક પણ દિવસ એવો પસાર ન થતો કે અફઘાન લશ્કરના દશ વીશ માણસ માર્યા જતા યા તો જખમી થતાં નહિ. મુઘલ લશ્કરના ઘણુજ થોડા માણસ જખમી થતા યાતો માર્યા જતા. વળી બીજે દિવસે પાછા પોહ ફાટતાં પહેલા મુઘલ સ્વારો રણુજંગમાં જઈ ઉભા રહેતા અને બહાદુરીથી લડતા (લડાઇને ઇન્સાફ આપતા). આખો દિવસ અફઘાનોના બે ત્રણ હજાર સ્વારો બખતરના ભાર નીચે ઘોડા પર ખડા રહેતા અને તેઓને પોતાના દીલને ઠારવા માટે પાણી પીવા જેટલી પણ ફુરસદ મળતી નહિ. થોડા દિવસ આ પ્રમાણે ચાલ્યું અને અફઘાનો લાચાર થઈ ગયા. એક દિવસ મીરઝા ઇબ્રાહીમ હુસેનને ખબર મળી કે શેરખાનનો વઝીર કીકા નામનો બકાલ (વાણીયો) કે જેને ખાને મુવાફિર-ઉલ-મુલ્કનો ખિતાબ આપ્યો હતો તે ત્રણ હજાર સ્વાર સાથે પાટણથી ખઝાનો લઇ આવે છે

અને આજે હાજીપુર કે જે અમદાવાદથી દશ કોસ દૂર છે ત્યાં મુકામ કરવાનો છે. વળી તેની સાથેના સિપાઇઓ ઘણુાજ બેદરકાર છે કેમકે તેઓ એમ જાણે છે કે અમદાવાદનું લશ્કર ઘેરાયલું છે અને તેથી શહેર બહાર આવી શકશે નહિ ( એ વાતની પણ મીરઝાને ખબર મળી હતી ). મીરઝાએ કહ્યું " દુશ્મનોને ચાબકો મારવાનો આ બરાબર વખત છે. " આ બાબતમાં એતમાદખાનની સલાહ લઇ ઐખ્ત્યાર–ઉલ–મુલ્કના છોકરા ઝેનખાન કોકા હને એક હઝાર સ્વાર સાથે લઇ પોતાના ત્રણસો મુઘલો સાથે મધ્યરાત્રે ઇડર દરવાજામાંથી બહાર નીકળ્યો અને ઉતાવળી કૂચ કરી સવારમાં જે જગ્યાપરથી દુશ્મનો કૂચ કરી ગયા હતા તે જગ્યા પર આવી પહોચ્યો. તેઓના તંબુ તથા રસાલા રવાના થયા હતા અને તેની ચોકી કરનાર માણસો તેની સાથે કૂચ કરતા હતા. એટલામાં મીરઝા ઇબ્રાહીમ હુસેનના આવ્યાનો અવાજ તેમના કાન પર પડયો અને લડયા વગર તેઓ પલાયન કરી ગયા. એક અફઘાન અમલદાર જેનું નામ ઇબ્રાહીમખાન હતું અને જેને આબરુ વધારે પ્રિય હતી તે પોતાના થોડા માણસો સાથે ઉભો રહ્યો અને લડાઈમાં ઉતર્યો પણ માર્યો ગયો. ખઝાનો, હાથી તથા બીજા અસબાબો મીરઝાના હાથમાં આવ્યા અને પછી પોતે જે રસ્તે આવ્યો હતો તે રસ્તો બાજુએ મૂકી ત્યાંથી બે કોસ દૂર આવેલા ઉંચાણ રસ્તે થઇ અમદાવાદ ગયો. સવારમાં દિવસ ઉગ્યાને બે ઘડી થયા પછી શેરખાનને ખબર મળી કે રાતના ઇબ્રાહીમ હુસેન મીરઝા મુવાફિર–ઉલ–મુલ્ક સામે ગયો છે. તે (શેરખાન) મુવાફિરને મદદે દોડયો પણ તે તેના મુકામ પર પહોંચી વળે તે પહેલાં મીરઝા લૂંટ સાથે સહીસલામત પાછો પોતાના મૂકામ પર આવી પહોંચ્યો હતો. દરરોજની રીત પ્રમાણે સવારમાં મીરઝાના સો સ્વારો પાછા ફરી રણુજંગમાં ખડા ઉભા. આ બનાવ જોઇ શેરખાન તથા તેનું લશ્કર ઘણુંજ ગભરાયું તથા આશ્ચર્યમાં ગરક થઇ ગયું. જો કે મીરઝા આવી બહાદૂરીથી તથા શૌર્યથી જાનનું જોખમ ખેડતો હતો તોપણ તેનો હેતુ એવો હતો કે, એવું પરાક્રમ બતાવવું કે જેથી સૈયદ હામિદનો પરાજય થાય; કારણકે આ લડાઇ પહેલાં ઉપર વર્ણવ્યા પ્રમાણે મીરઝા સૈયદના હાથથી બે વખત પરા-

જય પામ્યો હતો. તેનું વેર સૈયદ હામિદ પર લેવાને તલપી રહ્યો હતો. જ્યારે શેરખાન સાથે આ લડાઇ ચાલતી હતી ત્યારે સૈયદ તેના મદદગારોમાંનો એક હતો અને પોતે તેના લશ્કર સાથે હાજર હતો. તેમનું કુટુંબ પરિવાર ધોળકા હતું. જો કે શેરખાનની છાવણીથી ધોળકા જવાનો મુખ્ય ધોરી રસ્તો પંદર કોસ દૂર આવેલો હતો છતાં અમદાવાદની દક્ષિણ તરફ એક બીજો પણ રસ્તો હતો કે જે શેરખાનની છાવણીથી ફક્ત બે કોસ જેટલોજ દૂર હતો. દર રાતના મીરઝા એવો વિચાર કરતો કે આ ટુંકે રસ્તે ધોળકા જવું અને તે પ્રમાણે તે જતો. સૈયદ હામિદના જાસુસો આવી ખબર હઝરત સૈયદની પાસે લાવતા અને તે સાબરમતી ઓળંગી જ્યાં બે રસ્તા ભેગા થતા અને જે જગ્યા છાવણીથી પાંચ કોસ દૂર તથા અમદાવાદ શહેરથી સાત કોસ દૂર આવેલી હતી ત્યાં જઇ પોતાના લશ્કરને લડાઇને માટે હારબંધ ગોઠવી ઉભા રહેતા. વળી મીરઝાને આ વાતની ખબર પડતી અને તે રસ્તામાંથી પાછો ફરી અમદાવાદ સીધાવતો અને સવાર લગી સૈયદ ત્યાં થોભતા. જ્યારે સૂર્યોદય થતો ત્યારે પાછા ફરીને પોતાની છાવણીમાં આવતા. મીરઝાએ કેટલાક દિવસ સુધી આ પ્રમાણે કરવું માંડી વાળ્યું હતું. એક રાતના પાછો તે ધોળકા તરફ જવા તૈયાર થયો. ફરી ઉપર વર્ણવ્યા પ્રમાણે જાસુસોએ એક બીજાને આ ખબર આપી. સૈયદ પોતાની રીત પ્રમાણે લડાઇ માટે સજ્જ થઇ આવ્યો અને ઉપર લખેલી નદીના કીનારા પર ઉભો. મીરઝા આ ખબર સાંભળી પાછો ફર્યો અને પોતાને ઘેર ગયો. આ પ્રમાણે કેટલીક વાર મીરઝા તથા સૈયદનું આવવા જવાનું થયું. આથી કરી નીકળતી વખત સૈયદ તથા તેના લશ્કરના માણસોમાં બેપરવાઇ તથા બીનકાળજીએ ઘર ઘાલ્યું. કેટલાક પોતાના શસ્ત્રો તથા બખતર કસતા અને કેટલાક પોતાની સાથે ઘોડો દોરી તેના પર (બખ્તર) મુકતા. કેટલાક સ્વારી વખત સૈયદ સાથે જતા અને કેટલાક સૈયદના ત્યાં પહોંચ્યા પછી તેને જઇ મળતા. દૈવયોગે એક દિવસ રાતના એવી ખબર મળી કે મીરઝા ધોળકા જવા નીકળ્યો છે. સૈયદ ઘણી ઝડપથી સ્વાર થયો અને ઉપલી જગ્યાએ જઇ પહોંચ્યો. તે રાતના સૈયદે પોતે પગને માટેનું બખતર પહેર્યું હતું પણ શરીર પર બખતર

પહેર્યું હતું નહિ. કેટલાક માણુસો સજ્જ થયેલા હતા તથા કેટલાક વગર સજ્જ થયલા હતા. કેટલાક તેમની સાથે હતા તથા કેટલાક તેમની પાછળ આવતા હતા. સૈયદે અલફખાન હબશી તથા સાદતખાન બુખારીને (જે તેના ધોળકામાં અમલદારો હતા) સંદેશો મોકલ્યો "એવી ખબર મળી છે કે મીરઝા ધોળકે જવા ઇરાદો રાખે છે. હું પણ તેની સામે જવા નીકળ્યો છું. તમે પણ ખબરદાર રહેજો." તેમનાં જે માણસો ધોળકામાં હતા તેમને સૈયદની મદદે મોકલ્યા અને તે બે અમલદારો તેમની પાછળ નીકળ્યા. અડધે રસ્તે પહોંચ્યા એટલે તેઓએ અબુલફતેહના છોકરા ઉડુ તથા ઉડુના છોકરા અહમદને કે જેઓ બંને શુરવીર, જુવાન, લડાઈમાં કસાયલા લડવૈયા હતા તેમને સીતેર એંસી માણુસો સાથે સૈયદને તેમના આગમનની ખબર કરવા મોકલ્યા કે જેથી તેઓ જલદીથી રસ્તો કાપી પુલ પર પહોંચે. તેઓ પછી આસ્તેથી રસ્તો કાપવા લાગ્યા. ઉડુ તથા અહમદ ઉતાવળથી રસ્તો કાપતા ચાલ્યા અને પોતાની ધારેલી જગ્યા પર આવી પહોંચ્યા. તે અરસામાં પાછળથી ઉતાવળી ચાલે ચાલતો એક સાંઢણી સવાર આવી પહોંચ્યો. તેઓએ તેને તે કોણ હતો અને કયાંથી આવતો હતો તે વિષે પૂછ્યું. તેણે કહ્યું "હું અલફખાનનો રબારી છું, અને ખાન પણ પાછળ આવે છે. મને ખાને સૈયદ કયાં લગી આવી પહોંચ્યા છે તેની ખબર કાઢવા મોકલ્યો હતો અને હું તે ખબર લઇ ખાન પાસે જાઉં છું." આ રબારી મીરઝાનો જાસૂસ હતો. આ વખતે સૈયદ પાસે ૨૫૦ સવાર હતા પણ તે બધા તેના સગા તેમજ બહાદુર લડવૈયા હતા કે જેઓ લડાઇને જમણુ તથા રણુજંગને જશન ગણુતા હતા. તેમની પાસે એક મધ્યમ કદનો હાથી હતો કે જેનું નામ 'પાકબચ્ચા' હતું અને જે હજૂ 'મસ્તી'ની ઉમરે પહોંચ્યો હતો નહિ. તેને તેઓ આગળ રાખતા અને તેના ઉપર 'મશાલચી'ને બેસાડતા કે જેથી લશ્કરના માણુસો દૂરથી તે મશાલનો પ્રકાશ જોય અને જલદીથી લશ્કરમાં પાછા મળી જાય. દૈવયોગે એવું બન્યું કે આ મશાલનો પ્રકાશ દૂરથી દુશ્મનના જોવામાં આવ્યો. એ અરસામાં રબારી પણ ખબર લાવ્યો "જુઓ. થોડા માણુસ સાથે સૈયદ હામિદ જાય છે." મીરઝા તથા રૂસ્તમખાન રૂમી કે જેને કૈવત

તથા બહાદુરીને લીધે બીજો રૂસ્તમ કહેતા હતા તથા એખ્ત્યાર-ઉલ-મુલ્કનો છોકરો ઇમાદ-ઉલ-મુલ્ક કે જે એક શુરવીર જુવાન હતો તે લોકો સાતસો આઠસો મુઘલ તીર અંદાઝ (તીર ફેંકનાર), રૂમી (તુર્ક) ટોપચીઓ તથા ગુજરાતી તલવારવાળા સાથે સૈયદના લશ્કર આગળ આવી પહોંચ્યા. જ્યારે હઝરત સૈયદ પાલડી ગામ આગળ પસાર થઇ તે ગામ તથા મરોલી વચ્ચે આવેલા કાંટાના જંગલમાંનો સાંકડો રસ્તો કે જે છાવણીથી ચાર કોસ દૂર હતો ત્યાંથી પસાર થતા હતા ત્યારે મુઘલોએ પાછળથી આવી તીરનો મારો ચલાવ્યો, રૂમીઓએ દારૂ ગોળો છોડયો અને ગુજરાતીઓએ ઘોડા મારી મૂકયા અને એવી બુમ પાડી કે દુશ્મનો આવી પહોંચ્યા છે. એવું બન્યું કે સૈયદની જમણી બાજુએ તેની અને કાંટાની ઝાડી વચ્ચે થોડી ખાલી જમીન આવી હતી, અને બીજી તરફ થોડી સીધી જમીન આવી હતી. સૈયદ ત્યાં ઉભા અને પોતાનું બખતર મંગાવ્યું જે લાવવામાં આવ્યું. જ્યારે તેણે પોતાનો હાથ તેમાં ઘાલ્યો કે તરતજ બખતર પર એક તીર વાગ્યું અને કાંટો ગુલાબમાં જાય તેમ તેના હાથમાં પેઠું. બીજું તીર તેના પગના બખતર પર વાગ્યું અને તે તેમાંથી આરપાર નીકળી તેના ઘુંટણમાં પેઠું. સૈયદે પોતાના હાથથી તે તીરોને ખેંચી કાઢયા અને કોઇને તે વિષે વાત કરી નહિ. પોતાનું બખતર તેણે એક વાર ફરીથી સજ્યું અને હાથમાં તીર લીધું. તેના બહાદુર સગાઓએ બહાદુરીથી કામઠા પકડી તીર ફેંકવા માંડયા. તે કાંટાની ઝાડીની એક તરફ સૈયદ પોતાના લશ્કર સાથે ઉભો હતો અને તેની બીજી તરફ દુશ્મન ગોઠવાયા હતા. બંને તરફથી તીરો હવામાં ઉડવા લાગ્યા.

મોતના પક્ષી પોતાની પાંખ ફફડાવવા લાગ્યા અને જવના દાણાની માફક પોતાની ચાંચમાં (લશ્કરના આદમીના) જાન લેવા તથા વિનાશના મુખમાં તેમને (તે જાન) મૂકવા લાગ્યા. સૈયદના સગા તે સાંકડી જમીનમાં ચણુગારાની માફક તે લડાઇમાં એક બીજાને મદદ કરતા અને તે ભયંકર રણજંગમાં તે શૂરવીરો અમર ભુતોની માફક રસ્તો કરતા. તે અરસામાં પાછળથી સાદાતખાન બુખારી બહાદુર સીતેર એંસી સવાર સાથે સૈયદની મદદે આવ્યો અને આ લડાઇમાં બહાદરીથી ભળ્યો. આ

તવારીખ લખનારનો જેષ્ટબંધુ શેખ યુસુફ લડાઇમાં સૈયદની ખીદમતમાં હતો. અને કોણી પર એક ઉપર બીજો એવી રીતે બે જખમ તેને લાગ્યા હતા. તે એમ કહેતા કે આ ભયંકર લડાઈ બે ઘડી ગરમ ચાલી અને આસમાન ભયાનક ભાસવા લાગ્યું. એટલામાં પ્રભૂએ ખૂશાલીનો દરવાજો ખોલ્યો. હાથીએ કાંટાની ઝાડીને તોડી અને તેમાં તે ઘુસ્યો અને સૈયદના બંધુઓ તથા શુરવીરો હાથીની પાછળ અલ્લાહ! અલ્લાહની બૂમ મારતાં હાથમાં તલવાર લઇ દુશ્મનો પર ટુટી પડયાં અને સખત લડાઇ થઇ. પછી તેઓએ દુશ્મનોને મારી હઠાવ્યા. પાછા બીજા કાંટાની ઝાડીમાં દુશ્મનો ભરાઇ ગયા અને લડવા ઉભા અને બંને બાજૂ તરફથી ફરી લડાઈ શરૂ થઇ, તે અરસામાં હુમલો તથા છાપો મારવાનું ચાલ્યું અને જબરો ઘોંઘાટ તથા શોરબકોર મચી રહ્યો. ઉડુ તથા અહમદ જેઓ આગળ ચાલતા હતા તેઓના કાનો પર બંદુકના તથા શોરબકોરના અવાજો અથડાયા. તેઓ હારબંધ સાથે ધસ્યા, અને લડાઇમાં દાખલ થઇ ગયા. સૈયદે કહ્યું. "હવે તમારો વારો છે! સિંહ જેવા બહાદુર શૂરવીરો હવે પાછી પાની કરશો નહિ." કાંઇ પણ ઢીલ વગર તેઓએ લડાઇમાં ઝંપલાવ્યું અને પરાજય પામેલા લશ્કરને નાસી જવું વધારે પસંદ છે તે કહેવત પ્રમાણે દુશ્મનોએ નાસવા માંડયું. સૈયદ વિજયી થયા. આ લડાઇમાં સૈયદના ઘણા બહાદુર માણસો માર્યા ગયા. તેમાંના ત્રણ ઘણાજ ઉમદા માણસો તથા સૈયદના સગા હતાઃ—સૈયદ અબ્દ—ઉસ—સલામ રસુલદાર જે ઉમદામાં ઉમદા માણસો હતો, અને સૈયદના બહાદુર અધિકારીઓમાંના યુસુફ શામી અને સૈયદ રીહાન કે જે સૈયદનો શાળો થતો હતો તે આ લડાઇમાં માર્યા ગયા. દુશ્મનોની બાજુના ઘણા સારા માણસો રણક્ષેત્રમાં પડયા. તેમાંનો એક દેવ સુલતાન નામનો જુવાન માણસ હતો કે જેની છાતીમાં સૈયદનું તીર પેઠું. તે તીર તેના બખતરમાં ઘુસી પીઠની આરપાર નીકળ્યું. જ્યારે વિજયની લહેર સૈયદના નિશાનના ઝૂમતા પર ફરકી અને તેમની ફીકર ચિંતા દૂર થઇ ત્યારે તેના ઘુંટણ પર લડાઈની શરૂઆતમાં જે તીરનો ઘા લાગ્યો હતો અને જેમાંથી ઘણું લોહી વહ્યું હતું તે (ઘા) પોતાની અસર બતાવવા લાગ્યો. તેણે કહ્યું "મને ઘોડા પરથી નીચે ઉ-

તારો પણ રણજંગમાંથી સવાર લગી મને બીજી જગ્યાએ લઈ જશો નહિ." જમીન પર તેમને સુવાડતાની સાથ સૈયદ મૂર્છાગત થયા અને સવારલગી તે સ્થિતિમાં રહ્યા. જ્યારે સૂર્યોદય થયો ત્યારે શેરખાન તથા આખું અફ્ઘાન લશ્કર આવ્યું તથા સૈયદને પાલખીમાં સુવાડી તેમની હિંમત તથા શૌર્યની પ્રશંસા કરતાં તેમને છાવણીમાં લાવ્યા. સૈયદના ઘોડાનું નામ "દુલદુલ" હતું અને તે આરબ જાતનો હતો. તે ઘોડાની છાતીમાં બંદુકની ગોળી લાગી હતી અને તે આરપાર ગઇ હતી. જ્યાં લગી તેની પીઠ પરથી સૈયદ નીચે નહિ ઉતર્યા ત્યાં લગી તે ઘોડાએ જમીન પર પોતાની પીઠ મુકી નહિ (જમીન પર પડયો નહિ). પણ સૈયદ નીચે ઉતર્યા કે તરત તે પણ જમીનપર તુટી પડયો અને મરણ પામ્યો.

આ અરસામાં એકાએક એવી ખબર મળી કે અકબર પાદશાહનો વિજયી વાવટો ડીસા જે પાટણથી ૨૦ કોસ દૂર આવેલું છે ત્યાં આવી પહોંચ્યો છે ( અકબર પાદશાહ લશ્કર સાથે ડીસા આવ્યો છે ). મીરઝા ઇબ્રાહીમ હુસેનને આ ખબર પહેલી મળી. મીરઝાએ એતમાદખાનને કહેણ મોકલ્યું "અત્યાર લગી જે લડાઇઓ તમે લડતા હતા તેમાં જો એક હારતું અને બીજાું જીતતું તો પણ તેની કાંઇ પણ દહેશત નહોતી. થોડા વખતમાં પાછી તેઓ વચ્ચે સલાહ સંપ તથા મિત્રાચારી થતી અને દરેક જણ પોતાને મુકામ ચાલ્યા જતા. હમણાં જો ગુજરાત અકબર પાદશાહના અમલદારોના હાથમાં જશે તો તે તમારૂં જડમુળ કાઢી નાંખશે. અમને એવી ખબર મળી છે કે પાદશાહ ઘણાજ થોડા માણસ સાથે આવે છે. જો તમે તથા શેરખાન મળી જશો અને મને મોખરો સોંપશો તો પાદશાહ સાથે એકવાર આપણે લડાઇમાં ઉતરીએ અને આપણે જોઇશું કે ભાગ્યદેવી વિજયની માળા કોના ગળામાં આરોપે છે તથા પરમેશ્વર કોને પોતાની દૈવી મદદ કરે છે ! " એતમાદખાનને આ વાત પસંદ પડી નહિ. મીરઝા ઇબ્રાહીમ હુસેન પોતાની જાગીરમાં ચાલ્યો ગયો. જ્યારે મજકુર ખબર શેરખાન તથા તેના અફ્ઘાનોએ સાંભળી ત્યારે શેરખાનની રજા લીધા વગર ( જે ત્યાં હતો ) તેઓએ પાટણ તરફ ચાલવા માંડયું. શેરખાનના છોકરાઓ મહ-

મદખાન તથા બદ્રખાને પણ પાટણ તરફ પ્રયાણ કર્યું. શેરખાન જેના લશ્કરની સંખ્યા ચાળીશથી વધારે હતી નહિ તે તેટલા માણસ સાથે માન્દુ ( માળવા ) થી ધોળકા આવ્યો અને ત્યાં લગી સુલતાન મુઝફ્ફર પણ તેની સાથે રહ્યો હતો. જ્યારે શેરખાન ત્યાંથી સોરઠ રવાના થયો ત્યારે સુલતાન મુઝફ્ફર શેરખાનથી છુટો પડ્યો અને અકબર પાદશાહના અમલદારોની પાસે ગયો. આ બનાવ પહેલાં ગુજરાતના તમામ અમીરો મહાન અકબર પાદશાહની હજૂરમાં હાજર થયા અને તેની તાબેદારી ઉઠાવી. જ્યારે મહાન અકબર પાદશાહ પાટણ આવ્યો ત્યારે ત્યાંથી તેણે ઐન–ઉલ–મુલ્ક હકીમને એતમાદખાન તથા તેના મળતીઆ અમીરોની પાસે મોકલ્યો કે જે તેઓને સમજાવી પાદશાહ પાસે લાવે. તેણે સૈયદ અબ્દુર્રહીમ બુખારીના છોકરા સૈયદ મહમદને સૈયદ હામિદ બુખારીને પાદશાહની મહેરબાનીની ખાતરી આપી પોતાના દરબારમાં લાવવા મોકલ્યો. એતમાદખાન, એખત્યાર–ઉલ–મુલ્ક, અલફ્ખાન, જુજહારખાન તથા ગુજરાતના બીજા અમીરો કડી પ્રાંતની નજીક આલમપનાહ ( દુનીઆનો આશ્રય ) મહાન અકબર પાદશાહની ખીદમતમાં હાજર થયા. બીજે દિવસે સૈયદ હામિદે કડી પ્રાંતના હાજીપુર કસબા નજદીક પડાવ નાંખ્યો અને અકબર પાદશાહની ખીદમતમાં હાજર થવાનું માન પ્રાપ્ત કર્યું. પાદશાહના અમલદારોએ અલફ્ખાન તથા જહુજહારખાનને કેદમાં પુર્યા. ગુજરાતના બધા અમીરો પર અકબર પાદશાહ ગુસ્સે છે એમ સમજી તેના લશ્કરના સિપાઇઓએ તેમના તંબુ પર લૂંટફાટ શરૂ કરી અને તેમનો ઘણો ખરો સરંજામ લૂંટી લીધો. જ્યારે પાદશાહના જાણવામાં આ વાત આવી ત્યારે તેણે તે લૂંટફાટ ચલાવનાર સિપાઇઓને ઘણી સખત સજા ફરમાવી અને એતમાદખાનને દીલાસો આપ્યો. હિ. સ. ૯૮૦ ( ઈ. સ. ૧૫૭૩ ) ના રજબ મહિનાની ૨૩ મી તારીખે આ બનાવો બન્યા અને અબજદ રીતિ પ્રમાણે મજકુર વરસ “ નુ હ. સદ. ઓ હશતાદ (૯૮૦) ” એ શબ્દ પરથી પણ ઉપજાવી કઢાય છે.

ટુંકમાં જ્યારે મહાન અકબર પાદશાહ અમદાવાદ પધાર્યા ત્યારે ભરૂચથી ચંગીઝખાનની મા ત્યાં આવી અને તેણે ફરીયાદ કરી “ જુજહારખાને

મારા પુત્રને ગેરવાજબી રીતે મારી નાંખ્યો છે (જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે). ન્યાયી પાદશાહ મને તેનો ન્યાય આપે." આ બનાવ ચંગીઝખાનની માના કહેવા પ્રમાણે બન્યો હતો. સુલતાને તે ઉપરથી એવો હુકમ કાઢ્યો કે જુજહારખાનને હાથીના પગ નીચે છુંદાવી નાંખવો અને તે પ્રમાણે તેને મારી નાંખ્યો. કેટલાક દિવસ પછી અકબર પાદશાહ ઝામીર અઝીઝ કોકલતાશને અમદાવાદમાં મૂકી ખંભાત સિધાવ્યો. એતમાદખાને પોતાનો સામાન ભેગો કરી તેને પાછળથી આવી મળવા અકબર પાદશાહ પાસે એક અઠવાડીઆની રજા માંગી. (અકબર) પાદશાહે કૂચ કરી અને ખાન રજા લઇ અમદાવાદ રહ્યો. એખત્યાર–ઉલ–મુલ્ક ઘણોજ નાસી પાસ થયેલો હતો. તેણે એતમાદખાનને કહ્યું "મારાથી નવી સલ્તનતનો તાપ સહન થઇ શકશે નહિ. હું બહાર ચાલ્યો જઇશ. જો તમે આવવા માગતા હો તો ચાલો." એતમાદખાને કહ્યું "મારાથી એ બની શકશે નહિ." એખત્યાર–ઉલ–મુલ્ક લુણાવાડાના જંગલમાં ચાલ્યો ગયો અને એતમાદખાન પોતાના વચન પ્રમાણે ખંભાત જઈ પાદશાહની તહેનાતમાં હાજર થયો. કેટલાક અમીરોએ પાદશાહને કહ્યું "જો કે હાલ એતમાદખાન નાસી ગયો નથી તોપણ આખરે તે નાસી જશે". આ ઉપરથી એતમાદખાનને અકબરના તાબાના કેટલાક અમીરોએ કેદ કર્યો. ખંભાતથી અકબર સુરતનો કિલ્લો સર કરવાના વિચારથી તે તરફ સિધાવ્યો. જ્યારે મહી નદી ઉતરી પાદશાહી લશ્કરે બરોડા મૂકામ કર્યો ત્યારે રૂસતમખાન કે જે ઇબ્રાહીમ હુસેન મીરઝા સાથે ભરૂચ હતો તેને બોલવવાને માટે પાદશાહી હુકમ કાઢવામાં આવ્યો. જ્યારે ઈબ્રાહીમ હુસેન મીરઝાને આ ફરમાનની ખબર પડી ત્યારે જો કે તેની અને રૂસતમખાન વચ્ચે કુરાનનાં શપત હતા છતાં મીરઝાએ તેને મારી નાંખ્યો અને ભરૂચથી નીકળી હિંદુસ્તાન જવા ચાંપાનેરના ડુંગરનો રસ્તો લીધો. જ્યારે આ ખબર વડોદરાની નજદીકમાં અકબર પાદશાહને મળી ત્યારે તેની પાછળ એક ટુકડી મોકલી અને પાછળથી પોતે પણ ઉતાવળી કૂચે તેની પૂઠ પકડી અને સરનાલ ગામ (કસબો) કે જે સાંકડી ખીણનાં ટોચ પર આવેલું છે ત્યાં નીમેલી ટુકડી મીરઝાને પકડી પાડે તે પહેલાં

અકબર પાદશાહે પોતાના ૧૩ સવાર સાથે પકડી પાડયો. જો કે મીરઝા પાસે ૩૦૦ થી ૪૦૦ સવાર હતા છતાં થોડી ઝપાઝપી થયા પછી પોતે ત્યાંથી પલાયન કરી ગયો. પાદશાહ ધણે દૂરથી ઉતાવળી કૂચે આવ્યો હતો તેથી મીરઝા છટકી જવા પામ્યો. પાદશાહે મજકુર કસબામાં પડાવ નાંખ્યો અને ત્યાંથી નીકળી પાછા છાવણીમાં મળી ગયો અને ત્યાંથી ભરૂચ રવાના થયો. ત્યાંનો કિલ્લો સર કરી ત્યાંથી પાદશાહે સુરત તરફ કૂચ કરી તે વખતે હમઝમાન નામનો મીરઝા હુસેનનો ગુમાસ્તો ( નાયબ ) ત્યાં હતો. તેણે કિલ્લામાં આશ્રય લીધો. કિલ્લાની આસપાસ સૂરંગ તથા ખાઇઓ ખોદવામાં આવી અને લડાઇ તથા ઝપાઝપી શરૂ થયાં.

આ અરસામાં શેરખાન ફોલાદી કે જે પોતાના કુટુંબને લઇ ઇડરના ડુંગરોમાં ચાલી ગયો હતો, તેના પુત્ર મહમદખાને ત્યાંથી પાછા ફરી પાટણ પર હુમલો કર્યો. સૈયદ અહમદખાન બારહા કે જે અકબર પાદશાહ તરફથી તે કિલ્લાની કિલ્લેદારી કરતો હતો તેણે નહિ "કિલ્લ કેહમદ" ( જૂનો કિલ્લો ) ની અંદર આશ્રય લીધો. મહમદખાન શહેરના કિલ્લામાં દાખલ થયો.

જ્યારે ઇબ્રાહીમ હુસેન મીરઝા હિન્દુસ્તાન તરફ રવાના થયો ત્યારે મહમદ હુસેન મીરઝા તેનાથી જુદો પડયો અને સારનના નાળા આગળ થઇ મહી નદી ઉતરી ખંભાત બંદરને ડાબા હાથ પર છોડી ધોળકા તથા ધંધુકા મુલકમાંથી પસાર થઇ રાણુપોર ગયો. જ્યારે મહમદખાન પાટણ આવ્યો ત્યારે શેરખાન સોરઠ તરફથી આવી મીરઝા મહમદ હુસેનને મળી ગયો. ત્યાંથી બન્ને જણુ સાથે નીકળી પાટણુમાં મહમદખાનના લશ્કર સાથે ભળી ગયા અને તેઓના લશ્કરની સંખ્યા લગભગ દશ હજાર સવાર થવા પામી. પાદશાહના ફરમાન પ્રમાણે અમદાવાદથી નવાબ મુસતતાબ મીરઝા કોકા, તથા બીજા પાદશાહી અમીર જેવા કે—કુતબુદ્દીન, મહમદખાન, સૈયદ મહમદ બુખારી, નવાબ અઝદ—ઉદ—દૌલાના જ્યેષ્ટ બંધુ, સૈયદ જાફર બુખારી હાજી અબદુલ વહાબનો પૌત્ર શેખ મહમદ બુખારી, શાહબુદાધખાન, નૌરંગખાન તથા બીજાઓ નીકળ્યા. ઉતાવળી કૂચ કરતા તેઓ પાટણ નજદીક પહોંચ્યા અને શેરખાન સાથે

ખુનખાર લડાઇમાં ઉતર્યા. સયાદતના આશ્રમ સૈયદ મહમદ બુખારી, સૈયદ જાફર–નવાબ અઝદ–ઉદ–દૌલાના જેષ્ટ બંધુ, શેખ ફરીદી કે જે મુરતઝાખાનનો ખિતાબ ધરાવતો હતો, તેઓએ શરાતનને પુરતો ઇનસાફી આપ્યો (બહાદુરીથી લડી ) અને મરણનો પ્યાલો (દારૂ) ચાખ્યો (મેદાનમાં પડયા). ઘણા અફઘાનો માર્યા ગયા. આખરે જો કે વિજયનો પવન નવાબ મુસતતાબના નિશાનના ફુમતા પર વાયો (નવાબ વિજયી થયો, તોપણ આ વિજય આવા બે મહાન પુરૂષોના મરણથી પ્રાપ્ત થયો હતો. થવાનું હતું તે થયું.

ટુંકમાં પોતાના પરાજય થયા પછી શેરખાન સોરઠ ગયો. તેનો પુત્ર મહમદખાન થોડા અફઘાનો સાથે ઇડરના ડુંગરમાં ભરાઇ ગયો. મહમદહુસેન-મીરઝા સુલતાનપોર તથા નંદરબારની સરહદમાં ચાલ્યો ગયો અને વિજયી નવાબ અમદાવાદ આવ્યો.

આ અરસામાં હમઝમાન પણ સુરતથી આવ્યો અને પાદશાહના (કદમ બોસી) પાદ ચુંબનનું માન પાપ્ત કર્યું. પાદશાહે સુરત તથા તેની આસપાસના તાબાના ગામો કીલીજ મહમદખાનને તથા ખાનઆઝમ મીરઝા કોકલતાશને ગુજરાતની સુબેદારી (હકુમત) સોંપી અને પોતે પાયતખ્ત આગ્રા તરફ સિધાવ્યો. જે મુઘલ અમીરોને ગુજરાતમાં જાગીર આપવામાં આવી હતી તેની વિગત નીચે પ્રમાણે છેઃ—

મીરઝા કોકલતાશ ખાનઆઝમને અમદાવાદ, પેટલાદ તથા બીજા પરાગણાઓ.

| | |
|---|---|
| નવાબ પીરમહમદખાન કે જે મોટા ખાન ( ખાનેકલાન ) તરીકે મશહુર છે તેને | પાટણ |
| નવાબ કુતબુદ્દીન મહમદને | ભરૂચ. |
| નવાબ ઔરંગખાનને | વડોદરા. |

સૈયદ હામિદને ધોળકા, ખાનપુરનો ટપ્પો તથા સમી પરગણું. સૈયદ મહમુદ બુખારીને અસલના રીવાજ પ્રમાણે રોકડ દરમાયો નક્કી કરી આપ-

વામાં આવ્યો. બીજા અમીરોને પણ બીજા પરગણાંઓ જાગીરમાં આપવામાં આવ્યા.

થોડો વખત આ પ્રમાણે દરેક અમીરે પોતાની જાગીરમાં પસાર કર્યો હશે એટલામાં એખત્યાર–ઉલ–મુલ્ક તથા શેરખાન ફોલાદીનો પુત્ર મહમદખાન કે જેણે પોતાના અફઘાનો સાથે ઇડરના ડુંગરોમાં આશ્રય લીધો હતો તે ત્યાંથી બહાર આવ્યા. તેઓને દાબી દેવા (હાંકી કાઢવા) નવાબ આઝમ અહમદનગર કે જે ઇડરથી દસ કોસ દૂર આવેલું છે તે તરફ સિધાવ્યો. આ અરસામાં મહમદ હુસેન મીરઝા નંદરબારથી ઉતાવળી કૂચે આવ્યો અને તેણે ભરૂચનો કિલ્લો સર કર્યો. તે ઉપરથી નવાબ કુતબુદ્દીન મહમદખાન વડોદરાથી અમદાવાદ ગયો. આ ખબર સાંભળી મીરઝા આઝીઝે સૈયદ હામિદ બુખારી, નવાબ નૌરંગખાન, બાઝ બહાદુરખાન અને શેખ મહમદ ધઝનવીને પોતાના ચુનંદા સ્વારો સાથે કુતબુદ્દીન મહમદખાનની સોબતમાં મીરઝાને હાંકી કાઢવા મોકલ્યા. આ બધું લશ્કર કુતબુદ્દીન મહમદખાનના લશ્કર સાથે અસામલી કે જે ધોળકાથી પાંચ કોસ દૂર છે ત્યાં મળી ગયું અને મીરઝા જે ૩૦૦ સ્વાર સાથે ખંભાત હતો તેની સામે ગયું. આ ઇતિહાસ લખનાર પણ તે લશ્કરમાં સૈયદ હામિદ ( સયાદતના આશ્રમ )ની ખીદમતમાં હાજર હતો.

ટુંકમાં જ્યારે તેઓ ખંભાત નજદીક પહોંચ્યા ત્યારે એવી ગોઠવણ કરવામાં આવી કે કુતબુદ્દીન મહમદે ભરૂચના દરવાજા તરફથી આવવું, નૌરંગખાન, બાઝ બહાદુરખાન તથા શેખ ધઝનવીએ અમદાવાદી દરવાજા તરફથી અને સૈયદ હામિદે દરીઆની જે તરફ ફુરજો આવેલો છે તે તરફથી. દરેક જણ ગોઠવણ પ્રમાણે પોતાની જગ્યા પર જઇ ઉભા. મીરઝાએ બંને દરવાજા પર પોતાના માણસો નીમ્યા અને પોતે ફુરજાના દરવાજા આગળ રહ્યો. જ્યારે સૈયદ હામિદ તે તરફ આવ્યો ત્યારે મીરઝા શહેર બહાર આવ્યો અને તેની સાથે લડાઇમાં ઉતર્યો. જો કે મીરઝા ઘણીજ બહાદુરીથી દુશ્મનો સાથે લડયો પણ ફાવી શકયો નહિ અને પાછો ફર્યો. દરવાજામાંથી ત્રણ વખત બહાર આવી તેણે ત્રણ વખત સૈયદના લશ્કરપર હુમલો કર્યો પણ ત્રણે વખત પરાજય પામી દરવાજામાં પાછો ભરાયો. બીજી બધી બાજુ તરફ

પણ સવારથી તે સાંઝ લગી ખુનરેજી લડાઇ ચાલી. આખરે વિજય કર્યા વગર બંને પક્ષના અમીરો પાછા ફર્યા, અને ખંભાતની નજદીકમાં પડાવ નાંખ્યો. રાતે મીરઝા બહાર આવ્યો અને ઉતાવળી કૂચે રસ્તો કાપી મહમદ ખાન તથા એખત્યાર-ઉલ-મુલ્ક કે જે ઇડરથી નીકળી આવ્યા હતા તેમની સાથે મળી ગયો. નવાબ મુસતતાબ જે તેમની પાછળ પ્રડયો હતો તે પાછો ફર્યો અને અમદાવાદ શહેરમાં આવી તેણે આશ્રય લીધો. દુશ્મનના લશ્કરે આવી શહેરને ઘેરો ઘાલ્યો. કુતબુદ્દીન મહમદ તથા સૈયદ હામિદ તથા બીજા અમીરો પણ ઉતાવળી કૂચ કરતા શહેરમાં દાખલ થયા. આ ઘેરો બે મહિના લગી ચાલ્યો. આખરે પાદશાહ ઉતાવળી કૂચે આગ્રાથી નીકળ્યો અને નવમે દિવસે થોડા માણસો સાથે અમદાવાદ આવ્યો અને દુશ્મનો જે અત્યાર લગી તારાની માફક ઝળકી રહ્યા હતા તે વિજયી (આફતાબ) સૂર્યના પ્રકાશ આગળ ઝંખવાણા તથા ફીક્કા પડી ગયા. દુશ્મનોમાંના કેટલાકે મોતના દ્વાર તરફ ઉચાળા ભરી ચાલવા માંડયું અને કેટલાક ત્યાં(રણજંગ-માંથી)થી પલાયન કરી ગયા. યમરાજની કચેરી તરફ ઉચાળા ભરનાર મીરઝા મહમદ હુસેન, એખત્યાર-ઉલ-મુલ્ક, તથા દરીઆખાન હતા તથા બીજા ઘણા અમીરોએ પણ તેમની સાથે તે રસ્તો ગ્રહણ કર્યો. પાદશાહ વિજયનો વાવટો ઉડાવતો અમદાવાદ શહેરમાં દાખલ થયો અને ચાર પાંચ દિવસ ત્યાં મુકામ રાખી અસલની માફક નવાબ મુસતતાબ આલમખાન (મીરઝા અઝીઝ કોકા) ને ગુજરાતની હકુમત સોંપી પોતાના પાયતખ્ત (રાજ્યધાની) આગ્રા શહેર તરફ સિધાવ્યો. આ બનાવ હિ૦ સન ૯૮૧ ના જમાદી-ઉલ-અવલ મહિનાની ચોથી તારીખને બુધવાર (ઇ. સ. ૧૫૭૪) ને દિવસે બન્યો.

આ વખતે સૈયદ હામિદને તેના કુટુંબકબીલા, માલમતા તથા મીલકત સાથે પાદશાહ પોતાના વિજયી રિકાબની સંગતમાં લઇ ગયો અને ધોળકા પ્રગણું વઝીરખાનને જાગીરમાં આપ્યું અને તેને અમીનખાન ઘોરી કે જેના કબજામાં તે અરસામાં સોરઠપ્રાંત હતો તેની સામે જવા નીમ્યો. વઝીરખાન ઘોરી સામે ગયો અને તેની સાથે લડાઇમાં ઉતર્યો પણ ફાવ્યો નહિ અને

તેના ઘણા માણસો માર્યા ગયા. તે પાછો ફર્યો અને અમદાવાદ આવ્યો અને ત્યાંથી પાદશાહના દરબારમાં ગયો. મીરઝા આઝીઝ કોકા (નવાબ મુસતતાબ)એ બે વરસ તથા થોડા મહિના ગુજરાતની હકુમત ચલાવી. ત્યાર પછી તેજ વરસમાં ગુજરાતની હકુમત પાદશાહના હુકમથી વઝીરખાનને સોંપવામાં આવી. વઝીરખાનની હકુમત બે વરસ ચાલી, પણ તે અરસામાં દેશનો વહીવટ સંતોષકારક હતો નહિ. ત્યાર પછી થોડો વખત રહી ગુજરાતનો વહીવટ શાહબુદીન અહમદખાને સોંપવામાં આવ્યો, હિ. સ. ૯૮૪. અહમદખાને મેવાસમાં કિલ્લા બાંધ્યા અને તે કિલ્લામાં થાણા મૂકયાં અને તે પ્રદેશનો બંદોબસ્ત તથા વ્યવસ્થા કરી. જેથી ત્યાંના ટંટા ફીસાદ દૂર થયા અને લોકો સુખશાંતિમાં (આશાયેશ તથા રાહતમાં,) વખત પસાર કરવા લાગ્યા.

આ પ્રમાણે થોડો વખત ચાલ્યું. ફતેહખાન શેરવાની કે જે અમીનખાન ઘોરીના લશ્કરનો મુખ્ય સરદાર હતો અને બહાદૂરીમાં જેની બરોબરી કોઇ પણ તે અરસામાં કરી શકે એમ હતું નહિ, તે અમીનખાનથી રીસાઇ શાહબુદીન અહમદખાન પાસે આવ્યો અને તેને કહ્યું “ જો આપ મને લશ્કર આપો તો સોરઠ તથા જુનાગઢ હું અમીનખાન પાસેથી લઇ લઉં ( પડાવી લઉં ). મજકુર નવાબે પોતાના ભત્રીજા મીરઝાખાનને ચાર હજાર સવાર સાથે નીમ્યો અને ફતેહખાન તે લશ્કર લઈ રવાના થયો. જ્યારે ખાન સોરઠ આવ્યો ત્યારે અમીનખાને પોતાના એલચીને મોકલ્યા અને કહેવડાવ્યું “ હું ખંડણી આપવા તૈયાર છું, અને એવો કરાર કરૂં છું કે થોડો મુલક મારી પાસે જાગીર તરીકે રહેવા દેવો અને બાકીનો તમને આપવા તૈયાર છું. વળી જુનાગઢનો કિલ્લો મારા કુટુંબ કબીલા તથા માલમતાના આશ્રમ માટે મારી પાસે રહેવા દેવો. ” તેઓએ કહ્યું “ અમે જુનાગઢનો કિલ્લો લેવા માટે આ સવારી લઇ ખાસ આવ્યા છઇએ. ” આ ઉપરથી સલાહ થઇ નહિ અને તેઓએ ઉતાવળથી કૂચ કરી. પહેલેજ દિવસે ફતેહખાને જુનાગઢ કે જેને મુસ્તફાબાદ પણ કહે છે તે સર કર્યું. અમીનખાને શહેરના કિલ્લામાં આશ્રય લીધો અને તે મજબુત કર્યો. દૈવયોગે ફતેહખાન બિમાર પડયો અને તેજ બિમારીમાં થોડા દિવસમાં આ ફાની દુનીઆ છોડી

અનંત ધામમાં સિધાવ્યો. મીરઝાખાન જુનાગઢ શહેર છોડી માંગલોર કે જે જુનાગઢથી ૨૦ કોસ દૂર આવેલું છે ત્યાં ગયો અને તે શહેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. અમીનખાને જામ પાસથી મદદ માગી. જામનો વઝીર જસા ચાર હજાર સવાર સાથે અમીનખાનની કુમકે આવ્યો. અમીનખાન જુનાગઢના કિલ્લામાંથી બહાર આવ્યો. અને માંગલોર તરફ ગયો. મીરઝાખાન કોડીનાલ તરફ ગયો. અમીનખાન પણ તેની પૂઠે પડયો અને 'કોડીનાલ' નજીક આવી પહોંચ્યો. મીરઝાખાન લડાઇમાં ઉતર્યો અને તેનો પરાજય થયો, અને તેના લશ્કરના ઘણા માણસો માર્યા ગયા. તેનો બધો અસબાબ (સરંજામ) દુશ્મનના હાથમાં આવ્યો અને મીરઝાખાન થોડા ઘવાયલા માણસો સાથે અમદાવાદ આવ્યો.

એ અરસામાં સુલતાન મુઝફ્ફર અકબરના પાદશાહની ખીદમતમાંથી નાસી ગુજરાત આવ્યો, અને થોડો વખત નરવારીકે જેની રાજધાની રાજપીપળા છે ત્યાં તેણે મુકામ કર્યો. ત્યાંથી કુતબુદ્દીન મહમદખાનની બીકને લીધે નીકળી તે ખેરી કે જે સોરઠ પ્રદેશના સુરધાર પ્રાંતનું ગામ છે ત્યાંના લુમ્ભા કાઠી પાસે ગયો અને ત્યાં રહ્યો.

થોડા વખત પછી ગુજરાતની હકુમત શાહબુદ્દીન અહમદ પાસેથી લઇ એતમાદખાન ગુજરાતીને સોંપવામાં આવી. શાહબુદ્દીન પાદશાહના દરબારમાં જવા રવાના થયો.

મુઘલ લોકોની સાતસો આઠસો સવારની એક ટુકડી છે જેને વઝીરખાની કહેતા હતા તે શાહબુદ્દીનના લશ્કરથી છુટી પડી અને અમદાવાદ શહેરમાં રહી. તેના સરદારોનાં નામ ખલીલબેગ, મીર યુસુફ, મહમદ બખશી, કાદર બેગ, અબાલીક ઉઝબેક, મીર આબેદ. મીર કચ ખાન, મુગલબેગ, ખાજા અબદુલ્લા, તરસુનબેગ, મીરમબેગ, ધઝનફરખાન, કુરબાનઅલી બહાદુર, મીરઝા અબદુલ્લા, તૈમુર હુસેન વગેરે હતા. આ બધા સરદારોએ ભેગા મળી એતમાદખાનને અરજ કરી "અમે આપની આજ્ઞાએ શાહબુદ્દીન અહમદખાન તરફથી જુદા પડી શહેરમાં રહ્યા છીએ. જો અમારા અવેજનું નક્કી કરો તો આપની તહેનાતમાં કાયમ રહીએ." એતમાદખાને કહ્યુ "મને

એવો હુકમ મળ્યો છે કે સ્વારોનો પગાર મહિને ૧૦ રૂપીયાથી ઉપર ન જાય તેના પર મારે ધ્યાન રાખવું. તમે બધા મુઘલો આ દરમાયા પર તમારા દિવસ ગુજારો એમ બની શકે તેમ નથી. તેટલા માટે તમે તમારી રોજી માટે બીજો બંદોબસ્ત કરો." જ્યારે તેઓએ જોયું કે શાહબુદ્દીનથી તેઓ છુટા પડયા છે અને એતમાદખાન હાથ મુકવા દેતો નથી ત્યારે તેઓએ કહ્યું "આપણે કયાં જવું? ચાલો આપણે સુલતાન મુઝફ્ફરપાસે જઇએ અને તેને બહાર લાવી લૂંટફાટ ચલાવીએ."

મિસરા—જોઇએ નસીબ દેવી કોને મદદ કરે છે અને કોની તરફ તેનું વલણ છે?"

તેઓ બધા અમદાવાદ શહેરમાંથી બહાર આવી ધોળકા ગયા. ધોળકાથી લુંભા કાઠી પાસે ખેરી ગયા. ત્યાં તેઓ સુલતાન મુઝફ્ફરને મળ્યા અને તેની સાથે કોલકરાર કરી તથા વફાદારીના વચન આપી તેઓ લુમ્ભા કાઠી તથા તેના ત્રણ ચાર હજાર કાઠી સવાર સાથે લઇ અમદાવાદ તરફ જવા નીકળ્યા. આ ખબર એતમાદખાનને મળી (શાબાન મહિનાની ૨૫ મી તારીખ ને સોમવારે). એતમાદખાન પોતાના છોકરા શેરખાનને અમદાવાદ મૂકી શાહબુદ્દીન અહમદખાનને પાછો બોલાવી લાવવા ઉતાવળી કૂચે નીકળ્યો. શાહબુદ્દીન અહમદખાન કે જે કડીમાં પડાવ નાંખી પડયો હતો તેને તે રાતો રાત મળ્યો, અને શાહબુદ્દીનને પાછા ફરવા અરજ કરી. શાહબુદ્દીન અહમદખાને કહ્યું "તે મુલક આપને સોંપવામાં આવ્યો છે અને અમારે હવે તેની સાથે કાંઇ પણ સંબંધ નથી. પાદશાહના ફરમાન પ્રમાણે હું તેમના દરબારમાં જાઉંછું." જ્યારે એતમાદખાને ઘણી ખ્હોસ કરી ત્યારે તેણે કહ્યું "પાદશાહને તમે લખો કે દુશ્મન ગુજરાતનો મુલક લેવાની તૈયારીમાં હતા અને તેની સાથે લડવાની મારામાં તાકાત હતી નહિ. તેથી મેં તે મુલક શાહબુદ્દીન અહમદખાનને પાછો સોંપ્યો, કે જેથી તે અસલની માફક તેની વ્યવસ્થા કરે. જો તમે આ પ્રમાણે લખો તો હું પાછો ફરૂંછું નહિતર તમે જાણો અને તમારા દુશ્મન જાણે". આ રકઝકમાં સોમવાર અને મંગળવાર પસાર થયા. સુલતાન મુઝફ્ફર શાબાન મહિનાની ૨૭ મી

તારીખ ને બુધવારે બપોરની નિમાઝ વખતે અમદાવાદ શહેર નજીક રાયખડ દરવાજો કે જ્યાં આગળના કિલ્લાની દિવાલ બીસમાર હાલતમાં હતી અને મરામત થઇ હતી નહિ, ત્યાં આગળ આવી પહોંચ્યો. મુજાહિદખાન ગુજરાતી તેની મરામત પર દેખરેખ દાખતો હતો અને તેની ચોકી કરતો હતો. સુલતાનની સાથના મુધલ સવારોમાંથી થોડા પોતાના ઘોડા પરથી નીચે ઉતર્યા અને તે દિવાલ પર ધસ્યા. થોડી વાર લડયા પછી મુજાહિદખાન ત્યાંથી નાસી ગયો. સુલતાન કિલ્લામાં દાખલ થયો. શેરખાન જે ભદ્રના કિલ્લા નજીક 'ચોખંડી'માં બેઠો હતો તે સ્વાર થઇ થોડા માણુસો સાથે શેખ ભથરીના મકાન તરફ દોડી ગયો. તે મકાન લગી પહોંચ્યો હશે એટલામાં તેણે મુઝફ્ફર સુલતાનના થોડા મુધલ સ્વારોને પોતાની તરફ આવતા જોયા. શેરખાને પોતાના ઘોડાની લગામ ફેરવી અને ત્યાંથી નાસી ગયો. સુલતાન મુઝફ્ફર પાછો પોતાની અસલ જગ્યા પર બેઠો અને શહેરનો માલીક બન્યો. આ બીના હિ. સન ૯૯૧ માં બની. ( ઇ. સ. ૧૫૮૪-૮૫ ).

ટુંકમાં જ્યારે રાતનો એક પહોર પસાર થયો હશે તે અરસામાં શેરખાનના કેટલાક નાસી ગયલા માણુસોએ એતમાદખાનને મળી આ બીનાથી વાકેફ કર્યો. એતમાદખાને શાહબુદ્દીન જે લખાણુ માગતો હતો તે લખી આપ્યું. શાહબુદ્દીન અહમદખાન એમ ધારતો હતો કે "આ બધો ધાંધલનું કારણ થોડા મુધલો કે જે અસલ મારી નોકરીમાં હતા અને જેમને મારી તરફથી સારૂં માન એકરામ મળ્યું હતું તેઓજ છે. તેઓ હવે મારી સામે થશે નહિ. આ ખબર ( મારા આવવાની ) સાંભળી તેઓ પાછા ફરી મને મળશે અને ટંટો ફીસાદ દૂર થશે, અને અસલની માફક ગુજરાતનો વહીવટ પાછો મારા હાથમાં આવશે." રાતોરાત તે અમદાવાદ તરફ રવાના થયો. શાબાન મહિનાની ૨૦ મી તારીખે પ્હો ફાટતાં તે નદીની બીજી તરફ "બારીચા" ગામ આગળ આવ્યો અને ત્યાં ઉભો. તેના લશ્કરના ઘણા માણુસો સાથે તેમના કુટુંબ કબીલા હતા. દરેક જણુ તંબુ ઠોકવામાં તથા છોકરાંઓને નીચે ઉતારવામાં રોકાયા હતા. તેઓ આ કામ એટલાતો ઠંડે કલેજે કરતા હતા કે તેમાંના ઘણાએ ( લશ્કરમાંના ) હથિઆર સજ્યા હતા નહિ.

શાહબુદ્દીન અહમદખાન એવી આશા રાખી બેઠો હતો કે હમણા એવી ખબર આવશે કે સુલતાન મુઝફ્ફર શહેરમાંથી ચાલ્યો ગયો છે અને મુઘલો આવી તેની તહેનાતમાં જોડાશે. આ મુઘલ લોકો શહેરના ધણી થઇ બેઠા હતા અને દરેક અમીર થવાની અભિલાષા રાખતા હતા અને મારા કરતાં બીજો કોઇ મોટો નથી એવી ફુંફાં મારતા હતા.

ટુંકમાં જ્યારે શાહબુદ્દીન અહમદખાનના ઢોલના અવાજ સુલતાન મુઝફ્ફરના કાન પર પડયા ત્યારે તેણે ધાર્યું કે " ન કરે નારાયણ શાહબુદ્દીન અહમદખાનના માણસો મને પકડી તેને સ્વાધિન કરે." તે ઉપરથી તેણે શહેર છોડી જવાનો ઇરાદો કર્યો. પણ તે અરસામાં તે લોકો પાછા આવ્યા અને પાક કુરાન પર પોતાના હાથ મૂકયા અને કહ્યું "અમારે માટે કાંઇ પણ ખોટો વિચાર લાવશો નહિ. એક વાર આપ શહેર બહાર આવો અને અમે કેવી રીતે રણજંગમાં લડાઇ લડીએ છઇએ તે જુઓ. જો અમે વિજય પામીશું તો આપના નસીબની ચઢતીજ છે. જો અમારો પરાજય થશે તો પછી આપ જે કરવું હોય તે કરવા મુખત્યાર છો." સુલતાન મુઝફ્ફર ખાનપુર દરવાજાને રસ્તે બહાર આવ્યો અને સાબરમતી નદીના રસ્તા પર ઉભો. અમદાવાદના તમામ લોકો આ તમાશો જોવા (લડાઇ જોવા) શહેર બહાર આવ્યા. શાહબુદ્દીન તથા એતમાદખાને આ તમામ લોકોને લશ્કરના માણસો ધાર્યા. આ અરસામાં મુઘલો બહાર આવ્યા અને લડાઇમાં ઉતર્યા. થોડી ઝપાઝપીમાં શાહબુદ્દીન તથા એતમાદખાનનો પરાજય થયો અને તેઓ થોડા માણસો સાથે પાટણ પહોંચ્યા. તેઓનો સરંજામ લૂટી લેવામાં આવ્યો અને તેમના લશ્કરે આવી સુલતાન મુઝફ્ફરની નોકરી સ્વીકારી. સુલતાન મુઝફ્ફર અમદાવાદ શહેરમાં રહ્યો. તેના વિજયના સાધનભૂત મુઘલો હોવાથી સુલતાન મુઝફ્ફરે તેમને ખિતાબો આપ્યા અને તેમના દરજ્જાને છાજતી જાગીરો તેમને આપી.

મીર આબેદને ખાનખાનાનનો ખિતાબ આપ્યો. ખલીલ બેગને ખાનઝમાન, મીર યુસુફને બદખશી ને બહાદુરખાનનો, મુઘલ બેગને ખાનદોરાનનો,

કદરબેગને આઝમ, ખાજા અબદુલ્લાને ખાનજહાનનો, તરસુન બેગને અદહમખાનનો, મીરમબેગને અફઝલખાનનો, કુરબાનઅલી બહાદુરને કિલીચખાનનો, મીરઝા અબદુલ્લાને અસફખાનનો, તૈમુરહુસેનને ભાઇખાનનો, મીર કયખાન તથા ધઝનફરખાનને તેમના અસલના ખિતાબો આપ્યા. આ પ્રમાણે ખિતાબોની નવાઝીશ નવા સુલતાને પોતાના સહાયકારી મુઘલ સરદારોને કરી. અયાલીધબહાદુરે ખિતાબ લેવા ના પાડી. બીજા ઘણા માણસોને ખિતાબો આપવામાં આવ્યા અને તેઓ પોતાને અમીરો તરીકે કહેવડાવવા લાગ્યા અને વાંકાચુકા ચાલવા લાગ્યા.

નઝમ.

૧ એક રાતના એક ઉંદરે સ્વપ્નમાં પોતાને ઉંટ થયેલો જોયો તેથી તે અતિશય ખૂશ તથા મગ્ન થયો.
૨ જ્યારે પોતાની મીઠી નિંદ્રામાંથી ઉઠયો ત્યારે ઘણોજ ખૂશ થયો. પોતાનું કદ બધાને એક તરફથી બીજી તરફ બતાવવા તત્પર થયો.
૩ એટલામાં દૈવયોગે એક ઉંટ કે જેના પર વજન લાધ્યું હતું તે તેને મળ્યું.
૪ અકસમાતથી જે વજન તેના પર લાધ્યું હતું તે નીચે ઉંદરપર પડયું. સો મણ જવથી ભરેલો આખો કોથળો તેના પર પડયો,
૫ તેના વજન નીચે તે ગરીબ ઉંદર દબાઇ ગયો અને સ્વધામ પહોંચી ગયો.
૬ આવા મીઠા સ્વપ્નાની અસર જો માણુસ બહાર ન બતાવે તો સ્વપ્ના તરીકે તે મીઠા છે.
૭ રાજ્યસત્તા પણ એક રમત જેવીજ છે. બચ્ચાંઓની માફક આ રમતથી ખુશ થઇશ નહિ.

સૈયદ દોલત જે ખંભાતના કલ્યાણરાવનો નોકર હતો તેણે લશ્કર ભેગું કર્યું અને ખંભાત પોતાને કબજે કરી તે બંદરમાંથી ઘણો પૈસો મેળવ્યો. તેણે પોતાની આસપાસ લગભગ ૪૦૦૦ સવાર ભેગા કર્યા અને સુલતાન મુઝફ્ફરને અરજી લખી મોકલી. તેણે (સુલતાને) તેને ઘોડો તથા ખીલઅત

રૂસ્તમખાનના ખિતાબ સાથે મોકલી આપ્યા, અને લખ્યું " હાલ તમે જ્યાં છો ત્યાંજ રહેજો કે જેથી જ્યારે તમને બોલાવવામાં આવે ત્યારે તમે આવી પહોંચો. "

ટુંકમાં જ્યારે થોડા દિવસ આ પ્રમાણે પસાર થયા ત્યારે નવાબ કુતબુદ્દીન મહમદખાન કે જે તે વખતે સુલતાનપુર તથા નંદરબાર હતો તે આ ખબર સાંભળી ઉતાવળી કુચે વડોદરે આવ્યો. સુલતાન મુઝફ્ફર મીર આબેદને શહેરમાં મૂકી મજકુર વરસના ઝીલકદ મહિનાની ૧૭ મી તારીખે વડોદરે જવા નીકળ્યો. સૈયદ દૌલત ચાર હજાર સવાર સાથે આવી સુલતાનને નડીઆદ નજીક મળ્યો. આ ખબર સાંભળી નવાબ કુતબુદ્દીન મહમદખાને મહમદ અફ્ઝલખાન તથા મહમદ મીરકને ૩૦૦૦ સવાર સાથે ખાનપુર બાંકાનેરના નાળાના રસ્તાનો કબજો લેવા મોકલ્યા કે જેથી દુશ્મનોથી પાર જઇ શકાય નહિ. તેઓ ત્યાં ગયા અને તે રસ્તા પર પડાવ નાંખ્યો પણ ખાનગી રીતે તેઓ સુલતાન મુઝફ્ફરના પક્ષ સાથે સંબંધ ધરાવતા હતા. જે દિવસે સુલતાન ખાનપુરના રસ્તા આગળ આવી પહોંચ્યો ત્યારે થોડી ઝપાઝપી કરી તે બંને જણ ત્યાંથી નાસી ગયા.

જ્યારે સુલતાન વડોદરા શહેરની નજીક પહોંચ્યો ત્યારે નવાબ કુતબુદ્દીન મહમદખાન વડોદરામાંથી બહાર નીકળી તેમની સાથ લડાઇમાં ઉતર્યો. નવાબના લશ્કરના અમીરો બહારથીજ નવાબના પક્ષકારો હતા પણ દીલથી સુલતાનના મિત્રો હતા. જ્યારે નવાબને પોતાના લશ્કરના માણુસના વિચારની ખબર પડી ત્યારે તે પાછો ફર્યો અને શહેરના કિલ્લામાં ગયો. સુલાતાન મુઝફ્ફરે ૨૦ હજાર સવાર તથા પાયદળ તથા ઘણા કોળી તથા રજપુતો સાથે આવી કિલ્લાને ઘેરો ઘાલ્યો. જો કે ખાનના લશ્કરના માણુસો તેની વિરૂદ્ધ હતા છતાં ૨૨ દિવસ લગી તેણે કિલ્લાનો બચાવ કર્યો અને કિલ્લો ટકાવી રાખવા હદથી બેહદ મહેનત કરી. પણ એક આદમીના હાથથી શું થઇ શકે અને એક જીવના પ્રયત્નથી શું ફતેહ મળે? ઘેરો ઘાલ્યાની ૨૧ મી તારીખે કિલ્લા પરથી મહમદ મીરકે તથા ચરકસ રૂમીખાને પોતાના મોરચા પરથી સુલતાન મુઝફ્ફરને સંદેશો મોકલ્યો " જ્યાં લગી અમે અમારા મોરચા પર

છીએ ત્યાં લગી શાહેરના લોક અમારા પર નજર રાખી મોરચાના બચાવ માટે બનતો પ્રયાસ કરશે. સલાહ કરવાને બાને અમને તથા ઝેનુદ્દીન કમ્બુને આપ તેડવા મોકલજો. ” ઝેનુદ્દીન કમ્બુ શાહબાઝખાન કમ્બુનો સગો થતો હતો અને દરબારમાંથી તેને એતમાદખાન સાથે મોકલવામાં આવ્યો હતો અને શાહબુદ્દીન મહમદખાન તથા એતમાદખાનના પરાજય પછી નવાબ કુતબુદ્દીન મહમદખાન પાસે તે (કમ્બુ) દુશ્મનો સામે (નવાબની) તેની મદદ લેવા ગયો હતો. ઉપર દર્શાવેલો માણુસ (અમીર) મોરચાના બચાવ માટે દીલોજાનથી પ્રયાસ કરતો હતો. તેઓએ સુલતાન મુઝફ્ફરને સૈયદ જલાલ ભખરી કે જે નવાબ કુતબુદ્દીન મહમદખાનની નોકરીમાં હતો તેને પણુ બોલાવવા લખ્યું વળી નૌરંગખાનના વકીલ ખાજે યહીને પણુ બોલાવવા લખ્યું અને લખ્યું “ ત્યાર પછી અમને તથા ખાજે યહીને કેદ કરજો અને ઝેનુદ્દીન કમ્બુ તથા સૈયદ જલાલને મારી નાખજો. પછી બીજે દિવસ કિલ્લા પર ધસારો કરજો અને કુતબુદ્દીન મહમદખાનના લશ્કરમાંનો કોઇ પણુ માણુસ પોતાનો હાથ ઉંચો કરશે નહિ, અને આપની મુરાદ હાંસલ થશે. ” સુલતાને તે પ્રમાણે કર્યું. નવાબ કુતબુદ્દીન મહમદખાને પાંચ માણુસને વકીલ તરીકે મોકલ્યા. તેમના આવતાની સાથે તેમને બધાને બંધીખાને નાખ્યા. બીજે દિવસ સુલતાને ઝેનુદ્દીન કમ્બુને હાથીના પગ નીચે નાંખ્યો, અને સૈયદ અહમદ બુખારી કે જે સુલતાનની સાથે હતો તેણે સૈયદ જલાલ માટે સિફારસ કરી તેથી તેને છોડી દેવામાં આવ્યો અને બુખારી તેને મુકામ પર લઇ ગયો. સુલતાને સવાર થઇ દરેક અમીરને કિલ્લા પર હલ્લો કરવા હુકમ કર્યો. જે તોપો અમદાવાદથી લાવવામાં આવી હતી તેને કિલ્લા સામે ગોઠવી દીધી. ખાનના લશ્કરની સ્થિતિ ઉપર વર્ણુવ્યા પ્રમાણેની હતી. ખાને એકલા થોડા દિવસ લગી દુશ્મનને મારી હઠાવવા પ્રયાસ કર્યો, પણ તોપના મારાએ કિલ્લો તોડી નાંખ્યો અને જમીનદોસ્ત કર્યો. દુશ્મનો શાહેર અંદર ધુસ્યા. નવાબખાન કિલ્લાની અંદર ભરાઇ ગયો અને ત્યાં તેને ઘેરવામાં આવ્યો. બીજે દિવસે પાક કુરાન પર સુલતાને સોગંદ લીધા કે નવાબના જાનને કાંઇ પણુ હાનિ થશે નહિ અને તે પ્રમાણેનો કોલ મોકલી શાનને

બોલાવ્યો. તે હાજર થયો અને સુલતાનને મળ્યો. કેટલાક સ્વાર્થી માણસોના ભરમાવ્યાથી તેજ સુલતાને ખાન તથા તેના ભાણેજ સૈયદ જલાલુદ્દીને બંધીખાને નાંખ્યા અને બે ચોકનો વખત પુરો થયા પછી તેમને મારી નાંખ્યા. આ પ્રમાણે બે દિવસ વડોદરામાં મૂકામ કરી ત્રીજે દિવસે સુલતાને ભરૂચના કિલ્લા તરફ કૂચ કરી અને ભરૂચ શહેર નજદીક પડાવ નાંખ્યો. નવાબ નૌરંગખાનની મા પોતાના કેટલાક ગુલામો સાથ ભરૂચના કિલ્લામાં હતી.

ત્રીજે દિવસે ગુલામો નીમકહરામ નીવડયા અને બહાર આવી સુલતાનને મળ્યા અને ભરૂચના કિલ્લાની કુંચી તેના હાથમાં આપી. નવાબનો બધો ખજાનો સુલતાનના હાથમાં આવ્યો. સુલતાને ભરૂચ ૧૫ દિવસ લગી મુકામ રાખ્યો. તે અરસામાં એવી ખબર મળી કે બેરામખાનનો પુત્ર તેજેસ્વી સેનાપતિ નવાબ મીરઝાખાન ખાનખાનાન પાદશાહના ફરમાન મુજબ ઝાલોરના કિલ્લાથી નીકળી ઉતાવળી કુચે આવે છે. સુલતાન અમદાવાદ તરફ પાછો ફર્યો અને હિ. સન ૯૯૨ ના ( ઇ. સ. ૧૫૮૫-૮૬ ) મોહરમ મહિનાની ૬ થી તારીખે અમદાવાદ શહેરમાં આવ્યો. મજકુર મહિનાની નવમી તારીખ અને સોમવારે શહેરમાંથી બહાર નીકળી પાછો મેહમુદનગર કે જે અમદાવાદ શહેરથી એક કોસ દૂર છે ત્યાં તેણે પડાવ નાંખ્યો. મંગળવારનો દિવસ તે ત્યાં રહ્યો. બુધવારને દિવસે નવાબ મીરઝાખાને આવી, સરખેજને ડાબે હાથે છોડી સાબરમતી નજદીક પડાવ નાંખ્યો. સુલતાને પણ મેહમુદનગરથી કૂચ કરી નદી પાર ઉતરી હઝરત શાહઆલમના છોકરા મુનવરશાહ ભીકનના રોજા આગળ મૂકામ કર્યો. ગુરૂવારને દિવસે બન્ને પક્ષના લશ્કર છાવણીમાંજ રહ્યા.

મોહોરમ મહિનાની ૧૩ મી તારીખ અને શુક્રવારને દિવસે બંને લશ્કર હાર બંધ ગોઠવાઇ ગયા અને લડાઇમાં ઉતર્યા. પરવરદિગારે વિજયના દ્વાર નવાબ મીરઝા ખાન ખાનાનને માટે ખોલ્યા અને તે વિજયી થયો. પાદશાહી લશ્કરના માણસોમાંથી જેણે મોતનો પ્યાલો ચાખ્યો ( જે માર્યા ગયા ) તે સૈયદ મહમદ બારીહેનો છોકરો સૈયદ હાશમ હતો. મજકુર સૈયદનો જેષ્ટ બંધુ સૈયદ કાસમ આ લડાઇમાં ઘવાણો હતો. સુલતાન પરાજય પામી

ખંભાત ગયો. ત્યાં તેની આસપાસ ૧૧૦૦–૧૨૦૦ સવાર ભેગા થયા. સફર મહિનાની બીજી તારીખે નવાબ મીરઝા ખાન ખંભાત જવા અમદાવાદથી નીકળ્યો. જે પાદશાહી લશ્કર માળવાથી શરીફખાન, કીલીજખાન તથા નૌરંગખાનની સરદારી હેઠળ આવ્યું હતું તે, જે દિવસે સુલતાનનો પરાજય થયો તે દિવસે સવારમાં વડોદરા આવી પહોંચ્યું. આ તવારીખ લખનાર તે લશ્કરની સાથે હતો. જ્યારે વિજયની ખબર તે મૂકામ પર (વડોદરા) તેમને મળી ત્યારે તેઓએ વડોદરામાંજ મૂકામ કર્યો. નવાબ નૌરંગખાન તથા શરીફખાનનો છોકરો મીરઝા ઝાહિદ ઉતાવળી કૂચે ભરૂચનો કિલ્લો પોતાને કબજે કરવા ગયા. હાજી સમકખાન, ચરકસખાન તથા નસીરખાન કે જેમના કબજામાં ભરૂચનો કિલ્લો હતો તેમણે કિલ્લાના દરવાજા નવાબની સામે બંધ કર્યા અને દુશ્મનો પર તોપનો મારો ચલાવ્યો. નવાબ નૌરંગખાને ભરૂચ શહેર નજીક પડાવ નાંખ્યો અને દુશ્મનોને હરાવવા દરરોજ પ્રયાસ કરતો. જ્યારે નવાબ મીરઝા ખાન ખંભાત તરફ સિધાવ્યો ત્યારે તેણે નૌરંગખાનને લખ્યું " તમે પણ આવજો કારણ કે દુશ્મનો પાછા ખંભાતમાં ભેગા થયા છે. એ લોકોને મારી હઠાવી આપણે બીજા કામ તરફ લક્ષ આપીશું." કિલ્લાને ઘેરો ઘાલ્યાને પંદરમે દિવસે નૌરંગખાન મીરઝા-ખાનની છાવણીમાં જવા ખંભાત તરફ સિધાવ્યો અને અમદાવાદ શહેરથી સાત કોસ દૂર આવેલા બારેજા ગામ આગળ મીરઝા ખાનના લશ્કર સાથે જોડાઇ ગયો. સુલતાન મુઝફ્ફરખાનને ખબર મળી કે બન્ને લશ્કરો ભેગાં છે તે ઉપરથી તે ખંભાતથી વડોદરા તરફ રવાના થયો. ત્યાંથી તે રાજ-પીપળાના ઝાંપા ડુંગરમાં ભરાયો. પાદશાહી લશ્કર પણ તેની પૂંઠે પડયું અને ઝાંપે પહોંચ્યું. સુલતાન મુઝફ્ફર ઝાંપામાં રહી પાદશાહી લશ્કર સાથે લડાઇમાં ઉતર્યો. માળવાના લશ્કરે પહેલી લડાઇમાં ભાગ લીધો હતો નહિ તેથી આ લડાઇમાં તેઓએ બનતો પ્રયાસ કીધો અને થોડી ઝપાઝપીમાં વિજયવંત થયું. સુલતાનનો પરાજય થયો અને તેનું લશ્કર વીખરાઇ ગયું. તેના લશ્કરના ઘણા માણસોએ આવી મીરઝાખાન નવાબની તાબેદારી સ્વી-કારી અને તેઓનાથી મોટો ગુન્હો થયલો હોવા છતાં મીરઝા નવાબે તેમને

માફી બક્ષી. કેટલાકો દખણુ તરફ ચાલ્યા ગયા. સુલતાન મુઝફ્ફરનો બધો સરંજામ લૂટાઈ ગયો અને દરેક જણુ પોતપોતાને રસ્તે ચાલતા થયા. બીજી વખત સુલતાન પાસે લશ્કર ભેગુ થયું નહિ અને થોડા આદમીઓ લઇ પાછો તેણે 'ખેરી' ગામમાં લુમ્ભા કાઠી પાસે જઇ આશ્રય લીધો. વિજયી નવાબ મીરઝાખાન (વિજય સાથે) અમદાવાદ તરફ પાછો ફર્યો. જ્યારે તેઓ સીનપોર (સીનોર) કસબા આગળ આવ્યા ત્યારે તેઓના સાંભળવામાં આવ્યું કે હાજી સમક, ચરકસખાન અને નસીરખાન હજુ ભરૂચના કિલ્લામાં છે. તેથી નવાબ શાહબુદ્દીન અહમદખાન, કીલીજખાન, શરીફખાન તથા નૌરંગખાનને આખા માળવાનું લશ્કર લઇ ભરૂચના કિલ્લા સામે સ્વારી લઇ જવા મીરઝા નવાબે નીમ્યા અને પોતે અમદાવાદ સિધાવ્યો. પાદશાહે ઉપલી ફતેહો મેળવ્યા પછી મીરઝાખાનને ખાનખાનાનનો ખિતાબ એનાયત કર્યો (બક્ષ્યો) અને તેના ભાગ્યનો સૂર્ય વધારે પ્રકાશવા લાગ્યો. તે દિવસથી તે આજ લગી તેના ભાગ્યના સૂર્યના તેજની વૃદ્ધિ થતી જાય છે. પરવરદિગાર તેને લાંબુ આયુષ્ય બક્ષો અને કયામત (ઇનસાફના દિવસ લગી) લગી તેની કીર્તિ અવિચળ રાખો!

ટુંકમાં મજકુર અમીરોએ જઇ ભરૂચને ઘેરો ઘાલ્યો. આખરે જ્યારે કિલ્લામાંના માણસો ઘણી મુશ્કેલીમાં આવી પડયા ત્યારે નસીરખાને હાજી-સમકને, કદાચ તે પાદશાહી અમીરો સાથે મળી જાય એવી બીકથી દગાથી મારી નાંખ્યો. કેટલાક દિવસ પછી નસીરખાન તથા ચરકસખાન કિલ્લામાંથી બહાર આવ્યા અને પલાયન કરી ગયા. ચરકસખાનના ઘોડાનો પગ નર્મદા નદીના ખાબોચીયામાં ભરાઈ ગયો અને તે (ખાન) દુશ્મનોના હાથમાં પકડાયો અને તેને કતલ કરવામાં આવ્યો. નસીરખાન નાસી છુટયો અને કિલ્લો પાદશાહી અમીરોના હાથમાં આવ્યો. શાહબુદ્દીન અહમદખાન તેજ રસ્તે માળવા સિધાવ્યો કારણુ કે તે મુલક તેને પાદશાહ તરફથી જાગીરમાં આપવામાં આવ્યો હતો, અને બીજા અમીરો અમદાવાદ આવ્યા.

(ટુંકમાં) સુલતાન મુઝફ્ફર પરાજય પામી ઝાંપાથી તાતારખાન ઘોરી કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે તેના પુત્ર અમીનખાન પાસે

ગયો. અમીનખાને ગોંડલ કે જે તે વખતે વેરાન જેવું હતું તે ગામ સુલતાન મુઝફ્ફરને રહેવા આપ્યું. સુલતાન તે ગામના કિલ્લામાં રહ્યો અને એવી આશા રાખતો હતો કે અમીનખાન તેને મદદ કરશે. અમીનખાને કહ્યું "મારી પાસે લશ્કર સજવા જેટલું નાણું નથી. જો મને સુલતાન બે લાખ 'મેહમુદી' મોકલી આપે તો લશ્કર સજ્જ કરી હું તેમની ખીદમતમાં હાજર થાઉં તે આપ જે હુકમ ફરમાવશે તે માથે ચઢાવીશ," સુલતાને અમીનખાનને બે લાખ 'મેહમૂદી' મોકલી આપ્યા. અમીનખાને તે નાણું લીધું પણ પોતાનું વચન પાળ્યું નહિ.

જ્યારે ખાનખાનાનને ખબર મળી કે સુલતાન હજૂ લશ્કર ભેગું કરવાને મથે છે ત્યારે પોતે સોરઠ તરફ સ્વારી લઇ ગયો. અમીનખાન તથા જામના એલચીઓ ખાનની ખીદમતમાં હાજર થયા અને જણાવ્યું "અમે સુલતાનને અમારા મુલકમાં જગ્યા આપી નથી પણ તે વેરાનમાં રહે છે. જો નવાબ તેની સામે પોતે જશે યાતો લશ્કર મોકલશે તો તેમાં અમારે કાંઇ લેવા દેવા નથી." નવાબે કહ્યું "તમે પોતાની જગ્યા તથા મૂકામમાં નિશ્ચિંત રહેજો. અમે તમને કોઇ પણ જાતની ઇજા પહોંચાડીશું નહિ પણ તે એવી શરતે કે તમારા રાજ્યમાં સુલતાનને જગ્યા આપવી નહિ અને ત્યાંથી તેને જવા રસ્તો પણ આપવો નહિ." એલચીઓએ આ વાત માન્ય રાખી અને તે પ્રમાણેના કોલકરાર કર્યા. નવાબ પોતે તે જગ્યા પર સ્વારી લઇ જવા નીકળ્યો. જ્યારે તે "ઉબલુના" (ઉપલેટા) કસબો કે જે જુનાગઢથી દસકોસ દૂર આવેલો છે ત્યાં પહોંચ્યો ત્યારે તેને ખબર મળી કે સુલતાન મુઝફ્ફર બરડાના ડુંગરોમાં પેઠો છે. તેથી પોતાના લશ્કરને ત્યાં રાખી થોડા માણસો સાથે ઉતાવળી કૂચે નવાબ નીકળ્યો. જ્યારે તે ડુંગરાની ખીણમાં પહોંચ્યો ત્યારે પોતે ત્યાં થોભ્યો અને કેટલાક માણસોને ખીણની અંદર જઇ બધી તરફ તપાસ કરવા મોકલ્યા. આ લોકો આવ્યા તે અગાઉ સુલતાન મુઝફ્ફર તે જગ્યા છોડી ગયો હતો અને જામના મુલકમાંથી પસાર થઇ (ઉથને) દાંતા જે બળવાખોર તોફાની કોળીઓનું મથક હતું ત્યાં ગયો. બહનાચંદન રજપુત ચોહાન તથા બારહાના (બરડના) કેટલાક સૈયદો

જેવા કે સૈયદ લાદખાન તથા સૈયદ બહાદુર કે જેમને અમદાવાદ શહેર તથા તેની આસપાસના પરગણાઓના રક્ષણ માટે નીમવામાં આવ્યા હતા તેઓએ જઇ સુલતાન મુઝફ્ફર સાથે લડાઇ કરી અને સુલતાન પરાજય પામી પાછો નરવારી (રાજપીપળા) મુલક તરફ ગયો. નવાબ ખાનખાનાન 'બરાહ' ના (બરડા) ડુંગરમાંથી પસાર થઇ જામ સામે લશ્કર લઇ ગયો. તેનું કારણ એ હતું કે તેની (જામની) સહીસલામતીને માટે એવી શરત હતી કે સુલતાનને પોતાના રાજ્યમાં જગ્યા આપવી નહિ, અને તેને પોતાના મુલકમાંથી પસાર પણ થવા દેવો નાહ પણ તેને બદલે પોતાના મુલકમાંથી જામે સુલતાનને દાંતા તરફ જવા પસાર થવા દીધો હતો. ટુંકમાં જ્યારે નવાબની સ્વારીની ખબર જામે સાંભળી ત્યારે જામ કાંપ્યો અને યમના દુતોને પોતાની સમક્ષ જોઇ, 'લાવ્હા'ની તૈયારી કરી. (લાવ્હા. જ્યારે બહાદુર રજપુત રાજા પોતાનાં બચ્ચાં છોકરા સાથે કેસરીયાં કરવા તૈયાર થાય છે ત્યારે તે કૃત્યને લાવ્હા કહે છે) ૧૬ હજાર સ્વાર તથા ૨૦ હજાર પ્યાદા સાથે જામ પોતાની નવાનગર રાજ્યધાની બહાર આવ્યો અને ત્યાં મૂકામ કર્યો. જામની મુસલમાની રૈયતની ઝબાનમાં જ્યારે જામ પોતાના માણસો તથા કુટુંબ કબીલો તથા ઝર ઝેવર સાથે મરવા તૈયાર થઇ દુશ્મન સામે કેસરીયા કરવા આવે છે ત્યારે તેને "લાવ્હા" કહેછે. શાહબુદ્દીન અહમદના ભત્રિજા મીરઝાખાનનો ઉપર વર્ણવ્યા પ્રમાણે અમીન ખાનના હાથથી પરાજય થયો હતો તે વખતે તેના જે હાથીઓ જામના લશ્કરના હાથમાં આવ્યા હતા તે જામની પાસેથી આખરે દંડ તરીકે લઇ નવાબ અમદાવાદ આવ્યો.

હિ. સન ૯૯૯ (ઇ. સ. ૧૫૯૨–૯૩) માં ખાનખાનાનને પાદશાહના દરબારમાં દિલ્હી બોલાવવામાં આવ્યો અને ગુજરાતની હકુમત નવાબખાન મુસતતાઅખાન આઝમને આપવામાં આવી.

સુલતાન મુઝફ્ફર પાછો જામના તથા સોરઠ મુલકના નજીકના ગામોમાં ગયો. ખાન આઝમ એક વરસ થોભી પાછો જામ સામા સવારી લઇ ગયો તે એવા ઇરાદાથી કે સુલતાન મુઝફ્ફરને તેના મુલકની હદમાંથી હાંકી કાઢે યા તો તેને પોતે પકડે. પોતાની આગળ તેણે નૌરંગખાન અને મીરાન

સૈયદ કાસમ બારહાને મોકલ્યા અને પોતે તેમની પાછળ નીકળ્યો. આ તવારીખનો લખનાર પણ તે લશ્કરમાં હાજર હતો. નૌરંગખાન અને સૈયદ કાસમ આગળ ગયા અને મોરબી કસબા આગળ મૂકામ કર્યો.

નવાબે વીરમગામ આગળ તંબુ ઠોકયા. અમીનખાન આ બનાવ પહેલાં મરણ પામ્યો હતો અને તેનો પુત્ર દોલતખાન જામ સાથે મળી ગયો. સુલતાન મુઝફ્ફર કાઠીઓના તથા બારહાના લશ્કર સાથે જામની મદદે આવ્યો અને જામ પાસે મોટું લશ્કર ભેગું થયું. કેટલીક વખત સુધી નૌરંગખાન તથા જામ વચ્ચે એવા સંદેશા ચાલ્યા કે તેણે સુલતાન મુઝફ્ફરને પોતાના મુલકમાંથી હાંકી કાઢવો તથા તેમાં ફરી દાખલ થવા દેવો નહિ, અને થોડા સારા ઘોડા ખંડણી તરીકે આપવા. જામે પોતાની પાસે મોટું લશ્કર હોવાની ખુમારીમાં આ વાત કબુલ કરી નહિ અને નૌરંગખાન તથા મીરાન સૈયદ કાસમે આ બાબત નવાબખાન આઝમને લખી. તેના ગુસ્સાની અગ્નિ પ્રદિપ્ત થઇ અને દુશ્મનોના મોટા લશ્કરની પરવા કર્યા વગર ઉતાવળી કૂચે તેઓને મારી હઠાવવા નીકળ્યો. જે દિવસે તેણે ‘ બથરી ’ કે જે જામના લશ્કરના મુકામથી ત્રણ કોસ દૂર આવેલું છે ત્યાં મુકામ કર્યો તે દિવસે દૈવયોગે ચોમાસાની મોસમની શરૂઆત થઇ અને આખા પાંચ દિવસ અને રાત વરસાદ જરાએ અટકયો નહિ. એટલો તો કાદવ કીચડ તે જગ્યા પર ઉભરાઈ આવ્યો કે એક તંબુ પરથી બીજા તંબુ પર જવું બહુ મુશ્કેલ થઇ પડયું. બન્ને લશ્કર વચ્ચે એટલો તો કીચડ પેદા થયો કે મચ્છરથી પણ જમીન પર પગ મુકાય એવું હતું નહિ તો પછી ઘોડા તથા હાથીની તો વાતજ શી ? આ પાંચ રાતોમાં દર રોજ રાત્રે જામના ચોરાટીઆ માણસ (દુઝદાન) મુઘલ લશ્કરમાં આવતા અને કોઇ વખત ઘોડો તથા કોઇ વખત હાથી મારી નાંખતા અને કેટલીક વખત આદમીને પણ જખમી કરી નાસી જતા. અનાજ પણ ઘણું મોઘું થયું. રૂપીઆનું શેર અનાજ પણ મળતું નહિ. નવાબે પાદશાહી લશ્કરના અધિકારીઓની સલાહ લીધી. કેટલાકે કહ્યું “આપણે હાલેહાલ દુશ્મનો સાથે તોપ તથા દારૂ ગોળાથી લડવું અને આકાશ ખુલે અને જમીન પરથી કાદવ કીચડ સુકાઈ જાય કે તરતજ હારબંધ લડાઇમાં તેમની

સાથે ઉતરવું." સૈયદ કાસમે કહ્યું "આપણી છાવણીમાં અનાજ ઘણુંજ થોડું છે. દુશ્મનોના લશ્કરમાં તેની જોઇએ તેટલી છત છે. આકાશ ખુલવા તથા જમીન પરથી કાદવ કીચડ સુકાતા વખત લાગશે અને ત્યાં લગી (ભુખમરાને લીધે) આપણા લશ્કરના માણસોમાં તાકાત રહેશે નહિ. રાજ્યનું ભલું એમાં સમાયલું છે કે દુશ્મનો સાથે લડાઈ ન કરતાં આપણે તેની રાજધાની નવાનગર પર કૂચ કરવી. તેના માણસો તથા કુટુંબ કબીલો ત્યાં છે. લાચાર થઇ તે પણ આ જગ્યા છોડી આપણોજ રસ્તો પકડશે અને જ્યાં આપણને તે મળશે ત્યાં તેની સાથે લડીશું." બધાને (સૈયદ) મીરાનનો વિચાર પસંદ પડ્યો અને બીજે દિવસે સવારે તેઓએ નવાનગર તરફ કૂચ કરી. જામ ઘણો ગભરાયો અને ત્યાંથી નીકળી ધોકર કસબો કે જે પાદશાહી છાવણીથી પાંચ કોસ દૂર આવેલો હતો ત્યાં તેણે મુકામ કર્યો, અને નવાનગરનો રસ્તો ઘેરી ઉભો. જ્યારે નવાબને આ ખબર પડી ત્યારે એવો ઠરાવ થયો કે "રસ્તામાં કાદવ કીચડ ઘણોજ છે. આવતી કાલે અત્રેથી કૂચ કરી બે કોસ દૂર પડાવ નાંખીશું અને બીજે દિવસે દુશ્મનો સાથે લડાઇમાં ઝંપલાવીશું." ઠરાવવાળી જગ્યાએ જ્યારે તેઓ આવી પહોંચ્યા ત્યારે તે ઉંચાઇવાળી જગ્યા હોવાને લીધે દુશ્મનના લશ્કરને ત્યાંથી તેઓએ જોયું. મીરાન સૈયદ કાસમ લશ્કરના આગલા ભાગ સાથે હતો. નૌરંગખાન જમણી તરફ અને ડાબી બાજૂ તરફ ગુજરખાન તથા ખાજા મહમદ રફી કે જે તે વખતના બહાદુર વીરો ગણાતા હતા તે અને તેમની સાથે કેટલાક પાદશાહી અમીરો, આસપાસના જમીનદારો તથા સરદારો હતા. લશ્કરનો પાછલો ભાગ નવાબના પુત્ર મીરઝા એહતરામની સરદારી નીચે હતો. અલતમશ મીરઝા, મીરઝા અનવર તથા નવાબ મુસતતાબ પોતે લશ્કરને મોખરે હતા. ટુંકમાં જ્યારે દુશ્મનનું લશ્કર જોવામાં આવ્યું ત્યારે નવાબે મીરાન કાસમને પૂછ્યું,

"આપણે કાલે લડાઇમાં ઉતરવાનો ઠરાવ કર્યો છે. પણ દુશ્મનનું લશ્કર જોતાં તો તમારી શી સલાહ છે?" મીરાન સૈયદ કાસમે કહ્યું, "જો આજ આપણે થોભી જઇશું તો દુશ્મન મધરબ થશે." નવાબે

કહ્યું " મુબારક છે ! આપણે આજેજ લડાઇમાં ઉતરીશું." પોતે ફાતીહા ભણી ( કુરાનનું પહેલું પ્રકરણ ) આગળ ધસ્યા અને લશ્કરના આગલા ભાગે લડાઇમાં ઝંપલાવ્યું. ખાજા મહમદ રફી જલદીથી આગળ ધસ્યો અને પોતાની સામેનું લશ્કર કે જે જામના મોટા પુત્ર અચા તથા તેના વઝીર જસાની સરદારી નીચે હતું તેની સાથે તલવારની ઝપાઝપી ચાલી. આ લડાઇ ચાલતી હતી એટલામાં અમીનખાનનો પુત્ર દોલતખાન તોપો તથા દારૂગોળાનો સખત મારો ચલાવી મીરાન સૈયદ કાસમના લશ્કર પર તુટી પડયો. ધુળના ગોટેગોટા ઉડવા લાગ્યા અને તેથી દુનીઆ પર અંધારૂં છવાઇ ગયું અને રણવીરોની તલવાર તે અંધારામાં તારાઓની માફક ચમકવા લાગી. એ અરસામાં ખાજા મહમદ રફી માર્યો ગયો અને પાદશાહી લશ્કરની ડાબી બાજૂ પરાજય પામી. જામનો વઝીર જસા તથા જામનો પુત્ર અચા પોતાની સામેની ફોજને હરાવી સૈયદ કાસમની સરદારી નીચેની ફોજ પર ધસ્યા. સૈયદ એવો બહાદુર રણવીર જોદ્ધો હતો કે કદાચ પહાડ પોતાની જગ્યા પરથી પાછો હઠે તોપણ તે રણજંગમાંથી પાછો ફરે એવો ન હતો. તલવારની ચમકતી વીજળી તથા વરસતા તીરોના બાણ પાણીની માફક પી જાય એવો તે બહાદુર વીર હતો. દુશ્મનોના લોહીની નદી વહેવા લાગી. એ અરસામાં ગુજરખાન કે જેની સરદારી નીચે પાદશાહી લશ્કરની જમણી બાજુ હતી તે તથા મીરઝા અનવર, સરદાર અલતમશ તથા નવાબ મુસતતાબ કે જે પોતે લશ્કરને મોખરે હતો તેઓ એક પછી એક તીરની માફક દુશ્મનની છાતી પર ધસ્યા અને દુશ્મન ત્યાંથી પૂઠ બતાવી નાસી ગયા. જામનો પુત્ર તથા તેનો કમબખ્ત વઝીર બન્ને માર્યા ગયા, અને સાથે તેમના લશ્કરના લગભગ ૧૫૦૦ માણસો પણ માર્યા ગયાં. વિજયી નવાબના માર્યા ગયેલા પ્રખ્યાત માણસોનાં નામ નીચે મુજબ છે:—

ખાજા મહમદ રફી, ખાજા શેખ, શાહ અબુ તુરાબનો ભત્રીજો સૈયદ શરફુદ્દીન અને સૈયદ અલીખાનનો પુત્ર સૈયદ કબીર. લશ્કરના બીજા માણસોમાંથી આશરે ૩૦-૪૦ માણસોએ પણ મોતનો પ્યાલો ચાખ્યો ( માર્યા ગયા ). પરવરદિગારે નવાબને વિજય આપ્યો ! અને દુશ્મનોની આબરૂ ખાકમાં રગદોળી !

આ નવાબે પોતાની હયાતીમાં ઘણું સારાં કામો કર્યાં છે જેમાંનું એક મક્કાની જાત્રા છે. સુલતાન મુઝફ્ફરના મરણની ખબર સાંભળી હિ. સન ૧૦૦૧ના રજબ મહિનાની બીજી તારીખ ને સોમવારને દિવસે જો કે ગુજરાતનો મુલક કે જે હિંદુસ્તાનના બધા મુલકોમાંથી ઘણોજ સરસ છે તેની હકુમત પોતાને હસ્તક હતી અને પોતાની પાસે મોજમજા, એશ આરામ તથા સત્તાના બધા અસબાબ એટલા તો હતો કે તે જમાનામાં બીજા કોઇ પણ અમીર પાસ તેટલે દરજજે હતા નહિ અને જોકે પાદશાહની મહેરબાની તથા દોસ્તી તેની સાથે એટલી બધી તો હતી કે તેનો ખ્યાલ પણ થઈ શકતો નથી છતાં તે બધાને એક કોર પર મુકી. ચોમાસાની આખર મોસમ કે જે વખતે દરીઓ ઘણાજ તોફાન સાથે ઉછળે છે અને જે જોઇ દીલના પાંજરામાંથી હૃદય પક્ષી ઉડવા માંડે છે તે વખતે મક્કાની હજ કરવા પોતે નીકળ્યો. તે અરસામાં નવાબને કોઇએ કહ્યું "તોફાની દરીઆના ઉછળતા મોજા જાણે એમ કહે છે કે જે માણસ આવા વખતમાં વહાણમાં પગ મૂકશે તેની જવાબદારી તેના પોતાનાજ સીર પર છે" નવાબે કહ્યું "આતો ફકત પાણીથી ભરેલો દરીઓ છે. પણ જો અગ્નિથી ભરેલો દરીઓ વચ્ચે આવશે તો પણ તે મારા નિશ્ચયનું વહાણ અટકાવી શકશે નહિ." આવી સ્થિતિમાં પોતાના કુટુંબ પરિવાર સાથે તેણે વહાણમાં પગ મુકયો, લંગર ઉઠાવી **"સરસર"** પવનની ઝડપથી આગળ વધ્યા. પરવરદિગારે તેને પોતાની ધારેલી જગ્યાના કિનારા પર તેની સાફ દાનતને ખાતર સહીસલામત ઉતાર્યા અને (મક્કાના) પવિત્ર કાબાની તથા મદીનાની જાત્રાનું પુન્ય તેને બક્ષ્યું.

ટુંકમાં સુલતાન મુઝફ્ફર, જામ તથા દોલતખાન રણક્ષેત્રમાંથી નાસી જુનાગઢના કિલ્લામાં ગયા. બીજે દિવસે સવારે નવાબ ઘોલેરા મુકામથી નવાનગર તરફ ગયો. જામનાં બૈરાં છોકરાં તથા નોકર ચાકર તે જગ્યા છોડી ચાલ્યા ગયા હતા. બીજા માણસો જે ત્યાં હતાં તે કેદ પકડાયા અને શાહેરને લૂંટી લેવામાં આવ્યું બીજે દિવસે ત્યાંથી નૌરંગખાન, મીરાનસૈયદ કાસમ તથા ગુજરખાનને નવાબે જુનાગઢના કિલ્લા સામે મોકલ્યા. અને પોતે નવા-

નગરમાં મૂકામ કર્યો. આ ખબર સાંભળી સુલતાન મુઝફ્ફર તથા જામ કિલ્લા પરથી નીચે ઉતર્યા અને જામના મુલક તરફ સિધાવ્યા. દોલતખાન કિલ્લામાં રહ્યો. દૈવયોગે જે દિવસે મજકુર અમીરો જુનાગઢના કિલ્લા પાસે આવી પહોંચ્યા તેજ દિવસે અમીનખાનનો પુત્ર દોલતખાન કે જે જુનાગઢના કિલ્લાનો સુબેદાર હતો તે મરણ પામ્યો. તેના વકીલો તથા અમીરોએ કિલ્લાને મજબુત કર્યો અને તોપો તથા દારૂગોળાનો મારો ચલાવ્યો. પાદશાહી અમીરો થોડા દિવસ કિલ્લા આગળ મૂકામ રાખી પડી રહ્યાં. ત્યારપછી નવાબ મુસ્તતાબ પોતે પણ ત્યાં આવ્યો અને કિલ્લાને સર કરવા કેટલાક પ્રયાસો તેઓએ કર્યા. મુલક તદ્દન વેરાન હતો તેથી લશ્કરમાં અનાજની તંગી પડવા લાગી, આખરે છાવણીમાં બીલકુલ અનાજ રહ્યું નહિ ત્યારે નહિ છૂટકે કિલ્લાને જેમનો તેમ રહેવા દઇ નવાબ અમદાવાદ આવ્યો.

સાત આઠ માસ પછી પાછો તે જુનાગઢનો કિલ્લો સર કરવા સવારી લઇ ગયો. તે અરસામાં જામના એલચીઓએ અરજ કરી “ જો નવાબ અમારી ભૂલ દરગુજર કરશે અને અમને અમારો મુલક પાછો આપશે તો તાબેદારીની કમર કસી નવાબ જે ખીદમત અમારી પાસે માગશે તે અમે ઉઠાવીશું. ” નવાબે તે વાત કબુલ રાખી ને કહ્યું “ તમારી નોકરી એ છે કે અમારી છાવણીમાં અનાજ પહોંચાડવું. ” નવાબે આવી જુનાગઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો. જામ પાદશાહી છાવણીમાં પોતાના વચન પ્રમાણે તાબડતોબ અનાજ પહોંચાડતો હતો. ત્રણ માસ પછી કિલ્લામાંનું લશ્કર શરણ થયું, અને કિલ્લાની કુંચી આપી નવાબને તાબે થયું.

આ અરસામાં નવાબને ખબર મળી કે સુલતાન મુઝફ્ફર જગત ગયો છે. તે હિંદુઓનું જાત્રાનું ધામ છે અને દરીઆના કિનારા પર આવેલું છે. નૌરંગખાન, મીરઝા અનવર તથા ગુજરખાનને નવાબે સુલતાન સામા મોકલ્યા. તેઓ જુનાગઢથી ઉતાવળી કૂચે નીકળ્યા અને જગત આવી પહોંચ્યા. ત્યાં તેઓને ખબર મળી કે સુલતાન ‘બેટ’ ગયો છે. જરા પણ થોભ્યા વગર જગતથી તેઓ બેટ ગયા. તેઓ ત્યાં પહોંચે તે પહેલાં બેટના ‘સીવા વાઘેલ’ ને પાદશાહના લશ્કરના આવવાની વાત પહોંચી ગઇ નથી તેણે

પોતાનું આખું ગામ ઉજ્જડ કર્યું અને સુલતાનને તેના જનાનખાના સાથે વહાણમાં બેસાડ્યો. પોતે પણ તેની પાછળ બીજા વહાણમાં પોતાના કુટુંબ કબીલા સાથે જવાનો વિચાર કર્યો. પણ પાણી થોડું હતું તેથી વહાણ હંકારવાનું તરતને માટે તેઓને મોકુફ રાખવું પડયું. તેઓ નિશ્ચિંતે બેઠા હતા કારણકે તેઓ એમ ધારતા હતા કે પાદશાહી લશ્કર આજે અત્રે આવી પહોંચશે નહિ. તે અરસામાં પાદશાહી લશ્કરના મોખરાને આવતું જોઇ તેઓએ સુલતાન મુઝફ્ફરને વહાણ ઉપરથી નીચે ઉતાર્યો અને સીવા વાઘેલે પોતાના થોડા રજપુતો તેની તહેનાતમાં આપી સુલતાનને ઘોડા પર સવાર કર્યો અને મોકલી દીધો. પોતાના પ્રયાસથી વાઘેલ વહાણ પર પહોંચી શકે યાતો બીજી જગ્યા પર ચાલ્યો જાય તે પહેલાં પાદશાહી લશ્કર આવી પહોંચ્યું. પોતાની સાંથે ચાળીશ પચાશ આદમી હતા, તેની સાથે દુશ્મનો સામે બહાદુરીથી લડયો પણ તે માર્યો ગયો, અને તેના માણસો તથા કુટુંબ કબીલો દુશ્મનોના હાથમાં પકડાયા. જ્યારે ભરતી આવી ત્યારે સુલતાનના જનાનખાના વાળું વહાણ આગળ ચાલ્યું. પાદશાહી લશ્કર જગતના રાજા સંગ્રામ વાઘેલની રાજ્યધાની 'રામરા' ગામ આગળ આવ્યું. રાજાએ નવાબ પાસે આવી કહ્યું "મને આપના થોડા માણસ આપો કે જેથી અમે વહાણમાં બેસી સુલતાન વાળા વહાણની પૂંઠ પકડીએ, અને જ્યાં તે ગયો હોય ત્યાંથી તેને પકડી લાવીએ કારણકે આ હદના બધા બેટા મારી હકુમત નીચે છે." તેની આ માગણી દગા ભરેલી હતી. તેનો વિચાર એવો હતો કે (પાદશાહી લશ્કરમાંથી) અહીંથી ચુનંદા માણસો વીણી કાઢી તેમને વહાણમાં બેસાડી લઇ જવા અને કોઇ ટાપુ પર તેમને ઉતારી, વહાણને સાથે લઇ જવા અને સીવા વાઘેલના કુટુંબ કબીલાના બદલામાં તેમને (શરીર બંધક) ત્યાં જામીન તરીકે રાખવા. પરવરદિગારે તેના ખરા વિચારનો અંદેશો નૌરંગખાનના હૃદયમાં પેદા કર્યો અને તેણે કહ્યું "સંગ્રામ આપણી સાથે રહેશે અને આ વહાણમાં તે પોતાના માણસોને મોકલશે." આ ખબર સાંભળી સંગ્રામ નાસી ગયો અને તેનો દગો ખુલ્લી રીતે જાહેર થયો. નૌરંગખાન તથા મીરઝા અનવર ત્યાંથી નીકળી જુનાગઢ તરફ આવ્યા.

ત્યાર પછી નવાબ મુસતતાબે મોરબી પર સવારી કરી અને જ્યારે મોરબી નજીકમાં તેણે પડાવ નાંખ્યો ત્યારે જામે આવી નવાબની ખીદમત ઉઠાવી. આ અરસામાં એવી ખબર મળી કે સુલતાન મુઝફ્ફરે ‘ ભારા ’ (બ્હારા) ( ભારમલનું ટુંકું નામ ) પાસે આશ્રય લીધો છે, અને તેણે પોતાની રાજ્યધાની ભૂજમાં તેને આશ્રય આપ્યો છે. નવાબે તે તરફ પોતાનું લશ્કર દોર્યું. જ્યારે આ ખબર ‘ બ્હારા ’ ને પડી ત્યારે તેણે પોતાના એલચીઓને મોકલી અરજ કરી “મારો મુલક વેરાન કરશો નહિ. હું સુલતાન મુઝફ્ફરને પકડી આપને સ્વાધીન કરીશ. ” અને પોતે જે કહ્યું હતું તે પ્રમાણે આખરે તેણે કર્યું. તેની વિગત નીચે મુજબ છેઃ—

ભૂજથી ૨૦ કોસ દૂર પહાડી મુલક છે અને ત્યાં ભારા ( બ્હારા ) એ સુલતાનને આશ્રય આપ્યો હતો. જ્યારે તેની સુલતાન મુઝફ્ફર તરફની નૈયત બદલાઇ ત્યારે તેણે નવાબના લશ્કરને બોલાવ્યું અને સુલતાનને પકડી તેમને સ્વાધીન કર્યો. આ લોકો સુલતાનને કેદી તરીકે લઈ મોરબી તરફ રવાના થયા. જ્યારે તેઓ ધ્રોલ કે જે ભૂજ ભારાની રાજ્યધાનીથી ૧૫ કોસ દૂર મોરબીના રસ્તા પર આવેલું છે ત્યાં પહોંચ્યા ત્યારે સુલતાન હાજત જવાનું કહી એક ખુણામાં ગયો અને આ નાસભાગમાં પોતાની પાસે પોતાના લેંઘામાં અસતરો રાખી મુકતો હતો તે બહાર કાઢયો અને પોતાના ગળા પર ફેરવ્યો, અને આ હલકી દુનીઆની મારઝુડમાંથી તેણે પોતાને છુટાપણું બક્ષ્યું. ( આ ફાની દુનીઆ છોડી ચાલ્યો ગયો ). આ બનાવ હિ. સન ૧૦૦૦ ( ઈ. સ. ૧૬૦૩) માં બન્યો.

આકાશ એક ચાળણી માફક છે. વધારે બકબક કરશો નહિ. નોશીરવાનનું માથું તથા પરવીઝના તાજ પણ એ ચારણીમાંથી ગળી પડયા છે. ( નોશીરવાન તથા પરવીઝ જેવા બહાદુર વીર રાજાઓ પણ તેના ભોગ થયા છે. )

જ્યારે મારી થાકેલી કલમ આ મજકુર ચોપડી લખવાના કામમાંથી પરવારી ત્યારે મારા દીલગીર હૃદયે મારા ગરીબ શરીરને કહ્યું “ તેં

આટલા બધા દુનીઆ છોડી ચાલ્યા ગયેલા પુરૂષોની તવારીખ (વૃતાંત) લખી અને તેમના ગુણુના ચહેરા પરનો બુરખો ખોલ્યો છે. હવે તું તારા પોતાને માટે કાંઇક લખ અને વૃતાંતના પાના પર તારા પોતાના થોડાક વિચાર દર્શાવ. ઘણા લાંબા વખત લગી તું આ ખેતરમાં પ્રયાણુ કરે છે, ને શું વાવ્યું અને તેમાંથી શું લણ્યું તેનું ધ્યાન કર.

દરેકને માટે તેં કવિતામાં થોડું થોડું બ્યાન કર્યું છે. હવે તારા પોતાને માટે પણુ એક મધુર ગાનું તારે ગાવું જોઇએ."

મારા હૃદયે કહ્યું "અભિલાષાના ક્ષેત્રમાં લાંબો વખત થયાં શાંતિનું બીજ હું વાવું છું પણુ પરમેશ્વરની મહેરબાનીની વૃષ્ટિ તેના પર થતી નથી. તેથી મેં જે રોપ્યું છે તે તે જમીનમાંથી ઉગી નીકળતું નથી. ઉંડા દરીઆમાં ગરક થયલાને પોતાની મહેરબાનીના આશ્રયથી બહાર કાઢે એવો કદરદાન માણુસ ક્યાં છે? સરાસર અજ્ઞાનપણાની ઝુંસરીમાંથી મારા જેવી હલકી વૃત્તિના પુરૂષને બહાર ખેંચી કાઢે એવી ઉચ્ચ પદવીનો વીર નર ક્યાં છે? અફસોસ! સદ હજાર અફસોસ! કે મારી અમૂલ્ય જીંદગી માટેનો પ્યાર પણુ મારા હૃદયમાંથી ભુસાઇ ગયો છે!

બેત.

મારા દીલમાં હવે સબુરી, જોર, ધર્મ તથા હૃદય કાંઇ પણુ રહ્યા નથી! અફસોસ! તેં તારી પોતાની જાતને માટે જે કર્યું છે તે બીજો કોણુ કરી શકે? મારા લોહીમાંથી અગ્નિ પ્રદિપ્ત થાય છે એટલુંજ નહિ પણુ મારા પાપને લીધે નર્ક પણુ વધારે જોરથી બળવા લાગે છે. (મારા પાપ એવા છે કે જ્યારે હું નર્કમાં જાઉં છું ત્યારે જો કે નર્ક ઘણુંજ ગરમ છે છતાં તે પણુ મારે લીધે વધારે સુસવાટથી બળવા લાગે છે)

હવે દિલાસાનું માથું નસીબ દેવીના ઉમરા પર મેં મુકયું છે અને મારી અશ્રુથી ભરેલી આંખમાંથી અશ્રુનો વર્ષાદ વરસાવું છું.

બેત.

અરે પાર વિનાના અશ્રુ અને અસર વિનાના નિસાસા! તમારી તરફથી મેં જે જે અભિલાષા રાખી હતી તે ફળીભૂત થઇ નહિ!

જો મને એમ ખબર પડે કે મારા આંસુ તારા પર કાંઇ પણ અસર કરી શકશે તો મારૂં આખું શરીર લોહી બની જાય અને મારી આંખમાંથી તે ટપકી બહાર નીકળે !

પથ્થર પર લીલું ઘાસ ઉગતું નથી ! તેમાં વર્ષાદની કસુર શી !

આ હકીકત દર્શાવવાની મતલબ તથા આ બોલવાનો હેતુ એ છે કે જ્યારે આ કિતાબ મોટા મોટા વક્તા તથા ચતુર વિદ્વાનોના વાંચવામાં આવે ત્યારે જે કાંઈ ભૂલ તેમની દૃષ્ટિએ પડે તેને માટે તેઓએ મને માફી બક્ષવી અને તે ભૂલ સુધારી ચોપડીની શોભામાં વૃદ્ધિ કરવી.



# પરિશિષ્ટ ઘ.

## ગુજરાતના સુલતાનની વંશાવળી.

સહારન. વજીહ–ઉલ-મુલ્ક.

ઝફરખાન.

(૨) મુઝફ્ફરખાન પહેલો.
જ. ૭૪૩. રા. ૮૧૦–૮૧૨.

તાતારખાન. (૧) મહમદશાહ પહેલો. રા. ૮૦૬.

(૩) અહમદશાહ પહેલો.
જ. ૭૯૩. રા. ૮૧૩—૮૪૫.

(૪) મહમદશાહ બીજો.
રા. ૮૪૫–૮૫૫.

(૬) દાઉદખાન.
રા. ૮૬૩.

(૫) જલાલખાન. કુતુબઉદ્દીન
જ. ૮૩૫. રા. ૮૫૫–૮૬૩.

(૭) ફતેહખાન. મહમૂદશાહ પહેલો.
જ. ૮૪૯. રાજ્ય. ૮૬૩–૯૧૭.

નાસિરખાન ફરૂખી (ખાનદેશ)
રા. ૮૦૧–૮૪૧.

(૮) ખલીલખાન–મુઝફ્ફરશાહ બીજો.
જ. ૮૮૦. રા. ૯૧૭–૯૩૨.

છોકરી=હસનખાન ફરૂખી.

રાજીરૂકૈયા=આદીલખાન ફરૂખી. રા. ૯૧૬–૯૨૬

(૯) સિકંદરશાહ.
રા. ૯૩૨.

(૧૧) બહાદુરશાહ.
જ. ૯૧૨ રા. ૯૩૨–૯૪૩.

લતિફખાન.
જ. ૯૩૩.

(૧૦) નાસિરખાન. મહમૂદશાહ બીજો.
જ. ૯૨૬. રા. ૯૩૨.

રાજીરૂકૈયે

(૧૩) મહમૂદશાહ ત્રીજો.
રા. ૯૪૩–૯૬૧.

(૧૨) મહમદશાહ ત્રીજો.
રા. ૯૪૩.

(૧૪) અહમદશાહ બીજો.
જ. ૯૪૯. રા. ૯૬૧–૯૬૮.

નાથુ (હબીબ)
(૧૫) મુઝફ્ફરશાહ ત્રીજો.
જ. ૯૫૫. રા. ૯૬૮–૯૮૦.
૯૯૧—૯૯૨.

અહમદશાહ બીજો અને મુઝફ્ફરશાહ ત્રીજો એ બે કોના વંશમાંથી ઉતરી આવેલા છે એ વિષે જુદા જુદા ઇતિહાસ લખનારાના મતમાં ફેર રહેલો છે.

# પારિશિષ્ટ ક.

## તઘલખ વંશની વંશાવળી.

- ગ્યાસુદ્દીન તઘલખ ૧૩૨૦–૧૩૨૪.
  - મહમદ તઘલખ ૧૩૨૪–૧૩૫૧.
- સીપાહસાલાર રજબ
  - ફિરોઝશાહ. ૧૩૫૧–૧૩૮૮.
    - ફતેહખાન.
      - ગ્યાસુદ્દીન તઘલખ બીજો. ૧૩૮૮ ( ૬ માસ)
      - નુસરતખાન. ૧૩૯૨–૧૩૯૯
    - ઝફરખાન નાસીરઉદ્દીન મહમદ ત્રીજો. ૧૩૮૯–૧૩૯૨.
      - અબુબકર ૧૩૮૮–૧૩૮૯ (નવ માસ)
      - હમાયુનખાન. અલાઉદ્દીન. ૧૩૯૨ (૪૩ દિવસ)
      - નાસીરઉદ્દીન મહમુદ. ૧૩૯૨–૧૪૧૨

# પરિશિષ્ટ અ.

## ગુજરાતના સુલતાનો.

| અનુક્રમ નંબર | નામ. | જન્મનું વર્ષ. | રાજ્ય. | કેટલું લાંબુ. |
|---|---|---|---|---|
| ૧ | મહમદશાહ પહેલો... | | હિ. સ. ૮૦૬<br>ઇ. સ. ૧૪૦૩ | બે માસ. |
| ૨ | મુઝફ્ફરશાહ પહેલો... | હિ. સ. ૭૪૩<br>ઇ. સ. ૧૩૪૨ | હિ. સ. ૮૧૦—૮૧૩<br>ઇ. સ. ૧૪૦૭–૧૪૧૦ | ત્રણ વર્ષ અને આઠ માસ. |
| ૩ | અહમદશાહ પહેલો... | હિ. સ. ૭૯૩<br>ઇ. સ. ૧૩૯૦ | હિ. સ. ૮૧૩—૮૪૫<br>ઇ. સ. ૧૪૧૦–૧૪૪૩ | બત્રીસ વર્ષ અને છ માસ. |
| ૪ | મહમદશાહ બીજો... | | હિ. સ. ૮૪૫—૮૫૫<br>ઇ. સ. ૧૪૪૩–૧૪૫૧ | નવ વર્ષ અને નવ માસ. |
| ૫ | કુતુબુદ્દીન. ... | હિ. સ. ૮૩૫<br>ઇ. સ. ૧૪૩૧ | હિ. સ. ૮૫૫—૮૬૩<br>ઇ. સ. ૧૪૫૧–૧૪૫૮ | આઠ વર્ષ અને છ માસ. |
| ૬ | દાઉદખાન. ... | | હિ. સ. ૮૬૩<br>ઇ. સ. ૧૪૫૮ | સાત દિવસ. |
| ૭ | મહમુદ બેગડો પહેલો. | હિ. સ. ૮૪૯<br>ઇ. સ. ૧૪૪૫ | હિ. સ. ૮૬૩—૯૧૭<br>ઇ. સ. ૧૪૫૮–૧૫૧૧ | ચોપન વર્ષ અને એક માસ. |
| ૮ | મુઝફ્ફરશાહ બીજો... | હિ. સ. ૮૮૦<br>ઇ. સ. ૧૪૭૫ | હિ. સ. ૯૧૭—૯૩૨<br>ઇ. સ. ૧૫૧૧–૧૫૨૫ | ચૌદ વર્ષ અને નવ માસ. |
| ૯ | સિકંદરશાહ. ... | | હિ. સ. ૯૩૨<br>ઇ. સ. ૧૫૨૫ | એક માસ અને સોલ દિવસ. |
| ૧૦ | મહમુદશાહ બીજો... | હિ. સ. ૯૨૬<br>ઇ. સ. ૧૫૧૯ | હિ. સ. ૯૩૨<br>ઇ. સ. ૧૫૨૫ | ચાર માસ. |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧ | બહાદુરશાહ. ... | હિ. સ. ૯૧૨<br>ઇ. સ. ૧૫૦૬ | હિ. સ. ૯૩૨—૯૪૩<br>ઇ. સ. ૧૫૨૬–૧૫૩૬ | અગિયાર વર્ષ અને ત્રણ માસ |
| ૧૨ | મહમદશાહ ત્રીજો... | | હિ. સ. ૯૪૩<br>ઇ. સ. ૧૫૩૬ | એક માસ અને બાર દિવસ. |
| ૧૩ | મહમુદશાહ ત્રીજો... | હિ. સ. ૯૩૨<br>ઇ. સ. ૧૫૨૫ | હિ. સ. ૯૪૩—૯૬૧<br>ઇ. સ. ૧૫૩૬–૧૫૫૩ | અરાઢ વર્ષ અને ત્રણ માસ. |
| ૧૪ | અહમદશાહ બીજો... | હિ. સ. ૯૪૯<br>ઇ. સ. ૧૫૪૨ | હિ. સ. ૯૬૧—૯૬૮<br>ઇ. સ. ૧૫૫૩–૧૫૬૦ | સાત વર્ષ અને પાંચ માસ. |
| ૧૫ | મુઝફ્ફરશાહ ત્રીજો... | હિ. સ. ૯૫૫<br>ઇ. સ. ૧૫૪૮ | હિ. સ. ૯૬૮—૯૮૦<br>ઇ. સ. ૧૫૬૦–૧૫૭૩ | બાર વર્ષ અને બે માસ. |
| | | | હિ. સ. ૯૯૧—૯૯૨<br>ઇ. સ. ૧૫૮૩–૧૫૮૪ | પાંચ માસ. |

૧. તારીખે અલફીનો લખનાર કહે છે કે મુઝફ્ફરશાહ પહેલો હિ. સ. ૮૧૪ માં ગુજરી ગયો. એણે આગલા વર્ષમાં ગાદી ત્યાગ કરી પોતાના પૌત્રને સોંપી હતી. એ સોંપ્યા પછી પાંચ માસ અને સોળ દિવસે એનું મરણ થયું હતું.

૨. ફિરિશ્તા લખે છે કે અહમદશાહ પહેલાનો જન્મ હિ. સ. ૭૯૪ માં થયો હતો.

૩. અહમદશાહ પહેલાના મરણ વિષે જુદા જુદા લખનારા જુદા જુદા વર્ષ આપે છે. મિરાતે સિકંદરી હિ. સ. ૮૪૫, તબકાતે અકબરી હિ. સ. ૮૪૬ અને ફિરિશ્તા હિ. સ. ૮૪૭.

૪. મિરાતે અહમદીમાં લખ્યું છે કે દાઉદખાને એક માસ અને સાત દિવસ રાજ્ય કર્યું.

૫. ફિરિશ્તા લખે છે કે મુઝફ્ફરશાહ બીજાનો જન્મ હિ. સ. ૮૭૫ માં થયો હતો.

૬. મિરાતે અહમદીમાં લખ્યું છે કે સિકંદરે બે મહિના અને ૧૬ દિવસ રાજ્ય કર્યું અને ફિરિશ્તા લખે છે કે સિકંદરે ત્રણ મહીના અને સત્તર દિવસ રાજ્ય કર્યું.

૭. મહમૂદ ત્રીજો હિ. સ. ૯૪૪ માં ગાદીએ બેઠો. ( ફિરિશ્તા અને તબકાતે અકબરી. )

૮. અહમદશાહ બીજો હિ. સ. ૯૬૯ માં મરી ગયો. (ફિરિશ્તા. )